# શબ્દ રચના

# શબ્દ સંગ્રહ



એક નજરે

**જન્મભૂમિ શબ્દવ્યૂહ**

પ્રારંભ

૧૮-૪-૧૯૩૬

સૌથી વધુ ઇનામો

રૂા. ૫૦૦૦

ઇનામો જીતનારાની સંખ્યા

૧૬૮૦૦

કુલ ઇનામો

રૂા. ૧,૦૬૫૦૦

# શબ્દરચના સર્વસંગ્રહ

સંપાદક

સેવંતીલાલ શાહ
B. Sc.

*

સંસ્કરણ

'જન્મભૂમિ' શબ્દ
વ્યૂહનાં સંપાદક

: પ્રકાશક :

જન્મભૂમિ શબ્દરચના હરિફાઈ વિભાગ
મુંબઈ

# શું અને ક્યાં ?




પહેલી આવૃત્તિ
મે ૧૯૪૧
**મૂલ્ય : ત્રણ રૂપિયા**

મુદ્રક : નાથાલાલ મ. શાહ
મુદ્રણસ્થાન : સ્વાધીન મુદ્રણાલય, રાણપુર
પ્રકાશક : વીરચંદ ભીખાભાઈ શેઠ
૧૩૮, મેડોઝ સ્ટ્રીટ, મુંબઈ

# શબ્દવ્યૂહના સંપાદકનો વાર્તાલાપ

આપણાં જીવનનાં દરેક ક્ષેત્રમાં સ્પર્ધા કે હરીફાઇ નજરે ચડે છે. નિર્દોષ તથા તંદુરસ્ત સ્પર્ધા આવકારદાયી તથા લાભદાયક છે. શાળાઓમાં શ્રેષ્ઠ નંબરે આવનાર બાળકને ઈનામો, ચંદ્રકો તથા પારિતોષિકો મળે છે. રમત ગમતનાં ક્ષેત્રમાં પણ શ્રેષ્ઠ આવનારને એજ રીતે ચંદ્રકો કે પારિતોષિકો મળે છે. પેઢીમાં, બેન્કમાં કે સરકારી નોકરીમાં સારૂ કામ કરે તેને બઢતી જલદી મળે છે.

*

એક રીતે તો જીવન એજ સ્પર્ધા છે. માનવીને તે વિના કોઈ પ્રેરણા કે જોમ મળતા નથી. એટલે આ જાતની હરીફાઇ જો યોગ્ય ધોરણે ચલાવવામાં આવે તો તેમાં તત્ત્વતઃ કાંઈ વાંધા ભર્યું હોતું નથી.

*

નિર્મળ, શુદ્ધ બુધ્ધિશાળી અને ઉત્તમ સિદ્ધાંતોને અનુસરીને ચલાવાતી હરીફાઈ એ બુદ્ધિ વિકાસનું, મનનાં આનંદનું તથા કંટાળા ભરેલા સમયને પસાર કરવાનું ઉત્તમ સાધન છે, તે ઉપરાંત તેમાં આર્થિક લાભની શકયતા પણ છે.

*

'જન્મભૂમિ' હરીફાઇએ પાંચ વર્ષો પૂરા કર્યાં છે. તે દરમ્યાન અનેક અનુભવો થયાં છે. આ હરીફાઇનાં સંચાલન દરમ્યાન માનવ સ્વભાવના અનેક પાસાઓનો મને પરિચય થયો છે. હરીફાઇની ટપાલથેલી એ મારો પ્રિય વિષય છે. તેથી અભણુ ને અણઓળખીતા, દૂરનાં ને નજીકનાં, વિદ્વાન અને સામાન્ય જ્ઞાન પામેલ હરીફોનાં દિલ સાથે અદૃશ્ય તારનાં દિલનાં જોડાણુ થાય છે.

આ ટપાલથેલી દ્વારા વેપારીઓ ને વકીલો, તબીબો ને અમલદારો, જમાદારો, ફોજદારો ને કારકુનો, વિદ્યાર્થીઓ ને બહેનોનો પરોક્ષ પરિચય થતો રહ્યો છે.

*

આ ટપાલથેલીમાં નીકળતાં પત્રોમાં પ્રશંસા હોય છે ને રોષ પણ હોય છે, શબ્દોના પુષ્પો હોય છે ને કટાર જેવાં કટાક્ષો પણ હોય છે, પ્રોત્સાહન હોય છે ને નિરાશ કરે તેવી ઝાટકણી પણ હોય છે.

*

હરીફાઇનાં સંપાદનનું કાર્ય રોમાંચથી ભરેલું છે એમ મને લાગ્યું છે. અનેક આશંકાઓ આશાઓ ને મહેચ્છાઓથી આ હરીફાઇનો પ્રારંભ કરવામાં આવેલો. આજે તેને સ્થાપી સ્વરૂપ મળે છે તે આનંદનો વિષય છે.

*

હરીફાઇનો આદર્શ ઘણો ઊંચો છે ને એ આદર્શે પહોંચવાનાં અમારા મનોરથ છે.

જે હરીફોએ આ હરીફાઈનાં વૃક્ષને વારી સિંચન કરી નિત્ય લીલું રાખ્યું છે તેમનો આભાર માનીને વિરમું છું. હું અનામી રહેવાનું પસંદ કરૂં છું ને તેથી....

જન્મભૂમિ શબ્દવ્યૂહનાં સંપાદકનાં વંદેમાતરમ્ સ્વીકારશો.

# સંપાદકીય

પ્રસ્તુત પુસ્તકને સંપાદન કરી વાચકવર્ગ સમક્ષ રજૂ કરતા મને અત્યંત હર્ષ ઉપજે છે. આ પુસ્તકની વસ્તુસંકલના તો છેલ્લા ચાર વર્ષથી મારા મનમાં રમી રહી હતી. પોતાની કલ્પનાઓને મૂર્તિમંત સ્વરૂપે રજૂ થતાં કોને આનંદ ન થાય !

'જન્મભૂમિ'એ શબ્દરચનાનું એક અંગ ઉમેરી ઘણાં વાચકોનો અનેરો ચાહ મેળવ્યો છે. 'જન્મભૂમિ'ની હરીફાઇ આજે બાલ્યાવસ્થા વટાવી રહી છે અને તે પસાર કરતાં તેને પોતાનો અમુક વર્ગ બનાવી લીધો છે. આ વર્ગમાંનો હું પણ એક છું. 'જન્મભૂમિ'એ જ્યારથી શબ્દરચના હરીફાઈ શરૂ કરી ત્યારથી જ મને તેમાં રસ ઉત્પન્ન થયો હતો અને તે એકજ કારણેઃ હરીફાઇ એ બુદ્ધિવિકાસનું મોટામાં મોટું સાધન છે.

હરીફાઈમાં રસ ઉત્પન્ન થતાં, તેને અંગે એક ઉકેલ કવર પ્રસિદ્ધ કર્યું અને આજે તે 'સન' કવર છેલ્લા ચાર વર્ષથી હરીફોને બુદ્ધિજન્ય ચર્ચાવડે વધુ રસ લેતા કરી રહ્યું છે. 'સન'ના વિકાસ સાથે હરીફાઇ અંગેનું સંપૂર્ણ સાહિત્ય પ્રગટ કરવાની ઈચ્છા હતી. તેના પ્રથમ પગથિયારૂપ 'એકાક્ષરી શબ્દકોષ' પ્રગટ થયો હતો, જેનો આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે. ત્યારબાદ 'અંત્યાક્ષરી શબ્દકોષ' અને 'અંકપાશ ગણિત' પ્રગટ કરવાની જાહેરાત ઘણો સમય થયાં 'સન'માં પ્રગટ કરી હતી, જે હજુ પૂર્ણ થઈ શકી નહોતી.

આમ પુસ્તકો પ્રગટ ન કરવા છતાં પણ હરીફાઇને અંગે સાહિત્ય સર્જનની તાલાવેલી ઘણીજ હતી. આ વાત મેં 'જન્મભૂમિ' શબ્દરચના હરીફાઇના સંપાદક સમક્ષ રજૂ કરી અને શબ્દવ્યૂહમાં આવેલી ચાવીઓ, તેના ઉકેલો અને ચર્ચાઓ સહિતનું એક પુસ્તક પ્રકાશન કરવાનું નક્કી કરી તેનું સંપાદન કાર્ય શરૂ કર્યું હતું. થોડા સમય બાદ 'જન્મભૂમિ' વ્યૂહના સંપાદકે 'આ ઉપરાંત બીજા વિભાગોનો પણ સમાવેશ કરી શકાય તો ઠીક' એ જાતનું સૂચન મને કર્યું. આ સૂચન ઉપયોગી તો હતું જ, અને એના પરિપાક રૂપે આ પુસ્તકમાં બીજા વિભાગો દાખલ કર્યા.

'અંકપાશ ગણિત' એ એક સળંગ લેખ છે. 'અંકપાશ ગણિત'ની આવશ્યકતા તો આજે પાશ્ચાત્ય હરીફોએ ઘણીજ આંકી છે. આ જાતનું ગુજરાતીમાં સાહિત્ય તો છે જ નહિ. આ આખોય વિભાગ ફક્ત એક જ નિયમ ઉપર લખવામાં આવ્યો છે. આ ઉપરાંત બીજા ઘણા નિયમોને અનુલક્ષીને આ પ્રકારના કોઠાઓ તૈયાર કરી શકાય, પણ પુસ્તકનું કદ;તેમજ બીજા અનેક કારણોને લીધે તેનો સમાવેશ અહીંઆ કર્યો નથી. આ ઉપરાંત 'સંપાદકના પત્રોની અગત્યની ચૂંટણી' અને માહિતી સૂચક લેખો પણ ઉપયોગી અંગ છે જ.

ઉત્તરાર્ધમાં ગુજરાતી ભાષાના તમામ પ્રચલિત શબ્દોનો શબ્દકોષ આપેલો છે. આ વિભાગમાં 'અંત્યાક્ષરી શબ્દકોષ' એ મહત્વનું અંગ છે. શરૂઆતનો અક્ષર ન આપ્યો હોય તો શબ્દો શોધવાની જે તકલીફ પડે છે તે તો અનુભવી જ જાણે ! આ વિભાગથી એ આખીયે વિટંબના દૂર થાય છે.

આમ આખાયે પુસ્તકનું પ્રથમ દૃષ્ટિનું અવલોકન પુસ્તકની ઉપયોગિતા બતાવે છે. આ ઉપરાંત સંપાદન કાર્યને અંગે મારે કંઇજ કહેવાનું નથી. પુસ્તક વાચકોની સમક્ષ જ છે અને તેના ગુણદોષની તુલના કરવાનું કાર્ય નિષ્ણાત હરીફોનું છે.

આ પુસ્તકનું સંપાદન કાર્ય મેં જેટલું કર્યું છે તેના કરતાં સંસ્કરણકર્તાનું કાર્ય વધુ છે. આ ઉપરાંત તેમની માયાભરી અને પ્રેમભરી દૃષ્ટિએ મને આ કાર્ય કરવામાં ઘણો જ ઉત્સુક રાખ્યો હતો, જેથી જ આ પુસ્તક સમયસર પ્રકાશન પામી શક્યું છે.

આ ઉપરાંત 'જન્મભૂમિ' હરીફાઇ વિભાગના કાર્યકરો અને રાણપુરના મુદ્રણ વિભાગના કાર્યકરોનો તેમની અત્યંત મદદ માટેનો હું ઋણી છું. અંતમાં હરીફોએ જે ધીરજ રાખી છે તે બદલ તેમની ક્ષમા માગું છું, અને ઊણપો વિષે લક્ષ ખેંચવા વિનંતિ છે કે જેથી ભવિષ્યમાં ઉપયોગી થઈ શકે.

સેવંતીલાલના વંદે માતરમ્

# સોનેરી સિદ્ધાંતો

૧. શબ્દવ્યૂહની રચના મુખ્યત્વે રાષ્ટ્રીય વિદ્યાપીઠે પ્રસિદ્ધ કરેલાં 'ગુજરાતી શબ્દકોશ' પરથી થાય છે. તે 'ઉપરાંત શબ્દકોશમાં ન હોય તેવા પરંતુ ખૂબ જ પ્રચલિત ને નિત્ય જીવનમાં વપરાતા એવા શબ્દોનો ઉપયોગ કરવામાં આવે છે, એટલે અજાણ્યા ને અપ્રચલિત શબ્દોનો સામાન્ય રીતે ઉપયોગ થતો નથી.

૨. ઉકેલ ભરવામાં હરીફો હ્રસ્વ દીર્ઘની ભૂલ કરે તો તે ભૂલ ગણાતી નથી, પરંતુ વ્યૂહની રચનાનાં શબ્દોમાં તો હ્રસ્વ દીર્ઘનો નિયમ પળાય છે.

૩. ઉકેલના શબ્દો શોધવાનો મુખ્ય આધાર ચાવીની રચના છે. વ્યાકરણ તરફ ધ્યાન રાખવામાં આવે છે, પરંતુ માત્ર વ્યાકરણને વળગી રહેવાથી જો ચાવીની રચના પ્રમાણે અર્થનો અનર્થ થતો હોય તો વ્યાકરણને ગૌણ ગણવામાં આવે છે.

૪. 'કેટલાક' 'બહુ' 'ઘણી વખત' 'કોઇક વખત' 'કેટલીક વખત' 'થોડા' 'ઝાઝા' આવા શબ્દોનો ઉપયોગ ચાવીની રચનામાં સૂચક હોય છે.

૫. કેટલીક વખત ચાવીની રચનામાં 'પણ' જેવો એક નાનકડો શબ્દ પણ ઉકેલનો નિર્દેશ કરે છે.

૬. ચાવીની રચના પ્રમાણે લાગુ પડતાં દેખાતાં એક જ અર્થવાળા બે શબ્દોની ભૂલ અપાતી નથી.

૭. અર્થ ફેર ન હોય તો 'ળ' ને બદલે 'લ' કે 'સ' ને બદલે 'શ' લખાયો હોય તો ભૂલ ગણાતી નથી.

૮. ઊભી અને આડી ચાવીનું જોડકું હરીફોને મદદકર્તા થઈ પડે છે. તે બાબતમાં એવો નિયમ છે કે જ્યારે એક ચાવીને લાગુ પડતા શબ્દો લગભગ સરખા હોય ને તેમની વચ્ચે પસંદગી કરવી અશક્ય લાગે ત્યારે એને જોડાએલી બીજી ચાવીની મદદ લઈને તે ચાવીની રચના મુજબ જે શબ્દ નક્કી થતો હોય તેના ઉપર જોડકાનો નિર્ણય કરવો.

# [૧] શબ્દવ્યૂહનો ઇતિહાસ

પત્રકારિત્વનાં વિકાસ સાથે અનેક નવાં નવાં ક્ષેત્રો શોધાયાં છે. માત્ર સમાચારો આપવા ઉપરાંત 'જ્ઞાન સાથે ગમ્મત' જેવાં શીર્ષક નીચે વાંચકોને ઘડી આનંદ અને મોજ આપે તેવાં લેખો અખબારોમાં દેખાવા લાગ્યાં. પત્રોનાં પ્રચારને ખૂબ જ વિસ્તૃત બનાવવા નવી નવી યોજનાઓ ઘડાઈ. કોઈ બુદ્ધિ પ્રધાન મનુષ્યે 'ઇનામી કોયડા' શોધ્યાં. એ રીતે વાંચકોને આકર્ષવામાં આવ્યાં.

ને તેમાંથી પત્રકાર જગતની 'હરીફાઇઓનો' જન્મ થયો. શરૂઆતમાં આ હરીફાઇઓ આપણે ત્યાં ઘણા ઉખાણા કે કોયડાં પ્રચલિત છે તે પ્રકારની હતી. તે પછી ચિત્રોની ને બીજી એવી હરીફાઇઓ ચાલી. 'એક શબ્દ એવો છે કે તેનો પહેલો અને બીજો અક્ષર લેતાં અમુક અર્થ થાય, ત્રીજો ને પહેલો લેતાં અમુક થાય, ને બીજો ને પાંચમો લેતાં ત્રીજો થાય તો તે શબ્દ કયો?' આવા પ્રકારનાં કોયડાં પણ રજૂ થયાં.

પરંતુ જાતજાતની આ હરીફાઈઓનો પ્રકાર વાંચકોનાં રસને દીર્ઘકાળ પર્યંત રોકી રાખે તેવો ન હતો. તેવી હરીફાઈની શોધમાં 'શબ્દવ્યૂહ'ની રચનાં થઈ. આ રચનાં પ્રથમ કોણે કરી તેની સાધારણ માહિતી મળતી નથી, પરંતુ સૌથી પ્રથમ તે અમેરિકામાં શોધાઈ એમ જણાય છે. ને અમેરીકામાંથી ઇંગ્લેંડમાં તેનો પ્રચાર વિજળી વેગે થયો ને લોકો તેની પાછળ મુગ્ધ બન્યાં.

વિદ્યાર્થીઓને તેમાં અનેરો રસ જણાવા લાગ્યો, સ્ત્રીઓને નવરાશનો સમય ગાળવાનું સાધન લાગ્યું, વૃદ્ધો, પેન્સનરો, નિવૃતો ને બેકારોને દિલનાં આશ્વાસન રૂપ તથા સમય વિતાવવાનો અપૂર્વ પ્રકાશ મળી ગયો.

ઇંગ્લેન્ડનાં 'ધી પીપલ' નામનાં દૈનિક અખબારમાં શબ્દરચના હરીફાઈ વિરાટ પાયા પર શરૂ થઈ ને તદ્દન નવોજ તૈયાર કરેલો બંગલો કે ઇમારત પ્રથમ ઇનામ જીતનારને ભેટ મળે તેવી યોજનાઓ એ પત્રમાં જાહેર થઈ. બીજાં અનેક અખબારોએ પણ આ જાતની હરીફાઈઓ અપનાવી લીધી.

હિંદમાં કેટલાંક દૈનિક અખબારોમાં ઇનામ વિનાની શબ્દરચનાનાં ચોરસ આવવા લાગ્યાં. આજે પણ 'ટાઇમ્સ' કે 'ઇવિનીંગ ન્યુઝ'માં તે દરરોજ આવે છે, પરંતુ જંગી ઇનામો આપવાનો પ્રારંભ 'ઇલ્યુસ્ટ્રેટડ વીકલી'એ કર્યો. એક જ વ્યૂહમાં કુલ ૫૦ હજારનાં ઇનામોની જાહેરાત કરી.

ગુજરાતીમાં શબ્દવ્યૂહ કાઢવાનો પ્રથમ યશ લીંબડીનાં એક યુવાનને ફાળે જાય છે. આજે એ યુવાન આ જગતમાં નથી. તેમણે પોતે અંગત પત્રિકાઓ કાઢીને આવી હરીફાઈ ચલાવેલી.

દૈનિક પત્રકારિત્વમાં 'જન્મભૂમિ'એ આવી હરીફાઈ આજસુધી આપી છે. બીજાં સાપ્તાહિકો તથા અન્ય પત્રોએ પણ તેમાં અખતરાં કર્યા છે.

હરીફાઇમાં રસ લેનારાઓ અને તેનાં નિષ્ણાતોનો મત છે કે સર્વ પ્રકારની હરીફાઈઓમાં શબ્દરચના કે શબ્દશોધનની હરીફાઈ શ્રેષ્ટ છે. વાંચકો તેનાથી કદી કંટાળતાં નથી. ને નિત્ય નવાં નવાં શબ્દો તથા નિત્ય નવી નવી ચાવીઓની રચનાં રસને સતત ને અખંડ જાળવી રાખે છે.

# [૨] શબ્દવ્યૂહનાં ભેદભરમો

## (૧) પ્રાથમિક પરિચય

હરીફાઈનો પ્રકારો વિધવિધ છે, પરંતુ શબ્દરચના કે શબ્દશોધન હરીફાઈ સતત રસ જાળવી શકે તેવી હરીફાઈ છે. તેમાં ચાવીની રચનાં અને શબ્દો, બંનેનું મનન કોઈ ગુપ્તચર પોતાના રહસ્યને ઉકેલવામાં જેવો રસ અનુભવે તેવો રસ અનુભવાય છે. શબ્દોની શોધ કરતાં ભાષાજ્ઞાન વધે છે. નવા નવા શબ્દો શોધાય છે અને બીજી અનેક જ્ઞાનભરી માહિતી સાંપડે છે.

શબ્દવ્યૂહનો સામાન્ય સ્વીકૃત પ્રકાર ચોરસ આકૃતિનો છે, પરંતુ લંબગોળ, અને અન્ય આકારોના શબ્દવ્યૂહો પણ રચી શકાય છે, જો કે તે પ્રકાર પ્રચલિત નથી.

શબ્દવ્યૂહની રચનાં એવી હોય છે કે બે, બે કે ચારખાનામાં એક શબ્દનાં બે કે ત્રણ અક્ષરો આપેલાં હોય છે ને બાકીનાં અક્ષરો શોધીને તમારે તે શબ્દ બનાવવાનો હોય છે. આ અક્ષર શોધવાથી કયો શબ્દ બને છે તે બતાવવા એક ચાવી રચવામાં આવે છે, જે શબ્દ શોધવામાં માર્ગદર્શક બને છે. દાખલા તરીકે 'ર–ક્ષે–' આમ પહેલાં અને ત્રીજા 'ર'અને 'ક્ષે' અક્ષરો આપ્યાં હોય અને બીજાં તથા ચોથા ખાનાનાં અક્ષરો શોધીને શબ્દ બનાવવાનો હોય તો તે માટે 'સમરભૂમિ' એમ ચાવીની રચનાં હોય એટલે 'રણક્ષેત્ર' શબ્દ બની જાય. ચાવી એ જેમ માર્ગદર્શક છે તેમ ને તાળો પણ મેળવી આપે છે.

આ ચોરસ હોઈને ઊભા તથા આડા ખાનાઓનો સંયોગ થઈ જાય છે ને તેથી એક બીજાનાં અક્ષરો મળતાં આવે છે. એકલાં આડાં કે એકલાં ઊભાં ખાનાનાં જ શબ્દો શોધવાની રચનાં પણ થઈ શકે પણ તે રચના સારી લાગતી નથી. એટલે ઊભાં તથા આડાં ખાનાનાં અક્ષરો જ્યાં જોડાઈ જાય ત્યાં પણ શબ્દો રચી શકાય તેવી ગોઠવણ કરવામાં જ શબ્દવ્યૂહનાં રચનારની કુશળતા સમાએલી છે.

## (૨) બે પ્રકારો

શબ્દચોરસ સામાન્ય રીતે ઊભા ૧૦ ને આડા ૧૦ કે આડા ૧૨×૧૨ ખાનાંઓનો બનેલો હોય છે ને તેમાં ૩૦ થી ૫૦ ચાવીઓ હોય છે.

ઉકેલ માટે બે પ્રકારની પદ્ધતિ હોય છે. એક પદ્ધતિ એ હોય છે કે ચાવીના જવાબ રૂપે માત્ર એક જ શબ્દ લાગુ પડતો દેખાય. બે શબ્દો ચાવીને લાગુ પડતાં દેખાય નહિ. 'લાગુ પડતાં દેખાય' એ શબ્દો ધ્યાનમાં રાખવાનાં છે, કારણ કે બન્ને પ્રકારમાં શબ્દ તો એક જ 'લાગુ પડે છે' પરંતુ બીજા પ્રકારમાં તો એક કરતાં વધુ શબ્દો લાગુ પડતાં દેખાય છે; જ્યારે પહેલા પ્રકારમાં એક જ શબ્દ લાગુ પડતો દેખાય છે.

પહેલા પ્રકારનાં શબ્દ ચોરસમાં ગમે તેવાં અજાણ્યાં કે અપ્રચલિત શબ્દો મૂકી શકાય છે, પણ તેનો ઉકેલ કે તે શબ્દો શબ્દકોષ વિના શોધી શકાતાં નથી. આ પ્રકારનાં વ્યૂહ પણ આકર્ષક નથી.

શબ્દવ્યૂહનો બીજો પ્રકાર ખૂબજ પ્રચલિત અને આકર્ષક છે. તેમાં પણ શબ્દો ઉપર મુજબ જ હોય છે, પરંતુ શબ્દોમાં ન આવેલાં અક્ષરોનાં ખાનાં એવાં હોય છે કે જેમાં એક

કરતાં વધારે અક્ષરો મૂકીને જુદા જુદા શબ્દો રચી શકાય. દા. ત. 'વિ–ય' માત્ર 'વિ' અને 'ય' વચ્ચેનાં ખાનામાં 'ન' પણ આવી શકે અને 'જ' પણ આવી શકે, ને 'વિનય' કે 'વિજય' શબ્દ બની શકે. હવે કયો શબ્દ હોઈ શકે તેનો આધાર આ શબ્દ નક્કી કરવા માટે આપેલી ચાવી તથા તેની રચના પર છે.

આ ચાવીઓના લખાણમાં એવા શબ્દોનો પ્રયોગ હોય છે કે જેથી ચાવીની રચના બે કે બેથી વધુ શબ્દોને બંધ બેસી શકે. સાથે સાથે ચાવીના અંતર્ગત અર્થમાં એકાદ એવો પણ શબ્દ હોય છે કે જેથી ચાવીને માટે તદ્દન બંધ બેસતો યોગ્ય શબ્દ શોધી શકાય.

આટલા પ્રાસ્તાવિક પછી ખ્યાલ આવશે કે શબ્દવ્યૂહના સાચા ઉકેલના શોધનકાર્ય માટે સાર્થ શબ્દકોષ અને ગુજરાતી ભાષાનું જ્ઞાન સારા પ્રમાણમાં હોવું જોઈએ.

## (૩) વ્યાખ્યાઓ

ચાવીઓ બે પ્રકારની હોય છે. કોઈ પણ પ્રકારના વ્યૂહોમાં ચાવીઓના બંધ બેસતા શબ્દો જોવાથી જણાશે કે અમુક ચાવીઓને ફક્ત એકજ શબ્દ બંધ બેસતો હોય છે. આ ચાવીઓને સંપાદકની અથવા શબ્દકોષની નિશ્ચિત ચાવીઓ (Compiler's Bankers or Dictionary Bankers) કહેવામાં આવે છે. આવી ચાવીને એક જ શબ્દ યોગ્ય હોવાથી આ પ્રકારની ચાવીમાં ભૂલ પડવાનો સંભવ નથી. વળી આવા પ્રકારની ચાવીઓનું ધોરણ પણ લગભગ દરેક વ્યૂહ પૂરતું નિશ્ચિત જ હોય છે. અમુક ચાવીઓને બે અથવા બેથી વધારે શબ્દો બંધ બેસતા હોય છે. આ ચાવીઓને વિકલ્પ અગર દ્વીઅર્થી અથવા અનેકાર્થી ચાવીઓ કહેવામાં આવે છે. આવી ચાવીઓનું પ્રમાણ હંમેશા વધારે હોય છે અને આ ચાવીઓમાં જ ભૂલ થાય છે.

આવી ભૂલ ખવરાવનારી ચાવીઓ પણ બે પ્રકારની હોય છે. ઘણા વ્યૂહોમાં અમુક ઊભી ચાવીની સાથે આડી ચાવી સંકળાએલી હોય છે એટલે કે ઊભી ચાવીની સાથે આડી ચાવીના એક અથવા એકથી વધારે અક્ષર સંકળાયેલા હોય છે અને આડી અને ઊભી ચાવીના શબ્દ શોધનમાં તે અક્ષર સામાન્ય રાખવો પડે છે. આવી રીતે એક યા એકથી વધુ અક્ષરને લીધે સંકળાયેલ એકજ આડી ચાવી અને એક જ ઊભી ચાવીના જોડાણને જોડકું (Interlocker) કહેવામાં આવે છે.

વળી કોઈ કોઈવાર વ્યૂહમાં એક આડી ચાવીના અક્ષર સાથે બે ઊભી ચાવીઓનો સંબંધ હોય છે અથવા એક ઊભી ચાવીના અક્ષર સાથે બે આડી ચાવીઓ સંબંધિત હોય છે. આમ એક યા બે અક્ષર સામાન્ય રાખી ત્રણ ચાવીઓ શોધવાની હોય છે. આ પ્રકારના સંબંધને ત્રેવડું (Triplet) કહેવામાં આવે છે.

## (૪) ભૂલોનું પ્રમાણ

સંપાદકની નિશ્ચિત ચાવીઓમાં શબ્દો બરાબર શોધ્યા હોય તો ભૂલો પડે નહિ. દ્વીઅર્થી ચાવીઓમાં એક ચાવી ખોટી પડવાના કારણે એક ભૂલ પડે છે; જ્યારે જોડકામાં બે ચાવીઓના સંબંધને લીધે બે ચાવીઓ ખોટી પડે છે અને આથી બે ભૂલો પડે છે. ત્રેવડામાં ત્રણ ચાવી જોડાએલી હોવાથી એકી સાથે ત્રણ ભૂલો પડે છે. ઘણી વખત દ્વીઅર્થી ચાવીના બે યા તેથી

વધુ બંધબેસતા શબ્દો ન જડવાથી આપણે તેને સંપાદકની નિશ્ચિત ચાવીના વિભાગમાં મૂકીએ છીએ પણ શબ્દકોષનો જો બરાબર ઉપયોગ કર્યો હોય તો આ પ્રકારની ભૂલ શબ્દ નહિ જડવાના કારણે ક્વચિતજ પડે છે. દ્વીઅર્થી ચાવીનો જો બરાબર અભ્યાસ કરવામાં આવે તો ચાવીમાં હંમેશા સાચા ઉકલને માટે નિર્દેશક શબ્દ હોય છે, એટલે એનો અર્થ એ નથી થતો કે ચાવીમાં નિર્દેશક એકજ શબ્દ હોય છે પણ ઘણી વખત બન્ને શબ્દો માટે બે બે નિર્દેશક શબ્દો પણ ચાવીમાં યોજાયેલા હોય છે. આમાંથી ખરો નિર્દેશક શબ્દ ચાવીના ઊંડા અભ્યાથી અથવા અનુભવથી જલ્દી હાથ લાગી જાય છે, અને આ નિર્દેશક શબ્દ ચાવીમાંથી મળ્યા પછી ચાવીનો ઉકલ સ્હેલાઇથી પકડી શકાય છે. આમ દ્વીઅર્થી ચાવીમાં નિર્દેશક જો શબ્દ પકડાતા ચાવી માટે પસંદગીનો નિશ્ચિત શબ્દ શોધી શકાય છે. દરેક પસંદગીના શબ્દો સાચા ઉકેલની પસંદગીના શબ્દો સાથે મળતાં ન જ આવે તો તે શબ્દોની એક એક ભૂલ મળે છે. વળી જોડકામાં તો નિર્દેશક શબ્દોનો આધાર બન્ને ચાવીઓ ઉપર હોઈ સાથે જ વિચારણા કરવાની હોવાથી ઘણી વખત નિર્દેશક શબ્દો હાથ આવી જાય છે અને બે ભૂલના મારમાંથી બચી શકાય છે. સાથે સાથે જો જોડકાંની ભૂલ પડે તો બે ભૂલો મળી જવાનો સંભવ રહે છે, માટે આ પ્રકારની ચાવીમાં જરાયે શંકા રહેતી હોય તો તે બન્ને જોડકાંને બે પ્રવેશપત્રોમાં જુદા જુદા ભરવા ઘણાજ હિતાવહ હોય છે. ઉપર પ્રમાણે ત્રેવડામાં પણ ત્રણ જ ભૂલો મળે અને આ ત્રણ ભૂલમાંથી બચવા ખાતર એક ત્રેવડાના શબ્દો એક પ્રવેશપત્રમાં અને બીજાના શબ્દો બીજા પ્રવેશપત્રમાં ભરવા, જેથી ત્રણ ભૂલનો માર સહન કરવો પડે નહિ.

## (૫) સાચો ઉકેલ

સાચો ઉકેલ સંપાદક અથવા એક કમિટી હંમેશા નક્કી કરે છે અને આ ઉકેલ અગાઉથી નક્કી કરી શીલબંધ કવરમાં રાખવામાં આવે છે.

હરિફને સાચા ઉકેલમાં આવવા માટે અગાઉ જણાવ્યા મુજબ ચાવીનું હાર્દ તપાસવા ઉપરાંત સંપાદક મંડળના અથવા તો સંપાદકના મનોભાવો જાણવા પણ આવશ્યક છે, અને આ મનોભાવો સાચા ઉકેલની તરફેણમાં પ્રગટ થતી દલીલોમાંથી જ જાણવા મળી શકે. આમ વ્યૂહ ઉપર છણાવટ કરતાં દરેક હરિફ સાચા ઉકેલની સાનિધ્યમાં પહોંચી શકવા સમર્થ થઈ શકે છે.

સંપાદકે અગર તો ખાસ કમિટીએ જે ઉકેલ નક્કી કર્યો હોય તે મુજબ જ પ્રવેશપત્રો તપાસાય છે ને તે ભૂલો અપાય છે. આ ઉકેલ કદી ફરી શકતો નથી. તે ન ફરે એજ હરીફો માટે મહત્વની વસ્તુ હોય છે.

સાચો ઉકેલ વ્યૂહનાં પ્રવેશપત્રો આવી ગયાં પછી બને તેટલો વહેલો પ્રકટ થાય છે ને તેથી હરીફો પોતાની કેટલી ભૂલો પડી તે નક્કી કરી શકે છે.

શબ્દવ્યૂહ એ રીતે એક જાતની ભૂલભૂલામણી છે ને તેમાં માનવીની બુદ્ધિ તથા જ્ઞાનની કસોટી થાય છે. દર વ્યૂહે નવાં નવાં શબ્દો અને નવી નવી ચાવીઓ હોઈને હરીફોનો રસ જળવાઈ રહે છે.

શબ્દવ્યૂહનાં રહસ્યને ભેદવા માટેનો મુખ્ય આધાર ચાવીની રચનાં છે, એટલે ચાવીમાં વપરાએલાં એકેએક શબ્દની શી અસર થાય છે તે જાણવું જોઈએ. તે ઉપરાંત ચાવીનાં રચયિતાના માનસનો પણ ખ્યાલ રાખ્યો હોય તથા દર વખતે ચાવીમાં શાં શાં છટકાં છે તે જાણ્યું હોય તો સાચો ઉકેલ જલ્દી જડે.

## (૬) થોડાં 'અક્ષરો'નો પરિચય

ચાવીઓમાં ઘણાં ભાગે સંખ્યાવાચક શબ્દો આવે છે, જેમકે:– 'ઘણાં' 'કેટલાંક' 'થોડાં' 'બહુ' 'કોઈક' 'અતિશય' 'મોટા ભાગનાં.' તે ઉપરાંત 'ઘણી વખત' 'કેટલીક વખત' 'કવચિત' જેવાં 'કદાચ' 'પણ' તથા 'સામાન્ય રીતે' અને પ્રશ્નાર્થ તથા આશ્ચર્યકારક ચિન્હો નો ઉપયોગ થાય છે.

આ બધાનો ખૂબ વિચાર કરવાનો હોય છે ને તેમાંથી સાચા ઉકેલનાં શબ્દનું સૂચન મળે છે. આ ઉપરાંત ચાવીમાં 'છે' 'લાગે છે' 'મનાય છે' જેવાં ક્રિયાપદનાં પ્રયોગો પણ વિચારવા જેવાં હોય છે.

## [૩] હરીફાઈનો કાયદો

આવકનું સાધન વધારવા મુંબઈ સરકારે હરીફાઈ પર કર નાખવાં માટે એક કાયદો પસાર કર્યો છે. એ કાયદાની સાદી રૂપરેખા નીચે મુજબ છે.

હરીફાઈ પર કર નાખવાનો નવો કાયદો એ ૧૯૩૯ ની સાલનો ૧૭મો કાયદો છે.

આ કાયદામાં કુલ ૨૪ કલમો છે.

તેમાં દરેક જાતની ઇનામી હરીફાઈ પર કર નાખવાની જોગવાઈ છે.

આ કર સેંકડે ૧૨ાા ટકા જેટલો હશે, પરંતુ તે કર ૨૫ ટકા સુધી પણ વધારવાની સરકારને સત્તા આપવામાં આવી છે.

આ કર દર ત્રણ મહિને વસૂલ થશે, એટલે કે દર ત્રણ મહિના દરમ્યાન જેટલી રકમ પ્રવેશ–ફી તરીકે આવી હોય તે પર આ કર વસૂલ થશે.

આવો કર ૩૦ દિવસમાં ભરવો પડશે. ન ભરાય તો કલેકટર બમણી રકમ વસૂલ કરી શકશે.

હરીફાઈ ચલાવનારે તે માટે લાઇસેન્સ લેવું પડશે ને તેની ફી દર વર્ષે રૂ. ૧૦) છે. કોઈ અખબાર હરીફાઇ ચલાવે તો તેના પ્રકાશકને હરીફાઇનો સંચાલક ગણવામાં આવશે.

લાઇસિન્સ વિના હરીફાઈ ચલાવનારને ત્રણ મહિનાની સજા થશે.

હરીફાઈનો હિસાબ કલેકટર નક્કી કરે તેમ રાખવો પડશે ને તે માટે કલેકટર ગમે ત્યારે ચોપડા તપાસી શકશે.

આપેલું લાઇસેન્સ રદ કરવાનો કલેકટરને હક્ક રહેશે.

સખાવતી હેતુસર ચાલતી હરીફાઇને તે કરમાંથી પ્રાંતિક સરકાર મુક્ત કરી શકશે.

આ પ્રમાણે લાઇસિન્સથી ચાલતી હરીફાઈ ગેરકાયદે ગણાશે નહિ ને પીનલ કોડની ૨૯૪ મી અ કલમ તેને લાગુ પડશે નહિ.

# [૪] હરીફાઇ મંડળની ચર્ચા

## [એક રસિક અહેવાલ]

હરીફાઈએ અમારૂં એટલું આકર્ષણ કર્યું છે કે અમે એક 'હરીફાઇ મંડળ' રચ્યું છે. બીજાં મંડળોની માફક આ મંડળને કોઇ બંધારણ નથી કે તેનું બંધારણ રચવા 'સભ્યો વધારવાની સત્તા સાથે' કોઈ કમિટી નીમવામાં આવી નથી. તેમજ 'હરીફાઇ મંડળ'ની સભા ભરવા માટેનાં કોઈ નીયમો પણ નથી.

પરંતુ સામાન્ય રીતે નવો વ્યૂહ શરૂ થાય ત્યારે, ઈનામો જીતનારાનાં નામો બહાર પડે ત્યારે તથા સાચા ઉકેલ વખતે અમારા મંડળની બેઠક મળે છે. આ ઉપરાંત 'ટપાલ થેલી' આવે ત્યારે પણ એકઠા મળીએ છીએ, પરંતુ સાચા ઉકેલને દિવસે તથા નવા વ્યૂહ વખતે તો બધાજ સભ્યો હાજર હોય છે.

અમારા મંડળના દશ સભ્યો છે. તેમાં ચાર બહેનો છે. એ બધાનાં નામ અને પીછાન આજે ને આજે આપવા ઇચ્છા નથી, પરંતુ ધીમે ધીમે કદાચ તમે તેઓને પીછાનતા થઈ જશો.

હરીફાઈ વિષેની અમારી ઇંતેજારી બે પ્રકારની હોય છે. એક તો સાચા ઉકેલમાં શું આવશે તેની તથા બીજા નવા વ્યૂહમાં શું હશે, કેવો હશે તેની.

સાચો ઉકેલ વાંચીને અમે કેવી ચર્ચા કરીએ છીએ તે તો દીપોત્સવી વ્યૂહની પ્રસિધ્ધી વખતે થયેલી બેઠકની વાત કરીશ.

વ્યૂહ જાહેર થતાં પહેલાં બે વાત વિષે અમે અટકળો કરીએ છીએ: એક તો ઇનામો કેટલાં ને કેવા હશે? ભેટો શી શી હશે? દર વખતે આ બાબતમાં એકાદ તો નવીન તત્વ 'જન્મભૂમિ'ની હરીફાઇમાં હોય છેજ એટલે તે વિષે ચર્ચા ચલાવીએ છીએ.

પરંતુ અમારા મંડળમાં ખરી સ્પર્ધા તો નવા વ્યૂહનો પહેલો શબ્દ શું હશે તે વિષે જ ચાલે છે.

શબ્દવ્યૂહના પ્રારંભથીજ અમે જોયું છે કે દરેક નવા શબ્દવ્યૂહનો પહેલો શબ્દ સૂચક તથા પ્રાસંગિક હોય છે. 'જવાહર' 'ગાંધીજી' 'હરીપુરા' 'ફૈઝપુર' 'સરદાર—નરીમાન' એ બધા પ્રથમ શબ્દો અમને યાદ છે. આ શબ્દો શું હશે તે બાબતની અગાઉથી કલ્પના કરવામાં એ શબ્દની પસંદગી પાછળ જે ધોરણ રહેલું હોય છે તે મદદ કરે છે. સામાન્ય રીતે કોઈ ચાલુ ને ખૂબ ચર્ચાતા પ્રશ્ન વિષેનોજ એ શબ્દ હોય છે ને એ રીતે અમારામાંની ઘણાંની કલ્પના સાચી પડી હતી.

આ નવા વ્યૂહમાં પહેલો શબ્દ શું હશે તે વિષે અમારે અંદરોઅંદર કલ્પનાની હરીફાઈ થઈ હતી, પરંતુ અમારા દશમાંથી નવ સભ્યોએ અગાઉથીજ કહી દીધું કે પહેલો શબ્દ 'દીપોત્સવી'જ હશે. પરંતુ ગયે વખતે પણ 'દીપોત્સવી' હોઈને આ વખતે કાંઇક ફેરફાર હશે એમ લાગતું હતું પણ શું ફેરફાર હશે તે અમે કલ્પી શકતા ન હતા.

પરંતુ આ પહેલા શબ્દની કલ્પના એ એક મજાનો વિષય છે.

આ પછી અમે ચાવીઓ તરફ ફર્યાં.

સૌથી પહેલાં તો દરેક સભ્ય પોતાની મેળે પોતાનાં મનથી ચાવીઓ વાંચી જાય છે ને શબ્દોની કલ્પના કરે છે.

નવા દીપોત્સવી વ્યૂહની ચાવીઓ અમે બધાં વાંચી ગયાં ને એ બધાના મુખ પર નજર કરી. તે વખતે ત્યાં હર્ષના કિરણો નહોતાં, ગંભીરતા હતી.

બધા ડોકું ધુણાવતા હતાં.

'અઘરો છે' ચંદુભાઈ બોલ્યા.

'મને પણ એમ લાગે છે' લલીતાએ સાથ પુરાવ્યો.

'પ્રથમ નજરે લાગે છે પરંતુ વાસ્તવિક તેમ નહિ હોય. ને મને બીજું કારણ લાગે છે. જો સામાન્ય ઉચ્ચકક્ષા ન હોય તો આટલા મોટા ઈનામો ખૂબ વહેચાઈ જાય ને હરીફોને સંગીન લાભ ન મળે.' ગોવીંદભાઈએ ખુલાસો આપવા પ્રયત્ન કર્યો.

'મને એ વાત વાજબી લાગે છે. આપણે મગજ જરા કસવું પડશે. તો પછી બે ભૂલમાં આવશું, તો પણ આજ સુધીમાં કેટલીક વખત થયેલ પહેલાં ઈનામની વહેંચણી જેવી રકમ મળી જશે. મને તો વ્યૂહ અઘરો હોય તે ગમે.' સુનંદાએ બધાને ઉત્તેજીત કર્યા.

'તમે ગમે તેમ કહેતા હો, મને તો આ વાત ગમતી નથી.' ચુનીલાલે સુનંદાને કહ્યું.

'તમને ન ગમે તેથી શું થઈ ગયું ?' સુનંદાએ જવાબ આપ્યો.

'આ થઈ ગયું' એમ કહેતા ચુનીલાલે તેના હાથ પર ચૂંટડી ખણી. સુનંદાએ ચીસ પાડી.

'ઊકેલ જડયો જડયો ! નાજૂક નારી 'ચીસ'નો આશ્રય લે છે.' રમણલાલ બોલી ઊઠયો.

'તમારી વાત ખોટી છે ને તે થોડા વખત પછીજ જણાશે.' એને મેં જવાબ આપ્યો.

'કરેલી ભૂલનો...કરવાનું' કેટલાકોને મુનાસબ લાગે છે—ચાલો કહો તમે શું પસંદ કરશો ? 'ઇકરાર' કે 'ઇનિકાર'

'ઈકરાર' બે જણા બોલી ઊઠયા. 'ઈનિકાર' બીજા બેએ પ્રતિઘોષ પાડયો.

'આપણે પહેલાં એમ કરીએ. દરેક ચાવીના શબ્દો માટે મત લઈએ. જ્યાં સરખા મત પડે તે ચાવી ચર્ચા માટે બાકી રાખવી. બાકીની નક્કી કરીએ એમ સૂચવ્યું.

બધાને ગમ્યું ને અમે મત લેવા માંડયા.

'બોલો 'માપણી' કે 'તાપણી ?'

'એ રીત ખોટી છે. આ તો જોડકું છે માટે ઊભા ચાવીનો મત પણ સાથે લ્યો.' એક સભ્યે સૂચના કરી.

'ઠીક આવો, બોલો 'પૂર્ણતા કે પૂર્ણિમા ?'

'બન્ને' એક જણ બોલ્યો.

'અરે એમ તે હોતું હશે ?' બીજો બોલ્યો. મતભેદ થયો ને અમે આગળ ચાલ્યા.

બોલો 'નાગ' કે 'નાશ' !

તો પછી 'નારી કેમ નહિ ?'

વળી મતભેદ ને એ વાત પડતી મુકાઈ.

ત્યારે હવે 'પત્રકાર' કે 'પડકાર' વચ્ચે તો સ્પષ્ટ મત પડશે પણ તે ન બન્યું. ૪ વી૦ ૪. બે તટસ્થ.

'ઝેર' કે 'વેર.'

'ઝેર' ત્રણ જણા બોલ્યા.

'વેર' બીજા ત્રણે પડકાર આપ્યો.

'આવા માણસો પર વિશ્વાસ મૂકવામાં સાધારણ રીતે સલામતી હોય છે' આ ચાવી તો સહેલી છે. 'જુના' કે 'દાના' એમાંથી એક શબ્દ સહેલાઈથી નક્કી થઈ શકશે. મેં કહ્યું પણ મારી ગણત્રી ખોટી પડી.

ઠીક હવે છેલ્લી ચાવી પર મત લઈએ.

'...એ જાડા માણસનું નજરે ચઢતું લક્ષણ છે.' બોલો શું લાગુ થશે?

'મેદ' લલીતા બોલી.

'ફાંદ' સુનંદા બોલી.

'કદ' હરીહરે સૂર પુરાવ્યો.

'તને તો અક્કલજ નથી' સુનંદાએ હરીહરને કહ્યું.

'તને તો 'ફાંદ યાદ આવે કારણ કે તારા પતિ ફાંદાળા છે,' હરીહરે ટાણો માર્યો. આથી સુનંદા ચીડાઈ બાપુ પછાડી ચાલી ગઈ.

'જોયું કે' મેં રમણલાલને ધબ્બો મારીને કહ્યું 'નાજૂક નારી 'રીસ'નો આશ્રય લે છે, 'ચીસ'નો નહિ.'

'તું ભલે 'રીસ' લખજે. હું તો 'ચીસ' લખીશ' રમણલાલે કહ્યું ને અમે બધા ફરીથી ચર્ચા કરવા માટેનો દિવસ નક્કી કરીને વીખરાયા.

## *[૫] ઈનામ મળે તો શું કરો?

જન્મભૂમિની દીવાળી વખતની હરીફાઈમાં મેં એક હજારની નોટ દીઠી. જોતાંની સાથે મારા મનમાં શું શું ભાવ જાગ્યા તે લખી શકાય તેમ નથી પણ તે મેળવવાની અતિ ઉત્કંઠા જાગી અને તેનું મુર્ત સ્વરૂપ એ આવ્યું કે મેં એકી સાથે ત્રણ પ્રવેશપત્રો ભરી રવાના કરી દીધાં.

પણ પરિણામ બહાર પડવાને—સાચો ઉકેલ બહાર પડવાને વાર હતી. એ જોડાણના દિવસો મને અનેક વિચારો જન્માવતા હતા. એક રાત્રે હું સુતો એ જ વિચારભર્યા માનસ સાથે:

મને જો એક હજાર રૂપિયા મળે તો શું કરૂં? અને હું નિંદ્રામાં પડયો.

મારા હાથમાં એક હજારની નોટ હતી. હું પહેલું ઈનામ જીત્યો હતો. તેજ હરીફાઈએ અર્પણ કરેલ વીસ રૂપિયાનું સોનાનું ઘડિયાળ મારે કાંડે ઝગારા મારી રહ્યું હતું.

કોઈ પણ વસ્તુની પ્રાપ્તિ માટેની તમન્નામાં જે ગૂંચવણ માનસ સેવે છે તે કરતાંએ વધારે ગૂંચવણ ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ પછીની મૂંઝવણ માણસને વિચારશૂન્ય કરી મુકે છે.

દીવાળીના દિવસો હતા. અનેક ગરીબોના ઘરના દીવાઓ હોલવી, નાની ઝૂંપડીઓને પણ અંધકારમય બનાવી શાહુકારોએ પોતાને આંગણે દીપાવલી પ્રગટાવી હતી. મજદુર બાળકના હાથમાંથી રોટલાના ટુકડા ઝૂંટવી મુડીદારોને આંગણે નવલવર્ષની મહેફીલો ઉડતી હતી. ગરીબોના રક્તનાં છેલ્લાં બિંદુઓ ચુસી તેઓ પાનથી પોતાના મુખને રક્તવર્ણું બનાવતા હતા. તેઓ અટ્ટહાસ્ય કરતા હતા. અનેકનાં હાસ્યને હરી લઈને તેમણે તેને ભેટ ધરી હતી, પરાધીનતા અને શોકની છાયાઓની.

---

* તમને પ્રથમ ઇનામ મળે તો તેનું શું કરો? એવો પ્રશ્ન હરીફોને એક વખત પૂછવામાં આવેલો. તેમાં ઇનામ મેળવેલા નિબંધો આહીં આપ્યાં છે.

આવા એક ગૃહસ્થ અમારી શેરીમાં મોટરમાં પધાર્યા.

જમના એક વિધવા બહેન હતી. તેના ઘરમાં તે, એક દીકરો અને એક દીકરી એમ ત્રણ જણ હતાં. પોતે મજૂરી કરી આ બે છોકરાનું પેટ ભરતી. ઘરમાં બે ચાર વાસણ અને ત્રણેક ફાટાતુટાં ગોદડાં એ તેની સાધન સામગ્રી; છતાંએ તે હમેશાં હસમુખી જણાતી. તેની આંખમાં આંસુ તો મેં કદીએ નથી દીઠાં. તેના નાના સરખા ઝૂંપડામાં તેની નાની દુનિયા સાથે રહેતી. માતા, પિતા, ધણી વગેરે બધાં મૃત આપ્તજનોનું સંભારણું તે માત્ર તેની ઝૂપડી અને બે બાલુડાં. તેમાં તે સુખેદુઃખે દિવસો કાઢતી. એક વિકટ પ્રસંગે તેને નાણાંની જરૂર પડી અને હરિપ્રસાદ શેઠ પાસેથી ઘર ગીરો મુકી લાવી. આજે હરિપ્રસાદ શેઠ તેને જ આંગણે આવ્યા હતા અને જમના તથા તેનાં બે બાળકને બહાર કાઢી ઘરને તાળુ મારતા હતા. જમનાની આંખમાં બોરબોર જેવડા આંસુ હતાં. તે કરગરતી હતી. માત્ર બે દિવસ થોભો હું ગેચાઈશ, ગમે તેમ કરીશ પણ તમારા પૈસા ભરપાઇ કરીશ. મારી ઝૂંપડી, ગરીબનો વીસામો લઈ લ્યોમાં. તેની કાકલુદી ગમે તેવા વજ્ર હૃદયના માણસને પણ પીગળાવી દે તેવી હતી. જમનાને મન તે ઝૂંપડી નહોતી. તેને તેના પથ્થરે પથ્થરામાં જીવ લાગતો હતો. તેમાં તે ખેલી હતી. તેનાં બાલુડાં ખેલતાં હતાં. ગરીબનો આધાર હતો. તેનું જીવન સર્વસ્વ હતું.

પણ તેનો આર્તનાદ હરિપ્રસાદ શેઠને સાંભળવાની ફુરસદ નહોતી. તેણે મોંમાંથી સીગારેટનો ધુમાડો કાઢી 'હવે જા જા રાંડ' તેમ ક્રૂર હાસ્યથી માત્ર એકવાર બોલ્યા અને તે બોલવાથી ખૂબ તકલીફ પડી હોય તેમ મોટરમાં આડા પડયા.

હું આ જોતો હતો. જમનાબહેન અમારી શેરીનું નાક હતી. મારો જીવ હતી.

મેં કહ્યું : કેટલા રૂપીઆ માગે છે ? તે લાંબો નીસાસો નાખી બોલી એ–ક–હ–જા–ર.

મને જાણે કંઈ કંઈ થઈ ગયું. મેં ગજવામાંથી નોટ લીધી, જોઈ, ચુમી. હું કૂદયો અને પેલા શેઠના હાથમાં મુકી દીધી. હું દોડી મારા ઘરમાં ભરાઈ ગયો.

*   *   *

'આ મેં શુ કર્યું ?'

'હવે કંઈ નથી કર્યું. ઉઠો સવાર થઈ ગયું.' મારાં પત્નીએ મને ઢંઢોળતાં કહ્યું.

હજુ પણ જ્યારે જ્યારે એ જમના બહેનના ઘર પાસેથી નીકળું છું ત્યારે ત્યારે મારાથી હસી જવાય છે. અને તરત જ હાસ્ય છુપાવવા મોઢા આડો રૂમાલ ધરી દઉં છું.

## (૨)

૧. મારા ગામમાં અત્યંજોનાં દશ ઘર છે પણ તેમને રહેવાની અગવડ હોવાથી એક કુટુંબ એક ઓરડીમાં રહી શકે તેવી અગીઆર ઓરડીઓ બંધાવીશ, અને તેના ઉપર મારી માલિકી રહેશે, પરંતુ તે અત્યંજોને ભાડે આપી ભાડુ દર માસે રૂા. ૧) મુજબ લઈશ.

૨. ઉપર જણાવેલી અગીઆર ઓરડી પૈકી દશ ભાડે આપતાં એક બાકી રહેશે તેમાં તેમનાં બાળકો માટે કેળવણી આપવા (ભવિષ્યના પગારની ચિંતા રાખ્યા વગર) દર માસે રૂા. ૧૦) ના પગારથી તેમની જ કોમનો એક શિક્ષક રાખીશ. અને તે ઉપર મારી પુરતી દેખરેખ રહેશે.

અ. કલમ ૧ માં જણાવેલું ઓરડીઓનું ભાડું દર વરસે રૂ. ૧૨૦) આવશે. તેમાંથી અર્ધા રૂપીઆ શિક્ષણનાં સાહિત્યો, તેમ જ શિક્ષણ લેતાં બાળકોનાં કપડાં વગેરે ખાતે વાપરીશ, અને બાકીની રકમ કીર્તિવંત પેઢીમાં વ્યાજે મુકાતી જશે. આ ભેગી થયેલી રકમ ભવિષ્યમાં તેમના જ ઉત્તેજનાર્થે વાપરીશ.

૩. આ ઓરડીઓ નજીક પણ ખૂલ્લી જગામાં ગંદકી અને મચ્છરનો ઉપદ્રવ થાય નહિ તેવી જગાએ એક કૂવો ખોદાવી આપી તેમનું પાણીનું દુઃખ કાયમ માટે ભાંગીશ.

૪. હરીજનોનો ધંધો સાધનો વગર તુટી પડયો હોવાથી તેમની કોમના બે આગેવાનોની સલાહ લઈ, તેમને જોઈતાં સાધનો ધર્માદા આપી ધંધાને ઉતેજન આપીશ.

૫. મારું ગામ નાનું છે છતાં રસ્તાઓ સુધારવા તથા સાફસુફ રાખવા અને જોઈતી સ્વચ્છતા જાળવવા એક ભંગી નોકર રાખીશ અને આ અનામત રકમમાંથી તે નોકરને દર માસે પગાર આપતો રહીશ.

૬. ગરીબ ખેડૂતોને ખેતીનાં સાધનો અને બળદ આપવા તેમજ તેમની (બળદની) ઓલાદ સુધારવા માટે આ રકમ વાપરવામાં આવશે.

૭. એક દૈનીક અને બીજા અઠવાડિક વર્તમાનપત્રો તથા પુસ્તકો મંગાવી લાયબ્રેરીમાં બીનશરતે ભેટ આપીશ.

૮. ગરીબ કોમના માણસો માટે કવીનાઇન જેવી સાધારણ દવાઓ રાખી વખતો વખત ધર્માદા આપીશ.

૯. મારા ગામની ધર્મશાળા જીર્ણ થઈ ગએલી હોવાથી નિરૂપયોગી પડી છે. તેને દુરસ્ત કરાવીશ પણ એટલો હક રાખીશ કે કોઈને સારા યા નરસા પ્રસંગે જરૂર પડયે તેનો ઉપયોગ કરે તો રોજનું રૂા. ૨) બે મુજબ ભાડુ લઈશ. અને ભાડાની આવેલી રકમ પેટા કલમ અ. માં જણાવ્યા પ્રમાણે ઇલાયદા ફંડ ખાતે જમા મુકીશ અને તે રકમ વાપરવા માટે ગામના પંચનો નિર્ણય છેવટનો હશે.

૧૦. ઘણા ગરીબો ભુખમરાથી પોતાની ગાયો નજીવી કિંમતમાં કસાઇઓને વેચી નાખે છે તે છોડાવવા માટે આ રકમ શિલક રાખવામાં આવે છે પણ વખતો વખત છોડાવેલી ગાયો ધર્માદા કે ગૌશાળામાં બીન શરતે આપી દઈશ.

૧૧. એક ગરીબ કુટુંબનો અગ્રેસર આંધળો થઇ જવાથી તેનું કુટુંબ ભૂખે રવડે છે. તેથી તે આંધળાને બહારગામ લઈ જઈ દવા કરાવીશ અને દેખતો થશે એટલે મજૂરી કરી પોતાના કુટુંબને પોષણ આપશે તો તે આશીર્વાદ રૂપ છે.

૧૨. ગામની નિશાળને તથા મુસાફરો સંતોષાય તેવી જગાએ પરબ બેસાડીશ.

૧૩. દુષ્કાળ પીડિત ફંડ અને મહાસભાના અધીવેશન ફંડ માટે આ રકમ રાષ્ટ્રપતિને મોકલી આપીશ અને સાથે સાથે મહાસભાના કાર્યો સમજાવવા ગામની જનતાને ભાષણ આપીશ.

# શબ્દરચના સર્વસંગ્રહ

## વિભાગ બીજો

'જન્મભૂમિ' વ્યૂહ નં. ૧ થી ૩૬
સુધીની ચાવીઓ, ચાવીને બંધબેસ્તા
શબ્દો અને સાચા ઉકેલના શબ્દો.

# * શબ્દવ્યૂહના ઇનામો *

## કયા કયા ગામે પહોંચ્યા છે?

| | | | | |
|---|---|---|---|---|
| મુંબઈ | કચ્છ માંડવી | ઉમરાવતી | મેથાણ | તુંબડી |
| અમદાવાદ | સખડી | મુનસાડ | મહુડી | નવાપુર |
| ભાવનગર | ખેરવા | મુળી | ચલાલા | નારોલ |
| જૂનાગઢ | માધવપુર | જંબુસર | બાંટવા | કડાણા |
| વડોદરા | રાજપીપળા | લીલીયા મોટા | સાળંગપુર | કેડારી |
| રાજકોટ | વળા | ઝરીઆ | હીંમતનગર | કપડવણજ |
| સુરત | માંગરોલ | સરાર | કોઠા | લીંચ |
| જમશેદપુર | કેશોદ | કડી | અમલનેર | સેલુ |
| વીરમગામ | હળવદ | વાવ | જેતાણા | લીંબડા |
| જામનગર | ગોધરા | નવાગોવા | ઝબુડીઆ | ધોળા |
| ધ્રાંગધ્રા | ખેરાળી | માંગરોલ | ખીરસરા રોડ | અમલસાડ |
| કરાંચી | વાંકાનેર | રાજુલા | થરાદ | ભોસાલી |
| કલકત્તા | લુણાસર | સિદ્ધપુર | નાગપુર | શહેરા |
| ભરૂચ | પાળીઆદ | પાચોરા | નવસારી | સુણાવ |
| રતલામ | કરજણ | ધારી | દ્વારકા | સીરોહી |
| કલીકટ | ચાણસમા | દેઉસણા | હડીયાણા | પલસાણા |
| વેરાવળ | કલોલ | ચેલા | બાવળા | ગાના |
| માણસા | લખતર | બગસરા | કઠોર | ગણદેવી |
| પુના | લીંબડી | ચંદાનગર | વડવા | ગોલવાડ |
| નડીઆદ | વઢવાણ | વાલુકડ | કરકથળ | તલસાણા |
| પાટણ | વઢવાણ કેમ્પ | ઉના | પઢેંરકવડા | નાશીક |
| ચીખલી | રાણપુર | બામણસા | પાલણપુર | પરજાઉ |
| ચીત્તળ | જોરાવરનગર | કુંભારીઆ | માધવપુર | બેટાસી |
| રંગુન | જંત્રાલ | ઈંદોર | ચીત્રાસણી | વંથલીસોરઠ |
| ખારાઘોડા | લાલપુર | અંકલેશ્વર | બીજાપુર | વંડી |
| ગઢડા | દાહોદ | હાંસોટ | માવલ | પ્રભાસપાટણ |
| કાલોલ | મહુવા | હણુખી | રાજપીપળા | રોહીસા |
| જસદણ | આદેની | રનાલા | વાડજ | નીશાળીઆ |
| ગદગ | અસલાલી | નાગોર | જાસપુર | છોટાઉદેપુર |
| પારડી | નંદરબાર | ઈસોડા | ઊંઝા | ઝર |
| આણંદ | માળીયાહાટીના | ઈરોડ | ધર્મજ | ધુંટેલી |
| ખેડા | ઉમેટા | ઓડ | ડેડાણ | ગુંદીઆળા |
| પાલીતાણા | આંકલાવ | માંડલ | કાછીયાવાડી | જલગાંવ |
| બોટાદ | વાસદ | સીકંદ્રાબાદ | કથારીઆ | બીલાપુર |
| સેજવાડ | વલસાડ | ભચાઉ | રયણખાડ | વડનગર |
| ભુજ કચ્છ | રામપુરા | હળધરવાસ | બાહીગામ | વાવલી |
| મુંદ્રા | ફ્રીલેન્ડગંજ (આફ્રીકા) | કમળેજ | નારણપુર | |

# શબ્દવ્યૂહ નં. ૧

શરૂ તા. ૧૮-૪-૩૬
બંધ તા. ૨૦-૫-૩૬

## ચાવીઓ આડી

૧ આ વર્ષના રાષ્ટ્રપતિ. (**જવાહર**)
૬ જહાજનો ઉપરી. (**નૌકાપતિ**)
૧૦ કાશી, જગન્નાથપુરી, દ્વારકા જેવાં સ્થળોનો મુસાફર. (**યાત્રાળુ**)
૧૧ વાસ્તવિક કે યોગ્ય. (**યથાર્થ**)
*૧૨ એનો અર્થ ભોજન આપવું એમ થાય છે. (**ધરાવવું**, ચરાવવું)[1]
૧૩ એ લાગે છે ત્યારે બધું ભસ્મીભૂત બને છે. (**દવ**)
૧૪ સાપને રમાડનારો. (**મદારી**)
૧૫ લોકગીતમાં વાણિયણને...કહી છે. (**વેલડી**)
૧૭ આ અક્ષરો આડાઅવળા છે તેને બરોબર ગોઠવો તો "મદારીગત" શબ્દ વંચાશે. (**રીદા ગમત**)
૧૮ નાશી જતાં ચોરનો...પકડવામાં આવે છે. (**પીછો**)
૨૦ કવિઓ નારીને...કહે છે. (**કોમલાંગી**)
૨૧ બીહામણું. (**કરાલ**)
૨૪ નાણાં વિના એની વ્યવસ્થા અશક્ય છે. (**દુકાન**, **મકાન**)
૨૬ આ હરિફાઈમાં તમે વિજયી બનશો તો આ સંસ્થાના પ્રાણવાન પુસ્તકોથી તમે નાનકડું પુસ્તકાલય બનાવી શકશો. (**સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર**)
૨૯ રોકડા. (**નગદ**)
*૩૦ કપડાનાં લીરા. (**ચિંદરડા**, ચિંથરડા)
*૩૨ એની ઝંખના કેવી હોય છે તે તો અનુભવી હોય તેજ જાણી શકે. (**વેતન**)
૩૩ કેટલાક માનવીના સ્વભાવમાં હોય છે. (**તીખાશ**)
૩૪ હિંદુ સમાજમાં ઘણાં નજરે પડે છે. (**કજોડાં**)
૩૫ હિંદુસ્તાનમાંથી અફઘાનીસ્તાન જવાનો રસ્તો. (**ખયબર**)

## ચાવીઓ ઊભી

*૧ જલમાંથી જન્મીને અંતે જલરૂપ બને છે. (**જલધર**, જલચર)[1]
૨ ગ્રીષ્મમાં...પ્રમોદ આપે છે. (**વાયરા**)
૩ દરેક વખત.... (**હરવખત**)

---

**નોંધ :—**

૧ ચાવીઓની સામે જ્યાં * ચિન્હ કરવામાં આવ્યું છે તે ચાવીઓ ઉપરની ચર્ચા આગળ ચર્ચાના વિભાગમાં આપવામાં આવી છે.

૨ દરેક ચાવીને લાગુ પડતા આપેલા શબ્દોમાં જ્યાં જ્યાં આડી તથા ઉભી ચાવીઓ એક બીજા સાથે સંકળાયેલી છે ત્યાં ત્યાં આડી તથા ઉભી ચાવીઓનો સંબંધ બતાવવા ૧, ૨, ૩ એમ સંજ્ઞા મુકી છે. આ ચાવીઓ જોડકાંમાં યા ત્રેવડાંમાં જોડાયેલી છે એમ સમજવું.

દા. ત. વ્યૂહ નં. **૧**માં આડી ચાવી નં. **૧૨** તથા ઉભી ચાવી નં ૧ જોડકામાં છે માટે તે બંન્ને ચાવીના ઉકેલના શબ્દો પર **૧** એમ સંજ્ઞા મૂકી છે.

૩ સાચા ઉકેલમાં આવેલાં શબ્દો લાગુ પડતા શબ્દોમાં કાળા ટાઇપમાં છાપ્યા છે.

*૪ પરવશ, નીરાધાર ને લાચાર બનેલાં માનવીને ઘણી વખત...પડે છે. **(રગવું**, રડવું)

૫ ... સારી હોય તો એનું દર્શન દીલને રંજન કરે છે. (**ચિત્રાવલી**, પત્રાવલી)

૭ સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે હિંદે આ ચળવળનો પ્રયોગ કર્યો હતો. **(કાયદાભંગ)**

૮ જીવનનાં તેર વર્ષ માનવી આમાં કાઢે છે એમ ગણત્રી થઈ છે. **(પથારી)**

૯ અહીં કરેલું પાપ વજ્રલેપ થાય છે એમ શાસ્ત્રનું વચન છે. **(તીર્થ)**

૧૦ એ વંશમાં શ્રીકૃષ્ણનો જન્મ થયો હતો. **(યાદવ)**

૧૪ પ્રતિનિધિ ચૂંટવાનો જેને હક્ક હોય છે. **(મતદાર)**

*૧૬ રાજકારણમાં કેટલાંક સિદ્ધાંતહીન વિરોધીઓ કેટલીક વખતે એક બીજાની...તોડી પાડવામાં વડાઈ લે છે. (**પત**, મત, જીત, વાત)

૧૯ ' દી વાળે તે દીકરા ને છો કરે તે ' ... '. **(છોકરા)**

૨૦ મુંબઈ જેવાં શહેરમાં મોટે ભાગે રસોઈ કરવા વપરાય છે. **(કોલસા)**

*૨૨ ઘણીખરી પ્રજાઓ એને પોષણ આપવા પ્રયત્ન કરે છે. (**રાષ્ટ્રસંઘ**, રાષ્ટ્રવાદ, રાષ્ટ્રભાષા)

૨૩ એની લોકપ્રિયતા ઘટતી જાય છે? **(ખાદીભંડાર)**

૨૫ લોકગીતોમાં પતિ માટે વપરાતો આ શબ્દ આકર્ષક છે. **(નણદલવીર)**

૨૬ હિંદુ સમાજમાં...નારી ભાગ્યશાળી ગણાય છે. **(સૌભાગ્યવંતી)**

૨૭ ...ના શબ્દો અવગણવા તે વિપરીત બુદ્ધીની નિશાની છે. **(હિતચિંતક)**

*૨૮ એનો નાદ કેટલીક વખત ભયપ્રેરક બને છે. (**મંજાર**, મંદિર)

૨૯ આ અવગુણ કેટલીક વખત લાભકારક નીવડે છે. (**નફ્ફટાઇ**, નબળાઈ)

૩૧ અતિ વિસ્તારવાળી...એના જન્મદાતાને ઘણી વખત શોભા આપે છે. **(શાખા)**

# શબ્દવ્યૂહ નં. ૨

શરૂ તા. ૨૭-૫-૩૬
બંધ તા. ૨૭-૬-૩૬

## ચાવીઓ આડી

૧ આ પુરુષે ભારતવર્ષમાં નવા યુગની સ્થાપના કરી છે. **(મહાત્મા મોહનદાસ ગાંધી)**

૭ બળ. **(જોર)**

૮ પુરુષ **(નર)**

૯ મકાન...ની લોભવૃત્તિથી ભાડુતો હવે ત્રાસી ગયા છે. **(માલીક)**

૧૧ ફાલતું. **(ફાજલ)**

૧૩ સમજુ માણસો વિના કારણે બતાવતાં નથી. **(હઠીલાપણું)**

૧૪ મોટા મેળામાં કે વિપુલ જનસમુદાયમાં બાળકો કેટલીક વખત ...છે. **(ખોવાઈ જાય)**

૧૬ આ અક્ષરોથી એકે અર્થવાળો શબ્દ બનતો નથી. **(રોબી)**

૧૭ ઘેટાના દેહ પરથી ઊતરે છે. **(ઉન)**

૧૯ આ હરીફાઇમાં તમારા જવાબો તદ્દન...પડે તો તમારો સીતારો ચમકતો છે એમ માનશો. (ખરા)

૨૦ બંગાળનાં...ઓનો પ્રશ્ન દેશભક્ત હિંદીઓને વજ્રની જેમ સાલે છે. (નજરકેદી)

૨૩ પારકી...માં ન પડવું એમ ડાહ્યા માણસોનું કહેવું છે (પંચાત)

*૨૬ ઋણ કરીને પણ...પીવું એમ ચાર્વાકનો મત છે. (ઘી, ભૂ)

૨૭ જુલમી રાજા હમેશાં...ના ભયમાં રહે છે. (ફીતુર)

*૨૮ નઠારા ને એદી માણસોને...થી કશો ફાયદો થતો નથી. (જમાડવા,જગાડવા)

૨૯ સાધુ પુરુષો કહે છે કે ભોગ વિલાસ-માંથી જન્મતો આનંદ...હોય છે. (ક્ષણજીવી)

## ચાવીઓ ઊભી

૨ બીરબલની...ની અનેક રસિક વાતો લોકોમાં પ્રચલીત છે. (હાજરજવાબી)

*૩ વિયોગી પ્રેમીઓને...નો નાદ વિહ્વળ કરી મૂકે છે. (મોરલા, મોરલી)

૪ શ્રીકૃષ્ણની....એ અનેક કવિઓને કાવ્યો રચવા માટે સાધન પૂરું પાડેલ છે. (દાણલીલા)

૫ ચલમમાં એને પીવાથી નશો ચઢે છે. (ગાંજો)

૬ "...નાં ફળ મીઠાં છે" એવી ગુજરાતી કહેવત છે. (ધીરજ)

૮ મૂડીવાદીઓની બેસુમાર....નાબૂદ કરવાનો સમાજવાદનો આશય છે. (નફાખોરી)

૯ માબાપનાં ખરાબ વર્તનની....અસર બાળકો પર થાય છે. (માઠી)

*૧૦ યુદ્ધમાં....જ સફળતા મેળવે છે એમ ઘણા મુત્સદ્દીઓ માનતા આવ્યા છે. (કપટી, કપટ)

૧૨ આપેલી ચીજ પાછી....લેવી તે સજ્જન પુરુષનું ભૂષણ નથી. (લઇ)

૧૩ અશ્વ. (હય)

૧૫ ગમે તેવી...કરવા છતાં જીર્ણ મકાન પહેલાં જેવું થતું નથી. (મરામત, કરામત)

૧૭ આ વ્યુહનો સાચો...સીલબંધ કવરમાં સાચવવામાં આવ્યો છે. (ઉકેલ)

૧૮ જળ ભરી...હોય તો આંખને ગમે છે. (નદી)

*૨૧ હજુ સુધી એને કોઈ જીતી શક્યું નથી. (જગ, જમ, જય, જરા)

*૨૨ સાચા દીલના માનવીઓ...ને પૂર્ણ કર્યા પછી જ જંપે છે. (ફરજ, કરજ, કારજ)

૨૩ સામાન્ય રીતે શિક્ષકને માટે પ્રચ-લિત બનેલા આ શબ્દનો અર્થ વેદીઓ થાય છે. (પંતુજી)

૨૪ ગામડાઓમાં મુખીઓની ગાયોને ભરવાડોએ મફત...પડે છે. (ચારવી)

*૨૫ વાઘની....થી માણસો દૂર નાસે છે. (બોડ, ત્રાડ)

૨૭ નદીનાં ભારે પૂરમાં...ખૂબ ચડે (ફીણ)

# શબ્દવ્યૂહ નં. ૩

શરૂ તા. ૧–૭–૩૬
બંધ તા. ૩૧–૭–૩૬

## ચાવીઓ આડી

૧ 'જન્મભૂમિ'માં લગભગ દરરોજ આવતા આ મથાળા નીચેના નથ્થુ ભાઈના લેખો ઘણાં લોકો રસથી વાંચે છે. (પરપોટા)

૩ ગુજરાતનું આ પાટનગર દિવસે દિવસે સમૃદ્ધ બનતું જાય છે. (અમદાવાદ)

૭ દેશી રાજ્યોમાં આનું જોર વધારે હોય છે. (ખુશામત)

૮ એનાં પૂર જ્યારે ચડે છે ત્યારે માનવીની વિચારશક્તિ નકામી બને છે. (લાગણી, રાગણી)[1]

૯ દાન દેનારો. (દાતા)

૧૨ જે જમીનમાં આ હોય છે ત્યાં અનાજ પાકતું નથી. (ખાર)

૧૩ રાજાઓનાં...હજુ ઓછા થયા નથી. (રંગરાગ)

૧૬ 'દુખિયાનો...રે, માડી તારી ઝૂંપડી !' (વિસામો)

૧૭ મોટાપણું. (વડાઈ)

૧૮ કેટલીક વનિતાઓને કવિઓએ... ગામિની તરીકે વર્ણવી છે. (ગજ)

૧૯ આવા માણસોથી દૂર રહેવામાં શ્રેય છે. (શઠ, શમ)[2]

૨૧ આ ત્રણ અક્ષરો જેમ છે તેમજ રહેવા દેજો. (ણુપોગુ)

૨૨ જ્યારે માણસને દારૂની...લાગે છે ત્યારે તે જલદી છૂટતી નથી. (લત)

૨૩ ગુજરાતી નિશાળના શિક્ષકોને બાળકના...પર તમાચો ચોડી દેવાની ટેવ હોય છે. (ગાલ)

૨૫ મોટું ને તેજસ્વી...મહત્તાનું સૂચક છે. (ભાલ, દીલ)

૨૬ ભરવાડ. (રબારી)

૨૮ વિદાય થતાં સ્વજનની દીશામાં આપણે...માંડીને જોઈ રહીએ છીએ. (મીટ)

૩૦ બહુ માંદા માણસની માવજતમાં ઘણી વખત...કરવા પડે છે. (ઉજાગરા)

## ચાવીઓ ઊભી

૧ એનો પતિ જગતનો સાચો રાજા છે. (પટલાણી, પટરાણી)[1]

૨ કમળની વેલ. (પોયણી)

૩ અસુખ અથવા અશાંતિ. (અશાતા)

૪ મારું. (મમ)

૫ સવારમાં ઊઠીને તરત ઘણાખરા એનાથી મોઢું સાફ કરે છે. (દાતણ)

૬ આવી કેરી લોકોને તરત પસંદ પડે છે. (દળદાર)

૭ મુસલમાન ભાઈઓ ઈશ્વરને આ નામે સંબોધે છે. (ખુદા)

*૧૦ અંધારામાં એનો ઝગઝગાટ આકર્ષક હોય છે. (તારા, હીરા)

*૧૧ ત્રિલોકમાં એકે સ્થાન એવું નથી કે જ્યાં તે ન પહોંચી શકતો હોય. (કવિ, રવિ)

૧૨ ઉશ્કેરાટનાં સમયમાં ડાહ્યા ને શાંત માણસો...પકડે છે. (ખામોશ)

૧૩ આપણા સમાજમાં કેટલીક નારી-ઓને છતે ધણીએ...ભોગવવો પડે છે. (રંડાપો)

૧૪ સમજુ માણસો...ને હંમેશાં ભૂલી જાય છે. (ગઇ ગુજરી)

૧૫ જુવાનોની મહત્વાકાંક્ષાઓ ..હોય છે. (ગગનગામી)

*૧૭ પ્રાચીન હિંદમાં મુખ્ય વેપાર આની મારફતે થતો હતો. (વણજાર, વણઝાર)

૨૦ આવી બુદ્ધિનાં માણસોનું વજન પડે છે. (ઠરેલ, મરેલ)[2]

૨૪ કોઈ કોઈ લલનાની...પર રસિકો વારી જાય છે. (લટ)

*૨૭ પોતાનાં લક્ષ્યને એ હમેશાં સચોટતાથી સપડાવે છે. (બાજ, બાણ)

*૨૯ મુંબઈના દેશી વેપારીઓના ગુમાસ્તાઓના નસીબે તહેવારના દિવસોમાં પણ...માણી શકવાનું લખેલું નથી. (મજા, રજા)

# શબ્દવ્યૂહ નં. ૪

શરૂ તા. ૫–૮–૩૬
બંધ તા. ૩૧–૮–૩૬

## ચાવીઓ આડી

૧ 'જન્મભૂમિ'માં આ ભાઈ જ્યારે પત્ર લખે છે ત્યારે તેનું મથાળું "જત લખવાનું કે" એમ કરે છે. (નિર્ભયકુમાર)

૫ ગંભીર રોગનો...... ઉપાય કરવો જોઈએ. (જલદી)

૭ જે માણસમાં આ હોય છે તેને અંતે ધાર્યા કામમાં વિજય મળે છે. (શમતા, મમતા)[1]

૮ સરવર કાંઠે આ પક્ષી ધ્યાનનો દંભ આચરે છે. (બગ)

*૧૦ કવિઓએ એની અવગણના કરી છે. (ઢેલ, ઢેડ)

*૧૧ અનુયાયીઓના આંધળા ઉત્સાહને કારણે નેતાને ઘણી વખત...સહવી પડે છે. (હાનિ, હાર)[2]

૧૨ હિંદુસ્તાનમાં મોગલ વંશની સ્થાપના કરનાર. (બાબર)

*૧૪ કેટલાક માણસો એનો ઉપયોગ કરે છે. (ઠીબ, દાબ, રાબ, શબ)

૧૫ માણસના દેહમાં જ્યારે ખૂબ વ્યાપે છે ત્યારે ભાન ભૂલી જાય છે. (ખીજ, ખીલ)[3]

૧૬ પિતા. (તાત)

૧૭ ઘણાં જુવાનોને...સાલે છે. (એકલતા)

૨૧ તહેવારના દિવસોમાં વેપારીઓને સારો...થાય છે. (નફરો)

૨૩ આ શબ્દનાં બીજા અક્ષરને પહેલો ગણીને વાંચો તો ગ્રામ્ય ઉદ્યોગની પ્રવૃત્તિએ ચોખાને લગતો પ્રસિદ્ધ કરેલ "હાથછડ" શબ્દ વંચાશે. (થહાછડ)

૨૪ ઋતુએ વૃક્ષની ડાળીઓમાં ઉત્પન્ન થાય છે. (લાખ)

૨૬ આ અક્ષરોને અડશો નહિ. (લત્રપ)

૨૭ સારા પ્રસંગે નિકટના મિત્રો કે સગાંની...સાલે છે. (ઉણપ)

## ચાવીઓ ઊભી

*૧ આ દુનિયામાં આવા મનના માણસો બહુ ઓછા હોય છે. (**નિર્મળ**, નિર્બળ)
૨ એને જીતવાનું કામ સહેલું નથી. (**યશ**, યમ)[૧]
*૩ મુશ્કેલ સંયોગોમાં માણસને કોઈ વખત અણધારી...પ્રાપ્ત થાય છે. (**કુમક**, કુમતિ)
૪ એનો ઉપકાર ભૂલવો તે પાપ છે. (**માતા**)
૫ કેટલીક નારીઓ આના જેવી હોય છે. (**જગદંબા**)
*૬ ગુજરાતી કવિતામાં માશુક માટે વપરાતો આ શબ્દ આકર્ષક પણ પારકો છે. (**દીલબર**, દીલદાર)
*૯ એના ઝપાટામાં આવનારનો વિનાશ થાય છે? (**શનિ**, શર)[૨]
*૧૦ "મારે ઘેર આવજે માવા ભાવે તો...ખાવા" (**ઢેબરું**, ઢેબરાં)
૧૧ મહેમાનની...જાણી લેવાની યજમાનની ફરજ છે. (**હાજત**, હાલત)[૩]
૧૩ કોઈ ઝુટવી ન જાય તેટલા માટે કેટલીક વસ્તુઓ માણસ...માં રાખે છે. (**બગલ** બખોલ)
૧૫ આ નૂતન યુગમાં આની કિંમત રહી નથી. (**ખીતાબ**)
૧૭ હિંદુસ્તાનના બધા પક્ષો જો...નીચે એકઠા થાય તો સ્વરાજ મળતાં વાર લાગે નહિ. (**એકછત્ર**)
૧૮ આવા થોડા માનવીઓ કોઈપણ દેશની સમૃદ્ધિની સાચી નિશાની રૂપ નથી. (**કરોડપતી**)
*૧૯ આ દુનિયામાં ઘણાં માણસો આવા બન્યાં વિના જીવન પૂરું કરે છે. (**તાલેવર**, નાબેદાર)
*૨૦ એનો સ્વાદ મીઠો લાગે છે. (**રાયણ**, રાયતું)
*૨૧ જે નારીના હૃદયમાં આના માટે સ્થાન હોતું નથી તેનું નારીત્વ અધૂરું છે. (**વહાલપ**, વહાલમ)
૨૨ બધાં માણસો...હોય ત્યાં જ પેસવા પ્રયત્ન કરે છે. (**પોલાણ**)
૨૫ ખરે વખતે...ન લાગે તેવો મિત્ર શા કામનો? (**ખપ**)

# શબ્દવ્યૂહ નં. ૫

શરૂ તા. ૨-૯-૩૬
બંધ તા. ૩-૧૦-૩૬

## ચાવીઓ આડી

૧ રાજસ્થાનીઓ, દલીતો અને પીડિતોનું મહાસભાવાદી પત્ર. (**જન્મભૂમિ**)
૩ .. લાડુ જોઈને મ્હોંમાં પાણી છૂટે છે. (**લચપચતા**)
૭ દૂરથી જ ...રળિયામણા લાગે છે. (**ડુંગર**)
*૮ માણસોએ આનાથી દૂર રહેવું જોઈએ. (**રૂણ**, રૂપ)[૧]
૯ આનું અસ્તિત્વ જગતને નુકશાનકર્તા છે એમ કેટલાકોનો મત છે. (**ઈશ**)
*૧૨ આવું કામ પણ કોઈ વખતે લોકોની નજરમાં બેસી જાય છે. (**નકલી**, નકશી)

૧૩ મજૂરી કરનાર. (હેલકરી)

*૧૫ જૂના વખતમાં યુદ્ધમાં એની ઉપયોગીતા હતી. (ગજ, ગઢ, ગદા)

૧૬ આવી દોરીથી બાળકને હીંચોળવાનાં ઘણી માતાઓનાં કોડ અધૂરાં રહે છે. (હીર)

૧૭ એ લાધે છે ત્યારે માણસ શાણો બને છે. (સાન)

*૧૮ આવા માણસો અંતે લીધું કામ પુરું કરે છે. (ધીટ, ધીમા)[2]

૧૯ "...ય નહિ ને દાઝવુંય નહિ." (દેખવું)

૨૦ છેલ્લા અક્ષરને ત્રીજે મૂકો તો "હેરફેર" શબ્દ વંચાશે. (હેરરફે)

૨૧ કોઈક વખતે એનામાં પણ સારપ (સારાપણું) દેખાય છે. (દાનવ)

*૨૩ બધાં માણસો એના પ્રતિ તિરસ્કાર દાખવે છે. (નરપશુ, નરપતિ)[3]

૨૬ આ તિથિ મૃત માણસોની સાથે ઘણી વખત સંકળાએલી હોય છે. (બારસ)

૨૮ આ શબ્દના બે અક્ષરો ને ઊભી ચાવી નં. ૨૮ના બે અક્ષરો એક જ છે. (હાર)

૨૯ ઈશ્વર જગતનો......છે એમ શ્રદ્ધાળુઓ માને છે. (પાલનહાર)

## ચાવીઓ ઊભી

૧ એને તજવામાં પાપ છે એમ કેટલાક માને છે. (જનોઈ, જમાઈ)

*૨ એનું ભાન થતાં માણસ કેટલીક વખત બેબાકળો બને છે. (ભુલ, ભુત, ભુખ)

૩ "લગ્ન" શબ્દ આવી રીતે પણ લખાય છે (લગન)

૪ આયુર્વેદના એક વિખ્યાત વૈદક શાસ્ત્ર પારંગત અને લેખકનું નામ. (ચરક)

૫ જમીન ખોદતાં આ મળી જાય તો કેવું એવા સ્વપ્ન ઘણાંને આવે છે. (ચરૂ)

*૬ વધારે પડતાં...માં માણસ ઊભો રહી શકતો નથી. (તાણ, તાપ)[1]

૧૦ હજારો માણસો આંહીઆ નજરે પડે છે. (શહેર)

*૧૧ ઘણી વખત માણસના સ્વભાવમાં રહેલી આ વસ્તુ નુકશાનકારક દુર્ગુણનું સ્વરૂપ ધારણ કરે છે. (જક, શક, ધાક, બીક, શોક)

૧૪ વિના કારણ.....માણસને છાજતું નથી. (શીસાવું)

*૧૫ માણસ એનાથી દૂર રહેવા પ્રયત્ન કરે છે. (ગટર, ગમાર)[2]

*૧૬ "હીરા" શબ્દ પરથી રચાએલો આ નામવાળો પદાર્થ ઉપયોગી છે. (હીરાકશી, હીરાકણી)

૧૮ મહાન પુરૂષો...પણ હોય છે. (ધીર)

૧૯ બહુ તંલાદી હોય છે. (દેવદાર, દેવાદાર)

*૨૦ કેટલાક માણસો જ્યારે......બને છે ત્યારે આપણામાં દયા ઉદ્‌ભવે છે. (હેરાન, હેવાન)

૨૨ ધોરી...કપાય છે ત્યારે જીવન જોખમમાં આવી પડે છે. (નસ)

૨૪ કાળદર્શક આ શબ્દ આજે વપરાતો નથી. (પહોર)

૨૫ એની સામે ઊભા રહેવામાં જોખમ છે પણ સંપૂર્ણ નહિ. **(શુર, તીર)** [3]

*૨૬ કેટલીક ચીજો......વાળા કેટલાક માણસો ખાતા નથી. **(બાદી, બાધા)**

*૨૭ કેટલીક નારીઓએ એને માટે જીવ આપ્યા છે. **(બાલ, શીલ)**

૨૮ આ બે અક્ષરો તથા આડી ચાવી નં. ૨૮ નાં અક્ષરો એકજ છે. **(હીર)**

# શબ્દ વ્યૂહ નં. ૬

શરૂ તા. ૭–૧૦–૩૬
બંધ તા. ૯–૧૧–૩૬

## ચાવીઓ આડી

૧ આ પ્રસંગે લગભગ દરેક હરીફોને કાંઈક ભેટ આપવાની યોજના 'જન્મભૂમિ'એ કરી છે. **(દીપોત્સવી)**

*૩ એને માટે કેટલાંક સર્વસ્વ ગુમાવ્યું છે. **(વચન, વતન)**

*૬ એના લીધે સ્પર્શ સુખ મળી શકે છે. **(ચામ, કામ)** [1]

૭ હિંદુસ્તાનનાં ... આજે ભાંગી રહ્યાં છે. **(ગામડાં)**

૮ લલનાની .... ને કવિઓ "હંસ" ની સાથે સરખાવે છે. **(ડોક)**

*૧૦ ભર ઉનાળે...જતા કેટલીક વખત માણુસ પરસેવે નીતરી જાય છે. **(બજારે, બપોરે)** [2]

*૧૨ એના ધંધામાં કેટલીક વખત સાહસ કરવાની તક મળે છે. **(માછી, માળી)**

*૧૫ આ પાચક છે એમ માનવામાં આવે છે. **(પાન, પાણી)** [3]

*૧૬ કોઈક માણસોની પ્રકૃતિ આવી હોય છે. **(અકળ, અમળ, અચળ)** [4]

૧૮ જુગારના છંદે ચડેલો અંતે... થાય છે. **(તારાજ, નારાજ)**

*૨૦ આવી વાત કરનાર માનવી પ્રિય સાથી બને છે. **(સારી, સાફ, સાચી)**

૨૧ પતિ માટેનો લોકગીતોમાં વપરાતો આ સરસ શબ્દ પહેલા વ્યૂહમાં વપરાયો હતો. **(નણદલવીર)**

૨૪ વ્યાજખાઉ વેપારીના...માં એક વખત માણસ દાખલ થયો કે પછી તે બહાર નીકળી શકતો નથી. **(ખાતા)**

*૨૫ ઘણા નવરા માણસો આમાં ગુંથાયલા રહે છે. **(ચોવટ, ચોપાટ)**

૨૬ આવા હૃદયના માણસો પ્રતિ આપણને માન ઉપજે છે. **(નીખાલસ)**

*૨૯ એના માર્ગે ગયેલો માનવી સાધારણ રીતે જલદી પાછો ફરતો નથી. **(વિદેશ, વિનાશ)**

## ચાવીઓ ઊભી

*૧ એ પ્રદીપ્ત દશામાં હોય ત્યારે તેનાથી સાચવીને ચાલવું. (દીવડો, દીપડો)

*૨ માણસ એનામાં અટવાઈ જાય છે પછી તેને સૂઝ પડતી નથી. (વીચાર, વીકાર)[1]

૪ એના પર જ્યારે ઘાવ પડે છે ત્યારે વીરપુરૂષો છૂપા રહેતા નથી. (નગારે)

૫ એકડા વિના બધાં નકામા. (મીંડાં)

*૯ બહુ ઓછા માણસો એના પર પ્રભુત્વ મેળવી શકે છે. (કમાન, કમાણી)[3]

*૧૧ મોટા શહેરની...માં એક વખત સંપૂર્ણ સપડાઈ ગયા પછી માણસ તેમાંથી નીકળી શકતો નથી. (જાળ, પોળ)[2]

*૧૩ એનામાં પણ કોઈ વખત સૌંદર્ય હોય છે. (નાક, નામ, નાચ)[4]

*૧૪ એના સકંજામાં સપડાનારા માણસોની દશા કેવી થઈ હશે તેનો ખ્યાલ કરતાં કમકમાં આવે છે. (મારા, સુરા, દારા)

૧૫ મહાપુરૂષો પોતાના વર્તનથી બોલેલા શબ્દનું....કરે છે. (પાલન)

૧૬ જાણે કે "...હિંદ" દીનો ઉજવવાનો વાયરો ચાલ્યો છે. (અખિલ)

૧૭ ઉંધેથી વાંચો તો જેનો અર્થ ફળદ્રુપ થાય છે એવો શબ્દ વંચાશે. (ળસાર)

*૧૯ એની સેવા એ જ ખરો ધર્મ મનાય છે. (જનતા, જનેતા)

*૨૨ એની ફતેહનો આધાર એની સમજાવટની શક્તિ પર રહેલો છે. (દલાલ, દલીલ)

*૨૩ એના તેજ આગળ સામાન્ય માણસ ઝંખવાણો પડી જાય છે. (વીર, વીદ્યા)

૨૪ હીંચકો. (ખાટ)

*૨૬ જેવી એની નિર્મળતા તેવી તેની કિંમત. (નીતિ, નીર)

*૨૭ એના મોહમાં સપડાયલાંના જીવન કરૂણ રીતે પૂરા થયાં છે. (સટ્ટો, સટ્ટા, સત્તા)

૨૮ એના આગળ ગમે તેવો માનવી પણ પીગળી જાય છે... (હેત, હેમ)

# શબ્દવ્યૂહ નં. ૭

શરૂ તા. ૧૩-૧૧-૩૬
બંધ તા. ૧૪-૧૨-૩૬

## ચાવીઓ આડી

૧ આ...તમને સુખ રૂપ નીવડજો. (નૂતન વર્ષ)

૪ આ વ્યૂહમાં પહેલાં ઈનામ તરીકે દોઢ...ની વીમાની પોલીસી અગર તેનાં અડધા રૂપિયા રોકડ છે. (હજાર)

*૭ એની પૂર્ણ કલા પ્રગટ થાય છે ત્યારે પ્રેમીઓનાં હૃદય દ્રવે છે. (વીણા, વાધુ, વીભા, વાચી)

૯ 'સાપ ગયા ને ... રહ્યાં' એમ કહેવત છે. (લીસોટા)

*૧૧ કોઈક વખતે એ પણ ભિષણ હોય છે. (ગાન, ઊન, રાન, વન, મૌન. શ્વાન)

*૧૨ એકજ સ્થળે થતા ચાલુ ઘર્ષણથી ધરતી પર...પડે છે. (ચીલા, ચીલો, ચીરા)[1]

૧૩ 'ઠ' અક્ષર ઉમેરશો તો મડાગાંઠ શબ્દ વંચાશે. (મડાગાં)

૧૫ આ રોગ જેને હોય છે તેઓને ખાસ કરીને ઠંડી ઋતુમાં બહુ વેઠવું પડે છે. (દમ)

૧૭ કૃષ્ણે ગાએલી...જગતનાં આધ્યાત્મિક ગ્રંથોમાં અતિશય ઉચ્ચ સ્થાન ભોગવે છે. (ગીતા)

*૧૯ એનો આકાર ન્હાનો છતાં તેમાં રસ ભર્યો હોય છે. (તલ, દીલ)[2]

૨૨ માણસ માત્રનો દેહ તેનાથી વ્યાપ્ત હોય છે. (રગ, રજ)[3]

૨૩ જાતે આજીવિકા ન મેળવી શકે ત્યાં સુધી જુવાને...ના પાડવી જોઈએ. (પરણવાની)

*૨૫ એને સાચવી શકે તેવા માણસો બહુ ઓછા હોય છે. (મિત્ર, મિતી)[4]

*૨૬ સામાન્ય રીતે માણસ એની અવગણના કરી શકતો નથી. (દેશાચાર, દેશાવર)[5]

*૨૯ કોઈક ઉઠાવગીરોનાં...માં કેટલાક ભોળા માણસો ફસાઈ જાય છે. (ફંદા, ફંદ, ફંડ)

૩૦ કોઈકના ઘરમાં ને કોઈકના મનમાં હોય છે. (મળ)

*૩૧ અંતે તો દુનિયા...ની છે. (માયા, માટી, માન)

૩૨ ગમે તેવા માણસને ભીંસમાં આવે ત્યારે...કર્યા વિના ચાલતું નથી. (લડત, લખત)

૩૩ કોઈક જ માણસો એના પ્રતિ દુર્લક્ષ રાખે છે. (વેરી, વેર)[6]

*૩૪ એમાં ફસાયા પછી, માણસ હંમેશા ભયભીત રહે છે. (ગુના. ગુનો, ગુફા)

## ચાવીઓ ઊભી

૧ એક....આદમી હજાર...કપડાં લાખ...ટીપટાપ ક્રોડ...નખરાં. (નૂર)

૨ દરેક વ્યૂહમાં 'જન્મભૂમિ' કાંઈક ...તત્વ દાખલ કરે છે. (નવીન)

૩ અર્થહીન અક્ષરો છે. (વણા)

૫ ...નાં દિવસો આ યુગમાં પૂરાં થયાં છે. (જાલીમ)

૬ નારીનું સ્થાન ...માં છે એમ જૂના વિચારનાં રૂઢિચુસ્તો માને છે. (રસોડા)

૮ જેમ વધારે પોષણ મળે તેમ વધારે પ્રસરે છે. (વેલા, કલા, કરા)[1]

૧૦ બીજા અક્ષરનું મીંડુ પહેલા પર મૂકો તો એક જાતના વાહનનું નામ થાય છે. (ટાગાં)

૧૨ ...... ફ્રાનસની કે મિલની. (ચીમની)

*૧૪ જેના હાથમાં એ હોય છે તેમાંના કેટલાંક એને નુકશાન કરીને પોતાનાં ખિસ્સા ભરે છે. (જાગીર, સગીર)

૧૫ એની મનોદશા કેટલીક વખત ન સમજાય તેવી બને છે. (દરદી)

*૧૬ ઘણા લોકો એમાં માનતા નથી. (મંતર, મંદિર)[2]

*૧૮ નારીનાં હૃદયનો...પ્રાપ્ત કરવાનું ભાગ્ય કોકનું જ હોય છે. (તાગ, તાજ)[3]

૨૦ જેવું વાવે તેવું ... પડે છે. (લણવું)

*૨૧ કોક માણસો આવા પણ હોય છે. (શાની, માની, મુની, ધૂની, ખૂની, જ્ઞાની)

*૨૩ આજની વિયોગી નારી દરેરોજ ... ની રાહ જુવે છે. (પત્ર, પતિ)[4]

*૨૪ કોઈક પ્રસંગે એનાં ઝરણાં અખૂટ વહે છે. (વાચા, વાવ)[5]

*૨૬ માણસની પહેલી ફરજ પોતાનાં ...નું કલ્યાણ કરવાની છે. (દેહ, દેશ, દેવ)

૨૭ એની પાછળ કેટલાક વિદ્યાર્થીઓ પોતાનો કિંમતી સમય નિરર્થક ગાળે છે. (રમત)

૨૮ ગંભીર સ્વરૂપ લે તે પહેલાં તેનો ઉપાય કરવો જોઈએ. (બીમારી, બીમાર)[6]

# શબ્દવ્યૂહ નં. ૮

{ શરૂ તા. ૧૯-૧૨-૩૬
{ બંધ તા. ૧૮- ૧-૩૭

## ચાવીઓ આડી

૧ આ વર્ષની મહાસભાના અધિવેશનનું સ્થળ. (ફૈઝપુર)

*૪ એનો ભોગ બનનારા કેટલાંક સંકુચિત મનના માણસો રોષીત બને છે. (ઠઠ્ઠાબાજી, ઠગબાજ, ઠગબાજી, ઠઠ્ઠાબાજ)

૬ આવો મિત્ર હમેશાં ખૂબ કામ આવે છે. (જાની)

૯ એનો પ્રભાવ આપણામાં એના પ્રતિ પૂજ્યભાવ પ્રેરે છે. (જ્ઞાની)

*૧૦ એને પ્રાપ્ત કરી શકનાર માનવીની શક્તિ અલૌકીક મનાય છે. (ઇલમ, ઇનામ)

*૧૨ માણસ માણસ પ્રતિ...આચરે છે ત્યારે વિચારવંત માનવીને શોચ થાય છે. (શઠતા, શત્રુતા, શમતા)

૧૪ જ્યારે તે પોતાની કળામાં સંપૂર્ણ બને છે ત્યારે તેની કીર્તિ દેશ દેશ પ્રસરે છે. (મલરાજ, મહારાજ)[1]

૧૬ નવા મકાનમાં સલામતી માટે આ મજબૂત બનાવવાની કાળજી રાખવી. (ચણિયારૂં, પાણિયારૂં)

*૨૦ ઘણા ભાગે આકર્ષક હોય છે. (રાસ, રાગ, રાજ, રાણી, રાત્રી, રામા)

૨૧ આંહી ચાવી આપીને બે ભૂલ પડાવવા યોજના રાખી નથી. ......

૨૪ કેટલાંક અધૂરી બુદ્ધિના માનવીઓ પકડેલું....છોડતા નથી. (નાકું)

૨૫ આંહીઆ જતા માણસો ત્યાં હોય છે તેટલો વખત તો ભક્તિભાવ ધારણ કરે છે. (દેવળ)

૨૭ સર્પની...માં ભીષણ મોહકતા હોય છે. (ફેણ)

૩૦ "વીજ" શબ્દની સાથે વપરાય છે. (ગાજ)

૩૨ જમશેદપુરમાં...નું જબ્બર કારખાનું છે. (લોખંડ)

૩૩ જે માણસના દીલ પર ગંભીર...ની ચિંતા હોય છે તેને કોઈક વખત નિદ્રા આવતી નથી. (તબિયત, તહોમત)[2]

## ચાવીઓ ઊભી

૨ એની સમક્ષ ઘણા માણસો દબાઈ જાય છે. (ઝનુની)

૩ શ્રીમંતો જ ઊંચા પ્રકારની કિંમતી ...નો ઉપયોગ કરી શકે છે. (રજાઈ)

૫ જે માણસની બુદ્ધિ આવી હોય છે તેની વાતને સામાન્ય રીતે કોઈ મહત્વ આપતું નથી. (બાલિશ, બાહોશ)

૭ આડી ચાવી ૨૧ની વાત આંહીં પણ સાચી છે. ...

૮ સંતાન પ્રતિ ..નો પ્રેમ વધારે મનાય છે. (માતા, પિતા)

૯ ન્યાત. (જ્ઞાતિ)

૧૧ પોતાના કાર્યમાં માણસ સામાન્ય રીતે...સૂચવે તેમ વર્તે છે. (મતિ, મન)

૧૩ હમેશાં પાણીમાં જ હોય છે. (જલજ, જહાજ)[૨]

૧૫ જ્યારે એ આવે છે ત્યારે માનવી ધર્મ પ્રતિ વધારે વળે છે. (જરા)

૧૭ દુઃખી માણસની....પ્રતિ ઉદાર માનવી આંખો વીંચી શકતો નથી. (યાચના યાતના)

૧૮ ગમે તેવા દેખાવથી પણ કોઈક નિષ્ઠુર માનવીનું...ય ફરકતું નથી. (રૂંવાડું)

૧૯ ઘણાનાં ઘરમાં હોય છે. (ખાટ, ખાટી, ખાપ, ખળ)

૨૨ કોઈક માણસો જાણે કે શોખ હોય તેમ તેનો ઉપયોગ કરે છે. (ગાળ)

૨૩ કાયરો પણ એની સમક્ષ હોય છે ત્યારે ઘડીભર હિંમત અનુભવે છે. (રણજીત, રણગીત)

૨૬ આ દુનિયામાં જેને...હોય છે તેના ઘણા કામ સહેલાઇથી થઈ જાય છે. (વસીલો, વડીલો)

૨૮ તેજવંત...ઘણાને આંજી શકે છે. (ભાષા, ભાલ, ભામા, ભાર્યા)

૨૯ એની અતિ ઊંચી ને લાંબી પંક્તિ ઘણી વખત મનોહર લાગે છે. (તાડ, ઝાડ, છોડ, વાડ)

૩૦ હિન્દુસ્તાનમાંથી ઝડપથી...નો ધ્વંશ થઈ રહેલ છે. (ગાય, ગામ)[૨]

૩૧ '...લખવાનું કે' એ શબ્દો 'જન્મભૂમિ'ના પોઢી ગયેલા નિર્ભયકુમારની યાદ તાજી કરે છે. (જત)

# શબ્દવ્યૂહ નં. ૯

શરૂ તા. ૩૦–૧–૩૭
બંધ તા. ૨૨–૨–૩૭

## ચાવીઓ આડી

૧ ...ની ચૂંટણીમાં તમારો મત મહાસભાના ઉમેદવારને જ આપશો. (ધારાસભા)

૪ નવમા વ્યૂહ સાથે...હરિફાઇનો નવો પ્રયોગ જન્મભૂમિએ કર્યો છે. (પુરક)

*૭ શુષ્ક હોય છે ત્યારે જીવન પ્રવાસ નિરસ બને છે. (રમા, રસ)[૧]

૮ કેટલાક માણસો જોઈને આપણને આવા પ્રાણીનો ખ્યાલ આવે છે. (વાંદા, વાંકા)[૨]

૯ લોઢાની ...માં સોનાની મેખ

જેવું કેટલાંક યુગલો જોતાં લાગે છે. (થાળી)

*૧૦ જૂના વખતના માણુસો એના વધારે ભોગી હતા. (રથ, રમા, રતી)

*૧૨ વિયોગી નારીનાં દીલમાં હંમેશા આ હોય છે. (રમણ, રટણ)

*૧૫ અતિ વિસ્તૃત...સામાન્ય વપરાશમાં નિરૂપયોગી છે. (નાળ, માળ)[3]

*૧૬ આવા માણુસો પ્રતિ કોઈક તિરસ્કાર દર્શાવે છે. (મુર્તિપુજક, મુર્તિભંજક)[4]

૧૮ આ દુનિયામાં ....ને જ ઘણા ખરા માન આપે છે. (જરદાર, જમાદાર)

*૨૦ દરેક વસ્તુ માટે સંયોગો પ્રમાણે.... ....સવુંજ હિતાવહ છે. (વિકા, વિમા)[5]

૨૧ "હજારી ગોટા ને ગુલાબી હાર ...ને શોભે એવા શણુગાર." (બેન, જાન)

૨૩ આજનો . માનવી રૂઢિનાં બંધનોમાં માનતો નથી. (તરૂણુ)

*૨૫ કામ પાર પાડવા માણુસ માણુસનો .. જરૂરી છે. (સંપ, ખપ)[6]

૨૮ અતિશય પથરાએલી...માં માણુસ સપડાયા પછી મુક્ત બની શકતો નથી. (ઝાળ, ઝાડી)[7]

૨૯ કેટલાંક માણુસોને...જ ગમે છે. (તડફડ)

## ચાવીઓ ઊભી

*૧ કેટલીક જમીનમાં જ...થાય છે. (ધાતુ, ધાન્ય, ધાણા)

*૨ એના આદેશની અવગણુના કરવી અયોગ્ય છે. (સરદાર, સરકાર)[2]

*૩ ભલભલા પણ જાજ્વલ્યમાન... આગળ પીગળી જાય છે. (ભામા, ભાસ)[1]

૪ સ્ત્રીને...ની માફક નચાવવામાં ઘણા પુરુષોને આનંદ પડે છે. (પુતળી)

*૫ ઘણાની કિંમત આજે કોડીની પણુ લેખાતી નથી (કરાર, કટાર, કમર)

*૬ શ્રીમંતો જ્યારે વધુ પડતો...કરે છે ત્યારે તેમાંના કેટલાક સાન ગુમાવે છે. (નફો, નશો)

૯ અક્ષરો આપેલા જ છે. (થાણુ)

*૧૧ હવે બહુ ઓછા માણુસો એની અગત્ય સ્વીકારે છે. (જનાનો, જમાનો)[3]

૧૩ સામાન્ય રીતે એને પ્રાપ્ત કરતાં વરસો વીતે છે. (કીર્તિ, સ્ફુર્તિ, મતિ)

૧૪ ભાવિ પ્રિયતમાનું મિલન કોઈ વખત...પણે થઈ જાય છે. (આકસ્મિક)

૧૬ સ્પેનની ભૂમિ પર આજે...લોકોને તરસ્યાં વરૂની જેમ છોડી મૂકવામાં આવ્યાં છે. (મુર)

*૧૭ ઘણા માણુસોને......ની ક્રિયા ગમે છે. (પુજન, ભંજન)[4]

*૧૮ એના સાણુસામાંથી માણસ છૂટી શકતો નથી. (જકાત, જમાત)[5]

*૧૯ ઘણા ગામડાંઓમાં......હોય છે. (દાયણ, દાતણ)

૨૧ ...માં સપડાયેલો માણુસ સહેલાઈથી નાશી છૂટી શકતો નથી. (બેડી, જાળ)

૨૨ ઘણા માણુસોનું હૃદય......આવે ત્યારે ખીલે છે. (વસંત, વખત)[6]

સંજોગોમાં મુકાય છે' અથવા તો 'આવા સંજોગો આવવાના હોય ત્યારે માણસને સૂઝે છે' એવી કોઈક રચના હોત. વળી 'અણધારી' શબ્દ પણ ક્રમકને વધારે બંધબેસતો હતો.

**ઊભી ૯:—** ગુજરાતી કવિતામાં માશુક માટે વપરાતો આ શબ્દ આકર્ષક પણ પારકો છે. [ **દીલબર,** દીલદાર ]

આ બે શબ્દો વચ્ચે એક તફાવત છે અને તે તફાવત પર આ પસંદગી અવલંબતી હતી. 'દિલદાર' શબ્દનો અર્થ 'આશક' અને 'માશુક' બંનેને માટે વપરાય છે, જ્યારે 'દીલબર' 'માશુક' જ સૂચવે છે, એટલે જો 'દીલદાર' શબ્દ હોત તો એમ લખ્યું હોત કે 'આશક તથા માશુક બન્નેને માટે વપરાતો આ શબ્દ છે.'

**ઊભી ૧૦ :—**'મારે ઘેર આવજો માવા ભાવે તો...ખાવા' [**ઢેબરું, ઢેબરાં**]

'ઢેબરું' ને 'ઢેબરા'ની ભૂલ ન કાઢવા માટેનું કારણ એ હતું કે આ કવિતા ગુજરાત તથા કાઠિયાવાડમાં પ્રચલિત છે, પરંતુ કેટલાક પ્રદેશમાં લોકો ગાતી વખતે 'ઢેબરું' વાપરે છે, કેટલાક 'ઢેબરાં' વાપરે છે. આ કારણે એ શબ્દપ્રયોગની ખોટી ભૂલ કાઢવામાં હરીફોને અન્યાય થાય એમ લાગવાથી એ ખુલાસો કરેલો.

**ઊભી ૧૯ :—**આ દુનિયામાં ઘણાં માણસો આવા બન્યાં વિના જીવન પૂરું કરે છે. [**તાલેવર,** તાબેદાર]

આ ચાવી દુનિયામાં શું જોવા મળે છે તેના અનુભવ જ્ઞાન પર રચાએલી હતી. 'ઘણાં' શબ્દ ઉપયોગી હતો.

હવે 'ઘણા માણસો' આ દુનિયામાં કેવી રીતે જીવન પૂરું કરે છે ? તાબેદાર બન્યા વિના ? કે તાલેવર બન્યા વિના ? થોડોક જ વિચાર કરતાં તમને 'તાલેવર' શબ્દ બંધ બેસતો લાગશે, કારણ કે આ દુનિયાની રચના ને સમાજની વ્યવસ્થા જ એવી છે કે એક બીજી રીતે એક બીજાના 'તાબેદાર' બન્યા વિના જીવન પૂરું કરી શકે એવાં તો બહુ જ ઓછા માણસો નીકળશે. એટલે 'ઘણા' શબ્દથી જણાતું હતું કે 'તાલેવર' ધનવાન બન્યા વિના ઘણાં માણસો દુનિયામાં જીવન પૂરું કરે છે અને તે નજર સામેની સાચી વાત છે.

**ઊભી ૨૦:—** એનો સ્વાદ મીઠો લાગે છે. [**રાયણ,** રાયતું]

'રાયણ' તથા 'રાયતું' શબ્દ વચ્ચેની પસંદગીમાં ચાવીની રચના મહત્વની હતી. 'એનો સ્વાદ ખટમીઠો લાગે છે' એમ હોત તો 'રાયતું' શબ્દ સ્થાને હતો. પણ માત્ર 'મીઠો' સ્વાદ વપરાએલો હોઈને 'રાયણ' જ જવાબ હતો.

**ઊભી ૨૧:—**જે નારીના હૃદયમાં આના માટે સ્થાન હોતું નથી તેનું નારીત્વ અધૂરું છે. [**વહાલપ,** વહાલમ]

'વહાલમ' એટલે 'પતિ' દરેક નારીને હોવો જોઈએ એવી પુરાણી માન્યતા નષ્ટવત બની રહી છે. બીજું નારી એટલે પરિણિતજ શા માટે ? તે કુમારી પણ હોય, વિધવા પણ હોય. 'વહાલમ' શબ્દ હોત તો 'પરિણિત' શબ્દ વપરાયો હોત, અથવા તો તેનું 'પતિવ્રત' કે 'પત્નીત્વ' અધૂરું ગણાય એવો પ્રયોગ હોત. પુરૂષને માટે જેમ 'પૌરૂષત્વ' શબ્દ છે તેમ નારીને માટે 'નારીત્વ' (નારીનાં દેહ તથા મનના જરૂરી લક્ષણો) વપરાય છે. નારીત્વ રચવા માટે એક કરતા વધારે ગુણોનો સમુહ જોઈએ એટલે 'અધૂરું ગણાય' એ શબ્દપ્રયોગ હતો. એનો અર્થ એ હતો કે ઘણાં ગુણોમાં એક ગુણની પણ જરૂર હતી. 'નારીત્વ'ની સંપૂર્ણતા માટે 'વહાલમ' અનિવાર્ય નથી. 'વહાલમ' ન હોય તો પણ નારી સંપૂર્ણ બની શકે છે.

### જોડકું

**આડી ૧૧ :**—અનુયાયીઓના આંધળા ઉત્સાહને કારણે નેતાને ઘણી વખત...સહવી પડે છે. [**હાનિ,** હાર]

**ઊભી ૯ :**—એના ઝપાટામાં આવનારનો વિનાશ થાય છે? [**શનિ,** શર]

દરેક નેતાને અનુયાયીઓ હોય છે ને અનુયાયીઓમાં અંધ લોકો પણ હોય છે. આવા અંધ અનુયાયીઓથી નેતાઓને ઘણી વખત 'હાર' ખમવી પડે છે એમ કહીએ તો તે વાત વ્યવહારમાં જે બને છે તેને પૂરતી સંગત નથી.

નેતાઓને 'હાર' મળે છે, પણ તે કોઈક વખત. એમની 'હાર' માં બધી વખત અંધ અનુયાયીઓ કારણભુત હોતા નથી, પણ કોઈક જ વખત 'હાર' ના અનેક કારણોમાં એક કારણ અંધ અનુયાયીઓનું હોય છે.

આ ચાવીમાં 'ઘણી વખત' શબ્દ સૂચક હતો. 'કોઈક વખત' એવો શબ્દ પ્રયોગ કરવામાં આવ્યો હોત તો 'હાર' વધારે યોગ્ય લાગત, જ્યારે અંધ અનુઆયીઓથી 'હાની' સહવી પડે છે તે પુરવાર કરવાની જરૂર રહેતી નથી.

વિચક્ષણ બુદ્ધિના હરીફોએ ઊભી ચાવીમાં ? પ્રશ્નાર્થનું ચિન્હ જોયું હતું. 'શર' કે 'શની' વચ્ચેની પસંદગીમાં પ્રશ્નાર્થનું ચિન્હ ખૂબ અગત્યનો ભાગ ભજવતું હતું.

એક પ્રચલિત માન્યતા છે: 'શની' એ નુકશાનકારક ગ્રહ છે. જે કોઈ માનવી એને ઝપાટે ચડે છે તેનું સર્વસ્વ જાય છે. એ માન્યતા સાચી છે કે ખોટી તેનો હજુ નિર્ણય થયો નથી એટલે માન્યતાની શંકીતાવસ્થાસૂચક પ્રશ્નાર્થ ચિન્હ હતું. 'શર'ના ઝપાટામાં આવનારનો વિનાશ થશે કે નહિ એવી શંકા ઉઠાવવાનું કારણ નથી કારણ કે એમાંથી બચાતું નથી. પરંતુ શનીના ઝપાટાની વાત શંકાશીલ હોઈને આ પ્રશ્નાર્થ ચિન્હ મૂકાયું હતું.

## જન્મભૂમિ શબ્દવ્યૂહ નં. ૫

**આડી ૧૨ :**—આવું કામ પણ કોઈ વખતે લોકોની નજરમાં બેસી જાય છે. [**નકલી,** નકશી]

'નકશી' કામ તો હમેશાં નજરમાં બેસી જાય છે, પણ 'નકલી' કામ કોઈ વખતે જ માણસને ભૂલાવામાં નાંખે છે. 'પણ' શબ્દનો પ્રયોગ ને 'કોઈ વખત' એ શબ્દો સૂચક હતા.

**આડી ૧૫:—** જૂના વખતમાં યુધ્ધમાં એની ઉપયોગીતા હતી. [**ગજ,** ગદ, ગદા]

ગદા હોત તો 'અતિ પ્રાચીન કાળમાં' એમ લખાયું હોત. 'ગદ'ની ઉપયોગીતા આજે ઓછી થઈ છે.

'ગજ' નો ઉપયોગ જૂના કાળમાં જ હતો. આજે યુધ્ધમાં તેનો ઉપયોગ મુદ્દલ થતો નથી. હજુ અશ્વારોહી સૈન્ય આધુનિક લશ્કરમાં દેખાશે, પણ ગજ તો મુદ્દલ નહિ.

### ઊભી ચાવીઓ

**ઊભી ૨ :**—એનું ભાન થતાં માણસ કેટલીક વખત બેબાકળો બને છે. [**ભૂલ,** ભૂત, ભૂખ]

'ભૂત' શબ્દ તો તરતજ રદ કરી શકાતો હતો, કારણ કે 'ભૂત' ને ન માનનારા તેનાથી બેબાકળા બનતા નથી ને ભૂત છે એમ માનનારા તો 'બધી વખત' બેબાકળા બને છે.

'ભૂખ'થી પણ સામાન્ય રીતે માણસ બેબાકળો બનતો નથી. ભૂખ ખૂબ લાગી હોય ને ભૂખને શમન કરવાનો કોઈ માર્ગ ન હોય ને ક્ષણે ક્ષણે એની વેદના અસહ્ય બનતી જતી હોય ત્યારે તે માણસને બેબાકળો બનાવે છે.

જ્યારે પોતે ભૂલ કરી છે એવું ભાન થતાં

માણસ 'કેટલીક વખત' બેબાકળો બને છે, તે અનુભવની વાત છે.

તમે કાગળ લખ્યો હોય ને સરનામું કર્યા વિના ટપાલમાં નાખી દીધો હોય, ' ધોબીને કપડાં આપતાં ખિસ્સામાં દશની નોટ રહી ગઈ હોય, આ અને આવા 'કેટલાક' પ્રસંગે માણસ બેબાકળો બને છે.

**ઊભી ૧૧ :—**ઘણી વખત માણસના સ્વભાવમાં રહેલી આ વસ્તુ નુકશાનકારક દુર્ગુણનું સ્વરુપ ધારણ કરે છે. [**જક,** શક, ધાક, શોક, બીક]

'બીક' તો માણસનાં સ્વભાવમાં હોય અને તે દુર્ગણનું સ્વરુપ અમુક સંયોગોમાં ધરતી નથી પણ તે દુર્ગુણ જ છે.

'ધાક તો બહારની વસ્તુ છે. સ્વભાવમાં રહેલો નહિ એટલે તેનો વિચાર કરવા જેવું હોતું નથી. 'શક' અને 'જક' વચ્ચેનો તફાવત ચાવીની રચના પર નભતો હતો. 'શક' માણસના સ્વભાવમાં હોય તો પણ 'બીક' ને લાગુ થઈ તેવી દલીલ તેને પણ લાગુ કરી શકાય. પરંતુ આ ચાવી એમ બતાવતી હતી કે આ વસ્તુ કેટલીક વખત જ નુકશાનકારક દુર્ગુણ બને છે. 'જક' એનો ઉત્તમ જવાબ હતો. 'જક'–હઠીલાઈએ હમેશાં દુર્ગણ બનતી નથી, પરંતુ જ્યારે તે દુરાગ્રહ બને છે ત્યારે દુર્ગુણ ગણાય છે. બીજી બાજુ આગ્રહી સ્વભાવ કોઈ વખતે ગુણરૂપ પણ નીવડે છે. 'દુર્ગણનું સ્વરૂપ ધારણ કરે છે' એ શબ્દો બતાવતા હતા કે આ વસ્તુ પ્રથમથી જ ને સ્વયં દુર્ગુણ નથી.

**ઊભી ૧૬ :—** "હીરા" શબ્દ પરથી રચાએલો આ નામવાળો પદાર્થ ઉપયોગી છે. [**હીરાકશી,** હીરાકણી]

'હીરાકણી' **હીરામાંથી** બની છે. 'હીરાકશી' માં હીરો હોતોજ નથી પણ માત્ર તે નામમાં **હીરા શબ્દનો ઉપયોગ** થયો છે. એટલે ચાવીમાં લખેલું કે 'હીરા' શબ્દ પરથી બનેલી.

**ઊભી ૨૦:—** કેટલાક માણસો જ્યારે... બને છે ત્યારે આપણામાં દયા ઉદ્ભવે છે. [**હેરાન,** હેવાન]

આ ચાવીમાં નિર્ણયાત્મક શબ્દો 'દયા ઉદ્ભવે છે' તે હતા. 'હેવાન' પ્રતિ આપણને તિરસ્કાર કે ઘૃણા જાગે છે જ્યારે હેરાન બનનાર માણસ પ્રતિ આપણને સામાન્ય રીતે દયા ઉદ્ભવે છે. હરીફોએ જરા વિચાર કર્યો હોત તો તેમને તરત જ ખ્યાલ આવત કે 'દયા' માટે 'હેવાન' લાયક હોતો નથી એટલે તરતજ 'બને છે' એ શબ્દ પર ભાર મૂકીને હેવાન ઉકેલ શોધ્યો હતો તે ન શોધત.

**ઊભી ૨૬ :—** કેટલીક ચીજો...વાળા કેટલાક માણસો ખાતા નથી [**બાદી,** બાધા]

બાધાવાળા બધા માણસો તો પોતાને બાધા હોય તે બધી વસ્તુ ખાતા જ નથી, પરંતુ બાદીવાળા બધા માણસો બાદી થાય તેવી ચીજો ખાતા નથી એમ જીવનમાં બનતું નથી. બાદી હોવા છતાં કેટલાક માણસો તો એવી ચીજો ખાય છે. 'કેટલાક' ને 'કેટલીક' જેવા શબ્દો ચાવીના ઉકેલમાં કેવી મદદ કરે છે તે આ ચાવી બતાવે છે.

**ઉભી ૨૭:—** કેટલીક નારીઓએ એને માટે જીવ આપ્યા છે. [**બાલ,** શીલ]

આ ચાવીમાં મુખ્ય શબ્દ 'કેટલીક' હતો.

હવે શીલ માટે પ્રાણ આપનાર નારીઓ 'કેટલીક' નહિ પણ 'અનેક ઘણી' છે. તમે રાજપૂતાનાનો ઇતિહાસ ઉથાડો. તમે ચીતોડ ને બુંદીના ઘેરાની વાતો વાંચો. તમે અફઘાનો ને મોગલોની રાજપૂત પ્રદેશ પરની ચડાઈના વર્ણનો વાંચો. પરાજય નજિક આવતા હજાર હજાર રજપુતાણીઓ જોહર કરતી. એવા

એક નહિ પણ અનેક બનાવો બન્યાં છે, ને તે કારણે જ 'કેટલીક' શબ્દ નારીઓને અન્યાયકારક હતો. જ્યારે પોતાના 'બાલક' ('બાળક' અને 'બાલક'—બંને પ્રયોગો 'કોમલાંગી' અને 'કોમળાંગી' ની માફક શબ્દકોષે મંજૂર કરેલા છે) માટે પ્રાણ આપનાર નારીઓની સંખ્યા ઓછી, એટલે 'કેટલીક' શબ્દનો પ્રયોગ થયો હતો.

**જોડકાં**

**આડી ૮:**—માણસોએ આનાથી દૂર રહેવું જોઈએ. [**રૂણ**, રૂપ]

**ઊભી ૬:**—વધારે પડતાં ...માં માણસ ઊભો રહી શકતો નથી. [**તાણ**, તાપ]

'તાણ' અને 'તાપ' વચ્ચેનો તફાવત શોધતાં થોડી મહેનત પડે તેમ હતી.

'રૂપ'થી શા માટે દૂર રહેવું જોઈએ ? ને તે પણ હમેશાં ? 'કોઈ વખત દૂર રહેવું સારૂં છે' એવી રચના હોત તો ઠીક હતું, પણ 'રૂપ'થી દૂરજ રહેવું જોઈએ એવી વાત તો પહેલીજ નજરે અસંગત ને ગેરવ્યાજબી લાગે છે, જ્યારે 'રૂણ' થી દૂર રહેવું જોઈએ એ વાતનો કોણ ઈન્કાર કરી શકે તેમ છે ?

**આડી ૧૮:**—આવા માણસો અંતે લીધું કામ પૂરું કરે છે. [**ધીટ**, ધીમા]

**ઊભી ૧૫:**—માણસ એનાથી દૂર રહેવા પ્રયત્ન કરે છે. [**ગટર**, ગમાર]

'ધીમા' માણસો લીધું કામ પૂરૂંજ કરે એમ માની લેવું બરોબર નથી. 'ધીમા' માણસોમાં કામને પૂરૂં કરવાની ધીરજ કે ચીકટાઈનો ગુણનો સમાવેશ થતો નથી, જ્યારે 'ધીટ' માણસોનો ગુણજ એવો છે કે તેઓ અંતે લીધું કામ પૂરૂં કરે. વળી ઊભી ચાવીમાં સામાન્ય રીતે 'ગમાર'નો ભેટો થઈ જાય તો આપણે તેનાથી દૂર રહેવા પ્રયત્ન કરતા નથી. બહુ તો તેની સાથે ઝાઝો વાર્તાલાપ કે સંબંધ બાંધતા નથી. જ્યારે 'દૂર રહેવા પ્રયત્ન કરવો' એમાં ઈચ્છાપૂર્વકનું આપણું કાર્ય કહેલું છે. એટલે ગટરથી આપણે હમેશાં દૂર રહેવા પ્રયત્ન કરીએ છીએ. તેની નજીક જઈ પહોંચ્યા હોઈએ તો પણ તેનાથી દૂર નાસવા, બને ત્યાં સુધી દૂર રહેવા પ્રયત્ન કરીએ છીએ. ગમાર પ્રત્યે આપણે નિષ્ક્રિય (Passive) રહીએ છીએ જ્યારે 'ગટર'ના સંસર્ગ વખતે આપણે સક્રીય (Active) પ્રયત્ન કરીએ છીએ. એ રીતે ચાવીની રચનાને 'ગટર' વધારે બંધ બેસતો હતો.

**આડી ૨૩:** — બધાં માણસો એના પ્રતિ તિરસ્કાર દાખવે છે. [**નરપશુ**, નરપતિ]

**ઊભી ૨૫:** —એની સામે ઊભા રહેવામાં જોખમ છે પણ સંપૂર્ણ નહિ. [**શુર**, તીર]

'નરપતિ'ની પ્રતિ કાંઈ બધા માણસો તિરસ્કાર દાખવતા નથી. એ પુરવાર કરવા માટે દલીલની જરૂર નથી. જ્યારે 'નરપશુ' પ્રતિ તો બધાજ લોકો તિરસ્કાર દાખવે છે તે ખુલ્લું છે. આમ ઊભી ચાવીમાં પણ શુર તેથી બંધ બેસે છે.

## જન્મભૂમિ શબ્દવ્યૂહ નં. ૬

**આડી ૩** :—એને માટે કેટલાંકે સર્વસ્વ ગુમાવ્યું છે. [**વચન**, વતન]

'વતન'ને માટે તો હજારો ને લાખો માણસોએ સર્વસ્વ ગુમાવ્યું છે. દેશ દેશના ઈતિહાસ ને આપણા જ દેશનો છેલ્લા દશ વર્ષનો ઈતિહાસ એ વાતની ગવાહી પૂરે છે.

જ્યારે 'વચન'ને માટે સર્વસ્વ ગુમાવનારા બહુ થોડા છે એ વાત પણ એટલી જ નિર્વિવાદ છે. 'કેટલાક' શબ્દ 'વચન' ઉકેલ જ સૂચવતો હતો.

**આડી ૧૨** :—એના ધંધામાં કેટલીક વખત સાહસ કરવાની તક મળે છે. [**માછી**, માળી]

'માળી'ના ધંધામાં સાહસ કરવાનો પ્રસંગ કદી આવતો હોય એમ જાણ્યું નથી, જ્યારે 'માછી'નો ધંધો જ એવો છે કે સાહસના પ્રસંગો ઉપસ્થિત થાય છે.

**આડી ૨૦ :**—આવી વાત કરનાર માનવી પ્રિય સાથી બને છે. [ **સારી,** સાફ, સાચી ]

'સાચી' કે 'સાફ' વાત કહી દેનાર માનવી ઊલટો કડવો ને અપ્રિય બને છે. ને તે પ્રિય સાથી એટલે કે મિત્ર બનતો નથી. હા, કોઈક વખત એવા માણસ પ્રતિ માન થાય છે એટલે એ શબ્દોને સ્હેજે નકારી શકાય તેવા હતાં. બાકી 'સારી' વાત કરનાર માનવી આપણને ગમે છે ને તેવી વાત કરનારો આપણો સાથી પણ બની શકે છે, કારણકે તેની સરસ વાતો ખૂબ આહ્લાદ આપે છે. 'સારી' એટલે માત્ર ખુશામદનાં અર્થમાં આ શબ્દ લેવાનો નથી. 'સારી' એટલે મઝાની, રસભરી, વખત વીતાવે તેવી.

**આડી ૨૫ :** ઘણા નવરા માણસો આમાં ગૂંથાયેલા રહે છે. [ **ચોવટ,** ચોપાટ ]

'ઘણાં' શબ્દ સૂચક હતો. ચોપાટમાં ગૂંથાઈ રહેતા નવરા માનવીઓ ઘણા હોતા નથી. થોડા કે જૂજ હોય છે. જ્યારે ઘણાખરા નવરા માણસોનો વખત પારકી ચોવટમાં જ જાય છે.

**આડી ૨૯:**—એના માર્ગે ગયેલો માનવી સાધારણ રીતે જલદી પાછો ફરતો નથી. [**વિદેશ,** વિનાશ]

આ ચાવીમાં 'સાધારણ રીતે' અને 'જલદી' એ બે શબ્દો ધ્યાનમાં રાખવા જેવા હતા.

વિનાશને માર્ગે ગયેલા માનવીની સાથે 'જલદી' શબ્દ બંધબેસતો ન હતો, જ્યારે 'વિદેશ'ને માર્ગે ગયેલાને માટે શબ્દ બરોબર બંધબેસતો હતો. જ્યારે માનવી પરદેશના પંથે પ્રયાણ કરે છે ત્યારે તે સાધારણ રીતે જલદી પાછો ફરતો નથી એ જાણીતી વાત છે. વિદેશથી જલદી પાછા ફરાય નહિ, પણ 'સાધારણ રીતે' શબ્દ બતાવતા હતા કે કોઈ પ્રસંગ એવો પણ બને છે કે પરદેશ વળેલો જલદી પાછો ફરે. પણ તેવા બનાવ ઓછા, એટલે જો 'વિનાશ' ઉકેલ હોત તો 'જલદી' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો ન હોત.

### ઊભી ચાવીઓ

**ઊભી ૧—** પ્રદીપ્ત દશામાં હોય—ત્યારે તેનાથી સાચવીને ચાલવું. [**દીવડો,** દીપડો]

દીપડા'થી તો હંમેશાં સાચવીને ચાલવાનું હોય છે, જ્યારે દીવડો પ્રદીપ્ત હોય ત્યારેજ તેનો ભય હોય છે.

**ઊભી ૧૪:**—એના સકંજામાં સપડાનારા માણસોની દશા કેવી થઈ હશે તેનો ખ્યાલ કરતાં કમકમાં આવે છે. [ **મારા,** સુરા, દારા ]

એ પ્રયોગો ધ્યાનમાં રાખવાના હતા. 'દશા કેવી થઈ હશે' અને 'કમકમાં' આવે છે. તેમાં મુખ્ય શબ્દો 'કમકમા આવે છે' તે હતા.

ઇતિહાસમાં ને લોકજીવનમાં ઘણી વખત આપણે એવી કથાઓ કે બનાવો જાણીએ છીએ કે જેમાં એક વેરીએ પોતાનું વેર વાળવા, પોતાના દુશ્મનનો ઘાટ ઘડવા, મારાઓ મોકલ્યા હોય. 'મારા'ઓ—'ખૂની'ઓના સકંજામાં સપડાયલા માનવીઓની દશાનો ખ્યાલ કરતાં આપણને કમકમા આવે છે.

એનાથી ઊતરતો શબ્દ 'દારા' હતો. કેટલીક પત્નીઓ એવા સ્વભાવની હોય છે કે તેમના પતિ તેનાથી ત્રાસી જાય છે, પણ તેના ત્રાસમાંથી મુક્ત બની શકતા નથી ને મૂંગે મોઢે પોતાની યાતના સહે છે. પરંતુ એવા માણસોની દશાનો ખ્યાલ કરતાં પણ આપણને કમકમા આવતા નથી, કદાચ અનુકમ્પા ઊભરાતી હશે.

'સુરા' શબ્દ તો બીલકુલ બંધબેસતો ન હતો. 'સુરા'ના પાશમાં સપડાઈ જનારાની સ્થિતિ વિષે વિચારતા કમકમા નથી આવતાં. કાંતો દયા ને કાંતો ધૃણા ઉત્પન્ન થાય છે.

**ઊભી ૧૯ :—**એની સેવા એજ ખરો ધર્મ મનાય છે. [**જનતા,** જનેતા]

આ ચાવીમાં 'મનાય છે' શબ્દો બતાવતા હતા કે તે એક પ્રકારની માન્યતાનો સવાલ છે. 'જનતા' એટલે કે પ્રજાની સેવા એ ધર્મ છે, એવી માન્યતા આજના યુગમાં વધારે પ્રસરેલી છે, જ્યારે 'જનેતા'ની સેવા એ તો ધર્મ જ છે. તેમાં માન્યતાનો સવાલ નથી.

**ઊભી ૨૨:—**એની ફતેહનો આધાર એની સમજાવટની શક્તિ પર રહેલો છે. [**દલાલ,** દલીલ]

'એની સમજાવટની શકિત' એ શબ્દો સામાન્ય રીતે કોઈ માનવીના અંગે વપરાયા હોય તેમ બતાવતા હતા, તે સિવાય પણ 'દલાલ'ની ફતેહ તે ગ્રાહકને સમજાવી શકે એના પર અવલંબે છે.

'દલીલ' શબ્દ હોત તો 'સંગીનતા' કે 'પ્રમાણુતા' કે 'આંતરીક બળ' એવો શબ્દ પ્રયોગ થયો હોત.

**ઊભી ૨૩:—**એના તેજ આગળ સામાન્ય માણસ ઝંખવાણો પડી જાય છે. [**વીર,** વીદ્યા]

'વીદ્યા' એ કોઈ પુરૂષ કે સ્ત્રીનું જીવંત સ્વરૂપ નથી. એક પ્રકારની માનસીક કલ્પના છે, જ્યારે 'વીર' માનવી હોય છે. 'વિદ્યા' એના કાલ્પનીક સ્વરૂપમાં વપરાય તો એની આગળ તો બધાં માનવીઓ ઝાંખા લાગે, કારણુ કે 'વીદ્યા' શબ્દ સર્વશ્રેષ્ઠ સરસ્વતીદેવીને લાગુ પડી શકે. એટલે 'વીર' માનવીની પાસે સામાન્ય માણસો ઝંખવાણા લાગે છે તે પુરવાર કરવા ઝાઝી દલીલની જરૂર જણાતી નથી.

**ઊભી ૨૬ :—**જેવી એની નિર્મળતા તેવી તેની કિંમત. [ **નીતિ,** નીર ]

માણુસની 'નીતિ'ની કિંમત તેની શુદ્ધતા ઉપર નભે છે. 'નીતિ' થોડી અશુદ્ધ હોય ને મુદ્દામ અશુદ્ધ પણુ હોઈ શકે એટલે જેટલી એની શુદ્ધી એટલીજ એની કિંમત હોઈ શકે.

'નીર' શબ્દમાં નીર્મળતાની ચડતી ઉતરતી કક્ષા 'નીતિ' જેટલી હોતી નથી. વળી 'કિંમતી' શબ્દ કરતાં 'ઉપયોગીતા' શબ્દ હોત તો 'નીર'ની સાથે યોગ્ય ગણાત.

**ઊભી ૨૭ :—** એના મોહમાં સપડાયલાંના જીવન કરૂણુ રીતે પૂરા થયાં છે. [ **સટ્ટો, સટ્ટા,** સતા ]

'સત્તા'ના મોહમાં સપડાયલાના જીવન કરૂણુ રીતે પૂરા થયાં છે એમ કહી શકાય નહિ. કોઈક નીકળે. 'સટ્ટામાં' સપડાય છે ઘણા, પરંતુ જીવનની ધૂળધાણી કરનાર વસ્તુ તો મોહ છે. એ મોહ એવો હોય છે કે માનવી હોય તે બધું ગુમાવીને પાયમાલ બને છે ને અંતે કરૂણુ રીતે જીવન પૂરૂં કરે છે.

## જોડકાં

**આડી ૬ :—** એના લીધે સ્પર્શ સુખ મળી શકે છે. [**ચામ,** કામ]

**ઊભી ૨ :—** માણુસ એનામાં અટવાઈ જાય છે પછી તેને સૂઝ પડતી નથી. [**વિચાર,** વિકાર]

'ચામ એટલે ત્વચા' અગર ચામડીને લીધે સ્પર્શ સુખ મળી શકે છે એ વાત સર્વના અનુભવની છે. 'કામ' શબ્દને તો આ ચાવી બીલકુલ બંધબેસતી નથી. 'સ્પર્શ સુખથી એ સંતોષ પામે છે' એવી ચાવી હોત તો કામ બરોબર હતું. પરંતુ સ્પર્શ સુખ મળવાનું સાધન 'કામ' નથી 'ચામ' છે, જ્યારે સ્પર્શ સુખથી 'કામ' સાધ્ય છે.

સામાન્ય અનુભવ છે કે માણસ વિચાર વમળમાં ગૂંચવાઈ જાય છે ત્યારે તો તેને માર્ગ સૂઝતો નથી. 'વિકાર'માં માણસ સપડાય છે ત્યારે તો તે બુદ્ધિભ્રષ્ટ બને છે. તેમાં 'સૂઝ પડવા' ન પડવાનો સમય રહેતો જ નથી. તે વખતે તો દેહનું પણ ભાન ભૂલી જાય છે.

**આડી ૧૦** :—ભર ઉનાળે...જતા કેટલીક વખત માણસ પરસેવે નીતરી જાય છે. [**બજારે**, બપોરે]

**ઊભી ૧૧** :—મોટા શહેરની...માં એક વખત સંપૂર્ણ સપડાઈ ગયા પછી માણસ તેમાંથી નીકળી શકતો નથી. [**જાળ**, પોળ]

'કેટલીક વખત' એ શબ્દો સૂચક ને નિર્ણયાત્મક હતા. ભર ઉનાળે બપોરે જતાં માણસ હમેશા અથવા ઘણી વખત પરસેવે નીતરે છે; પરંતુ બજારે જતાં તો કેટલીક વખત જ તેમ બને છે, કારણ કે તે સવારે પણ બજારે જાય ને સાંજે કે રાત્રે પણ જાય તો તે પરસેવે નીતરતો નથી એટલે બજારે તો અમુક વખતે જાય ને તે પણ ભર ઉનાળો હોય તોજ તે પરસેવે નીતરે છે.

ઊભી ચાવીમાં 'નીકળી શકતો નથી' એ શબ્દો જ ઉકેલનું સૂચન કરવા માટે પૂરતા હતા.

ગમે તેવું મોટું શહેર હોય, ગમે તેવી અટપટી ને ગૂંચવાડા ભરેલી પોળ હોય છતાં એમાં ગયેલો માણસ ગમે તેટલો ભૂલો પડે ને રખડે તો પણ તેમાંથી વહેલો મોડો પણ બહાર નીકળી શકે છે. તેમાંથી 'નીકળી શકતો નથી' એવું તો બનતું જ નથી એટલે દેખીતી જ ચાવી સૂચક હતી.

મુંબઈ શહેરમાં તમે એવાં સેંકડો જોશો કે જે લોકો આંહી આવીને આંહીની મોહજાળમાં એવા સપડાઈ જાય છે, વાલકેશ્વરના બંગલા ને કવીન્સ રોડ પરની ઝગઝગતી મોટરકારો જોઇને એવા મહત્વકાંક્ષી બને છે કે એક વખતે આંહી બધું માણી શકાશે, એ લાલસા ને આશામાંથી તેઓ મુક્ત બની શકતા નથી.

**આડી ૧૫**:—આ પાચક છે એમ માનવામાં આવે છે. [**પાન**, પાણી]

**ઊભી ૯**:—બહુ ઓછા માણસો એના પર પ્રભુત્વ મેળવી શકે છે. [**કમાન**, કમાણી]

'એમ માનવામાં આવે છે' એ શબ્દો વિચારવા જેવા હતા. હમેશાં 'છે' ને 'માનવામાં આવે છે' એ બે શબ્દપ્રયોગોમાં ઘણો જ તફાવત છે.

'પાણી' પાચક છે એ વિષે કોઈને શંકા છે નહિ. તે અર્થેજ પાણીનો ઉપયોગ થાય છે. હા કોઇક કોઇક સ્થળનું પાણી એવું હોય છે કે જે પાચનકારક નથી હોતું, પરંતુ તેથી ચાવીના ઉકેલમાં ફેર પડતો નથી, કારણ ચાવીમાં પાણી નામના સામાન્ય નામનો ઉપયોગ થયો હતો. જ્યારે 'પાન' ખાનારા ને બીજા કેટ લાક માને છે કે પાન પાચક છે ને એટલા કારસરજ લોકો પાન ખાય છે. મુખની શોભા ને સ્વાદ ગૌણ વસ્તુ છે.

'કમાણી' પર પ્રભુત્વ મેળવનાર માનવી હજુ જણાયો નથી. ધારે તેટલા ને ધારે ત્યારે 'કમાણી' કરી શકે એવી કોઇ વ્યક્તિ છે નહિ. જ્યારે 'કમાન' એટલે 'ધનુષ્ય' પર પ્રભુત્વ મેળવનાર માનવીઓ ઘણા નહિ પણ બહુ ઓછા હોય છે તે સામાન્ય માહિતીની વાત છે.

**આડી ૧૬** :—કોઇક માણસોની પ્રકૃતિ આવી હોય છે. [**અકળ**, અમળ, અચળ]

**ઊભી ૧૩** :—એનામાં પણ કોઈ વખત સૌંદર્ય હોય છે. [**નાક**, નામ, નાચ]

આ ચાવીના ઉકેલનો મુખ્ય આધાર 'પ્રકૃતિ' શબ્દ હતો. માનવીઓ જાતજાતની પ્રકૃતિ, ખાસિયત કે મિજાજના હોય છે. જુદા જુદા માનવીઓની જુદી જુદી પ્રકૃત્તિ હોય છે. કોઇની પ્રકૃતિ તામસી હોય છે, કોઈની રાજસી હોય છે,

કોઈની કાંઈ ને કોઈની કાંઈ એમ લગભગ દરેક માનવીની પ્રકૃતિ જુદી જુદી જાતની હોય છે. તો પણ એવા કેટલાક માનવીઓ હોય છે કે તેમની પ્રકૃતિ કળી શકાતી નથી. કયા સંજોગોમા તેનો મીજાજ કેવો રહેશે, અમુક પરિસ્થિતિમાં તેમની પ્રકૃતિ કયું સ્વરૂપ ધારણ કરશે તે કહી શકાય તેમ હોતું નથી.

અચળ કે અમળ શબ્દો પ્રકૃતિની સાથે બંધબેસતા નથી. 'પ્રકૃતિ' 'અચળ' કે 'અમળ' હોતી નથી. મન કે નિશ્ચય 'અચળ' હોય છે. ટેક 'અચળ' હોઈ શકે પણ પ્રકૃતિ નહિ.

ઊભી ચાવીમાં પણ શબ્દનો ઉપયોગ થયો હતો. સામાન્ય રીતે તેઓ જે નથી કરતા તે તેમણે કર્યું તે વસ્તુનો ભારપૂર્વક નિર્દેશ કરવા પણ શબ્દનો ઉપયોગ થાય છે.

એ રીતે 'નાક' એ અવયવ એવું છે કે સામાન્ય રીતે તેનામાં સૌંદર્ય હોતું નથી પણ તે છતાં કોઈક પુરુષ કે નારીનાં નાક એવા હોય છે કે તેનામાં સૌંદર્ય દેખાય છે. સુંદર સ્ત્રીના નાકને કવિઓએ દીપકની જ્યોત સાથે સરખાવેલ છે ને એમાં સૌંદર્યનું આરોપણ કરે છે એટલે 'કોઈક વખતે' એ શબ્દો 'નાક' બતાવતા હતા.

'નામ' હોત તો સૌંદર્ય વિશેષણ યોગ્ય ન ગણાત. 'મધુર' કે 'મોહક' શબ્દ વપરાયા હોત. 'નાચ' કોઈક વખત નહીં પણ ઘણી વખત સૌંદર્યથી ભરપુર હોય છે. 'નાચ' કોઈક જ વખત સૌંદર્યપૂર્ણ હોય છે એમ કહેવું તે બરો બર નથી, કારણ કે કોઈકજ વખત નાચ એવાં હોય છે કે જેમાં સૌંદર્ય હોતું નથી.

## જન્મભૂમિ શબ્દવ્યૂહ નં. ૭

**આડી ૭**:—એની પૂર્ણ કલા પ્રગટ થાય છે ત્યારે પ્રેમીઓનાં હૃદય દ્રવે છે. [**વીણા**, વીધુ, વીભા, વીચી]

આ ચાવીમાં 'વીધુ' શબ્દ 'વીણા' કરતાં વધારે બંધ બેસતો હતો, પણ તેને રદ કરવાનાં બે કારણો હતાં:

એક તો એ કે 'વીધુ'માં વિ' હ્રસ્વ હતો.

બીજું સબળ કારણ ઊભી ચાવી ૩ હતી. 'વીધુ' હોય તો ઊભી ચાવી નં. ૩ 'વધુ' શબ્દ બનાવે જે શબ્દ સંપૂર્ણ અર્થવાળો છે—અર્થહીન નહિ.

જ્યારે વીણામાં 'વણા' શબ્દનો કશો અર્થ થતો નથી.

**આડી ૧૧**:—કોઈક વખતે એ પણ બીપણ હોય છે. [**ગાન**, જીન, રાન, વન, મૌન, શ્વાન]

આમાં 'ગાન' 'શ્વાન' 'વન' 'ખૂન' એ શબ્દ મૂખ્યત્વે સૂઝે તેવા હતા. વન કોઈ વખતે નહિ પણ ઘણી વખત બીપણ હોય છે. ખૂન તો હંમેશા બીપણ હોય છે. 'શ્વાન' બીપણ હોવાને બદલે કોઈ વખતે 'બીપણ' બને છે એમ કહેવાય, જ્યારે 'ગાન' સામાન્ય રીતે મધુર ને કર્ણપ્રિય હોય છે, પરંતુ કોઈ વખતે એ 'ગાન' બીપણ પણ હોય છે. એવું ગીત સાંભળીને માણસની કાયા પણ થરથરી ઊઠે છે. વળી 'પણ' શબ્દનો પ્રયોગ સૂચક હતો. 'ગીત'નો સામાન્ય ગુણ મધુરતા છે, પણ કોઈ વખતે એ બીપણ બને છે. તેના સામાન્ય ગુણથી જુદી જાતની વાત થઇ એટલે જ 'પણ' શબ્દનો પ્રયોગ થયો હતો.

**આડી ૨૯ :**— કોઈક ઉઠાવગીરોનાં .........માં કેટલાક ભોળા માણસો ફસાઈ જાય છે. [**ફંદા**, **ફંદ**, ફંડ]

ઉઠાવગીરો ફંડ કરતા નથી, ફંદા અથવા ફંદ ઉભા કરે છે અને તેમાં ભોળા માણસો ફસાઈ જાય છે.

**આડી ૩૧** :—અંતે તો દુનિયા...ની છે [**માયા**, માટી, માન]

'અંતે તો' એ શબ્દો 'માયા'નોજ નિર્દેષ કરતા હતા. બીજું 'દુનિયા' શબ્દનો અર્થ સૃષ્ટિ—'સંસાર' થાય છે. તે કાંઈ 'માટી'નો હોતો નથી. હા 'પૃથ્વી' શબ્દ 'દુનિયા'ને સ્થાને હોત તો 'માટી' વધારે યોગ્ય ગણાત, કારણ કે 'પૃથ્વી' એટલે માત્ર જડ જમીન. જ્યારે દુનિયામાં 'પૃથ્વી' ઉપરાંત ચેતન સમાઈ જાય છે.

**આડી ૩૪** :—એમાં ફસાયા પછી, માણસ હંમેશા ભયભીત રહે છે. [**ગુના, ગુનો**, ગુફા]

આમાં 'ગુફા' શબ્દ યોગ્ય ન હતો, કારણ કે માણસ તેમાં એક વખત સપડાયા પછી 'હમેશાં' ભયભીત રહેતો નથી. વળી 'ગુફા'માં માણસ સપડાય તો ત્યાં હમેશાં ભરાઈ રહેતો નથી, તેમાંથી મુક્ત બને છે. જ્યારે 'ગુના'માં સપડાયેલો માણસ તો ભયથી વ્યાપ્તજ રહે છે. ગુનો કર્યો છે એ જ્ઞાન હૃદયને શાંતિ લેવા દેતું નથી. ને એક વખત ગુનો થયો પછી તે ન થયો એ બનતું નથી. કરેલું કાર્ય ન કરેલું બનતું નથી. તેને કારણે જ તે 'હમેશાં' ભયભીત રહે છે.

### ઊભી ચાવીઓ

**ઊભી ૧૪** :—જેના હાથમાં એ હોય છે તેમાંના કેટલાંક એને નુકશાન કરીને પોતાનાં ખિસ્સા ભરે છે. [**જાગીર**, સગીર]

આ ચાવીમાં 'જેના હાથમાં' એ શબ્દો 'જાગીર'નો ઉકેલ સૂચવતાં હતાં. જાગીર કોઈ માણસના હાથમાં રહે છે. સગીર કોઈ માણસની નીચે કે સંભાળમાં રહે છે. બીજું સગીર કોઈ એક માણસની સંભાળમાં હોય છતાં તેનો પૈસો ન હોય તો પેલો વાલી તેના પોતાના ખિસ્સા કેવી રીતે ભરી શકે ? જ્યારે 'જાગીર'માં તો પૈસા હોય જ.

**ઊભી ૨૧** :—કોક માણસો આવા પણ હોય છે. [**શાની**, માની, ધુની, ખૂની, જ્ઞાની, મુની]

આ ચાવીની રચના એવી હતી કે જેમાં એક કરતાં વધારે શબ્દો બંધ બેસતા લાગતા હતા. પહેલી નજરે 'ધુની' કે 'માની' શબ્દો યોગ્ય લાગતા હતા, પણ આ દુનિયામાં 'માની' માણસો કોઈક નહિ પણ ઘણાં હોય છે. 'ખૂની' માણસો તો જવલ્લેજ મળે છે. તેની સંખ્યા તો 'કોઈક' શબ્દથી નિર્દેશ થતી સંખ્યાના કરતા પણ ઓછી ગણાય. 'ધુની' માણસોની સંખ્યા ઘણી નહિ તો પણ 'કોઇક'થી નિર્દેશ થતી સંખ્યા કરતાં તો વધારે છે. ખરી રીતે તો માનસશાસ્ત્રીઓ કહે છે કે આપણે બધાંજ 'ધુની' છીએ. દરેક માણસનાં મનમાં કે મગજમાં એક કે બીજા પ્રકારની 'ધુન' હોયજ છે. ને એ રીતે દરેક માણસ વધતે કે ઓછે અંશે 'ધુની' હોય છે.

**ઊભી ૨૬**:—માણસની પહેલી ફરજ પોતાનાં ...નું કલ્યાણ કરવાની છે. [**દેહ**, દેશ, દેવ]

આ ચાવીમાં 'કલ્યાણ કરવું' એ શબ્દ વપરાયો હતો. હવે 'દેશનું કલ્યાણ કરું છું' એમ કહેવાની ધૃષ્ટતા કોઈ કરી શકે નહિં. ગાંધીજી પણ એમ નથી કહેતા કે 'હું દેશનું કલ્યાણ કરૂં છું.' તેઓ કે બીજા કોઈ માત્ર દેશની 'સેવા' કરી શકે.

ચાવીનો બીજો સૂચક શબ્દ 'પ્રથમ' હતો. હવે પ્રથમ ફરજ કઇ? પ્રથમ ફરજ માનવીની પોતાનાથી જ શરૂ થાય છે. આ ચાવીની રચના વખતે મહાકવિ કાલીદાસનું એક સૂત્ર મને યાદ આવ્યું હતું. તે હતું: **शरीरमाद्यं खलु धर्मसाधनम्**

'ધર્મનું મુખ્ય અને પહેલું સાધન શરીર છે.' પાર્વતી જ્યારે ખૂબ તપ કરીને શરીરને

કૃશ બનાવતાં હતા ત્યારે તેમને ઉદ્દેશીને દેહને બચાવવા માટે આ સૂત્ર તેમની સમક્ષ ઉચ્ચારવામાં આવ્યું હતું ને તેનું તાત્પર્ય એ હતું કે ધર્મ, સેવા, ફરજ એ સર્વ દેહ હશે તો થઈ શકશે. દેહ નહિ હોય તો તે બધું અશક્ય છે. એ રીતે દેહ શબ્દ જ અહીં યોગ્ય હતો.

**જોડકાં**

**આડી ૧૨ :—**એકજ સ્થળે થતા ચાલુ ઘર્ષણથી ધરતી પર ..પડે છે. [**ચીલા, ચીલો** ચીરા]

**ઊભી ૮ :—**જેમ વધારે પોષણ મળે તેમ વધારે પ્રસરે છે. [**વેલા**, કલા, કરા]

આ ચાવીમાં 'ચીરા' શબ્દ યોગ્ય ન હતો, કારણ કે ધરતીના દેહ પરનાં ઘર્ષણથી 'ચીરા' પડતા નથી. 'ચીરા' તો ધરતીકંપ કે એવો કોઈ ઉલ્કાપાત થાય ત્યારે જ ધરતીને ફાડી નાખે છે ને ચીરા દેખાય છે. વળી 'ચીરા' માટે 'એકજ સ્થળે' ને તે પણ 'ચાલુ' ઘર્ષણની જરૂર ન હતી. 'ચીરા' તો એકાદ ઘાથી એક જ વખતમાં પડી શકે. જ્યારે 'ચીલા' ચાલુ ઘર્ષણથી કેવી રીતે પડે છે તે તો આપણા નીશદીનના અનુભવની વાત છે.

ઊભી ચાવીમાં 'વેલા' કે 'વેરા' શબ્દોમાં 'વેલા' શબ્દ તરત નક્કી થતો હતો, કારણ કે કરવેરા ને કદી પોષણ મળતું નથી. ને મળે છે તો પણ તે કાંઈ પ્રસરતો નથી. ઘણી વખત એનો પ્રસાર તો 'વેરા' નાખતી વખતે નક્કી થઈજ ગયો હોય છે એટલે તેને વધારે વિસ્તાર પ્રસરવા માટે રહેતો નથી.

**આડી ૧૯ :—** એનો આકાર ન્હાનો છતાં તેમાં રસ ભર્યો હોય છે. [**તલ,** દીલ]

**ઊભી ૧૬ :—**ઘણા લોકો એમાં માનતા નથી. [**મંતર,** મંદિર]

આ ચાવીમાં ઊભી ચાવી નં. ૧૬ તરતજ નિર્ણય કરતી હતી. ઘણા માણસોજ 'મંતર'માં માનતા નથી, જ્યારે મંદીરમાં માનનારાઓની સંખ્યા તો હજુએ ઘણી છે. ને તેથી નક્કી કરવાપણું રહેતું ન હતું, તે છતાં 'તલ' ને 'દીલ' પચ્ચે નક્કી કરાવનાર શબ્દ 'આકાર' હતો. 'તલ'ને 'આકાર' હોય છે, પણ 'દીલ'ને 'આકાર' હોતો જ નથી. 'દીલ' તો માનવીનાં દેહમાં વસતી કોઈ અપાર્થિવ વસ્તુ છે. તે કોઈ નક્કર દેખી શકાય તેવી વસ્તુ નથી? એટલે તે નીરાકાર છે, પછી તેના આકારનો પ્રશ્ન રહ્યો જ ક્યાંથી ?

**આડી ૨૨ :—** માણસ માત્રનો દેહ તેનાથી વ્યાપ્ત હોય છે. [**રગ,** રજ]

**ઊભી ૧૮ : —** નારીનાં હૃદયનો ...... પ્રાપ્ત કરવાનું ભાગ્ય કોકનુંજ હોય છે. [ **તાગ,** તાજ ]

'નારીના હૃદયનો તાજ પ્રાપ્ત કરવો' એ વાક્ય સુસંગત હતું નહિ, તેમજ તેનો કોઈ સમજી શકાય તેવો અર્થ નીકળતો ન હતો. 'નારીના હૃદયનો તાજ બનવું' એ વાક્યમાં અર્થ બને છે, પણ હૃદયનો તાજ એટલે મુગટ પ્રાપ્ત કરવો એ વાક્ય કોઈ રીતે બંધબેસતું થતું નહતું. જ્યારે 'તાગ' મેળવવો મુશ્કેલ છે એ વાત તો જાણીતી છે. નારીનાં હૃદયનો 'તાગ' મેળવી શકાતો નથી. આમ થતાં આડી ચાવીમાં રગ અનુકૂળ આવે છે.

**આડી ૨૫ :—**એને સાચવી શકે તેવા માણસો બહુ ઓછા હોય છે. [ **મિત્ર,** મિતી]

**ઊભી ૨૩ :—**આજની વિયોગી નારી દરરોજ...ની રાહ જુવે છે. [ **પત્ર,** પતિ ]

મિતી શબ્દ વાપરીએ તો તેનો અર્થ તિથિ કે તારીખ થાય છે. હવે માણસ મિતીને જાળવી શકતો નથી એમ કહેવું તે પ્રયોગમાં કશો સંગત અર્થ નીકળતો નથી. જ્યારે 'મિત્ર' શબ્દ બરોબર ચાવીમાં બેસી જાય છે ને તે વાત સાચી છે.

ઊભી ચાવી ૨૩ માં 'પતિ' ને 'પત્ર' વચ્ચે પસંદગી કરવા પ્રેરનાર ચાવીના શબ્દો 'આજની' અને 'દરરોજ' હતાં. પહેલાં તો આડી ચાવીએ પત્ર શબ્દ નક્કી કરી આપ્યો હતો તેમાં આ ચાવીની રચના મદદકર્તા હતી.

પહેલાના વખતમાં 'પતિ' પરદેશ જતો, તો તે કયારે આવશે તે કહી શકાતું ન હતું એટલે 'નારી' દરરોજ 'પતિ'ની રાહ જોતી, 'પત્ર'ની નહિ. કારણકે પહેલાના વખતે 'પત્ર' 'દરરોજ' આવતા ન હતા.

આજની નારી 'પતિ' કયારે ને કઈ તારીખે આવવાનો છે તે જાણે છે, એટલે દરરોજ વાટ જોવાની જરા પણ જરૂર હોતી નથી, જ્યારે પત્ર આજે દરરોજ આવે છે એટલે સ્હેજે તે દરરોજ પત્રની રાહ જુએ.

**આડી ૨૬** :– સામાન્ય રીતે માણસ એની અવગણના કરી શકતો નથી. [**દેશાચાર**, દેશાવર]

**ઊભી ૨૪**:– કોઈક પ્રસંગે એનાં ઝરણાં અખૂટ વહે છે. [ **વાચા**, વાવ]

દેશાવર એટલે પરદેશ તેની અવગણના કરવી એટલે શું? માણસ સામાન્ય રીતે તેની અવગણના કરી શકયો નથી. ચાવીમાં દેશાચાર એટલે રૂઢી કે જે સમાજમાં પોતે રહેતો હોય તેના રિતરીવાજ થાય છે. ને સામાન્ય રીતે માણસ તેને અનુસરે છે જ. કોઈ તે સામે બળવો જગવે છે કે તેને પાળતો નથી એ વાત જવલ્લેજ બને છે ને તેથી 'હમેશા' અવગણના નથી કરી શકતો એમ લખ્યું ન હતું પણ મુખ્ય વાત તો એ હતી કે દેશાવરની અવગણના કરી શકતો નથી એમ કહેવું તે સાર્થ ન હતું.

'વાચા' ને વાવ'માં 'પ્રસંગે' શબ્દ નિર્ણયાત્મક હતા. 'વાવ' હોત તો કોઈક સ્થળે એમ લખ્યું હોત. જ્યારે વાણીના ઝરણાં તો કોઈ પરિષદ, સભા, ચર્ચા અગર તો કોઈ ઝગડો કે વાદવિવાદ જોયો હોય તો ખબર પડે કે તે કેવી અખંડ વહે છે.

## *જન્મભૂમિ શબ્દવ્યૂહ નં. ૮

**આડી ૪**:—એનો ભોગ બનનારા કેટલાંક સંકૂચિત મનના માણસો રોષીત બને છે. [**ઠઠ્ઠાબાજી**, ઠગબાજ, ઠગબાજી, ઠઠ્ઠાબાજ]

ઠગબાજી સંબંધી વિચાર કરતાં ઠગબાજીનો ભોગ થતાં તો દરેક માણસ રોષીત બને જ. ઉદાર, સંકૂચિત, ધીરા, ઉતાવળા દરેકને ઠગવામાં આવે તો એ બધા ઠગબાજને કે ઠગને પહોંચી વળે કે નહિ તે જુદી વાત છે, પણ તે તરફ રોષીત તો જરૂર જ બને અને એમ કરવામાં તેઓ સ્વાભાવિક હોઈ તે માટે તેને સંકૂચીત મનનાં પણ કહી શકાય નહિ.

'સંકૂચીત મનનાં માણસો' એ ઠઠ્ઠાબાજીને વિચાર કરવાનું સૂઝયું. તે કોઈ મહાન અનર્થકારક અવગુણ નથી તેમ તે સભ્ય પુરુષને યોગ્ય સદ્‌ગુણ પણ નથી. ઠઠ્ઠાબાજીને વિનોદ કહી શકાય નહિ. ઠઠ્ઠાબાજીમાં તો અણછાજતો મિથ્યા પ્રલાપ છે. તેનો ભોગ બનતાં ઉદાસીનતા સેવી ચલાવી લે છે, પણ સંકૂચીત મનનાં હોય તે ચલાવી લઈ શકતાં નથી, અને તેથી રોષીત બને છે. આવી સમજથી આ જગ્યાએ ઠઠ્ઠાબાજી શબ્દ યોજ્યો છે.

**આડી ૧૦** :–એને પ્રાપ્ત કરી શકનાર માનવીની શક્તિ અલૌકિક મનાય છે. [**ઇલમ**, ઇનામ.]

ઇનામ શબ્દને આપણે ઉડાવી નાખીએ તેમ છીએ કારણ કે :

*ઇનામી દલીલો

(૧) ઈનામ પ્રાપ્ત કરવામાં કોઈનીય શક્તિ અલૌકીક ન થઈ શકે. (૨) ઈલમ પ્રાપ્ત કરવો એટલે શાસ્ત્ર, કળા, કે મેલી વિદ્યા પર પ્રભુત્વ મેળવવું તે. ગાંધીજીએ અહીંસાનું ઈલમ પ્રાપ્ત કર્યું છે ને જગતભરમાં જાણીતા થયા છે. આમ ઈલિમને પ્રાપ્ત કરનાર અલૌકીક થઈ શકે છે. (૩) ઈનામ પ્રાપ્ત કરનાર માનવી માનવંતો બને છે. ત્યારે ઈલમ પ્રાપ્ત કરનાર અલૌકીક થાય છે.

**આડી ૧૨ :**—માણસ માણસ પ્રતિ... આચરે છે ત્યારે વિચારવંત માનવીને શોચ થાય છે. [ **શઠતા,** શત્રુતા, શમતા ]

શમતા આચરવાથી વિચારવંત માણસને દુઃખ ન થાય, એટલે તે શબ્દ નકામો છે.

ચાવીમાં 'વિચારવંત' શબ્દ આપણને ખરો માર્ગ શોધી આપે છે. જ્યારે માણસ બીજા માણસ તરફ વેર કરે ત્યારે ગમે તે પ્રકારના માણસને દુઃખ થાય જ, પછી તે વિચારવંત હોય કે સાધારણ બુદ્ધિવાળો હોય.

વળી એક માણસ બીજા માણસ પ્રતિ શઠતા આચરતો હોય ત્યારે તટસ્થ માણસ વિચારવંત હોય તોજ તે લુચ્ચાઈ શોધી શકે. અને તેથી તેને દુઃખ થાય, પરંતુ સાધારણ માણસ તે શોધી શકે નહિ અને તેથી તેને દુઃખ થવાનું કારણ રહેતું નથી. જો 'શત્રુતા' શબ્દ હોત તો 'આચરે છે' શબ્દોની જગ્યાએ 'કરે છે' શબ્દો ચાવીમાં આપ્યા હોત.

**આડી ૨૦ :**—ઘણા ભાગે આકર્ષક હોય છે. [**રાસ,** રાગ, રાજ, રાણી, રાત્રી, રામા]

રાગ એને જ કહી શકાય, કે જે સંપૂર્ણ આકર્ષક હોય, એટલે 'રાગ' ઘણા ભાગે આકર્ષક હોય છે એમ કહી શકાય નહિ. 'રાજ' પ્રદેશના અર્થમાં ઘટાવીએ તો બધા પ્રદેશો કંઈ આકર્ષક થોડા છે? રાણી ઘણા ભાગે આકર્ષક હોય છે એવો કોઈ નિયમ નથી. મહિનાની બધી રાત્રીઓમાં શુકલ પક્ષમાં, તેમાં યે પૂર્ણિમાની રાત્રી કોઈ વેળા આકર્ષક હોય છે, પણ તેથી રાત્રીઓ ઘણા ભાગે આકર્ષક હોય છે એમ ઠરતું નથી. રામા એટલે સુંદર સ્ત્રી. એ તો સંપૂર્ણ આકર્ષક હોય છે જ.

'રાસ'નો પ્રયોગ ઘણા ભાગે આકર્ષક હોય છે. રાસની રચના, દિલને ઘણા ભાગે આકર્ષી શકે છે. રાસનું આકર્ષણ આપણે નવરાત્રિના તહેવારો દરમિયાન જોઈ શકીએ છીએ. તેથી દરેક રીતે 'રાસ' શબ્દ જ આ ચાવી માટે બંધબેસતો છે.

## *જન્મભૂમિ શબ્દવ્યૂહ નં. ૯

**આડી ૧૦ :**— જૂના વખતના માણસો એના વધારે ભોગી હતા. [ **રથ,** રમા, રતી ]

'રણ' શબ્દ લડાઈનો મેદાનના અર્થમાં ઘટાવતાં પણ અનુરૂપ નથી. 'રણશુરા રજપુતો' એ પંક્તિઓ મશહુર છે; પરંતુ માનવજાત રણ-શુરી કે રણભોગી હતી એ કહેવામાં તથ્ય નથી.

હવે માત્ર 'રથ' જ રહે છે. ભૂતકાળમાં 'રથ'ની મહત્તા ખૂબ અંકાતી. એ જમાનાની વાર્તાઓ અને ઈતિહાસોમાં 'રથ'ની મહત્તા સિદ્ધ થઈ છે. ને જૂના વખતમાં વર્તમાન કાળના આગગાડી, સ્ટીમર, એરોપ્લેન કે તેવા બીજાં સાધનો વિદ્યમાન ન હતાં. એ રીતે પણ 'રથ' શબ્દ ચાવીને ઉચિત છે. આમ ચાવીને 'રથ' શબ્દ યોજવો સારો હતો.

* આમાંની દલીલો હરીફોની છે તે માટે તેમને ઈનામો મળ્યા છે.

**આડી ૧૨** :– વિયોગી નારીનાં દિલમાં હંમેશા આ હોય છે. [**રમણ**, રટણ]

વિયોગી નારીનાં દિલમાં રટણ હોય છે, એની કોઈ ના કહી શકે તેમ નથી, પણ ચાવીમાં કોનું રટણ એ આપેલ નથી, જેથી રટણ શબ્દ નકામો બને છે.

રમણ એટલે ધણી–કાન્ત અને તે હમેશાં તેના દિલમાં મૂર્તિમંત રહ્યાજ કરે છે. ખાતાં, પીતાં, સૂતાં કે બેસતાં તેને જ નજર આગળ દેખ્યા કરે છે, એટલે રમણ શબ્દ ઉપર્યુક્ત વિયોગી નારીનો નિર્દેશ કરે છે.

**ઊભી ચાવીઓ**

**ઊભી ૧** :–કેટલીક જમીનમાંજ...થાય છે. [**ધાતુ**, ધાન્ય, ધાણા]

'કેટલીક' અને 'માંજ' એ શબ્દપ્રયોગો વિચારોની ઝીણવટ પછી અનુરૂપ શબ્દને આબાદ પકડે છે. તેમાંયે 'માં'ની સાથે 'જ'નો વપરાશ વ્યૂહ રચયીતાની સરસ શક્તિનો ખ્યાલ આપે છે.

ધાણા અને ધાન્ય એ બન્ને જમીન ઉપર થાય છે. એટલે કે છોડામાં હોય એ જમીનમાં નથી. જમીનમાં તો મૂળિયા હોય છે. આમ ચાવીનો 'માંજ' શબ્દ પ્રયોગ ધાણા અને ધાન્ય સિવાયના કોઈ ત્રીજા શબ્દને જ સૂચવે છે.

ધાતુ તમામ જમીનમાં થતી નથી, ને વિશેષમાં ચાવીનો 'માંજ' (જમીનની અંદર) શબ્દ ધાતુનેજ સૂચવી શકે. સામાન્ય રીતે જમીનમાં ધાતુ 'હોય છે' એમ બોલાય છે; છતાં 'થાય છે' એ શબ્દ પ્રયોગ વધુ સરસ છે.

**ઊભી ૫** :—ધણાની કિંમત આજે કોડીની પણ લેખાતી નથી. [**કરાર**, કટાર, કબર]

રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે કાયમી સંધી જળવાય એવી જાતના કોલકરાર તૈયાર કરી તેના ઉપર મતાં મારે છે. પાછળથી અમુક રાષ્ટ્ર બળવાન બને છે ત્યારે જૂના કરાર ઉપર લાલ શાહીના લીટા મારી સામા પક્ષને પડકાર કરે છે. દુનિયામાં ચોતરફ 'બળીઆના બે ભાગ' જેવી સ્થિતિ હોય ત્યાં આવા 'કરાર'ની કિંમત કોડીની પણ ન રહે. એમાં નવાઈ શું ?

**ઊભી ૬** :—શ્રીમંતો જ્યારે વધુ પડતો... કરે છે ત્યારે તેમાંના કેટલાક સાન ગુમાવે છે. [**નફો**, નશો]

'તેમાંના કેટલાક સાન ગુમાવે છે' એ શબ્દો નશાને તદ્દન ઉડાડી દે છે, કારણ કે નશાથી તો દરેક માણસો (શ્રીમંત યાને ગરીબ) સાન ગુમાવેજ, ત્યારે ચાવીમાં 'કેટલાક' શબ્દ આપેલો છે, તે ઉપરથી સમજાય છે કે દરેક શ્રીમંતો નફો કરે છે, પરંતુ સાન તો કેટલાક શ્રીમંતો જ ગુમાવે છે.

શ્રીમંતો નફો મેળવે, પરંતુ દરેક સાન ગુમાવે તેવા ન હોઈ શકે. ફક્ત કેટલાક શ્રીમંતોજ એવા હોય કે જે પોતાની શ્રીમંતાઈના મદને લીધે પોતાની ચૂસણ વ્યાજનીતિ ચલાવી ગરીબ જનતાને ખૂંદી રહ્યા હોય.

**ઊભી ૧૯** :—ઘણા ગામડાઓમાં...હોય છે. [**દાયણ**, દાતણ]

દાતણ તો દરેક ગામડામાં હોય છે. વળી શહેરમાં પણ હોય છે. એટલે દાતણ શબ્દ રદ થાય છે.

દાયણ એટલે સુયાણી. શહેરમાં ડોકટરો અને નર્સો મળે છે. પણ ગામડામાં તે સગવડ હોતી નથી. એટલે પ્રસવ કરાવવાનું કામ ત્યાં દાયણ કરે છે. વળી દાયણ ઘણાં ખરાં ગામડાંમાં હોય છે. વણ કોઈ કોઈ ગામમાં હોતી નથી. એટલે આ સ્થળે દાયણ શબ્દજ વધુ બંધ બેસતો જણાય છે.

**ઊભી ૨૭** :–મુગ્ધ બાળા...રૂપી રેશમી દોરીથી બંધાયેલી હોય છે. [**લજ્જા**, લગ્ન]

ચાવીમાં યોજકે મુગ્ધબાળા શબ્દ વાપર્યો છે. યુવતી અને મુગ્ધબાળા આ બેમાં બહુ ફેર છે. યુવતી એટલે ૧૬ થી ૩૦ વરસ સુધીની યુવાન સ્ત્રી. યુવતીની અવસ્થા બાળા ગણાતી નથી. તેમ લગ્ન એ ખાસ કરીને બાળાનું નહિ પણ યુવતીનુંજ ગણાય.

વળી ચાવીમાં 'રેશમી દોરી' શબ્દ ખાસ કરીને લજ્જા શબ્દનું વિશેષ સૂચન કરે છે. કારણ રેશમમાં જેવો મુલાયમપણાનો ગુણ છે તેવોજ ગુણ લજ્જા શબ્દમાં પણ દૃષ્ટિગોચર થાય છે, એટલે કે લજ્જતની મારી તે વડીલોની આમન્યા પાળી શકે છે.

**જોડકાં**

**આડી ૭ :**—શુષ્ક હોય છે ત્યારે જીવન-પ્રવાસ નિરસ બને છે. [ **રમા,** રસ ]

**ઊભી ૩ :**—ભલભલા પણ જાજ્વલ્યમાન આગળ પીગળી જાય છે. [**ભામા,** ભાસ]

ભાસ એટલે કોઈ દેખાવથી ઘણા અંજાઈ શકે, પરંતુ અહીં તો પીગળી જવાની વાત સ્પષ્ટ છે, એટલે આ શબ્દ પણ બંધબેસ્તો નથી.

છેવટ ભામા અને રમાનું પૃથક્કરણ કરતાં ભામા એટલે સ્ત્રી એ જગન્નિયંતાની એવી કૃતી છે કે ભલભલા પણ જાજ્વલ્યમાન ભામા આગળ પીગળી જાય છે.

**આડી ૮ :**—કોઈક માણસો જોઈને આપણને આવા પ્રાણીનો ખ્યાલ આવે છે. [ **વાંદા,** વાંકા ]

**ઊભી ૨ :**—એના આદેશની અવગણના કરવી અયોગ્ય છે. [ **સરદાર,** સરકાર ]

'અવગણના કરવી અયોગ્ય છે.' આ શબ્દો સરકાર શબ્દ ફીટ કરવા જતાં જરા પણ બંધ નથીજ બેસતા. કોઈ પણ શાસન કરનારી સત્તાના કાયદાની અવગણના કરી શકાય જ નહીં. કરનારને બહુ જ મોંઘા મુલ આપવા પડે. એટલે આ હિસાબે સરકાર શબ્દ બાતલ જાય છે.

જ્યારે સરદાર શબ્દ ચાવી મુજબ આબાદ બંધ બેસે છે. નાયક, ઉપરી અધીકારીના આદેશને (હુકમને) ન ગણકારવા (અવગણના કરવી) તે જરૂર અયોગ્ય છે. એમ ઉપદેશાત્મક ચાવી હોઈ શકે, એટલે ત્યાં "સરદાર" શબ્દજ ફીટ થાય છે.

**આડી ૧૫:**— અતિ વિસ્તૃત...સામાન્ય વપરાશમાં નિરૂપયોગી છે. [**નાળ,** માળ]

**ઊભી ૧૧ :** — હવે બહુ ઓછા માણસો એની અગત્ય સ્વીકારે છે. [**જનાનો,** જમાનો]

જમાનો (વખત) ની અગત્યતા ઓછા માણસો સ્વીકારે તે કેવળ ખોટું છે, કારણ કે વખતની કિંમત ઘણીજ છે. 'હવે' શબ્દ જણાવે છે કે જનાનાની અગત્ય બહુ ઓછા માણસો સ્વિકારે છે. પહેલાંના જૂના વિચારના માણસો જનાનાની અગત્ય બહુજ સ્વીકારતા હતા પરન્તુ હાલ હવે આ જમાનામાં એવું જરાપણ બનતુંજ નથી.

જનાનો અને નાળ બંન્ને ઓતપ્રોત છે પરન્તુ આપણે વિચાર કરીએ તો અતિ વિસ્તૃત માળ સામાન્ય વપરાશમાં નિરૂપયોગીને બદલે ઘણોજ ઉપયોગી છે. નાનો અને સાંકડો માળ નિરૂપયોગી છે. જ્યારે અતિ વિસ્તૃત નાળ તદ્દન નિરૂપયોગી છે. નાળ એટલે નાના વાછડા કે વાછડીને છાશ વગેરે પાવાની નાળ. આથી 'જનાનો' અને 'નાળ'જ તદ્દન સાચા ઉકેલ છે તે નિર્વિવાદ વાત છે.

**આડી ૧૬ :**—આવા માણસો પ્રતિ કોઇક તિરસ્કાર દર્શાવે છે. [**મૂર્તિપુજક,** મૂર્તિભંજક]

**ઊભી ૧૭ :**—ઘણા માણસોને...ની ક્રિયા ગમે છે. [**પુજન,** ભંજન]

ભંજક એટલે નાશ કરનાર. તેના પ્રતિ તો દરેક તિરસ્કારથીજ જુવે છે, પણ ચાવીના

યોજકે 'કોઇકિ' શબ્દ સૂચન રૂપે મૂકી ભંજક શબ્દની પસંદગી તોડી નાખી છે. તેમ ઊભી ચાવીમાં 'ભંજનની ક્રિયા' એટલે ભાંગ ફોડનું કામ ઘણાને ગમે નહિ, એવું કામ તો કોઇકિજ વ્યકિતને પસંદ પડે એથી કરીને જ ઊભી ચાવીમાં 'ઘણા માણસોને' શબ્દની પસંદગી અટકાવેલી છે.

પૂજક એટલે **પૂજા કરનાર.** મૂર્તિ પુજ-નારનો કોઈ તિરસ્કાર કરતું નથી. ઊભી ચાવીમાં પુજન શબ્દ બને છે. પૂજનનું કામ દરેકને ગમે છે. ચહાય હિન્દુ હોય કે મુસલમાન હોય. કારણ હિંદુને તો પૂજનની ક્રિયા પસંદ હોયજ, પણ મુસલમાનો કબર ઉપર ફૂલ ચઢાવે છે તે શું છે? એ પણ એક પ્રકારની પૂજનની ક્રિયા જ છે.

**આડી ૨૭** :—દરેક વસ્તુ માટે સંયોગો પ્રમાણે...સવુંજ હિતાવહ છે. [**વિકા,** વિમા]

**ઊભી ૧૮** :—એના સાણસામાંથી માણસ છૂટી શકતો નથી. [**જકાત,** જમાત]

"દરેક વસ્તુ મા સંયોગો પ્રમાણે વિમા(સવું)જ હિતાવહ છે." એમ કહેવું તદ્દન અયોગ્ય છે. "સંયોગો પ્રમાણેજ વિમા-(સવું)" એમ ચાવી હોત તો વિમા(સવું) શબ્દ યોગ્ય ગણાત. વળી દરેક વસ્તુ માટે વિકા-(સવું) (વિકાસ કરવો) તે હિતાવહ છેજ, એ પૂર્ણ સત્ય છે. કારણ માણસ પોતે પ્રગતિ ચાહતો હોય તો તેણે દરેક વસ્તુમાં સંયોગ અને તક મળે એટલે પોતાનો વિકાસ કરી લેવો જોઈએ. તેથી વિકા(સવું) જ યોગ્ય શબ્દ છે તે માટે કંઇ શંકા રહેતી નથી.

વળી ઊભી ચાવી માટે 'જમાત' કરતાં 'જકાત' વધુ સારો શબ્દ છે, કારણ જમાતના સાણસામાંથી માણસ સપડાયા પછી ન છૂટી શકે, પરંતુ 'સપડાયા પછી' એવા શબ્દો ચાવીમાં નથી. અને 'જકાત' ના સાણસામાંથી તો કોઈ છુટીજ નથી શકતું તે આજના જકાત ખાતાની વ્યવસ્થા જાણનાર સમજી શકે એમ છે. માટે જમાત–વિમા (સવું) કરતાં જકાત–વિકા (સવું) નું જોડકું જ વધારે યોગ્ય છે.

**આડી ૨૫** :—કામ પાર પાડવા માણસ માણસનો...જરૂરી છે. [**સંપ,** ખપ]

**ઊભી ૨૨** :—ઘણા માણસોનું હૃદય...આવે ત્યારે ખીલે છે. [**વસંત,** વખત]

કામ 'પાર પાડવા' અને 'માણસ માણ-સનો' એ શબ્દો 'સંપને' પસંદગી આપવા પૂરતા છે. જ્યારે 'ખપ' એ શબ્દો બંધ-બેસતાં નથી થતાં. જો ઠરાવેલ ઉકેલ તરીકે 'ખપ' હોત તો 'આ દુનિયામાં માણસને માણસનો ખપ પડે છે કે જરૂરી લાગે છે' એવી કંઈ રચના ચાવીની હોત. ચાવીની રચના પ્રમાણે અમુક માણસોનું હૃદય અમુક વખતે ખીલે અને અમુક વખતે ન ખીલે અથવા અમુક ચોક્કસ વખતે તે ખીલેજ, જે અસંભવિત છે. એટલે 'વખત' શબ્દ ચાવીની રચના સાથે સુસંગત નથી, જ્યારે વસંત ઋતુના મોહક અને ઉત્તેજક સૃષ્ટિ સૌંદર્યમાં પ્રેમીઓના હૃદય ખીલે છે, એ તો જાણીતું છે.

## જન્મભૂમિ શબ્દવ્યૂહ નં. ૧૦

**આડી ૮** :–ઘણા દેશી રાજ્યનાં દવાખા-નામાં...નો પણ અભાવ હોય છે. [**દવા,** દયા, દર્દી]

ઘણા દેશી રાજ્યના દવાખાનામાં દર્દીનો પણ અભાવ હોય છે, એ હકીકત બુદ્ધિમાં ઊતરે તેવી નથી. નથી. વાસ્તવિક રીતે કહીએ તો દર્દીનો અભાવ હોય છે ત્યાં દવાખાનાની આવશ્યકતા જ રહેતી નથી.

'દયાનો પણ અભાવ હોય છે' એ વાત પણ અતિશયોક્તિ ભરી હોઈ, બુદ્ધિગમ્ય નથી. માનવ હૃદયમાં દયાનો ઝરો તો અખંડ વહ્યાજ કરે છે.

સામાન્ય રીતે દવાખાનામાં પૂરતી દવા તો હોવી જ જોઈએ. ચાવીમાંના 'પણ'નો શબ્દ-પ્રયોગ કોઈ અસ્વાભાવિક અને વિરૂદ્ધ પરિસ્થિતિનો ઉલ્લેખ કરે છે. જે બીજે શકય નથી તે દેશી રાજ્યના દવાખાનામાં ગેરવ્યવસ્થિત અને અંધેર કારોબારને લીધે શકય બને છે. આમ 'પણ' દવા માટે નિર્ણયાત્મક છે. દેશી રાજ્યના દવાખાનામાં પૂરતી દવાનો અભાવ હોય છે એ ઘણાના અનુભવની વાત છે.

**આડી ૩૨ :—** કેટલાં માણસો ...કરવામાં અજબ બુદ્ધિ દાખવે છે. [**વાદ**, વાત, વાર્તા]

વાર્તા કરવામાં બુદ્ધિને ઓછું સ્થાન છે. અલબત વાર્તા બનાવવામાં વિશેષ બુદ્ધિ જોઈએ. વાત સરસ શબ્દ છે. 'વાત કરવાનાં જ નાણાં છે' એટલે વાત કરવામાં બુદ્ધિને સ્થાન છે. પરંતુ અજબ બુદ્ધિ નહિ.

કેટલાક વાદોમાં અજબ બુદ્ધિને સ્થાન છે. કારણ કે વાદમાં બીજાના મતનું ખંડન કરી પોતાનો મત સિદ્ધ કરવાનો હોય છે. વળી દરેક વાદમાં અજબતા દરેક માણસો દાખવી શકતા નથી, કારણ કે અજબ બુદ્ધિ દાખવવી અને તે પણ વાદમાં એ અસાધારણ બાબત છે.

**ઊભી ચાવીઓ**

**ઊભી ૧ :-** કેટલીક માણસોને એમાં પણ મજા આવે છે. [**પ્રમાદ**, પ્રમોદ]

ચાવીમાં થયેલ 'પણ' શબ્દનો પ્રયોગ સૂચક છે. એ ચાવીના સામાન્ય લક્ષણથી વિરૂદ્ધ લક્ષણનું એમાં આરોપણ કરે છે. આમ જીવનના સામાન્ય ગુણ—'પ્રમોદ'ને 'પણ' શબ્દનો પ્રયોગ નિરર્થક બનાવે છે. સામાન્ય રીતે 'પ્રમાદ' એ 'મજા'નું સૂચક નથી, પરંતુ 'પણ'નો શબ્દ પ્રયોગ 'પ્રમાદ'ને 'મજા' સાથે જોડવામાં સફળ બને છે. ને બધા માણસો 'પ્રમાદ'માં મજા મહાલતા નથી, એટલે કેટલાકનો શબ્દ પ્રયોગ ચાવીને વિશેષ બુદ્ધિમય બનાવે છે.

**જોડકાં**

**આડી ૭ :—** રાજકારણમાં સંજોગવશાત્ માણસને...વું પણ પડે છે. [**ફર**, ફસા, મર]

**ઊભી ૩ :—** જુલ્મી સત્તાધીશો રાષ્ટ્રવાદનું સદંતર...કરવા નિરર્થક પ્રયત્ન કરે છે [**દફન**, દમન]

ચાવીમાના સદંતર, જુલ્મી, અને નિરર્થક વિશેષણોની સાર્થકતા વિચારતાં દફન શબ્દ જ ઉત્તમ જણાશે. દલીલને ખાતર પણ ઊભી ચાવીમાં દમન ને યોજીશું તો આડી ચાવીમાં મર(વું) અને મના(વું) આવે છે, જે ચાવીને બીલકુલ બંધ બેસતા નથી. ખરી હરીફાઈ તો ફર(વું) અને ફસા(વું) વચ્ચે જ છે.

દમન શબ્દની સાથે સદંતર શબ્દ બરોબર નથી. હમેશને માટે દમન કરવું એ શબ્દ પ્રયોગ ભાષાની દૃષ્ટિએ બરાબર નથી. એથી ઊલટું 'સદંતર—સદાને માટે—દમન કરવાનો પ્રયત્ન કરે છે' એમ કહેવું જ સર્વથા યોગ્ય છે. 'નિરર્થક પ્રયત્ન કરે છે' એ શબ્દો દફનને વધુ વજનદાર બનાવે છે.

**આડી ૧૭ :-** પ્રેમ ક્રોધનો...ગણાય છે. [**શામક**, શાસક]

**ઊભી ૧૮ :-** ...વાળો માણસ પ્રિય બને છે. [**મમતા**, શમતા]

ક્રોધ એ અગ્નિ રૂપ છે. એટલે કોઈ માણસ જ્યારે ક્રોધાયમાન થાય છે ત્યારે કોઈ પણ જાતની શરમ વિચાર કરતો નથી. પરંતુ માણસ (ક્રોધમાં આવેલ) પ્રેમપાત્ર તરફ ક્રોધ કરે છતાં તુરતજ શાંત બને છે.

'મમતા' એટલે હેત, સ્નેહ. 'શમતા' એટલે સરખાપણું, સમાનતા. હવે જે માણસ હેતાળ છે તે માણસ દરેકને વ્હાલો લાગે. બે વિરોધી પક્ષ હોય છતાં પણ હેતાળ માણસ બંનેને સાચવી શકે. સરખામણીના સ્વભાવવાળો માણસ ગમે તે એક પક્ષ સાચવી શકે. માટે 'મમતા' એ શબ્દ યથાર્થ છે.

**આડી ૩૩** :—એની મીઠાશ ને હૂંફ અનુભવતાં હોય તેજ જાણી શકે છે. [**હેત,** ગીત]

**ઊભી ૨૯** :—એના હિત માટે કેટલાક લોકો જીવન વિતાવે છે. [**જાહેર,** જાગીર]

'જાગીર'ના હિત માટે જાગીરદારો જીવન વિતાવતા નથી, પરંતુ પોતાનો લાભ એમાંથી તરતો રાખવાનું એમનું પ્રાધાન્ય ધ્યેય છે. જાગીર સાચવવામાં લોકકલ્યાણની કોઈ ભાવના જાગીરદારોને હૈયે તરવરતી જાણી નથી. 'હૂંફ અનુભવતા હોય' એ શબ્દોનો પ્રયોગ ગીતને અનુસરી ન શકે. મીઠા ગીતડાનો અનુભવ માનવી સામાન્ય રીતે ગમે ત્યારે લઈ શકે છે.

જવાહરલાલજી, મહાત્માજી, સુભાષ બોઝ જેવા વીરલ પુરુષો 'જાહેર'ના હિત માટે જીવનની પળેપળ વિતાવી રહ્યા છે, એ સૌના અનુભવનું સત્ય છે ને જાહેરના હિત માટે આવા પુરુષો થોડા નીકળે છે, એ પણ સત્ય છે. આમ આ ચાવી તો સહેલાઈથી 'જાહેર'ને પકડી લ્યે છે.

ને સામે 'હેત' શબ્દ પણ સંગત છે. માતાનો પ્રેમ અદ્‌ભૂત કહેવાય છે. એના 'હેત'ની મીઠાશનું માપ અનુભવીઓ જ દોરી શકે. આમ ચાવીનું બંધારણ 'હેત' પૂરતું જ રચાયું છે.

**આડી ૩૦** :— વધારે પડતા...થી માણસ હમેશા ત્રાસી જાય છે. [**બોજ,** બોધ]

**ઊભી ૩૧** :— કેટલેક અવસરે આ અવિરત ચાલ્યાજ કરે છે. [**જમણ,** ધમણ]

બોજ એટલે વજન એવો અર્થજ લેવાનો નથી, પરંતુ બોજ એટલે બોજો—ભાર, એટલે કે કૌટુંબીક ભાર અથવા તો કોઈપણ કાર્યનો ભાર. 'હમેશાં' એ શબ્દ બોજને માટેજ વપરાએલ છે. હમેશાં કાર્યનો બોજ વધારે પડતો રહેતો હોય તો માણસ ત્રાસી જાય જ. વધારે પડતા બોધથી માણસ ત્રાસતો નથી, કારણ કે બોધ લેવો એ કંઈ કાયમ બનતું નથી. ધમણ એ સામાન્ય રીતે લુહારના માટે લાગુ પડી શકે. સમગ્ર પ્રજાને લાગુ પાડી ન શકાય. વળી કેટલેક અવસરે એ શબ્દો તથા અવીરત એ શબ્દ ધમણ કરતાં જમણને વધારે બંધ બેસે છે, લગ્નાદી પ્રસંગે જમણ અવીરત ચાલે છે, કારણ કે સગાસંબંધીમા લગ્ન હોય, ન્યાતમાં લગ્ન હોય અથવા તો જમણ અમુક સમય સુધી ચાલ્યા જ કરે. માટે એ રીતે ત્યાં જમણ શબ્દ પણ ફીટ લાગે છે.

## ત્રેવડું

**આડી ૧૨** :—જે માણસ...વાળો હોય છે તેને પોતાના ડહાપણનું ગુમાન વધારે હોય છે. [ **જક,** જર ]

**આડી ૧૫** :—સામાન્ય રીતે એની ભભક ને તેજ માનવીને મુગ્ધ બનાવે છે. [ **રાણી,** વાણી ]

**ઉભી ૯** :—એના પગલે કેટલીક વખત વિનાશ આવે છે. [ **તકરાર,** તરવાર ]

જર શબ્દ ઉપલક દૃષ્ટિએ સારો લાગે છે પરંતુ જરવાળો માણસ કોઈ વખતે જરૂર ગુમાન ધરી શકે તો તે પોતાની દોલતનું, નહિ કે પોતાના ડહાપણનું ગુમાન ! અત્રેનો ધ્વની એવો નીકળે છે કે, ગુમાન તો ખરું પણ **ડહાપણનું**, એટલે એવું ડહાપણ તો ફક્ત જકવાળા ( જકકી—હઠીલા ) માનવીને જ હોય. આવા હઠીલા માણસો પોતે જ સારો, સર્વ શ્રેષ્ઠ, અક્કલવાળો, પોતાની જાતને

ઉચ્ચ કોટીનો માની લઈ અન્યને બુદ્ધિહીન અને પોતાથી ઊતરતી કોટીના માની બેસે છે. આ રીતે જર શબ્દ રદ જઈ જક શબ્દ બંધ બેસે છે.

ઉપર જણાવેલ જર શબ્દ ઊડી જતાં તરવાર શબ્દ પણ રદ જાય છે, છતાં પણ તરવાર તો ઘણી વખત બલ્કે હમેશાં વિનાશને નોતરે છે. અહીં તો કેટલીક વખત સ્પષ્ટ શબ્દો છે. આથી તરવાર શબ્દ રદ જઈ, તકરાર શબ્દ બંધ બેસે છે.

## જન્મભૂમિ શબ્દવ્યૂહ નં. ૧૧

**આડી ૧૨** :— 'ભેંસો...બની ગઈ' એવો શબ્દ પ્રયોગ સરદારે બારડોલી સત્યાગ્રહ વખતે પ્રચલિત કર્યો હતો. [**મડમડી**]

વ્યૂહ ૧૧ ની આડી ચાવી નં. ૧૨ વિષે કેટલાક હરીફોના પત્રો આવ્યાં છે, ને ગયા વ્યૂહની 'હજારી ગોટાને ગુલાબીહાર'ના જેવી આ ચાવી છે એમ લખે છે કારણ કે આઠ દસ વર્ષ પહેલાં સરદારે શો શબ્દ પ્રયોગ કર્યો હતો તે બધાને ખબર ન હોય ને છેલ્લી ઘડીએ ભૂલ ન આપવી એવી જાહેરાતને બદલે આ શબ્દ શું છે તે જણાવી દેવું વધારે સારૂં છે કારણ કે ત્યાં કોઈ વિકલ્પ શબ્દ છે નહિ.

આવી માંગણી વાજબી લાગતાં જણાવીએ છીએ કે સરદારે પ્રચલીત કરેલો શબ્દ **'મડમડી'** હતો.

**આડી ૨૧** :—સમાજવાદીઓના મનમાં ભાવીની...હોય છે [**રચના**, **રટના**]

સમાજવાદીના મનમાં ભાવીની 'રટના' કરતાં 'રચના'જ વધારે હોય, 'રટના' શબ્દ ભાવી સાથે અર્થ વિનાનો લાગે છે. 'ભાવીની રટના' એટલે શું ?

સમાજવાદીઓ અત્યારે તો ભાવીની 'રચના' સમાજની, રાજ્યની, અર્થતંત્રની કેવી હોવી જોઈએ તેનીજ વાતો ને વિચાર કરે છે. એટલે 'રચના' શબ્દ બંધ બેસતો છે.

**આડી ૨૧** (અ) :—એની ચંચળતા એવી હોય છે કે તે કેવો માર્ગ લેશે તે કોઈ કહી શકતું નથી. [ **નવાબ**, નસીબ ]

માનવીનું નસીબ તો પહેલેથી નક્કી થઈ ગયેલી વસ્તુ છે. નસીબ ફેરવાતું નથી એ આપણે જાણીએ છીએ તો પછી તેની ચંચળતા કેવો માર્ગ લેશે એ સવાલ જ ઉપસ્થિત થતો નથી.

જ્યારે 'નવાબ'ની અસ્થિરતા ને મનસ્વીપણાની માહિતી તો દેશી રાજ્યોમાં રહેતાં કોને નથી ?

**આડી ૨૨** :—આવો માણસ જીવનમાં કોઈ સિદ્ધિ મેળવી શકશે એમ કહી શકાય નહિં. [**નરમ** , નરસો, નરવો]

'નરસો' હોય તેથી સિદ્ધિ ન મેળવે, એમ કહી શકાય નહી. ઘણા 'નરસા' માણસોએ સિદ્ધિઓ મેળવી હોય છે. નરવો એટલે તંદુરસ્ત માણસ. એવો માણસ કોઈ સિદ્ધિ મેળવે કે ન મેળવે. સિદ્ધિ માટે તંદુરસ્તીની આવશ્યકતા અનિવાર્ય નથી.

જ્યારે 'નરમ' માણસ એ એવો માણસ છે કે જેના વિષે આપણે કહી ન શકીએ કે તે કોઈ સિદ્ધિ મેળવશે. તેનો અર્થ એ નથી તે કદી સિદ્ધી મેળવતો નથી. નરમ માણસોને પણ સિદ્ધિ મળે છે. પરંતુ સિદ્ધિ મેળવશે જ એમ એના વિષે કોઈ હિંમતથી કહી શકે નહિ.

### ઊભી ચાવીઓ

**ઊભી ૪** :...શબ્દ જૈન દેરાસરનાં આંતરિક ભાગનું વર્ણન કરતાં વાપરી શકાય [**સુઘડ**, સુખડ] જૈન દેરાસરમાં સુખડનો ઉપયોગ ખૂબ થાય છે. બધે તે હોય

છે. એટલે સાધારણ રીતે જવાબમાં સુખડ લખી નખાય. પણ ખરી રીતે તેમ ન હતું. ચાવી એમ કહેતી હતી કે 'વર્ણન કરતાં'. વર્ણનમાં હંમેશાં વિશેષણજ આવી શકે ને 'આંતરિક ભાગ'માં એમ લખેલું હતું, તે "સુઘડ"નોજ ઉકેલ બતાવતા હતા. સુખડ તો બહારના ભાગમાં પણ હોય.

**ઊભી ૫ :**—આ યુગમાં એનું વર્ચસ્વ વધારે છે. [**તરૂણ**, તરૂણી]

તરૂણી કરતાં તરૂણનું વર્ચસ્વ આજે સર્વત્ર વધારે છે. તરૂણીનું વર્ચસ્વ વધારે છે, પરંતુ તે માત્ર શિક્ષીત વર્ગમાં જ. પરંતુ માત્ર શહેરો કે મર્યાદીત વર્ગનું સુચન કરે તેવો એક શબ્દ ચાવીમાં ન હોઈને ચાવી શહેરો ને ગામડાઓ, શિક્ષીતો ને અશિક્ષીતો, દેશ ને પરદેશ બધાને લાગુ પડતી હતી. ને તે બધામાં તરૂણી નહિ પણ તરૂણનું જ વર્ચસ્વ વધારે છે તે શંકા વિનાની વાત છે.

### જોડકાં

**આડી ૮ :**— ખેડૂતના જીવનમાં કોક વારજ એવા...નો પ્રસંગ આવે છે કે જ્યારે તે પોતાની સ્થિતિ સમૃદ્ધ કરી શકે. [**મોકા**, મોલ]

**ઊભી ૩ :**— એની વિશાળતા માનવીને કેટલીક વખત દંગ કરે છે [**મહાકાય**, મહાલય]

'મહાલય'ને જોઈ ને માણસ હમેશાં દંગ ની જતો નથી. 'મહાલય' એટલે મહેલ કે મંદિરને જોઈને સામાન્ય રીતે દંગ થવાની જરૂર નથી. જ્યારે 'મહાકાય' એટલે વિરાટ શરીરવાળો, દેહવાળો, વિરાટ દેહને જોઈને માણસ દંગ બની જાય છે એ તદ્દન સ્વભાવિક છે, કારણ કે સામાન્ય રીતે આપણે વિરાટ દેહને જોવા ટેવાયલાં નથી.

મોલ સારો થાય છે ત્યારે પણ તે નિપજાવવા માટેનાં બી, ખેતીનાં ખરચો અને જમીન અંગેના જબરા કરવેરાથી ખેડૂતના ઘરમાં તેના ઘરનાં માણસોને ખાવા પૂરતું પણ ભાગ્યેજ રહે છે. એટલે ખરી રીતે તો ખેતીનો ધંધો મોટે ભાગે ખોટમાંજ ચાલે છે. તેથી મોલ શબ્દ બરાબર બંધ બેસતો નથી.

મોકા એટલે અણીનો અથવા ખરેખરો પ્રસંગ. આવી તક એટલે કે પોતાની સ્થિતિ સમૃદ્ધ કરવાની તક ખેડુતોના જીવનમાં મોલના ભાવ અસાધારણ વધી જાય ત્યારેજ એટલે કે યુદ્ધના કે બીજા દેશમાં માલની ખાસ જરૂરીયાતના પ્રસંગ ઉભા થતાં આવે છે અને તેવા મોકાના પ્રસંગનો લાભ લઈ જીંદગીમાં કોક વારજ ખેડુત પોતાની સ્થિતિ સમૃદ્ધ કરી શકે છે. એટલે મોકા શબ્દજ આ ચાવી માટે સંપૂર્ણ રીતે બંધ બેસે છે.

**આડી ૧૪ :**—એને જોતાં શાહી પણ યાદ આવે. [ **કાજળ**, કાગળ, કામળ ]

**ઊભી ૧૫:**—હંવો ત્યાં હાજર હોય છે એમ મનાય છે, [**જગન**, ગગન, મગન]

'કાગળ' જોઈ ને શાહી યાદ આવેજ. તેમાં 'પણ શબ્દની જરૂર નથી, જ્યારે 'કાજળ'ની શ્યામતા જોઈને શ્યામરંગી અનેક વસ્તુ સાથે શાહી 'પણ' યાદ આવે છે, એટલા માટે 'પણ' શબ્દનો પ્રયોગ હતો.

**આડી ૧૭ :**—વધુ પડતી...માં ઉકળાટ થાય છે. (શબ્દ ઊંધેથી વાંચજો.) [**દીરગ**, મીરગ]

**ઊભી ૧૭ :**—મુસ્લિમ શાસનના વખતમાં એની વિપૂલતા હતી. [**દીનાર**, મીનાર] 'દીનાર' એટલે અશરફી, સુવર્ણ મુદ્રાઓ કે જેનું ચલણ મુસ્લિમ સલ્તનતમાં હતું. ને એટલે જ તેની 'વિપુલતા' હતી એમ શબ્દ પ્રયોગ હતો. 'મીનાર' તો આજે પણ એટલી જ કે વધુ વિપુલતાથી નજરે ચડે છે.

**આડી ૧૯ :**—આવો માણસ બીજાની લાગણીઓ વિષે કોઈવાર બેદરકાર બને છે. [ **માની,** જ્ઞાની ]

**ઊભી ૧૬ :**—એનો ઉપયોગ મુખ્યત્વે માનવીના વિનાશ અર્થે કરવામાં આવે છે. [ **વિમાન,** વિજ્ઞાન ]

ચાવીમાં આવેલો 'મુખ્યત્વે' શબ્દ મહત્વનો હતો. વિજ્ઞાનનો ઉપયોગ માનવીનાં વિનાશ અર્થે કરવામાં આવે છે, પણ મુખ્યત્વે નહીં.

વિમાન અને રેલ્વે, તાર અને ટેલીફોન, વિજળી અને રેડીઓ, છાપખાના અને કારખાનાંઓ, તબીબી શોધો અને બીજી માનવીનાં સુખની વસ્તુઓ વિજ્ઞાનથી સિદ્ધ થઈ છે. એટલે વિજ્ઞાનનો ઉપયોગ મુખ્યત્વે વિનાશ અર્થે કરવામાં આવે છે એમ કહી શકાય નહીં.

જ્યારે 'વિમાન'નો ઉપયોગ આજે મુખ્યત્વે વિનાશ અર્થેજ થાય છે. પ્રવાસ માટેનો તેનો ઉપયોગ હજુ બહુ ઓછો છે. સ્પેનનાં યુદ્ધમાં વિમાનનાં ઉપયોગની પ્રતિતી આપણને થઇ છે.

'માની' અને 'જ્ઞાની'માં પણ પસંદગી સહેલી હતી. જ્ઞાની માણસો નિર્વિકાર હોય છે, સ્થિતપ્રજ્ઞ જેવા હોય છે. કોઈ પણ પ્રકારની લાગણીની તેના પર અસર થતી નથી એટલે તે બીજાની લાગણી પ્રત્યે હમેશાં જ્ઞાનમય બેદરકારી જ સેવે છે. જ્યારે માની માણસ પોતાનાં અહંભાવમાં કેટલીક વખત બીજાની લાગણી વિષે વિચાર કરવો ભુલી જાય છે ને બેદરકાર બને છે.

**આડી ૨૫ :**—કેટલીક નારીઓ...કહે તેમ વર્તે છે. [ **મતિ,** પતિ, ગતિ ]

**ઊભી ૨૫ :**—કેટલાક પુરૂષો...માટે ઘણું સહન કરવા તૈયાર હોય છે. [**મત,** પત, ગત]

ચાવીમાં 'કેટલાક' અને 'વર્તે છે' એ શબ્દો ચાવીના સૂચક છે.

યુરેપ અમેરિકા વગેરે દેશો તરફ દૃષ્ટિપાત કરીએ તો જણાશે કે કેટલીક સ્ત્રીઓ 'પતિ' કહે તેમ નથી કરતી. કદાચ હિંદને અંગે આ ચાવી રચાઈ હોવાનું માનીએ તો પણ 'કેટલીક' એ શબ્દો 'મતિ' શબ્દને પસંદ કરાવે છે. આજના સ્ત્રી સ્વાતંત્ર્યના જમાનામાં પતિની બધી જાતની આજ્ઞા ઉઠાવવા સ્ત્રી તૈયાર નથી અને તેથી 'પતિ' શબ્દ રદ જાય છે.

'મત એટલે અભિપ્રાય—મન્તવ્ય. 'તમારો આ બાબતમાં શું મત છે' એમ આપણે પૂછીએ છીએ.

હવે 'પત' એટલે આબરૂ. આબરૂ માટે સહન કરવા તૈયાર હોય તેવા માણસોની સંખ્યા 'ઘણાં'ની હોય છે, જ્યારે મત એટલે અભિપ્રાય માટે સહન કરનારા થોડા હોય છે. એટલે 'કેટલાક' શબ્દ 'મત'નો જ નિર્દેશ કરતો હતો.

## જન્મભૂમિ શબ્દવ્યૂહ નં. ૧૨

**આડી ૧૦ :**—એનામાં બહુ અક્કલ હોય તેમ મનાતું નથી. [ **કુંભાર,** કુંવર ]

'મનાતું નથી' એ શબ્દો 'કુંભાર'ના સૂચક હતા.' કુંભાર જેવો છે' એમ આપણને ઘણી વખત ઠપકારૂપે સાંભળવા મળે છે.

ખરી રીતે 'કુંભાર' અક્કલહીન હોય કે ન હોય. કદાચ તે અક્કલવાળો પણ હોય છતાં 'માન્યતા' લોકોની એવી છે કે તે અક્કલહીન છે ને તે માટે જ 'કુંભાર' ઉકેલ બરોબર હતો. 'કુંવર' અક્કલહીન હોય ને ન પણ હોય. પણ તેને વિષે લોકોમાં તો તે કુંવર છે તે કારણે અક્કલહીન છે એવી માન્યતા પ્રવર્તતી નથી, જેવી 'કુંભાર'ને વિષે પ્રવર્તે છે.

### ઊભી ચાવીઓ

**ઊભી ૧૩ :**—ખેડૂતોને ઘણી વખત...ને માટે અરજી કરવી પડે છે. [**મહેતલ,** મહેસૂલ]

શબ્દો મૂકી વાકયો વાંચતા જ જણાઇ આવે છે કે વાકય અધુરૂં છે. મહેસુલ માટે અરજી કરવી પડે છે, પણ શેની અરજી? એ વાક્યનો અર્થ સંપૂર્ણ નથી. જ્યારે બીજું વાકય તદ્દન સંપૂર્ણ છે. 'મહેતલ' એટલે સમય. ઉલ્ટું એમ બરોબર લાગે કે 'મહેસુલની મહેતલ' માટે અરજી કરવી પડે છે

'મહેતલ' શબ્દજ ચાવીમાં બેસે છે. મહેસુલથી ચાવીનો અર્થ અપૂર્ણ રહે છે એ બન્ને ચાવીઓમાં શબ્દો મુકીને વાંચતા જણાશે.

**ઊભી ૧૬ :–**એનું જીવન ઘણા ભાગે કલુષિત હોય છે. [**નટ,** નટી, નર]

કલુષિત શબ્દ કલુષ પરથી વિશેષ રૂપ બનેલો છે. 'કલુષ'નો અર્થ કાદવવાળું, મેલું, ગંદુ, દુષ્ટ, ઘાતકી, પાપી, વિ. થાય છે.

કલુષિતનો અર્થ આ ઉપરાંત કચવાએલું–રીસાએલું પણ થાય છે.

સંસ્કૃત ભાષામાં 'નટ'ને માટે કલુષિત શબ્દ છે જેનો અર્થ પણ અયોગ્ય ચારીત્ર્ય તરફ ગમન કરે તેવો થાય છે. નટી માટે એવો શબ્દ નથી. 'નટી'નું જીવન ઘણા ભાગે કલુષિત હોય છે એ હકીકત નથી. 'નટી'ઓને આજે જબ્બર માન મળે છે. તેની લોકપ્રિયતા ખૂબ હોય છે. તેમને સરસ પગારો મળે છે.

આજની જે સ્થિતિ છે તેમાં 'નટી' કરતાં નટનું જીવન વધારે કલુષિત હોય છે. નટીના જેટલી તેની પ્રસિદ્ધી કે લોકપ્રિયતા હોતી નથી. સાયગલ જેવો એકાદો અપવાદ હોય. વળી 'નટ' શબ્દ માત્ર સીનેમાના નટ નહીં, પણ રંગભૂમી, નાટકના નટને પણ લાગુ પડે છે. જ્યારે નાટક પર કામ કરનાર 'નટી' કોઇકજ છે, માત્ર અપવાદરૂપ છે. ને નાટકોમાં કામ કરતાં નટોનું જીવન તો 'ઘણે ભાગે' કલુષિત હોય છેજ. એ રીતે 'નટ' વધારે વ્યાપક હતો, ને હકીકતોને વધારે બંધબેસતો હતો.

**ઊભી ૨૦ :-** ઘણા ઓછા માણસોમાં ...નો ગુણ હોય છે. [**સમર્પણ, સમજણ**]

ઘણા ઓછા માણસોમાં સમજણનો ગુણ હોય છે એમ કહેવું તે ઘણા માણસોને અન્યાય કરવા જેવું છે, કારણ 'ઘણા ઓછા'થી નિર્દેશ થતી સંખ્યા કરતા વધારે માણસોમાં 'સમજણ'નો ગુણ હોય છે તે અનુભવની વાત છે. જ્યારે 'સમર્પણ'નો ગુણ સાચેજ ઘણા ઓછામાં હોય છે તે વિષે શંકા નથી.

**ઊભી ૨૩ :–** આવો માણસ કદી છેતરાતો નથી. [**ચકોર,** ચતુર]

'ચતુર'નો મુખ્ય અર્થ ડાહ્યો થાય છે. 'ચકોર'નો અર્થ સાવચેત થાય છે. માણસ ડાહ્યો હોય છતાં કોઈ વખત છેતરાઈ પણ જાય છે, જ્યારે 'ચકોર' એટલે સાવચેત જાગૃત માનવીને છેતરાવાપણું રહેતું નથી.

બંને શબ્દોના અર્થમાં સૂક્ષ્મ છતાં મહત્વનો તફાવત રહેલો છે.

**ઊભી ૨૫ :—**રાજ્યોમાં જમીનની જ્યારે ...થાય છે ત્યારે અમલદારોને ઘી કેળાં થાય છે. [**માપણી,** માગણી]

માગણીનો પ્રસંગ તો પાટનગરમાં હોય છે. ગામડામાં હોય તો પણ તે વખતે બધા અમલદારોને ઘી કેળાં થતાં નથી. 'માગણી' ખુલ્લી રીતે અનેકની હાજરીમાં લેવાતી હોય છે. વળી તે મંજુર કરાવવાની હોય છે એટલે તેમાં 'ઘી કેળાં કરવાને' તક ઓછી છે.

જ્યારે જમીનની માપણી માટે ગામમાં કે સીમમાં અમલદારો નીકળે છે ત્યારે તેમને ઘી કેળાં થાય છે એ નિત્ય અનુભવની વાત છે. 'તારી જમીન લેખ કરતાં વધારે છે. દશગણો દંડ ભરવો પડશે' એવી ખોટી દમદાટી આપીને અગર જાણી જોઈને વધારે જમીન ઓછીઆં કરાવી દઈને તેઓ ખીસ્સા ભરે છે. આમાં ઝાઝી તકરારને સ્થાન નથી.

### જોડકાં

**આડી ૮** :—એનું આયુષ્ય હજારો નહિ લાખો વર્ષનું હોય છે. [**ખડક**, ખલક,]

**ઊભી ૫** :—માણસના ઘણા અધૂરા રહે છે. [**કોડ**, કોલ]

'ખલક'નું આયુષ્ય તો અબજો વર્ષોથી ગણાય છે, જુગો ને કલ્પો વીતે છે. એટલે 'ખડક' જ બરોબર હતો, કારણ કે 'ખડક' લાખો વર્ષ ટકી શકે છે. ખલક હોત તો કરોડો કે અબજો શબ્દ હોત.

તેજ રીતે 'કોડ' ઘણાના અધુરા રહે છે તે નિત્ય અનુભવની વાત છે. 'કોલ' શબ્દની સાથે અધુરા બરોબર બંધ બેસતું ન હતું. 'કોલ' પણ વણ પાળ્યા રહે છે એમ ઠીક લાગે. પરંતુ આ ચાવી માટે નિર્ણયાત્મક આડી 'ખડક'નીજ ચાવી હતી.

**આડી ૯** :—નદી અને તેને કાંઠે આવેલી ઇમારત વચ્ચે કેટલીક વખત સહેલાઈથી જામે છે. [**મેળ**, મળ]

**ઊભી ૯** :—માણસમાં એનો સંગ્રહ થાય છે ત્યારે લોકોને તેના પ્રતિ અણગમો થાય છે. [**મેદ**, મદ]

'નદી અને તેને કાંઠે આવેલી ઇમારત વચ્ચે' એ શબ્દો મળના સુચક ન હતા. કારણ કે એ બે વચ્ચે મળ જામે તો તે કયા સ્થળે? પાણીની વચમાં? ઇમારત નદીને કીનારે હોય. મળ જામે તો કીનારે જ જામે, વચ્ચે ન જામે. વળી નદી કાંઠે ઇમારત આવી હોય તો ત્યાં મળ એટલે કચરો વિ. તો હોય જ, ને તે વચ્ચે મળ જામે. તેમાં 'સહેલાઈથી' શબ્દની જરૂર ન હતી.

'કેટલીક વખત' 'સહેલાઈથી' અને 'વચ્ચે' એ શબ્દો મેળનાં જ સૂચક હતાં. કેટલીયે નદીને કાંઠે ગામો કે શહેરો હોય છે. ત્યાં ઇમારતો હોય છે, પરંતુ બધી ઇમારતો નદી કાંઠે હોવા છતાં શોભતી નથી.નદી અને તેના કાંઠાની ઇમારત વચ્ચે તાજમહાલ અને જમુનાની માફક મેળ કોઈક જ વખત જામી જાય છે. એ બે વચ્ચે સારો મેળ છે એમ આપણે કહી છીએ. એવી જ રીતે આંહી મેળ શબ્દ બંને વચ્ચે સુસંગતતા બતાવે છે.

'મદ' જામે તે માણસ પ્રતિ આપણને અણગમો નહીં પણ ઘૃણા જાગે છે, રોષ આવે છે. 'મદ'થી ભરેલો માણસ ગર્વાન્વિત હોય છે, બીજાનો તિરસ્કાર કરે છે. તેવા માણસ પ્રત્યે આપણને જે ભાવો જાગે છે તેને માત્ર 'અણગમા'થી વ્યક્ત ન કરી શકાય. જ્યારે મેદવાળો માણસ–ખુબ જાડો માણસ આપણે જોઈએ છીએ ત્યારે સામાન્ય રીતે તેના પ્રતિ અણગમો થાય છે.

**આડી ૧૪** :—કેટલાક માનવીઓનું... મોહક હોય છે. [**ડોલન**, ચલન]

**ઊભી ૮** :—જાહેર સંસ્થા માટે...અનિવાર્ય બને છે. [**ખરડો**, ખરચો]

ચલન મોહક હોય છે તેવી રચના બરોબર લાગતી ન હતી. તેનો ભાવ પણ બરોબર ન હતો. જ્યારે ડોલન મોહક હોય છે. કોઈ રાસ હીંચે કે ગરબામાં અગર તો કોઈ સંગીતની મહેફીલમાં ગયા હશો તો આ વાક્યનું સત્ય સમજાશે કે કેટલાક માણસોનું 'ડોલન' મોહક હોય છે.

ઊભી ચાવીમાં પણ 'ખરડો' વાજબી હતો. 'ખરચ' અનિવાર્ય બને છે એમ કહેવાની જરૂર નથી. ખરચ તો થાય જ. પરંતુ 'અનિવાર્ય' શબ્દ એમ બતાવતો હતો કે ઇચ્છા ન હોય તો અમુક વસ્તુ કર્યા વિના ચાલતું નથી. ને તે 'ખરડો.' 'ખરડા' વિના કઈ જાહેર સંસ્થા ચાલી શકે છે?

**આડી ૨૨** :– ઉંચા પ્રકારની હોય તો પણ રસોઈ માણસને...જોઈએ તોજ તેની કિંમત છે. [**રૂચવી**, પચવી]

**ઊભી ૧૮** :– ઋષિ મુનીઓ જંગલમાં એનો આશ્રય લે છે. [**તરૂ**, તપ]

રસોઈની કિંમત તો રૂચવા ઉપર જ છે ને! ગમે તેવી કિંમતી ચીજોમાંથી રસોઇ બનાવી હોય તો પણ જો ન રૂચે તો તેની કિંમત શી?

રસોઈ પચવી જોઈએ એ ઇચ્છનીય છે પણ માણસો રસોઈની કિંમત તેના પચવાના ગુણ પરથી નથી કરતા, પણ માણસને ગમે છે કે નહિ, ભાવે છે કે નહિ તેના પરજ અંકાય છે.

ઊભી ચાવી 'તપ' અને 'તરૂ' આ પરથી નિર્ણિત થતાં હતાં. છતાં 'તપ'નો આશ્રય લે છે એમ કહેવું બરોબર લાગતું ન હતું. આશ્રય લે છે એટલે શું? જ્યારે તરૂ નો આશ્રય લે છે એ હકીકત છે ને બરોબર બંધ બેસે છે.

**આડી ૨૭** :–માણસના દિલપર અન્યની ...ની ઊંડી છાપ પડે છે. [**રહેણી**, રહેમ]

**ઊભી ૨૬** :–એમાં સપડાએલો માણસ મુંઝાઈ જાય છે. [**ઘાણી**, ઘામ]

'રહેમ'ની ઊંડી છાપ અમુક સંયોગોમાં પડે છે. જ્યારે માણસે અવગુણ બતાવ્યો હોય, છતાં તેના પર રહેમ લાવીને કોઈ માફ કરે તો તેવી રહેમની છાપ ઉંડી પડે ખરી. જ્યારે 'રહેણી' એ બીજા માણસનું જીવંત ધોરણ છે ને એવી 'રહેણી' જ્યારે આપણે જોઈએ છીએ ત્યારે આપણા પર એની ઊંડી છાપ પડે છે.

'ઘાણી'નો અર્થ કેટલાકે માત્ર શાબ્દીક જ કર્યો. તેલ પીસવાની ઘાણી હોય છે તેવો. પરંતુ 'ઘાણી'નો અર્થ આંહીં સંજ્ઞાત્મક હતો. 'શું કરીએ ભાઈ ઘાણીમાં ઘલાણા છીયે' એમ નિઃશ્વાસપૂર્વક ઘણાને બોલતા આપણે સાંભળ્યા છે. 'ઘાણી' એટલે અહીં કષ્ટમય સંયોગો થાય છે. એ તેનો સંજ્ઞાત્મક અર્થ છે. કોઈ માણસને વૈતરું કરવું પડે, કોઈને સંયોગો પ્રમાણે સવારથી રાત સુધી મહેનત કરવી પડે, કોઈને બીજાના હાથ નીચે સતત કામમાં મચ્યાં રહેવું પડતું હોય, તે બધાને સંજ્ઞાત્મક રીતે કહીએ તો 'ઘાણી'માં સપડાયા છે એમ કહી શકાય.

**આડી ૩૪** :–કેટલાક માણસોને...નું ઘણી વખત મુશ્કેલ પડે છે. [ **બનાવવા,** મનાવવા ]

**ઊભી ૩૨** :–પોતાના કહ્યા પ્રમાણે ન કરનાર માણસ પાસેથી ધાર્યું કામ લેવા કેટલાકો...નો ઉપયોગ કરે છે. [ **દાબ,** દામ ]

આ ચાવીના ત્રણ વિભાગો હતા. (૧) પોતાના કહ્યા પ્રમાણે ન કરનાર (૨) ધાર્યું કામ લેવા (૩) કેટલાકો ઉપયોગ કરે છે.

જ્યાં દામથી કામ થતું હોય તો કહ્યા પ્રમાણે ન કરનાર એ શબ્દો નિરૂપયોગી છે. દામથી તો લગભગ બધા કામ કરે છે. પણ કહ્યા પ્રમાણે ન કરનાર શબ્દો બે માણસો વચ્ચે ઉપરીનો તથા નીચેનાનો સંબંધ દર્શાવતા હતા. વળી 'ધાર્યું કામ લેવા' શબ્દો પણ સૂચક હતા. ઇચ્છા પ્રમાણે વર્તવાની ફરજ તો દાબથી જ પાડી શકાય. પૈસા આપવામાં આવે તો પણ માણસો 'ધાર્યું' કામ કરતા નથી, ને પૈસા ખિસ્સામાં મૂકીને પણ પોતાની રીતે ને ઇચ્છામાં આવે તેમ વર્તે છે.

આ ચાવી આડી ચાવી 'બનાવવા–મનાવવા'નો નિર્ણય કરી નાખતી હતી. એ બે શબ્દોની વચ્ચે પસંદગી કરવી અઘરી હતી. તે બન્ને લગભગ એકસરખા જ બંધબેસતા લાગતા હતા. ને છતાં કેટલાક માણસોને ઘણી વખત બનાવી શકાતા નથી એ વાત વધારે વાસ્તવિક ને અનુભવ જેવી લાગતી હતી. ઘણી વખત મનાવવાના પ્રસંગ ઓછા આવે છે.

# જન્મભૂમિ શબ્દવ્યૂહ નં. ૧૩

**આડી ૧૨** :—રણવગડામાં...જેવું ઘણી વખત જોવા મળે છે. [**નવાઈ,** નવાણુ]

'નવાઈ જેવું' વધારે યોગ્ય હતો. કારણ કે 'નવાણુ જેવું' હોઈ શકે નહિ. હોય તો નવાણુ જ હોય, 'નવાણુ જેવું' ન હોય. ને ઘણી વખત શબ્દો પણ 'નવાઈ'ના સૂચક હતા.

**આડી ૨૭** :—એમાં ઝડપાયેલો માણસ આકૂળવ્યાકૂળ બને છે. [ **તલપ,** તરાપ ]

તલપ ઉકેલ સાવ સ્પષ્ટ હતો. બીડીની, દારૂની, અરે ચાની પણ તલપ લાગી હોય તે આકૂળવ્યાકૂળ બને છે.

**ઊભી ચાવીઓ**

**ઊભી ૬** :–કોઈક માણસનાં દેહ પર એ જન્મથી હોય છે. [ **કમળ,** કમળો ]

' કમળો ' માણસના દેહ પર જન્મથી હોતો નથી. ને હોય તો પણ 'દેહમાં' એમ પ્રયોગ હોત, જ્યારે 'જન્મથી' તો બત્રીસ લક્ષણા કે ભાગ્યશાળી પુરુષોના દેહ પર હોય છે. ને એટલા માટે 'કોઈ' શબ્દનો પ્રયોગ હતો.

**ઊભી ૧૯** :– ભૂતના આભાસથી કેટલાક માનવીને...ભય લાગે છે. [ **જબ્બર,** જરૂર ]

ભૂતના આભાસથી 'જરૂર' ભય કેટલાકને નહીં પણ લગભગ બધાને જ લાગે. પણ બીકની અસર કોઈનો પર થોડી થાય, ને કોઈનો પર વધારે થાય. એટલે 'જબ્બર' ભય તો કેટલાકને જ લાગે, જ્યારે 'જરૂર' ભય તો ઘણાને લાગે. એટલે જબ્બર ઉકેલ સ્પષ્ટ હતો.

**ઊભી ૨૮** :—હાથીના દેહનું મહત્વનું લક્ષણ...હોય છે. [**મદ,** કદ, મેદ, પાદ]

'લક્ષણ' શબ્દ 'મદ'નો સૂચક હતો. 'કદ' તો ઊંટનું હોય છે, સિંહનું હોય છે, ગેંડાનું હોય છે, આખલાનું હોય છે, હીપોપોટેમસનું હોય છે. એટલે કદ એ કોઈ ખાસ લક્ષણ ન કહેવાય.

લક્ષણ એ એક વિશિષ્ટ વસ્તુ છે. ને તે કારણે 'મદ' એ હાથીના દેહની વિશિષ્ટ વસ્તુ છે. 'મદ ઝરતા માતંગ' એ અનોખા પ્રાણી છે. બીજા કોઈ પ્રાણીના દેહમાંથી 'મદ' ઝરતો નથી, ને તેથી મદ એ માત્ર લક્ષણ જ નહિ પણ 'મહત્વનું લક્ષણ' છે.

**ઊભી ૩૦** :—આવા માણસને કેટલીક વસ્તુઓ સ્વભાવથી જ અપ્રિય હોય છે. [**સાદા,** ગંદા, માંદાં]

સ્વભાવથી જ અપ્રિય વસ્તુ 'સાદા' માણસ માટેજ હોય. માંદા માણસને સ્વભાવથીજ અપ્રિય વસ્તુ હોય નહીં. માંદગીને કારણે અપ્રિય બને, અગર માંદગીને કારણે સ્વભાવ પલટાય તો સ્વભાવથીજ 'અપ્રિય બને છે' એમ શબ્દ હોય.

**ઊભી ૩૨** :– માણસનો દેહ માત્ર એનાથી શોભે છે, [ **રક્ત,** રત્ન, રગ ]

'રક્ત' વિનાના માનવીના દેહને લાખોનાં 'રત્નો'થી શણગારો તો પણ તેની શી કિંમત છે? તેની શી શોભા છે? લાલબુંદ જેવા લોહીથી ભરેલો માનવી રત્નો વિના પણ શોભી ઊઠે છે, પ્રભાવ પાડે છે. એટલે જ 'માત્ર રક્ત'થી શોભે છે એવો પ્રયોગ હતો.

**જોડકાં**

**આડી ૪** :–...હોય તોજ રાત્રિની કિંમત છે. [**સુધાકર,** સુખકર]

**ઊભી ૫** :–એની મંદતા છતાં તેનો ઉપયોગ કરી શકાય છે. [**ધાર,** ખર]

'ધાર' અને 'ખર'માં ધારજ યોગ્ય હતો કારણ કે 'તેનો ઉપયોગ કરી શકાય છે' એ શબ્દો ધારને સૂચવતા હતા. 'ખર' હોત તો 'ઉપયોગ થાય છે' એમ શબ્દો હોત, કારણ કે મંદ બુદ્ધિ છતાં ખરનો ઉપયોગ થાય છે.

**આડી ૮** :– ચોકસાઇથી ઉપયોગ કરવામાં આવે તો ધારેલાં સ્થાને ચોંટી જાય છે. [**બાણ** મીણ]

**ઊભી ૩** :—આપેલી...ને જાળવી રાખવા માણસ પ્રાણ પણ પાથરે છે. [**જબાન**,જમીન]

આપેલી જમીનને જાળવી રાખવા માણસને પ્રાણ પાથરવાની શી જરૂર? એક માણસે એક વખત 'જમીન' આપી દીધી પછી તેની સાથે તેને નિસ્બત નથી. જ્યારે જબાન એટલે કે વચન માટે માણસ પ્રાણ પણ પાથરે છે એ જાણીતી વાત છે.

## જન્મભૂમિ શબ્દવ્યૂહ નં. ૧૪

**આડી ૬** :—આંખો...હોય તો માણસથી કદી કાંઈ દેખાતું નથી. [**અંધ**, બંધ]

'કદી કાંઈ દેખાતું નથી.' એ શબ્દો નિર્ણયાત્મક હતા. 'આંખો બંધ' હોય તો ખુલે ત્યારે દેખાય, પણ 'અંધ આંખો' હોય ત્યારે 'કદી' કોઈ દી કાંઈ ન દેખાય એ ચોખ્ખી વાત છે.

**આડી ૧૧** :—મોટા શહેરોમાં રહેવા માટે જે...સહન કરવાની ફરજ પડે છે તે અસહ્ય હોય છે. [**ભાર**, ભાડું]

'રહેવા'નો અર્થ વ્યાપક હોય છે. 'રહેઠાણ' શબ્દ હોત અગર તો 'મકાન'ને સૂચવે એવો શબ્દ હોત તો 'ભાડું' બંધ બેસત, પરંતુ 'વિલાયતમાં રહેવાનો ખર્ચ શું આવે છે?' એમ આપણે પૂછીએ તો તેનો અર્થ માત્ર ભાડું જ નથી થતો, સર્વ ખર્ચ આવી જાય છે. ને તે રીતે આંડી પણ માત્ર ભાડાની સુચના ચાવીમાંથી નીકળતી ન હતી એટલે 'ભાર' ઉકેલ મુકાયો હતો.

**આડી ૩૦** :—આગળનાં રાજાઓ...ની ખરી કિંમત આંકી શકતા. [**મર્દ**, મલ્લ, મણિ]

આ ચાવીમાં 'મણી' તો પહેલેથીજ ઊડી જાય છે. 'મણિ' પરત્વે આગળના અને અત્યારના રાજા વચ્ચે કોઈ તફાવત નથી.

'મલ્લ' આગળના વખતમાં એટલા વ્યાપક ન હતા. આજે પણ કેટલેક સ્થળે છે. જેમ કે 'ગામા'ને પતિયાળા નીભાવે છે.

તે ઉપરાંત 'મલ્લ'ની ખરી કિંમત આંકવી ને 'મર્દ'ની ખરી કિંમત આંકવી એ બે વાકયોને વાંચતા પણ સહેજે જણાઈ આવે છે કે 'મર્દની ખરી કિંમત આંકવી' તેજ યોગ્ય લાગે છે. ને હકીકતમાં પણ તેજ છે. 'મર્દ'ની કિંમત આગળના રાજાઓ કેવી આંકતાં તેની અનેક કથાઓ આપણે ત્યાં છે. આજે રાજાઓજ એટલા બધા અવદશાને પહોંચ્યા છે કે 'મર્દ'ની કિંમત તેઓ આંકતા નથી, આંકી શકતા નથી.

### ઊભી ચાવીઓ

**ઊભી ૧** :—દરેક માણસ માટે એનાં મૂલ્ય અતિશય હોય છે. [**આંખો, આંખ**, આંટ]

આંખના મૂલ્ય જ દરેક માણસ માટે અતિશય હોઈ શકે, આંટનાં નહિ, કારણ કે આંખ દરેકને અમૂલ્ય છે.

**ઊભી ૨**:– પોતાની...પૂરી કરવા માણસ બને તેટલો સર્વ પ્રયત્ન કરે છે. [**માનતા**, માન્યતા]

'માનતા' પૂરી કરવાનો પ્રશ્ન હોય, 'માન્યતા' પૂરી કરવાનો પ્રશ્ન હોતો જ નથી, કારણ કે માન્યતા એટલે 'અભિપ્રાય.' 'આ ચોપડી બાબત તમારો અભિપ્રાય શું છે?' એમ કોઈ ને પૂછીએ તેમાં તે માન્યતા પૂરી કરવાનો પ્રશ્ન ઉપસ્થિત થતો નથી.

**ઊભી ૧૫** :–આવા માણસો યુદ્ધમાં નુકશાન કરે છે. [**કાફર**, કાયર]

'યુદ્ધ' શબ્દ આવ્યો માટે 'કાયર' શબ્દ મૂકી દીધો. આ પ્રકારની ચાવી

હમેશાં વિચાર કરવા જેવી છે. ચાવીમાં અમુક શબ્દ સાથે ઉકેલનો અમુક શબ્દ સંકળાએલો છે એટલા માટેજ તે ઉકેલ હોય તે માની લેવાનું નથી. હોય પણ ખરો ને પણ ન હોય.

'કાયર' યુદ્ધમાં ફાયદો ન કરે એ બરોબર પણ નુકશાનજ કરે એમ કેમ માની લેવું, કારણ કે યુદ્ધમાં બધાજ કાયરો હોતા નથી. 'બધા' સૂચક શબ્દ હોત તો 'કાયર' મૂકી શકાત.

યુદ્ધમાં તેજ રીતે બધાજ શૂરવીર હોતા નથી. લાખોના સૈન્યમાં થોડા 'કાયર' પણ હોય. તેમની હાજરી નુકશાનકારક પણ હોય.

જ્યારે યુદ્ધમાં 'કાફર' એટલે લુચ્ચા માણસો ચોક્કસ નુકશાન કરે એ દેખીતી વાત છે. ને એવા એકાદ માણસે કંઈ કંઈ સેનાઓને હરાવ્યાનાં દાખલા ઇતિહાસમાં નોંધાયા છે. એટલે 'કાફર' શબ્દ જ બરોબર હતો.

**ઊભી ૨૪** :—એના સકંજામાં સપડાયા પછી છૂટવું સહેલું નથી. [જળો, જમ, જરા, જર, જશ.]

આ ચાવી બતાવે છે કે સકંજામાં સપડાએલો છૂટી શકે છે. માત્ર છૂટતાં મુશ્કેલી પડે છે. જમ અને જરાનાં સકંજામાં સપડાયા પછી છૂટી શકાતું જ નથી એટલે તે બે શબ્દો આપ મેળે ઉડી જતાં હતાં.

'જળો'ની જેમ ચોંટી રહ્યો એ શબ્દ પ્રયોગ ઘણી વખત થાય છે. 'જળો' ચોંટે છે પછી લોહી પીનેજ ઉખડે છે. તે પહેલાં ઉખેડવી હોય તો ખૂબ મુશ્કેલી પડે છે.

**ઊભી ૨૭** :—...વિનાના માણસની આ દુનિયામાં ઓછી ગણત્રી થાય છે. [**વગ**, વસુ, વટ]

'વગ' એ મોટી ચીજ છે. વાડ વિના વેલો ચડતો નથી. તેમજ વગ વિના આજે કયાંય ગણત્રી થતી નથી. વસુ વિનાના કેટલાય માણસો આગળ આવી શકે છે, મહત્વ ધરી શકે છે, તેમનાં જ્ઞાન, સેવા કે એવાં બીજા કારણે. પણ 'વગ' વિનાના માણસ સુકાન વિનાના માણસ જેવો છે. 'ઓછી કિંમત' થાય છે એ શબ્દો સૂચક હતા. 'વસુ' વિનાના માણસની કાં તો ખુબ કિંમત થાય છે ઉપર જણાવેલા એ ગુણોને કારણે, અગર તો મુદલ થતી નથી. જ્યારે 'વગ' વિનાના માણસની કિંમત 'ઓછી' થાય છે. મુદ્દલ થતી નથી એમ નથી.

**જોડકાં**

**આડી ૭** :—એનામાં ખૂબ તલ્લીન બનનાર સ્ત્રી કોઈ ઘરકાર્ય કરી શકતી નથી. [**રમત**, રમણ]

**ઊભી ૫** :—સાચા ક્ષત્રિઓ...ને જાળવવા પ્રાણ પાથરે છે. [**પત**, પણ]

રમણ કહેતાં પતિમાં તલ્લીન બનનાર સ્ત્રી ઘરકાર્ય કરી શકે છે. કદાચ વધારે ઉમંગથી કરી શકે છે, કારણ કે રમણમાં તલ્લીન હોય તેથી કાંઈ સતત રમણની સંગેજ રહેવું એમ હોતું નથી. ત્યારે 'રમત'માં તલ્લીન રહેનાર ઘરકાર્ય ન કરી શકે એ સ્પષ્ટ છે. 'પત' એટલે આબરૂ. 'પણ' એટલે 'પ્રતિજ્ઞા.' પ્રતિજ્ઞા કરતાં આબરૂ જાળવવા માટે સાચા ક્ષત્રીઓ પ્રાણ પાથરે એ વધારે બને છે. 'પણ' ને માટે પ્રાણ પાથરનારાની સંખ્યા 'પત' માટે પ્રાણ પાથરનારા કરતાં ઓછી હોય છે, તેથી ચાવીમાં કોઈ મર્યાદાયુક્ત શબ્દ મૂકવામાં આવ્યો નથી.

**આડી ૧૮** :—કેટલીક વખત તેનું ચાપલ્ય માનવીને આંજી દે છે. [**કામિની**, દામિની]

**ઊભી ૧૧** :—સારી રકમના વધારે પડતા...થવાથી તે નાની બની જાય છે. [**ભાગાકાર**, ભાગીદાર]

'કેટલીક વખત' શબ્દ કામિની નક્કી કરી આપતો હતો, કારણ કે 'દામિની' એટલે વીજળીનું ચાપલ્ય તો હમેશાં આંજી નાખે છે.

આને મળતી ઉપરની ચાવીના ઉકેલ માટે 'ભાગીદારી' કે 'ભાગાકાર' વચ્ચે બહુ પસંદ કરવા જેવો મહત્ત્વનો તફાવત ન હતો, પરંતુ આ આડી ચાવી જ ઉપરની ચાવીનો સ્પષ્ટ નિર્ણય કરી આપતી હતી.

# જન્મભૂમિ દીપોત્સવી સૂવર્ણવ્યૂહ

**આડી ૯ :–** આવા માણસો પણ દુનિયામાં ઓછા નથી. [**રસઘેલાં,** રણઘેલાં]

'પણ' તથા આશ્ચર્યચિહ્ન એ બંને 'રસઘેલાં'નો નિર્દેષ કરતાં હતાં. 'પણ' શબ્દ બતાવતો હતો કે માણસો માની લે છે કે આમ નથી, એવું નથી, એટલે કે સામાન્ય રીતે અમુક બાબત કે વસ્તુ કે બનાવ પ્રસંગે સામાન્ય જનસમુહની અમુક માન્યતા બંધાઈ ગયેલી હોય છે, તે માન્યતામાં ભુલ છે એમ બતાવવા કે નિર્દેષ કરવા ભાર અર્થે પણ શબ્દ વપરાય. એટલે રસઘેલાં માણસો ઓછાં છે એવી માન્યતાને હલાવે એવી વસ્તુ બતાવવા માટે એ પ્રયોગ છે. ને વળી આશ્ચર્યચિહ્ન એમાં ઉમેરો કરે છે. 'રણઘેલાં' ઘણા છે, પણ દુનિયા તે જાણે છે ને માને છે. તેથી 'પણ' શબ્દ નકામો હતો.

**આડી ૧૩ :–** ...ના વમળમાં સપડાએલા અસ્વસ્થ રહે છે. [**ભ્રાંતિ,** ભીતિ, ક્રાંતિ]

'વમળ' શબ્દ સૂચક હતો. કોઈ મહાનદનાં વહેતાં પાણીમાં પડતાં 'વમળ જોયા છે? 'ભ્રાંતિ' એટલે શંકા, મોહ આદીનાં વમળમાં માણસ સપડાય છે, ત્યારે પેલાં 'વમળ'ની યાદ આવે છે.

'વમળ' શબ્દ ભ્રાંતિને બરોબર બેસી રહે છે. 'ક્રાંતિ'નું 'વમળ' હોય તો પણ તેમાં સપડાએલને અસ્વસ્થ રહેવાનું કોઈ કારણ નથી. 'ભીતિ'નું વમળ ન હોય. 'ભીતિ'માં સપડાએલો તો શેહ ખાઇ ગયેલો હોય. તે માત્ર અસ્વસ્થ ન હોય.

**આડી ૩૧:**—વારંવાર નોકરીમાંથી જે માણસને રજા મળે છે તેને માટે ઘણા ભાગે જવાબદાર હોય છે. [**તકરાર,** તકદીર, તકસીર]

વારંવાર જે માણસને રજા મળતી હોય તે માટે વારંવાર તકરાર જ કારણ હોય એ માની શકાય નહિ. વારંવાર રજા મળનાર માણસને તકરારને કારણે રજા મળી હોય તો પણ તકરાર દરેક વખતે ન થાય. એવું બનતું હોય તો પણ તે અપવાદ રૂપ કિસ્સામાં. પણ ચાવી અપવાદ રૂપ કિસ્સાનો ઉલ્લેખ નથી કરતી.

તકદીર ઘણા ભાગે જવાબદાર હોય છે તે પણ બરોબર લાગતું નથી. વળી આજે ઘણા લોકો તકદીરમાં માનતા નથી. તકદીર કોઈને રજા અપાવતું નથી. ભલે કોઇ વહેમી માણસ એ કારણને 'તકદીર' કહે.

હવે તકસીર એટલે કસુરજ રહે છે. વારંવાર રજા મળતા માણસના તેના કિસ્સામાં 'ઘણા ભાગે' તકસીર જવાબદાર હોય છે.

### ઊભી ચાવીઓ

**ઊભી ૧:**—સામાન્ય રીતે...એનાથી દૂર રહેવામાં સલામતી છે. [**દીપક,** દીપડી, દીપડો]

'દીપડો' ઉકેલ હોત તો 'હમેશાં' શબ્દ વપરાયો હોત.

**ઊભી ૩:**—કરેલો ઉપકાર...માં પાપ છે. [**વીસરવા**]

આ ઉકેલમાં 'વી' દીર્ઘ હોઈને બીજા હ્રસ્વવાળાં શબ્દો નકામા હતા. આ ચાવીમાં કોઈએ 'વીસારવા' લખ્યું હશે તો તેની ભૂલ નહિ ગણાય.

### જોડકાં

**આડી ૮ :** —જે ગામમાં...નું અસ્તિત્વ હોય છે તે ગામ આસપાસ જાણીતું બને છે. [**સંપ,** સંત]

**ઊભી ૬ :**—સાધારણ રીતે માણસને ...વિના ચાલતું નથી. [**વપન,** વતન]

'આસપાસ' જાણીતું બને છે એ મહત્વના શબ્દો હતા. આજના વખતમાં સંપીલા ગામ ઓછા છે. ગામેગામ અનેક જાતના કજિયાકલેશ ખટપટો ચાલે છે, પરંતુ કોઈ ગામમાં એ બધું ન હોય ને સંપ હોય તો તે ગામની ખ્યાતિ આસપાસ પ્રસરે છે, પરંતુ દેશવ્યાપી બનતી નથી.

એથી ઊલટું 'સંત' સ્થાનવાળું ગામ તો 'આસપાસ' જ નહિ, ઘણે સ્થળે, બધે જાણીતું બને છે. સાબરમતીના સંતનું ગામ કયાં જાણીતું નથી.

ઊભી ચાવીમાં 'સાધારણ રીતે' ને 'ચાલતું નથી' એ શબ્દો અગત્યના હતા. દાઢી રાખે છે તેવાં માણસોને પણ દાઢી આસપાસ 'વપન' કરાવવું પડે છે.

'વતન' વિના ચાલતું નથી એટલે શું? એ વાક્યનો સંપૂર્ણ ભાવાર્થ નીકળતો નથી. ક્યારે ચાલતું નથી? કોને ચાલતું નથી? અને ચાલતું નથી એટલે જ શું?

'વતન વિના ચાલતું નથી' એમ કહેવામાં આવે તો અર્થમાં કાંઇક અપૂર્ણતા રહે છે એમ સ્પષ્ટ જણાય છે. 'વપન વિના ચાલતું નથી' વાક્યનો અર્થ સંપૂર્ણ નીકળે છે.

**આડી ૧૧** :—જેનું......તંદુરસ્ત હોય છે તે માનવી જીવનમાં આગળ વધી શકે છે. [**મન,** તન]

**ઊભી ૮** :—મોટા પુરુષોની......ની કિંમત વધુ અંકાય છે. [**સંમતિ,** સંતતિ]

આ જોડકાં વચ્ચે પસંદગીનો ભેદ પાડનારી લીટી ઘણી સુક્ષ્મ હતી. તન સારું હોય પણ 'મન' ન હોય તો તેથી 'માણસ' આગળ ન વધી શકે. જ્યારે સરસ 'મન'વાળાં પણ ખરાબ 'તન'વાળાં આગળ વધ્યાં જોઈએ છીએ.

ઊભી ચાવીમાં 'સંમતિ' 'સંતતિ'ના જોડકામાં 'સંમતિ' ઊકેલ સ્પષ્ટ હતો. ગમે તેવો મોટો માણસ હોય તો પણ તેની 'સંતતિ'ની 'કિંમત' વધુ અંકાતી નથી, કદાચ લોકો તેને બાહ્ય રીતે માન આપતા હશે. જ્યારે કોઈ પણ વસ્તુ પર મોટા માણસની સંમતિની મહોર પડી એટલે બસ.

**આડી ૧૨** :— તોફાની બાળકોને...થી તેઓ થોડો વખત તોફાન કરતા અટકી જાય છે [**વારવા,** મારવા]

**ઊભી ૧૨** :— ચડેલા ઝેરનું...જલદી સૂઝતું નથી. [**વારણ,** મારણ]

'મારવા' થી બાળકો તોફાન કરતાં 'થોડા વખત' માટે નહિ પણ વધારે વખત માટે અટકી જાય છે. એ શબ્દો બતાવતા હતા કે વિક્ષેપની અસર ગંભીર નથી થતી. તાડન તો બાળકોને વધારે બીવરાવે છે. જ્યારે 'વારવા' ની અસર વારનાર હોય તેટલો વખતજ રહે છે, પછી પાછું તોફાન શરૂ થાય છે.

ઊભી ચાવીમાં 'વારણ' 'મારણ'માં પણ સુક્ષ્મ તફાવત રહેલો છે. 'મારણ'નો અર્થ શબ્દકોષમાં 'મારવાનો તાંત્રિક પ્રયોગ' એમ આપેલ છે. એટલે 'ચડેલા ઝેર'ને મારવાનો તાંત્રિક પ્રયત્ન એ હકીકત બરોબર લાગતી નથી. માણસે ઝેર લીધું હોય ત્યારે હમેશાં એ ઝેરનો પ્રતિકાર શોધાય છે. ને તેથી 'ચડેલું ઝેર' શબ્દો અમુક તબક્કો સૂચવતા હતા. તે વખતે તેનું 'વારણ' જલદી સૂઝતું નથી એ અનુભવની હકીકત છે.

**આડી ૧૪** : — સામાન્ય રીતે નારીઓ સોહામણાં ... નેજ પસંદ કરે છે. [**વર,** નર]

**ઊભી ૧૪** : — ધનવાન લોકોમાં પણ ... જોવામાં આવે છે. [**વફાદારી,** નફાખોરી]

આ જોડકામાં પસંદગી સ્પષ્ટ હતી. નારી સોહામણા નરને પસંદ કરે છે, એમ કહેવુ તેમા અનીતિનું સૂચન રહેલું છે.

'વર' શબ્દ બરોબર હતો. નારી સોહામણાં વરનેજ પસંદ કરે એ સામાન્ય વાત છે.

ઊભી ચાવીમાં 'પણુ' શબ્દ 'વફાદારી'નો સૂચક હતો. 'નફાખોરી' તો હોયજ. 'નફાખોરી'ને કારણે તો શ્રીમંતો શ્રીમંત બનેલા હોય છે. ને તેથી 'પણુ' શબ્દ વફાદારનો સૂચક હતો.

**આડી ૧૫** :—સારી ...વાળો માણસ જિંદગીમાં આગળ જલદી આવી શકે છે. [**છાતી**, છાપ]

**ઊભી ૧૬** :—એની સંખ્યા સામાન્ય રીતે અતિશય હોય છે. [**તીડ**, પડ]

'માણુસ છે છાતીવાળો' એમ કહેવાય છે. ને તેવો માણુસ આગળ વધી શકે એ પણ ચોખ્ખું છે. 'છાપવાળો' એટલે શું? 'સારી છાપ' તો ભલમનસાઈની હોય. ક્ષમાશીલતાની ઉદારતાની હોય, સજ્જનતાની હોય, પણ આ ગુણોને કારણે માણુસ આગળ આવી શકે છે એમ નથી. કેટલીક વખત આવા ગુણવાળો માણુસ દુનિયામાં પછાત રહી જાય છે.

'તીડ' અને 'પડ'માં પડની સંખ્યા અતિશય હોય છે, પણ ક્યારે? તે વસ્તુનું સૂચન ન હતું. ને તેથી હમેશને માટે પડની સંખ્યા અતિશય હોય એવો ભાવાર્થ નીકળતો હતો, તે હકીકતમાં સાચો નથી. 'તીડ'ની સંખ્યા તો જેણે 'ગુડ અર્થ'નું બોલપટ જોયું હશે તેને ખબર હશે કે કેટલી હોય છે. 'તીડો' ખેતરોનો એક સાથે નાશ કરે છે. એ રીતે 'તીડ' બંધબેસતો હતો.

**આડી ૧૯** :—ગમે તેવા જોખમ સામે પણ...નહિ એ વીરતાનું લક્ષણ છે. [**ડરવું**, ડગવું]

**ઊભી ૨૦** :—જેમ જેમ એ જામે છે તેમ તેમ તે સારૂં પરિણામ આપ છે. [**રવૈયો**, ગવૈયો]

'જોખમ સામે' એ શબ્દો તરતજ 'ડરવું' સૂચવતાં હતાં. વીરતાનું નીડરતા એ મુખ્ય લક્ષણ છે. એ પરથી 'ડગવા' કરતાં 'ડરવું' બ્યાજબી હતો. વળી 'ડરવા'ની ક્રિયા થયાં પહેલાં 'ડગવા'ની ક્રિયા થાય નહિ ને તેથી પણ ડરવું યોગ્ય હતું.

ઊભી ચાવીમાં 'રવૈયો' જામે છે ત્યારે 'પરિણામ' સારા આવે છે. દહીં જેણે વલોવ્યાં હશે કે વલોવાતા જોયાં હશે તેને વધારે સમજાશે કે જેમ જેમ વલોણું (રવૈયા) વધારે ઘૂમે તેમ તેમ સારૂં માખણ ઉતરે—સારા પરિણામ આવે. ને 'ગવૈયો' જામે ત્યારે કદાચ મજા ખૂબ આવે, પણ તેમાં પરિણામ આવવા જેવું કશું હોતું નથી.

## જન્મભૂમિ શબ્દવ્યૂહ નં. ૧૫

**આડી ૨૬** :—...તો માણુસ કોઈ સિદ્ધિ મેળવી શકતો નથી. [**ડગ**, ડર]

'ડગ'તો એટલે અસ્થિર માણુસ કોઈ સિદ્ધિ મેળવી શકતો નથી એ સ્વાનુભવની વાત છે. જ્યારે 'ડર'તો માણુસ એ વાક્યમાં કોનાથી ડરતો એ બતાવ્યું નથી. વળી 'ડર'તો હોય તો પણુ મોડે મોડે જીવનના અંત ભાગે પણ કોઈ સિદ્ધિ તે મેળવી શકે. કેટલાય માણસો 'ડરતા ડરતા' ઘણા કામો કરે છે ને પાર ઊતારે છે તે સ્વાનુભવની વાત છે.

**આડી ૩૦**:—પ્રાચીન સંગ્રામમાં વિજયનો ઘણો આધાર એના પર રહેતો. [**રથી**, હાથી, સાથી]

પ્રથમ 'હાથી' શબ્દ લઈએ. પ્રાચીન એટલે ઘણા જૂના એટલે સન અગર સંવત પહેલાંનો વખત. હાથીનો ઉપયોગ જૂના અને હાલના વખતના વચ્ચેના વખતમાં થતો, છતાં પણ તેના ઉપર વિજયનો આધાર માનવામાં આવતો નહિ. હાથી શબ્દ અહીં બંધ બેસતો થતો નથી.

હવે ભાથી શબ્દનો ઉપયોગ કરીએ તો તેનો અર્થ બહાદુર યોદ્ધો અથવા લડવૈયો થાય છે. વિજયનો આધાર લડવાની સંખ્યા ઉપર રહે છે; યોદ્ધા ઉપર તો નહિ જ. જેથી ભાથી શબ્દ પણ અસ્થાને છે.

છેવટમાં 'રથી' શબ્દ વિષે વિચાર કરતાં તે બરાબર ચાવી પ્રમાણે બેસી જાય છે. રથી એટલે બહાદુર યોદ્ધો ખરો, પણ એક હજાર યોદ્ધા સામે એકલો લડી શકે તેવો બળવાન હોય છે. રથમાં બેસીને યુદ્ધ ખેલતા અને તે ઉપરથી રથી કહેવાતા. તે રથીઓમાં જે રથીની વિદ્યા સર્વોપરી હોય તેની જ જીત થતી. આપણે મહાભારત, રામાયણ વિગેરેમાં યુદ્ધો વિષે વાંચ્યું છે અને કુશળ યોદ્ધાઓ રથમાં બેસી લડતા અને તેઓ રથી કહેવાતા અને જે પક્ષમાં સર્વોત્તમ રથી (બાણાવળી) હોય તે પક્ષનો વિજય થતો. કદાચ છળપ્રપંચથી અગર બીજી રીતે તે પક્ષનો પરાજય થતો તો પણ તે કોઈક જ વખત અને તેટલા જ માટે ચાવીમાં 'ઘણો આધાર' અર્થસૂચક શબ્દો મુકેલા છે. આ ઉપરથી 'રથી' શબ્દ બરાબર ચાવીને અનુરૂપ બંધબેસતો છે.

## જોડકાં

**આડી ૧૬ :**—...થી માનવીની માણસાઈ ઢંકાતી નથી. [**રજ,** રાજ]

**ઊભી ૧૨ :**—દેશી રાજ્યોના...બહુ ત્રાસદાયક હોય છે. [**કારભાર,** કારાગાર]

માણસ સુશોભિત પોષાક પહેરે કે ઊજળો હોય, પણ માણસમાં જો માણસાઈ રહેલી હોય તો તે છુપી રહેતી નથી. એટલે કે દીનહીન દશામાં કે ધૂળભરેલી સ્થિતિમાં હોય તો પણ તેની માણસાઇ ઢંકાતી નથી. 'રાજ'થી માણસની માણસાઈ ઢંકાતી નથી એવા વાક્યનો પુરો અર્થ નીકળતો નથી. માણસાઇ તો સારો ગુણ છે. કોઈ ખરાબ ગુણ હોત તો 'રાજ'થી એ ગુણ ઢંકાતો નથી એમ કહેવું વધારે સારું લાગે.

ઊભી ચાવી સહેલી હતી. દેશી રાજ્યોનો કારભાર એટલે કે વહીવટનાં ત્રાસ વિષે હવે લખવું તે 'સોના પર ઢોળ ચઢાવવા જેવું' છે. એટલે કે તે સ્વયંપ્રકાશિત છે.

જ્યારે દેશી રાજ્યોનાં કારાગાર ત્રાસદાયક હોય છે પણ બધે નહીં. કોઈ સ્થળે તે પ્રગતિવાન નથી. પરંતુ ઘણા સ્થળે તો નિરૂપદ્રવી હોય છે એટલે બધાને લાગુ પડતો ત્રાસદાયક શબ્દ 'કારાગાર' તે માટે યોગ્ય ન હતો.

**આડી ૧૮:**—શ્રીમંત માણસના પુત્રને ઘણી બાબતની......હોય છે. [**છત,** લત, ગત]

**ઊભી ૧૫:**—એના દેહમાંથી નીકળતી ગંધ વિશિષ્ટ જાતની હોય છે. [**માછણ,** માલણ, માગણ]

'માછણ' અને 'માલણ'નાં 'દેહમાંથી' તથા 'વિશિષ્ટ' એ બે શબ્દો માછણનો જ નિર્દેશ કરતાં હતાં. માછલીઓના વેપારમાં જ રોકાએલી 'માછણ'નાં દેહમાં જ મરેલી મચ્છીની ગંધ પેસી જાય છે. 'માલણ'નાં દેહમાં પુષ્પોની ગંધ પેસતી નથી. 'માલણ'ના વસ્ત્રોમાંથી ફૂલની વાસ આવે પણ દેહમાંથી તો નહિ જ. વળી 'મચ્છી'ની ગંધ 'વિશિષ્ટ' જાતની હોય છે. પુષ્પોની ગંધ હોત તો 'વિશિષ્ટ' વિશેષણને બદલે બીજું વિશેષણ હોત.

આ ચાવી નક્કી થતાં આડી ચાવીમાં 'છત' આપોઆપ આવી જાય છે. વળી શ્રીમંત માણસનો પુત્ર હોય તો તેને ઘણી જાતની 'છત' હોય તે સ્વભાવિક છે. 'લત' શબ્દ બધા શ્રીમંતોનાં પુત્રને નથી લાગુ થતો. જેને 'લત' હોય છે તેને પણ એક બે કે ત્રણ જાતની હોય છે. ઘણી જાતની 'લત'વાળો શ્રીમંતનો પુત્ર તો કોકજ હોય છે, છતવાળા બધા હોય છે. ને ચાવીની રચના બધાને લાગુ પડે છે.

**આડી ૨૭ :** — આવી સ્ત્રીનું આજના જમાનામાં કામ નથી. [ **કાચી**, પોચી ]

**ઊભી ૨૭ :** — જૂની થતા સડી જાય છે. [ **કાથી**, પોથી ]

'જૂની થતાં સડી જાય છે.' 'પોથી' એટલે પુસ્તક ગમે તેવું જૂનું થાય તો પણ સડી જતું નથી, જ્યારે કાથી સડી જાય છે તે આપણે જાણીએ છીએ. આ રીતે ઊભી ચાવી ચોક્કસ થતાં આડી ચાવી આપો આપ બેસી જાય છે.

'કાચી' તથા 'પોચી' એ બંને ઉકેલમાં એક કરતાં બીજો વધારે સારો છે એમ તરત નિર્ણય થઈ શકે તેમ નથી એ હું સ્વીકાર કરૂં છું, પરંતુ આવા પ્રસંગે જે સામાન્ય નિયમ અગાઉ આપ્યો છે તે લાગુ પડે છે, ને તે એ કે ઊભી ને આડી બે ચાવીમાં એક ચાવી ચોક્કસ ન થઈ શકી હોય તો બીજી ચાવીની મદદ લેવી. આવી બીજી ચાવી તે અર્થેજ રચાય છે ને તે જે નિર્ણય આપે તે સ્વીકારી લેવો.

## જન્મભૂમિ શબ્દવ્યૂહ નં. ૧૯

**આડી ૯ :**—મહેમાનો હોય ત્યારે હવીં ...કે નહિ તેની કેટલીક વખત મૂંઝવણ થાય છે. [**જમાવવું**, જમાડવું]

મહેમાનોને હવીં જમાડવાનો પ્રશ્ન મૂંઝવતો નથી. દૂધ લેશો કે હવીં તેમ પૂછી શકાય છે. પરંતુ તેમનાં માટે મિષ્ટાન્ન કરવા હવીં જમાવીને શિખંડ કરવો કે નહિ તેવો પ્રશ્ન ઘણી વખત ઊભો થાય છે. તમે કેવું જમણ જમશો એવું મહેમાનોને પૂછતાં સંકોચ થાય છે ને તેમને તે માફક આવશે કે નહિ તે પણ પ્રશ્ન રહે છે, ને તેથી મૂંઝવણ થાય છે.

**આડી ૧૫ :**—સંતપ્ત હોય ત્યારે તેનાથી દૂર રહેજો. [**વાસણ**, વારણ, વાઘણ]

વાઘણ તથા વારણથી તો તે સંતપ્ત હોય કે નહિ તો પણ દૂર રહેવામાં જ સલામતી છે. જ્યારે વાસણ ગરમ અને તૃપ્ત હોય ત્યારે તેનાથી દૂર રહેવાની સલાહ વાજબી છે.

**આડી ૨૯:**— પોતાના...માં ફુલાઈ ગયેલો માનવી બીજાની પરવા કરતો નથી. [**મન**, મદ]

આંહી 'મદ' શબ્દ હોત તો 'મદથી' એમ રચના હોત. વળી તે માટે 'પોતાનાં' શબ્દની જરૂર ન હતી. વળી ફુલાઇ જવું તે 'મદ'થી જે અહંકાર પ્રાપ્ત થાય છે તેથી ઊતરતી કોટીની માનસિક અવસ્થા છે. પણ પોતાનાં મનમાં પોતાને સવાશેર માનનાર બીજાની પરવા કરતો નથી તે જાણીતી વાત છે.

### ઊભી ચાવીઓ

**ઊભી ૬ :**—માણસને જીવવા માટે...પડે છે [**ખાવું**, જોવું, નાવું]

આ ચાવીનો ઉકેલ સીધોજ હતો. ખાય નહિ તો તે જીવી શકે નહિ, એટલે ખાવાની જરૂરિયાત માત્ર જીવવા માટે જ છે.

**ઊભી ૨૪:**—શ્રીમંતોને ત્યાં લગ્ન પ્રસંગે ...નું ખર્ચ ઘણું થાય છે. [**રંગામણ**, રંધામણ]

લગ્ન પ્રસંગે રંધામણ એટલે કે રસોઇ કરાવવાનું ખર્ચ ઘણાંને ત્યાં થાય છે, પરંતુ જે શ્રીમંતો હોય છે તે તો આ વખતે રંગ રોગાનનો ભારે ભપકો કરે છે ને તેથી તેનું ખર્ચ સ્વભાવિક રીતે જ વધુ થાય છે.

### જોડકાં

**આડી ૧૦ :**—કોઈ કોઈ બટકણી હોય છે. [**લાકડી**, કાકડી]

**ઊભી ૧ :**—જ્યારે માણસનાં સ્વભાવમાં રહેલી...પ્રકટ થાય છે ત્યારે આપણામાં તેના પ્રતિ અભાવ જાગે છે. [ **હઠીલાઈ**, હલકાઈ ]

માણસનાં સ્વભાવમાં રહેલી હલકાઈ પ્રકટ થાય ત્યારે તો આપણાં દિલમાં તેનાં પ્રત્યે તિર-

રકાર જાગે છે, માત્ર અભાવ નહિ. જ્યારે હઠીલા માણસ પ્રત્યે આપણને સહેજે અણગમો થાય છે.

**આડી ૧૩** :—...દાર માણસને ઘણા લોકો માન આપે છે. [**વતન**, વજન]

**ઊભી ૧૪**:—પ્રમાણમાં એનું વજન હળવું હોય છે. [**તલ**, જલ]

ઊભી ચાવીમાં 'વચનદાર' શબ્દ રચાતો નથી. 'વજનદાર' એટલે શું? જ્યારે વતનદાર એટલે કે 'જાગીરદાર' જે હોય તેને ઘણાં લોકો માન આપે છે તે જાણીતી વાત છે.

ઊભી ચાવીમાં 'પ્રમાણ' માં શબ્દ મહત્વનો હતો. 'તલ' નું વજન હોય છે, પરંતુ 'પ્રમાણમાં' એટલે કે બીજી વસ્તુઓની સરખામણીમાં તેનું વજન ઓછું હોય છે, જ્યારે 'જલ' તો ભારે પણ હોય છે. વળી 'જલ' એટલે કેટલું 'જલ' તેનો ચાવીમાં નિર્દેશ હતો નહિ.

**આડી ૨૮** :— દેશના મહાન અગ્રેસરોની ...અનેકને આકર્ષે છે. [**નામના**, કામના]

**ઊભી ૨૮**:—એનામાં ભભક હોય તો માણસ આકર્ષાય છે. [**નાચ**, કાચ]

અગ્રેસરોની 'કામના' એટલે કે મહેચ્છાઓ ગમે તે હોય. તે પ્રકટ પણ હોય અપ્રકટ પણ હોય. જ્યારે તેમની કીર્તિ તો અનેક માનવીઓમાં આકર્ષણની વસ્તુ બને છે.

માત્ર સાદા 'કાચ' માં આકર્ષણ જેવું શું છે? જ્યારે 'નાચ' અને તે પણ ભભક ભર્યો હોય તો માણસ તેના તરફ આકર્ષાય તે સ્વભાવિક છે.

## *જન્મભૂમિ શબ્દવ્યૂહ નં. ૧૭

**આડી ૭** :—...દ્વારા સ્ત્રીઓનું રક્ષણ થાય છે એમ મનાય છે. [**રણવાસ**, રખવાળ રહેવાસ]

ચાવીમાંના શબ્દો 'એમ મનાય છે' એ ઉપયોગી નીવડે છે. રખેવાળદ્વારા રક્ષણ થાય છે, એ ખરું પણ તે ફક્ત સ્ત્રીઓનુંજ નહીં, પણ સ્ત્રી પુરૂષ સર્વનું રક્ષણ થઈ શકે છે. જ્યારે 'રણવાસ' દ્વારા ફક્ત સ્ત્રીઓનુંજ રક્ષણ થાય છે. અને એ અમુક વર્ગનીજ માન્યતા હોઈ 'એમ મનાય છે' એ શબ્દપ્રયોગ કરવામાં આવ્યો છે.

**આડી ૨૪** —: ......થી વ્યાપ્ત માનવી ગાંડો મનાય છે. [**પ્રેમ**, ભ્રમ]

'ભ્રમ'થી વ્યાપ્ત માનવી ગાંડો મનાય છે એ એકદમ અનુકૂળ હોય તેમ જણાય છે, અને વ્હેમથી વ્યાપ્ત માનવી પણ ગાંડો મનાય છે. ચાવી ફરી વિચારતાં 'મનાય છે' એ શબ્દે વિચારપલટો આણ્યો. ભ્રમિત અને વ્હેમી માણસો ગાંડા મનાતા નથી, હોય છેજ. તેમાં માન્યતાને સ્થાન નથી હોતું પણ દાર્શનિક સાબિતી જ હોય છે.

પ્રેમ શબ્દ ઉપર વિચાર થયો તો કવિ પાગલ નજર સામે આવી ખડા થયા. તેવા લોકોક્ત ઉદાહરણો પ્રેમમાં વ્યાપ્ત થઈ ગાંડા બનેલાના દ્રષ્ટાંત રૂપે ખડા છે. પ્રભુના પ્રેમમાં મસ્ત બનેલાની રસ મસ્તીને પણ જગતે એક પ્રકારની ગાંડાઈજ માની લેવાનું ઘણી વાર બન્યું છે.

### ઊભી ચાવીઓ

**ઊભી ૨** :—આવા પુરૂષો સ્વાભાવિક રીતે જ પોતાને નુકશાન કરે છે. [**મુઢ**, મુર્ખ] મૂર્ખ માણસને જે નુકશાન થાય છે તે પણ કુદરતી રીતે જ. તે તેના 'સ્વભાવથી' પોતાને નુકશાન કરતો નથી. એ તો કુદરતી થાય જ. મૂર્ખ માણસો જે કામ કરે છે તે પોતે તો

* ઈનામી દલીલો

સાઈ કરે છે એમ માનીને જ કરે છે, પરંતુ મૂર્ખ બુદ્ધિથી કરેલું કામ ખરાબ નીવડે છે, અને મૂર્ખ માણસને તેનું ભાન પણ બરાબર થતું નથી. આથી કરીને 'મૂર્ખ' શબ્દ બંધ બેસતો ગણી શકાય નહિ. પરંતુ મૂઢ પુરૂષ સારા નરસાનો બરાબર વિચાર કરી શકતો નથી અને તેવા પ્રકારનાં તેના સ્વભાવથી તે પોતાની જાતને નુકશાન કરે છે અને તેવા થયેલા નુકશાનનું તેને ભાન પણ થાય છે અને તે ફરીથી તેવું પગલું ન લેવાનો વિચાર પણ કરે છે, છતાં પણ જો મૂઢતા દૂર ન થાય તો તેવા સ્વભાવથી વારંવાર પોતાને નુકશાન કરે છે. માટે 'મૂઢ' શબ્દ બરાબર ચાવીને બેસે છે.

## જોડકાં

**આડી ૧૪:**—કામિની વિષે જેને...હોય છે તે માનવી બધી વસ્તુ ભુલી જાય છે. [**લત**, રત, હેત]

**ઊભી ૧૧** :—પહેલાના વખતમાં...નું જેટલું મહત્વ હતું તેટલું આજે નથી. [**તલવાર** તરવાર, તહેવાર]

આ ચાવીમાં તહેવાર શબ્દ નકામો નીવડે છે, કારણ કે તહેવારનું મહત્વ તો આજે જરાએ ઝાંખું નથી પડયું. દીવાળી પૂજનની માન્યતા જરા જેટલીએ ઘટી નથી, પણ તલવારનું મહત્વ આજે ઘટી ગયું છે. આજે ઝેરી ગેસ, અને હવાઈ વિમાનોએ તેનું સ્થાન લીધું છે, અને તેથી જ તેનું મહત્વ ઘટી ગયું છે.

'વિષે' એ શબ્દ 'લત'નું સૂચન કરે છે. માતાનું પુત્ર માટે હેત ઘણું હોય છે. ભાઈ બહેનનું અરસપરસનું હેત અપાર હોય છે પણ તેથી તેઓ સઘળી વસ્તુઓ ભુલી જતા નથી પણ 'કામિની' વિષેની લત સઘળી વસ્તુઓ ભૂલવી નાખે છે.

## ત્રેવડું

**આડી ૫** :—...ને પિછાનનારા ઓછા હોય છે. [ **બોજ**, બૂજ ]

**આડી ૬** :— ...વૃદ્ધિ પામતા તરત લક્ષ ખેંચે છે. [ **કળ**, **કળી**, કરો ]

**ઊભી ૩** :— એની મીઠાશથી માણસ આકર્ષાય છે. [ **તંબોળી**, તંબોળ, તંબૂરો ] પ્રથમ 'તંબૂરો' શબ્દ પર વિચાર કરતાં જણાયું કે 'એની મીઠાશથી માણસ આકર્ષાય છે' એ બરોબર છે, પરંતુ જે સંગીતના શોખીન અથવા ભજનમાં પ્રીતિવાળાઓ અથવા તો જેણે બીજાં વાજીંત્રો ન સાંભળ્યા હોય તેવા માણસોને લાગુ પડે છે. પરંતુ જ્યાં આડી ચાવી ૫ ની સાથે સરખાવતાં બૂજ એવો શબ્દ નીકળે છે તો બૂજ—જ્ઞાન—સમજ—કદરને પીછાનનારા ઓછા નહી પરંતુ ઘણા હોય છે જેથી અને આડી ચાવી-૬ સાથે મેળવતાં 'કરો વૃદ્ધિ પામે તેમ તો આપણે તેને નાબૂદ કરવા મથીએ છીએ' માટે આ શબ્દ ત્યાગ કરવાની ફરજ પડે છે.

'તંબોળી'ની મીઠાશથી માણસ આકર્ષાય છે તે વાત બરાબર છે. ગમે તેવા પુનાના સારાં પાન હોય પણ 'બુદ્ધિના બેજાર'ને આપો તો જરૂર નીરસ કરી નાખશે. વળી બીજી રીતે જેમ કંદોઈની મીઠાઈ—મીઠાશ—પેંડા બરફી આદી છે તેમ તંબોળીની મીઠાશ ચીજ તંબોળ પાન છે. વળી આડી ચાવી ૫ સાથે સરખાવતા તો તંબોળી કે તંબોળ બંને બંધ બેસે. કેમકે બોજ—પરીક્ષાનો—કુટુંબનો—હૃદયનો—વેપારનો વીગેરે. પણ જ્યાં આડી ચાવી—૬ સાથે સરખાવતાં 'કળ' વૃદ્ધિ પામતા લક્ષ ખેંચે નહિ પણ કળી પુષ્પની જેમ ખીલે તેમ તુરત જ સુગંધીથી આપણું લક્ષ ખેંચે છે. તે ઉપરથી 'તંબોળી' સૈનિકને 'શબ્દ વ્યૂહ રચના' રૂપી યુદ્ધ ક્ષેત્રમાં મોકલ્યો.

# જન્મભૂમિ શબ્દવ્યૂહ નં. ૧૮

**આડી ૮** :—સારી હોય તો બધાને ગમે છે. [**કન્યા**, કથા, કલા]

આ ચાવીમાં શબ્દો વચ્ચે પસંદગી મુશ્કેલ હતી. પરંતુ 'સારી કલા' કોને કહેવી તે વિષે કલાકારોમાં જ અનેક પક્ષો છે ને પુષ્કળ મતભેદ છે. તેજ મુજબ 'કથા' એટલે નવલ-કથા વિષે પણ મતભેદ છે. જ્યારે 'કન્યા'નાં વિષે મતભેદનો અવકાશ ઓછો હોય છે. કન્યા ખરેખર સારી હોય તો પછી તે બધાને ગમે એ તદ્દન સ્વાભાવિક લાગે છે.

**આડી ૧૩**:—આવેલો...મૂર્ખ માણસ જ જતો કરે છે. [**લાગ**, લાભ]

આવેલો 'લાભ' જતો કરનાર માનવી ઉદાર દીલનો પણ હોય. કદાચ તે પરોપકારી પણ હોય. જ્યારે આવેલી 'તક' કે 'લાભ' જતો કરનાર માનવી જીવનનું એક મહત્વનું પગથિયું ચૂકે છે. તે આગળ વધતો અટકી જાય છે. ગયેલી તક કદી આવતી નથી. એટલે તેને જતી કરનારને મૂર્ખ કહી શકાય.

**આડી ૨૬**:— કેટલાક નોકરો વગર કારણે...વહોરી લે છે. [**નામોશી**, નાલેશી]

બીજા કોઈ 'નીંદા' એટલે કે 'નાલેશી' કરે તે આપણા હાથની વાત નથી. જ્યારે બીજાનો ઠપકો વહોરવો કે નહિ તે આપણા હાથની વાત છે. એટલે કેટલાક નોકરો એવા નીકળે છે કે જેઓ શેઠને હાથે વિના કારણ ઠપકો કે હીણપત પામે છે.

**આડી ૨૭** :—આવા માણસો જોખમ સમયે માર્ગ કાઢી શકે છે. [**શાણા**, શાન્ત]

માણસ શાન્ત હોય તો પણ તેથી તે બુદ્ધિમાન હોય તેમ માની લેવાય નહિ. જોખમ સમયે માર્ગ કાઢનાર તેજસ્વી બુદ્ધિનો હોવો જોઈએ, એટલે 'શાણા' ઉકેલ યોગ્ય હતો.

**ઊભી ચાવીઓ**

**ઊભી ૧૨** :–......વિત્યા પછી ધારેલું કામ કરવું નકામું છે એમ કેટલાક માને છે. [**મુરત**, મુદત]

આ ચાવીમાં 'માને છે' શબ્દો મહત્વનાં હતાં. 'મુદત' વિત્યા પછી કોઈ કામ કરવું તે નકામું હોય જ. તેમાં માન્યતાનો સવાલ જ નથી. જ્યારે 'મુરત' પછી કામ ન કરવાનો વહેમ કેટલાકોને હોય છે.

**ઊભી ૨૧** :–જંગલમાં વનરાજની...... માનવીના પ્રવાસ પર અસર કરે છે. [**ગર્જના**, ગણના]

'જંગલમાં' શબ્દ મહત્વનો હતો. તે શબ્દ બતાવે છે કે પ્રવાસ કામ દરમ્યાનની જ આ વાત છે, એટલે તે 'ગર્જના' શબ્દ યોગ્ય ઠરાવે છે. પ્રવાસ પહેલાં 'ગણના' તો કરી લીધી જ હોય છે. એટલે પ્રવાસ વખતે તે નકામું છે.

**જોડકાં**

**આડી ૬** :—વધુ પડતા...ને નાજૂક માણસ સહન કરી શકતો નથી. [**તાપ**, તાવ]

**ઊભી ૭** :–શાળામાં નિયમીત રીતે... આવનાર વિદ્યાર્થી શિક્ષકની પ્રશંસા મેળવે છે. [**પહેલો**, વહેલો]

વધુ પડતા તાવને તો 'નાજૂક' ન હોય તેવા માણસ પણ સહન ન કરી શકે. જ્યારે 'તાપ'ને તે પણ વધુ પડતો, 'નાજૂક' માણસ સહન કરી શકતો નથી.

શિક્ષકની પ્રશંસા તો જે અભ્યાસમાં તેજસ્વી હોય તેજ મેળવે. વળી કોઈક વખત તેજસ્વિતા દાખવે તેનો કોઈ અર્થ નહિ. એટલે જ નિય-મિત રીતે 'પહેલો' આવે તેજ પ્રશંસા મેળવે છે. 'વહેલો' આવે તેથી શું ?

**આડી ૯**:—વધારે પડતો...બળદની શકિત હણી લે છે. [**માર**, ભાર]

**ઊભી ૯** :—આવા માણસને જલદીથી આપણા બનાવી શકાતો નથી. [**માનવાળા,** ભાનવાળા]

ભાર કદાચ વધારે પડતો હોય તો પણ તેથી તેની શક્તિ હણાતી નથી, તે બેસી શકતો નથી. પણ જો તેને વધારે પડતો 'માર' પડે તો તેની શક્તિ હણાઈ જાય છે તે સમજી શકાય છે,

'ભાનવાળા' માણસને આપણા બનાવી શકાતો નથી એમ કહેવું વિચિત્ર લાગે છે, જ્યારે જે માણસ હમેશા 'માનમાં' રહે છે તેની સાથે નિકટતા સાધવાનું મુશ્કેલ બને છે.

## જન્મભૂમિ શબ્દવ્યૂહ નં. ૧૯

**આડી ૧૪** :– અસલના રાજાઓ પણ ... ને રીઝવવાનો પોતાનો ધર્મ માનતા [**પ્રજા,** પ્રભુ]

આજના રાજાઓ 'પ્રજા'ને રીઝવવાનો પોતાનો ધર્મ માનતા હોય એમ જણાતું નથી, જ્યારે 'પ્રભુ'ને રીઝવવા આજે પણ રાજાઓ પ્રયત્ન કરતાં હશે. અનેક દેવ મંદિરો ને પૂજા પાઠમાં રાજાઓ સમય ગાળે છે.

**આડી ૨૪** :—આ યંત્ર યુગમાં એનું મહત્વનું સ્થાન ઝુંટવાઈ ગયું છે. [**વણઝાર,** વણકર]

અગાઉનાં વખતમાં જુદા જુદા પ્રદેશો વચ્ચેનો વેપારનો સંબંધ 'વણઝાર'થી હતો. રેલ્વેઓના જમાનામાં તે અફળ બનેલ છે. 'વણકર'નું મહત્ત્વ આજે ઓછું બન્યું પણ નાબૂદ નથી થયું. વળી ખાદી યુગમાં તો તે પાછું સુધરતું જાય છે.

**આડી ૨૯** :—બહુ...માણસોને કામ સોંપતા સાવધ રહેવું. [**બાહોશ,** બાલીશ]

'બાલીશ'ને તે પણ 'બહુ' 'બાલીશ'ને કામ સોંપાય જ નહિ. જ્યારે 'બહુ બાહોશ' માણસને સોંપવામાં વાંધો નહિ. પણ અતિશય બાહોશી ઉતાવળમાં પરિણમે છે, એટલે તેવા માણસને કામ સોંપતાં સાવચેતી રાખવી. કામ ન સોંપવું એવો એમાં અર્થ નથી.

### ઊભી ચાવીઓ

**ઊભી ૧૧** :–...એના સારાપણાથી માલિક ઘણે અંશે નિશ્ચિંત બની શકે છે. [**વાવેતર,** વાણોતર]

'ઘણે અંશે' શબ્દો સૂચક હતાં 'વાવેતર' એ કોઈ અંત નથી. તે પછી તો ઘણાં બનાવો બને. પણ 'ઘણે અંશે' તે ચિંતા વિનાનો બને છે. 'વાણોતર' સારો હોય તો માલિકને સંતોષ રહે છે.

**ઊભી ૧૪** :—રાજ્યદ્વારી નેતાઓ સામે તેમના વિરોધીઓ લાગ આવે ત્યારે...કરવા ચૂકતા નથી. [**પ્રહાર,** પ્રચાર]

'લાગ આવે ત્યારે' શબ્દો 'પ્રચાર'ને રદ કરતાં હતાં, કારણ કે રાજ્યદ્વારી નેતાઓના વિરોધીઓ 'પ્રચાર' તો હમેશાં કરે છે, જ્યારે 'પ્રહાર' કરવાનું તો 'લાગ આવે ત્યારેજ બને છે.'

**ઊભી ૨૧** :– સારા રાજાનાં રાજ્યમાં પ્રજાને...કરવાનું કારણ નથી. [**ફિતૂર,** ફિકર]

રાજા સારો હોય છતાં પ્રજાને ફિકર કરવાનાં કારણો ઊભા થાય ખરાં, પરંતુ સારા રાજાનાં રાજ્યમાં પ્રજાને ફિતૂર એટલે કે બળવો કરવાનું કોઈ કારણ હોય જ નહિ તે સમજી શકાય તેવું છે.

### જોડકાં

**આડી ૧૧** :– પુરૂષના...પર પણ કોઈક નારીઓ વારી જાય છે. [**વાળ,** વાત]

**ઊભી ૨** :—કેટલાક વેપારીઓ...પર જ કમાવાની ધારણા રાખે છે. [**દુકાળ,** દુકાન]

'વાત' પર તો 'કોઈક' નહિ પણ 'ઘણી' નારીઓ વારી જાય છે. જ્યારે 'વાળ' પર વારી જનાર નીકળે છે પણ તે કોક.

'દુકાન' પર કમાવાની આશા તો બધા જ વેપારીઓ રાખે, જ્યારે 'દુકાળ' પર કમાવાની આશા તો દાણાનો મોટો સંગ્રહ કરી રાખનાર 'કેટલાક' વેપારીઓ રાખે છે.

**આડી ૧૨** :– કેટલીક સ્ત્રીઓનું મન... માંજ ગુંથાએલું રહે છે. [**જમણ,** રમણ]

**ઊભી ૪** :—...ઉગ્ર થતાં ઘણીવાર આફત આવી પડે છે. [**મગજ,** મગર]

આંહી પણ 'કેટલાક' શબ્દ નિર્ણયાત્મક હતો. 'રમણ'માં જેનું મન ગુંથાયું હોય તેવી નારી 'કેટલીક' નહિ પણ 'ઘણી' હોય છે.

આ 'વાસણ' ને 'વાઘણ' જેવી ચાવી છે. 'મગર' તો આફત રૂપજ હોય, તેને ઉગ્ર થવા જરૂર નથી. જ્યારે 'મગજ' ઉગ્ર થાય ત્યારે ઘણી વખત આફત આવે તે સ્વાભાવિક છે.

## *જન્મભૂમિ શબ્દવ્યૂહ નં. ૨૦

**આડી ૩૦:** —આજે ઘણા ઘરમાં દેખાય છે. [**ગાદી,** ખાદી, લાદી, મોદી, એદી]

આ ચાવીને સંખ્યાબંધ શબ્દો બંધ બેસે છે. જેવા કે એદી, બદી, બાદી, દાદી, લાદી અને ખાદી. આ શબ્દોને ચાવીની વાકયરચના સાથે બરાબર વિચારતાં 'ગાદી' શબ્દની શકયતા વધુ બને છે.

હવે 'એદી' એ વસ્તુ નથી. બદી અને બાદી પણ 'એદી' જેવા જ શબ્દો છે. આજે 'બદી' છે, ને ભૂતકાળમાં નહતી, એ બરાબર નથી. બાદી એ માણસના પેટ સાથે સંબંધ ધરાવે છે, એને 'ઘર' સાથે કશો સંબંધ નથી.

'લાદી' વિચારીયે. મુંબઈ જેવાં મોટાં શહેરોને બાદ કરતાં 'લાદી' કયાં દેખાય છે? ગામડામાં 'લાદી'નું નામ નિશાન દેખાતું નથી.

ખાદીને વિચારીયે. ૧૯૩૨ ની સાલમાં ખાદીનાં જે દર્શન થતાં, તે ૧૯૩૮ ની સાલમાં થતાં નથી.

છેલ્લે ગાદી શબ્દ રહે છે. પ્રથમ તો 'ગાદી' નો અર્થ સમજી લઈએ. કોઈ શ્રીમંતને ત્યાં બે ચાર ગાદલાં નાંખી તે પર સરસ ઓછાડ પથરાય એ પણ ગાદી કહેવાય. કોઈ મારવાડીની પેઢીમાં લાંબા અને પહોળાં ગાદલાં નખાય, ને તે પર સફેદ ખાદીનો ઓછાડ નખાય, તે પણ ગાદી કહેવાય. ને કોઈ ગામડાના ખેડૂતને ત્યાં એક ફાટયું તૂટયું ગોદડું નખાય અને તે પર બેસાય, એ પણ ગાદી કહેવાય. એટલે કે સૌના ઘરમાં સૌની શક્તિ પ્રમાણે અને ઉપયોગ પ્રમાણે આ નખાય છે. આ રીતે જોતાં આપણને આજે ઘણા ઘરે 'ગાદી' નાં દર્શન થશે.

### ઊભી ચાવીઓ

**ઊભી ૧૧** :—માણસનાં...પરથી એની પ્રકૃતિ કેવી હશે તે જણાઈ આવે છે. [**લખાણ** લક્ષણ, લઢાણ]

'ઉસ્તાદ'--લેખક પોતાની પ્રકૃત્તિ છુપાવીને **ઘણીવાર** લખાણ લખવા પ્રયત્ન કરે છે ખરો અને તેમાં ફતેહમંદ થતો પણ જણાય છે; પરંતુ 'લખાણ' એટલે ગમે તે લેખન નહિ પણ લેખો, વિચાર વ્યકતવ્ય, ગ્રંથો એ સ્થાપિત અર્થ લઇએ તો લેખકની એ તેટલી ઉસ્તાદગીરી છતાં ઘણે ભાગે ઉસ્તાદ વાચક કે સામાન્ય વાચકથી પણ તેની પ્રકૃતિ અછતી રહેવાની નહિ.

* ઈનામી દલીલો.

હવે 'લક્ષણ' જેવો સુંદર અને સર્વાંગ સુદૃઢ શબ્દ, પસંદગી નથી પામી શકયા તેનું એક જ કારણ ચાવીના શબ્દો. 'હશે'ને સ્થાને 'છે' એવો નિશ્ચયાત્મક શબ્દ હોત, તો સોએ સો ટકા 'લક્ષણ' શબ્દ બંધ બેસત.

**જોડકાં**

**આડી ૧૯ :-** જેમ એનું કદ મોટું તેમ તેની કિંમત વધારે. [**વાસણ**, વારણ]

**ઊભી ૧૩ :** જે માણસનું દિલ...હોય છે તેના પ્રત્યે આપણને લાગણી થાય છે. [**ઉદાસ**, ઉદાર]

ચાવીમાં ઉદાસ શબ્દ દિલની પૂર્વે નહિ, પરંતુ પછી આવે છે એ ગુણવાચક નહિ, કીન્તુ વિધિવાચક વિશેષણ તરીકે વપરાયો છે અને તેજ એનું વાસ્તવિક સ્થાન અને ઉપયોગ છે. જેનું દિલ ઉદાસ હોય તેના પ્રત્યેજ આપણને દિલસોજી સમભાવ થાય.

સામાન્ય સમજ તો માટીનાં નાનાં વાસણને માટીનાં મોટાં વાસણ સાથે, સોનાનાં નાના વાસણને સોનાનાં મોટા વાસણ સાથે, અને કલા કારીગરીવાળાં નાનાં વાસણને તેવાંજ મોટાં વાસણ સાથે એમ સમાન કક્ષાનાં વાસણોને કદ પ્રમાણે એક બીજા સાથે સરખાવે. સામાન્યબુદ્ધીનો આજ અર્થ હોઈ શકે ! અને તદનુસાર સાચો ઉકેલ 'વાસણ' નહિ તો અન્ય શો હોઈ શકે ?

'વારણ' હાથી જેમ મોટો હોય તેમ તેનું કદ વધારે હોય તેવું કાંઈ નથી.

## જન્મભૂમિ શબ્દવ્યૂહ નં. ૨૧

**આડી ૨૮ :**—લગભગ દરેક ઘરનાં રસોડામાં તે હોય છે. [**બરણી**, ખોરણી, ભરણી, ઝેરણી]

'બરણી'નો અર્થ એક જાતનું પાત્ર એટલે કે વાસણ થાય છે, પરંતુ તેનો આકાર સામાન્ય રીતે નળાકાર (ગોળ) હોય છે. બરણી એટલે કાચની જ એ માન્યતા ખોટી છે એટલે માત્ર મોટા શહેરોનો દાખલો નકામો છે. ગમે તેવા ઘરના રસોડામાં આવું એકાદ વાસણ તો હોય જ છે.

**આડી ૩૦ :**—ધારાસભ્યો ઘણો વખત ...માં પણ ગાળે છે. [**વિનોદ**, વિવાદ]

ચાવીમાં 'પણ' શબ્દ સૂચક છે. ધારાસભ્યોને તેમના કાર્ય અંગે વારે વારે વિવાદમાં ઊતરવું પડે છે, અને તેમાંજ તેમના વખતનો મોટો ભાગ જાય છે તે સ્વાભાવિક છે.

હવે 'વિનોદ' શબ્દ લઈએ. ધારાસભ્યોમાં 'વિવાદ' એ સામાન્ય વાત હોય છે પણ એવા પ્રસંગોમાં 'મૂંડે મૂંડે મતીર્ભીના' ઉક્તિ ધ્યાનમાં લેતાં ઘણીવાર ધારાસભ્યોમાં પોતાના મંતવ્ય રજૂ કરતાં 'વિનોદ' ઉત્પન્ન થાય છે, અને એવા પ્રસંગ વારે વારે દલીલને અંગે ઉપસ્થિત થાય છે. કેટલાક સભ્યોના રમુજી સ્વભાવ પણ આવી સ્થિતિ ઉત્પન્ન કરે છે, અને એમ દલીલો, સ્વભાવ, જુદા જુદા પ્રસંગો વડે 'વિનોદ'માં વખત ગાળવાનો પ્રસંગ મળે છે.

**ઊભી ચાવીઓ**

**ઊભી ૧ :-** ... નો ભોગ બનેલાં ન્હાનાં બાળકો પોતાનું અહિત કરે છે. [**બીક**, બીડી]

પ્રથમ નજરે આ બન્ને શબ્દો ચાવીને એકસરખી રીતે લાગુ પડે છે, પરંતુ 'નાના' શબ્દ તરફ જોતાં ચાવીનો ઉકેલ સરળ બને છે. બીડીનો ભોગ બનેલ બાળકો તો શું પણ મોટા માણસો પણ પોતાનું અહીત કરે છે તો પછી 'નાના' શબ્દ વાપરવાનું કંઇ પ્રયોજન રહેતું નથી.

પરંતુ 'બીક' શબ્દ ચાવીને બંધ બેસતો આવે છે. ન્હાના બાળકો ઘણીવાર બીકનો

ભોગ થઈ પડે છે. આથી તેમને ઘણું નુકસાન થાય છે.

**ઊભી ૨** :—દૈવી દ્વારપાળ. [**પોઠીયો**, પોળીયો]

કેટલાક ભાઈઓએ 'પોઠીયા'ને બદલે 'પોળિયા'નું સમર્થન કર્યું છે. પરંતુ 'પોળિયો' નો અર્થ માત્ર 'દરવાન'જ થાય છે, 'દૈવી દરવાન' નહિ. તે માટે 'દેવનો પોળિયો' એવા વાક્યનો જ ઉપયોગ થાય છે. જ્યારે 'પોઠિયો' શંકરનું વાહન છે. તે ઉપરાંત દ્વારપાળ પણ છે. દરેક શંકરનાં મંદિરનાં પ્રવેશદ્વારે તેની સ્થાપના થયેલી હોય છે. તે માત્ર વાહન હોવાને જ કારણે નહિ; કારણ કે તેમ હોત તો વિષ્ણુનાં મંદિરમાં ગરૂડની પ્રતિષ્ઠા થતી નથી તેમજ બીજા દેવોના વાહનોની મૂર્તિઓ તેમનાં પ્રવેશદ્વારે રખાતી નથી. ત્યારે શીવ મંદિર પોઠીયાની સ્થાપના વિના અપૂર્ણ લેખાય છે. તેમ માત્ર વાહન ઉપરાંત 'દરવાન'નું પણ કામ કરે છે.

**ઊભી ૧૬** :—રાજકીય વાદવિવાદમાં એનો આશ્રય ઘણી વખત લેવામાં આવે છે. [**પત્રકાર**, પક્ષકાર, પડકાર]

નરીમાન પ્રકરણની વાત લ્યો. નરીમાન પ્રકરણમાં 'સેન્ટીનલ'નાં તંત્રીનો આશ્રય લેવામાં આવ્યો હતો, તે જાણીતી વાત છે.

આજનાં રાજકારણનું અંગ પ્રચાર છે. તે પ્રચાર અખબારો દ્વારાજ થઈ શકે છે, પરંતુ દરેક અખબારોની નીતિ એક જ હોતી નથી. તેના તંત્રી કે માલિક પ્રમાણે તે જુદી જુદી હોય છે. એટલે અમુક વર્ગના રાજ્ય દ્વારીઓને અમુક જ તંત્રીઓનો ટેકો મળી શકે છે, બધાનો નહિ. અને તેથી જ્યારે રાજકીય વાદવિવાદ જાગે ત્યારે પક્ષકારો એવા પત્રકારોનો જ આશ્રય શોધે છે. 'કોઈ વખત' હોત તો 'પડકાર' યોગ્ય ઉકેલ લેખાત.

## જોડકાં

**આડી ૧૧** :— ...થી માણસ કેટલીક વાર મુગ્ધ બને છે. [**મોર**, મોહ]

**ઊભી ૮** :— ...વિના કોઈપણ દેશનું તંત્ર અટકી પડે છે. [**સરકાર**, સહકાર]

રાજાસત્તાક રાજ્ય હોય કે પ્રજાસત્તાક રાજ્ય હોય પણ તેમાં સરકારની તો જરૂર પડે છે. તંત્રની સાથે બધાનો સહકાર ભલે હોય છતાં તંત્ર ચલાવનાર (સરકાર) ન હોય તો તંત્ર અટકી પડે.

આમાં 'કેટલીકવાર' અને 'મુગ્ધ' આ બે શબ્દો ખાસ ધ્યાન ખેંચે તેવા છે.

મોર જ્યારે કળા કરે ત્યારે તેની તરફ માણસ ઘણી વાર જોઈ રહે છે; કારણ કે તેમાં એવું સૌંદર્ય રહેલું છે. પરંતુ હરવખત મોરને જોઈ મુગ્ધ થવાતું નથી, માટે 'કેટલીક વાર' શબ્દ 'મોર'ની જોડે બરાબર બેસે છે.

'મોહથી કેટલીકવાર માણસ મોહિત બને છે' આ વાક્ય વ્યાકરણની દૃષ્ટિથી ખોટું છે. મોહથી માણસ મોહિત બને જ તેમાં કેટલીકવાર શબ્દનો સમાવેશ નથી થતો.

**આડી ૧૨** :—નાજૂક નારી એનો જલ્દી આશ્રય લે છે. [ **રીસ**, ચીસ ]

**ઊભી ૧૨** :—કામ કરવામાં માણસ...રાખે તો તે કામ વેળાસર પૂરૂં થાય છે. [**રીત**, ચીત]

કોઈ પણ કામ વેળાસર પૂરૂં કરવું હોય તો તે પદ્ધતિસર કરવું જોઈએ. વગર પદ્ધતિએ કરેલા કામમાં ગમે તેટલું ચિત્ત રાખવામાં આવે તો પણ તે વેળાસર પૂરૂં થતું નથી.

'ચિત' દઈને કામ કરે પરંતુ તેમાં કોઈ પણ જાતની રીત ન હોય તો તે વેળાસર ન થાય, માટે 'રીત' શબ્દ આ જગાએ બંધ બેસે છે.

કોઈ પણ કાર્યમાં પોતાનું ધાર્યું ન થાય તો સ્ત્રીઓ રિસાય છે, એ જાણીતી વાત છે; પણ ચીસો પાડતી નથી.

'આશ્રય લે છે' એનો અર્થ-ઈરાદાપૂર્વક કરે છે-એવો થયો. રીસાઈ જવું એ ઈરાદાપૂર્વક બની શકે, પરંતુ ચીસ તો બીકને લીધે પાડે છે એટલે તે ઈરાદાપૂર્વક થઈ શકે નહિ. 'જલ્દી' એ શબ્દ સૂચક છે. સ્ત્રીઓ વાત વાતમાં રીસાઈ જાય છે. તેમાં ખાસ કાંઈ કારણ હોવું જ જોઈએ એમ કંઈ નથી. એટલે કે રીસનો જલ્દી આશ્રય લે છે, પરંતુ વાતવાતમાં ચીસો પાડતી નથી.

**આડી ૧૫:** — ગામડાઓમાં જ્યારે ... થાય છે ત્યારે ખેડૂતો ટોળે વળે છે. [**તાપણી,** માપણી]

**ઊભી ૧૦:**—એ વિકાસની અંતિમ દશા સૂચવે છે. [**પૂર્ણતા,** પૂર્ણિમા]

ઊભી ચાવીમાં 'વિકાસની અંતીમ દશા' એ શબ્દો 'સૂચક' છે. વિકાસ એટલે ચંદ્રનો વિકાસ એવો મર્યાદીત અર્થ નિર્દિષ્ટ થયોજ નથી. પણ સામાન્ય વિકાસ એ અર્થ સુસ્પષ્ટ છે. છતાં દલીલને ખાતર માની લો કે વિકાસ એટલે ચંદ્રનો વિકાસ, તો પણ પૂર્ણિમા-પુનમ તો એક તિથિ જ છે એ ચંદ્રના વિકાસની અંતિમ દશા કેવી રીતે સૂચવી શકે? ચંદ્રના વિકાસની અંતીમ દશાનો સૂચક શબ્દ તો 'પૂર્ણેન્દુ' થાય એટલે પૂર્ણિમા શબ્દ કોઈ રીતે બંધ બેસતો નથી.

આડી ચાવીના 'ખેડૂતો ટોળે વળે છે' એ શબ્દો સૂચક છે. ગામડાંઓમાં જ્યારે 'માપણી' થતી હોય ત્યારે માપવાના કામમાં રોકાએલા પાંચ દશ માણસો, તે પછી તે ખેડૂતો હોય કે ઈતર કોમના હોય, રોજંદા હોય કે વેઠિયા-છુટા છવાયાં, ઊભીને માપવાના કામમાં મદદ કરે છે. માપણી એ કોઈ કુતુહલ ઉત્પન્ન કરે એવો તમાશો નથી.

હવે તાપણી કરવામાં આવે ત્યારે એની આસપાસ સ્વાભાવિક રીતે જ માણસો તાપવા માટે ટોળે વળે. હવે સવાલ એ રહ્યો કે માણસો ટોળે વળે એમ લખવાને બદલે 'ખેડૂતો' ટોળે વળે એમ ચાવીના શબ્દો કેમ હશે?

જેને ગામડાંનો થોડો પણ અનુભવ છે તે જાણે છે કે તાપવા માટે ગામડાંમાં કરેલી તાપણીની આસપાસ વળેલા ટોળામાં ઘણો ખરો ભાગ ખેડૂતોનો જ હોય છે. બીજાઓ કદાચ હોય છે તો જૂજ. એટલે સાચો શબ્દ 'તાપણી'જ છે.

## જન્મભૂમિ શબ્દવ્યૂહ નં. ૨૨

**આડી ૫:**—કોંગ્રેસ પ્રધાનો દેશની...માટે સતત પ્રયત્ન કરે છે. [**આબાદી,** આઝાદી]

આઝાદી માટે તો માત્ર પ્રધાનો નહિ ને બીજાં પણ પ્રયત્ન કરે છે. વળી કોંગ્રેસ પ્રધાનો હોદ્દા પર હતાં ત્યારે દેશની આઝાદી કેમ મળે તે માટે સતત પ્રયત્ન કરતાં જ હતાં. તે તો આખરી ધ્યેય હતું. પ્રયત્ન તો લોકોની ખાસ કરીને ગરીબોની સુખાકારી ને આબાદી માટે જ તેઓ કરતાં હતાં.

**આડી ૧૧ :**—......વાળા માણસોની બીજા પર શેહ પડે છે. [**સખ્તાઇ,** સચ્ચાઇ]

માણસ સાચુકલો હોય તો પણ કેટલીક વખત લોકો તેને પ્રમાણિક મૂર્ખ માની તેની અવગણના કરે છે. માત્ર 'સચ્ચાઇ' પ્રભાવ પાડતી નથી. 'સખ્તાઇ' પ્રભાવ પાડે છે તે અનુભવની વાત છે.

**આડી ૧૭ :**—મુશ્કેલી વખતે પૈસાની માગણી કરનારને ગરીબ મિત્ર......કહી શકતો નથી. [**હા,** ના,]

મુશ્કેલીમાં મુકાયેલાં મિત્રને મદદ કરવી એ ધર્મ છે પણ આતો પૈસાની મદદની જ જરૂર છે એટલે ગરીબ 'હા' કેવી રીતે કહી શકે?

**આડી ૩૬ :**— દરેક કુટુંબને એની જરૂર પડે છે. [**મોદી**, મોચી]

દરેક વ્યક્તિ શબ્દ ચાવીમાં હોય તો કદાચ 'મોચી' ઉકેલ વધુ સુસંગત લાગત, કારણ કે વ્યક્તિ એકલી જ હોય તો કદાચ તેને 'મોદી'ની જરૂર ન પડે, ત્યારે કુટુંબ હોય તેને 'મોદી' એટલે કે દાણા પુરા પાડનારા જરૂર હોય જ તે સ્વભાવિક છે.

**ઊભી ચાવીઓ**

**ઊભી ૧૬ :**—એનામાં દેહને પોષક તત્વ રહેલું હોય છે. [**મલાઇ**, મકાઈ]

આ શબ્દો વચ્ચે પસંદગી કરવાનું મુશ્કેલ હતું પરંતુ મકાઈ માત્ર પોષક નહિ પણ બળદાયક છે. ને એટલે મલાઈ પસંદ થઈ હતી.

**ઊભી ૨૨ :**—...સરોવર માણસોને આકર્ષી રાખે છે. [**વિશાળ**, વિમળ]

સરોવર 'વિમળ' હોય પણ નાનકડું હોય તો માણસ તેને નીરખવાને ઝાઝી આકાંક્ષા સેવતો નથી; પરંતુ 'વિમળ' ન હોય છતાં વિશાળ સરોવર માનવીની દૃષ્ટિને જડી રાખે છે. અનુભવસિદ્ધ આ વાત છે.

**જોડકાં**

**આડી ૧૯ :** —...જમીનને કારણે કેટલીક વખત અદાલતી કજીયા ઊભા થાય છે. [**પડતર**, નડતર]

**ઊભી ૧૩ :** —ઘણાં વૃદ્ધ માણસો અનેક ...થી દુઃખ પામે છે. [**સંતાપ**, સંતાન]

'નડતર' જમીન માટે તો કેટલીક વખત નહિ પણ ઘણી વખત અદાલતી કજીયા ઊભા થાય છે; જ્યારે 'પડતર' માટે કેટલીક વખત.

ઘણાં શબ્દો'સંતાન' ને યોગ્ય ન હતાં. અનેક 'સંતાનો' હોવાથી 'ઘણાં' વૃધ્ધો દુઃખ પામતાં નથી. સંતાનોની સંખ્યા નહિ પણ સંતાનોની વલણ દુઃખ આપે છે, પછી ભલે તે એક જ હોય. જ્યારે આજે અનેક વૃધ્ધો વિધ વિધ પ્રકારની ઉપાધીઓથી પીડાતા જોવામાં આવે છે.

**આડી ૩૪ :**—માણુસના ઉત્કર્ષનો આધાર સારા...ઉપર છે. [**મન**, તન]

**ઊભી ૨૬ :**—માણસને કેટલાક કાર્યો ઇચ્છા હોય કે ન હોય છતાં...ને લઈને કરવાં પડે છે. [**શરમ**, શરત]

શરીર ગમે તેવું સારું કે અલમસ્ત હોય તેથી 'ઉત્કર્ષ'નો આધાર' બની શકે નહિ. માણસનો ઉત્કર્ષ તો તેનું 'મન' જ શરી શકે.

માણુસ શરત મારે ત્યારે શરત મુજબ જે કામ કરવાની તેની ફરજ હોય તે કામ કરવા તેની ઇચ્છા હોય તોજ તેવી શરત મારે છે. એટલે તેમાં અનિચ્છાનો પ્રશ્ન રહેતો નથી. જ્યારે 'શરમ'ને ખાતર ઘણી વખત આપણને અનિચ્છા છતાં કેટલાક કામ કરવા પડે છે.

## જન્મભૂમિ શબ્દવ્યૂહ નં. ૨૩

**આડી ૧૪ :**—આ જમાનામાં સર્વત્ર એનો પ્રભાવ વધારે દેખાય છે. [**દામ**, દાતા, દાન]

આજે 'દાતા' કે 'દાન'માં ગણુના થાય છે; પરંતુ 'સર્વત્ર' પ્રભાવ તો તેમનો નહિ પણ 'દામ'નો પડે છે, તે તો તદ્દન જાણીતી વાત છે.

**આડી ૩૪ :**—સુંદર સોહામણો અને જુવાન .. કઈ નારીને પસંદ ન પડે? [**વર**, નર]

'નર' શબ્દની પસંદગીમાં 'નારી' માટે અનીતિનું સૂચન આવતું હતું, એટલે આપોઆપ રદ જતો હતો. 'વર' શબ્દ જ ચાવીને આપોઆપ બંધબેસી જતો હતો.

**ઊભી ચાવીઓ**

**ઊભી ૧૩** :—સામાન્ય રીતે ખાવામાં વપરાય છે. [**જામફળ**, જાયફળ]

જાયફળ 'ખવાતું' નથી પણ ખાવાની ચીજોમાં તેનો ઉપયોગ થાય છે. જ્યારે સામાન્ય રીતે તો જામફળજ ખાવામાં વપરાય છે.

**ઊભી ૧૫** :—સ્વમાની પુરૂષની પત્નીનું ...તેને વિવશ બનાવી મૂકે છે. [**હરણ**, મરણ]

'મરણ' તો લગભગ દરેકને વિવશ બનાવે. પરંતુ જે પતિ સ્વમાની હોય તેને પત્નીનું 'હરણ' ખૂબજ દુઃખ આપે ને બાવરો બનાવે. 'સ્વમાન' વિશેષણ ઉકેલને માટે માર્ગદર્શક હતું.

**જોડકાં**

**આડી ૧૮** :— ...હોય છે ત્યારે બેપરવા નારી પણ નમ્ર બને છે. [**ગરજ**, ગરભ]

**ઊભી ૧૯** :—અત્યારનો સમય જોતાં એની અવનતી થતી જાય છે તેમ લાગે છે [**જગત**, ભગત]

'ગરભ' હોય ત્યારે બેપરવા નારીને નમ્ર બનવાનું કોઈ કારણ નથી. આ ચાવી એવી છે કે 'જેમાં નારી' ને 'ગરભ' શબ્દો આવતો હોઈને હરીફ સહેજે 'ગરભ મૂકવાનું જ નક્કી કરે' એ છટકું છે. ને તેથી આવી ચાવીઓમાં સાવચેતી રાખવી જોઈએ.

'ભગત' એટલે કયો ભગત? 'અંત' શબ્દ હોય તો કદાચ 'ભગત' બંધ બેસત; જ્યારે આજના યુગમાં 'જગત'ની અવનતિ થઈ રહી છે એ તો વિચારવંત પુરૂષોને જણાઈ રહ્યું છે.

**આડી ૩૧** :—આ શબ્દ નારીનાં સૌંદર્યનો સૂચક છે. [**નમણી**, રમણી]

**ઊભી ૨૪** :— આવા માણસોનો વિશ્વાસ કોઈક જ કરે છે. [**નાદાન**, નાદાર]

'સૂચક' શબ્દ ચાવીમાં મહત્વનો હતો 'રમણી'નો અર્થજ સુંદર નારી થાય છે. તેમાં સૂચનાનો સવાલ નથી. જ્યારે 'નમણી' વિશેષણ હોઈને સૌંદર્યનો ખ્યાલ આપે છે.

'નાદાર' માણસો ઘણી વખત પોતાની પ્રતિષ્ઠા પુનઃ જમાવે છે ને જંગી વેપાર ધંધા ખેડે છે. એ તો મુંબઈની બજારોમાં અનુભવની વાત છે; પરંતુ 'નાદાન'નો અનુભવ તો કોઈક જ કરે છે, તે સાદી સમજની વાત છે.

**આડી ૩૩** :—બાળકોનાં સર્વદેશીય વિકાસ માટે...... ની જરૂર તો પડે છે. [**ધાક**, ધાન, ધામા]

**ઊભી ૨૬** :—એના સૂર ઉપર એના આકર્ષણનો આધાર રહે છે. [**ગાયક**, ગાયન]

'ધાન'થી તો માત્ર શરીરનોજ વિકાસ થાય છે. 'ધાક' એટલે કે અંકુશ કે ડર ન હોય તો બાળક ઉછાંછળું કે ઉદ્ધત બને છે, અગર તો નાફરમાન કે સ્વચ્છંદી બને છે. એટલે 'સર્વ દેશીય' વિકાસ માટે તો 'ધાક'ની જરૂર પડે છે જ.

'ગાયન' ગમે તે રાગનું હોય પણ સારૂં હોય તો તે બધાને ગમે છે; પરંતુ તેમાં ગમવાનો આધાર પણ ગાયક ઉપર છે. તે 'ગાયક' ગમે તેવો શાસ્ત્રીય હોય તો પણ તેનો સૂર એટલે કે કંઠ સારો ન હોય તો તે આકર્ષણ કરતો નથી. 'ગાયક'ના આકર્ષણનો આધાર તો તેનાં કંઠ ઉપર જ છે.

## જન્મભૂમિ શબ્દવ્યૂહ નં. ૨૪

**આડી ૧૩** :—દર્દીને માટે સારી... બહુ જરૂરી ગણાય છે. [**હવા**, દવા, સેવા]

'ગણાય છે' શબ્દો સૂચક હતાં. સારી 'દવા' તથા 'સેવા'ની જરૂર તો છે જ, પણ 'સારી હવા' દર્દ નિવારવા માટે ખૂબ જરૂરી છે, એમ ગણાય છે.

**આડી ૨૨**:—'આ તરફ ગાયને જતી જોઈ કે ?' એવા કસાઈએ પૂછેલા પ્રશ્નના જવાબમાં ગાયને જતી જોનાર સત્યવાદી પુરૂષ જલદી કહી શકતો નથી. [**ના**, હા]

કસાઈ પ્રશ્ન પૂછે છે એટલે ગાયને બચાવવા ઇચ્છિનાર 'ના' જ કહે છે, પરંતુ પુરુષ સત્યવાદી છે તેથી તે જલ્દી 'ના' કહી શકતો નથી, કારણ કે 'હા' 'ના' વચ્ચે તેનાં દિલમાં દ્વંદ્વ ચાલે છે. આંહીં અંતે તે શું કહે છે તે પ્રશ્ન નથી. કદાચ 'હા' કહે. કદાચ 'ના' કહે. પરંતુ તત્કાલ તો તે 'ના' કહી શકતો નથી.

**ઊભી ચાવીઓ**

**ઊભી ૯** :—જમીનની...થાય છે ત્યારે મોટા અમલદારો હાજર રહે છે. [**માગણી** માપણી]

માપણી તો માત્ર સામાન્ય હરીફો પણ કરે. તેમાં મોટા અમલદારોની જરૂર નથી પરંતુ માગણી વખતે તો અમલદારો રહે જ છે, કારણ કે તેમાં આવકનો સવાલ છે.

**ઊભી ૧૮** :—દુઃખી માનવ જાતનાં કેટલાકોને એવું કાર્ય રાહત આપે છે. [**દાતાર**, દાક્તર]

આંહી દુઃખી શબ્દ હતો, રોગી નહિ. વળી 'કેટલાકો' શબ્દ પણ સૂચક હતો. હાલ તો ઘરે ઘરે રોગી' છે એટલે ઘણાં શબ્દ હોય તો દાક્તર બરોબર હતું; જ્યારે 'દાતાર' કેટલાકોના દુઃખને નાબૂદ નથી કરી શકતો પણ રાહત તો આપી શકે છે.

**જોડકાં**

**આડી ૩૦**:—વર્ષો જૂની...માનવી જલદી તજી શકતા નથી [**લત**, રીત]

**ઊભી ૨૫** :—દુશ્મનનો જાન લેવા...નો ઉપયોગ વધારે વખત થાય છે. [**છલ**, છરી]

માણસને જે વાતની લત લાગી હોય તે છોડવાનું જલદી બનતું નથી. તેને વાર લાગે છે. જ્યારે 'રીત' તો કદાચ સફળતા દાયક પણ હોય.

આંહી કઈ વસ્તુનો ઉપયોગ 'વધારે વખત' થાય છે તે જોવાનું હતું. દુશ્મનને ઝેર, આપીને બીજી અનેક રીતે મારવામાં આવે છે. 'છરીથી' મારે તોય તેમાં ઘણી વખત 'છલ' તો હોય છે જ, એટલે દુશ્મનને મારવા માટે 'ઘણી વખત' દગા ફટકાનો ઉપયોગ થાય છે, તે હકીકત છે.

## જન્મભૂમિ શબ્દવ્યૂહ નં. ૨૫

**ઊભી ૩૦** :—એને નિયમનમાં રાખનાર ન હોય તો તે વિમાર્ગે જવા સંભવે છે. [**નારી**, નાત, નાદ, નાવ, નાણું]

નાવ, નાના, નાદ, નાણું અને નારી શબ્દો વત્તે ઓછે અંશે ચાલીને અનુરૂપ હતા.

'સંભવે છે' શબ્દો ખરા ઉકેલ—નારી માટે સર્વાંશે નિર્ણયાત્મક હતા.

'નાવ'ને સુકાનનું નિયમન જોઈએ જ. એ એને માટે કોઈ પણ સંજોગોમાં અનિવાર્ય છે જ. સુકાની વગરની નૌકા કોઈ પણ ખડક સાથે અથડાઈ પડે કે ખરાબે ચડે. એમાં શંકાને સ્થાન નથી. નિયમન વગરનું નાવ વિમાર્ગે જાય. એ નિશ્ચિત છે. એમાં ફક્ત 'સંભવ'નો સવાલ નથી.

બંધબેસતા લાગતા બધા શબ્દોમાં નારી ઉકેલ તુલનાત્મક દૃષ્ટિએ ઉત્તમ હતો. સમાજ અને રૂઢીઓના બંધનોને લીધે સ્ત્રી સામાન્ય રીતે પુરુષના નિયમનમાં મુકાઈ છે એ હકીકત છે અને આ અંકુશ એવી માન્યતાથી મુકયો છે કે આવી જાતના બંધનો અસ્તિત્વમાં ન હોય તો સ્ત્રી કદાચ ખોટે માર્ગે જાય. કહેવાતા 'સ્ત્રી-સ્વાતંત્ર્ય'ના જમાનામાં સ્ત્રીઓ જાહેર

જીવનમાં અને રાજકારણમાં પુરુષ સમોવડી થઈને ફરતી આપણે નીરખીયે છીએ, પરંતુ રોજના સામાન્ય જીવનમાં તો 'સ્ત્રી'ને માટેની જૂની માન્યતાઓ સંપૂર્ણપણે હજી પણ નષ્ટ થઈ નથી. આનો અર્થ એ નથી કે નિયમન ન હોય તો નારી વિમાર્ગે જ જાય 'સંભવે છે' શબ્દો આટલા માટે જરૂરી હતા.

**જોડકાં**

**આડી ૩૧** :— આ જમાનામાં વિચારશીલ માણસો એને બહુ મહત્વ આપતા નથી. [ગપ, શાપ]

**ઊભી ૨૯** :— એને પોષણ મળે છે તેમ તે વૃદ્ધિ પામે છે. [**આગ**, આશા]

આશા બે પ્રકારની હોઈ શકે. (૧) સારી (૨) નરસી.

સારી આશાને પોષણ મળે તેમ ઘણી વખત વધતી જાય, એ સમજાય તેવી વસ્તુ છે. તેમ નરસી આશા પણ અમુક હદ સુધી પોષણ મળ્યે વધતી જાય છે. પણ તેમાં ભેદ છે. આશા–ઇચ્છા કલ્પનાનો વિષય છે. તેને આપણે ગમે તેવી સંકૂચીત અથવા વિશાળ બનાવી શકીએ છીએ. કેટલીક વખત આશા–ઇચ્છાઓ અતિ તૃપ્તિથી નાશ પામે છે, કેટલીક વખત પોષણ ન મળે તો પણ અમુક સમય સુધી વધતી જાય છે.

એક સ્થળે 'આગ' લાગી હોય અને તેની આસપાસ અન્ય ઘરો કે તેને વધારનારાં અન્ય સાધનો હોય, તો તે વધતી જ જાય છે. અને છેવટમાં ખૂબ જ ભયંકર અને બિહામણું સ્વરૂપ પકડે છે. એટલે જ્યાં સુધી તેને ખોરાક-પોષણ મળે ત્યાં સુધી તેનો નાશ થતો નથી. ઊલટી તેની વૃદ્ધિ થાય છે.

## *જન્મભૂમિ શબ્દવ્યૂહ નં. ૨૬

**ઊભી ૨૭** :—...નું દૃશ્ય જોઈને કેટલાક માનવીઓ વૈરાગ્યને પંથે પળે છે. [**સંહાર**, સંસાર]

"કેટલાક" અને "પંથે પળે છે" એ શબ્દો ચાવીના ખરા ઉકેલ માટે સહાયભૂત બને છે. પ્રિયજનના દગાથી, અતિતૃપ્તિથી, સંસાર અસાર લાગવાથી, પ્રિયજનનાં મૃત્યુનાં આઘાતથી, પ્રલયનાં દૃશ્યથી માનવી વૈરાગ્યને પંથે પળે છે; પણ આ દુનિયામાંનાં કેટલાંક–થોડાંક માનવીઓ વૈરાગી બને છે એટલે કે ઘણો ખરો ભાગ તો સંસારમાં રચ્યો પચ્યો જ રહે છે.

સંહાર કરતાં સંસાર વિશાળ અર્થમાં છે, કારણ કે સંહાર એ પણ સંસારના અમુક કડવા દૃષ્યોમાંનું જ એક છે. પ્રિયજનનાં દગો દેવાનાં કારણે ભર્તુહરી વૈરાગી બની ગયો. સંસાર અસાર લાગવાથી મીરાં, નૃસિંહ ભક્ત, બુદ્ધદેવ વિગેરે વૈરાગ્યને પંથે ગયા. પ્રિયજનનું મૃત્યુ, પ્રલય નાશનું દૃષ્ય એ પણ વાસ્તવિક રીતે સંસારમાંથી જ ઉદ્‌ભવતાં દૃષ્યો છે અને તેનાથી છુટાં પાડી શકાતાં નથી.

**જોડકાં**

**આડી ૨૧** :—'એ મૂર્ખ છે એની સાબિતીમાં તેને શીંગડા હોતા નથી.' [**નર**, ખર]

**ઊભી ૨૧** :—વાજબી કારણસર...માં સજ્જનતા રહેલી હોય છે. [**નમવા**, ખમવા]

'ખર' અને 'ઊંટ' મૂર્ખ છે કે નહિ તે એક જુદો પ્રશ્ન છે, પણ તે બન્ને પ્રાણીઓને મુર્ખ માની લેવામાં આવ્યાં છે, તે તો નિર્વિવાદ જ છે.

હવે 'નર' રહયો. શીંગડા ન ઊગે અને મૂર્ખ હોય એવો ઉપહાસ, કોઈ પણ પ્રાણી કરતાં, બુદ્ધિશાળી મનાતી માનવ જાત માટે વધુ અનુરૂપ છે એ સ્હેજ જ ઊંડા વિચારને અંતે સમજાઈ જાય એવું છે.

* ઈનામી દલીલો

## જન્મભૂમિ શબ્દવ્યૂહ નં. ૨૭

**આડી ૨૬** :—એના વિના સારો પાક થતો નથી. [**ખાતર**, ખેતર]

'ખેતર' વિનાનો પાક થાય જ નહિ. 'ખાતર' વિના સારો પાક થતો નથી તે સ્વયં સિદ્ધ હકીકત છે.

**ઊભી ચાવીઓ**

**ઊભી ૧૧**:—સમાધાનના સંદેશાઓની સફળાતાનો આધાર...પર ઘણી વખત અવલંબે છે. [**માણસ**, માનવ]

સંદેશાઓમાં સફળતાનો આધાર 'માનસ' ઉપર તો હંમેશ જ અવલંબે છે. જ્યારે ઘણી વખત તો તે સફળ થશે કે નહિ તેનો આધાર જે માણસો ચલાવતાં હોય તેનાં પર રહે છે; કારણ કે માણસની કુનેહ પર જ સંદેશાનો ઝોક રહે છે.

**ઊભી ૨૨**:—કેટલાક બનાવો માનવીને ઘણી વખત...પમાડે છે [**હેરત**, હેબત]

આંહી 'કેટલાંક' અને 'ઘણી વખત' શબ્દો સૂચક હતાં. 'હેબત' પમાડે તેવાં બનાવો ઘણી વખત બનતા નથી. તે 'કેટલીક વખત' બને છે. જ્યારે કેટલાક બનાવો એવા હોય છે કે જે માનવીને ઘણી વખત 'હેબત' પમાડે છે.

**જોડકાં**

**આડી ૧૬** :—આ ફળનો ઉપયોગ સાધારણ રીતે ઠીક પ્રમાણમાં હોય છે.[ **કોળું**, કેળું]

**ઊભી ૧૬...**ભાંગી જાય છે પછી માણસને પોતાની જીંદગી નકામી થયેલી લાગે છે. [ કોડ, કેડ]

'કોળાં'નો ઉપયોગ તો ખૂબજ વિસ્તાર પૂર્વક થાય છે. 'સાધારણ રીતે ઠીક પ્રમાણ' શબ્દો મર્યાદા બતાવે છે. કોળાંનું શાક ઘણે સ્થળે થાય છે. જ્યારે કેળું તો ખૂબજ પ્રચલિત છે.

'કેડ' ભાંગી જાય પછી તો માણસની જીંદગી નકામી બને છે જ; પરંતુ 'કોડ' એટલે કે અભિલાષાઓ ભાંગી જતાં માનવીને એમ લાગે છે કે તેની જીંદગી નકામી બની. ખરી રીતે તે નકામી ન પણ બને, કારણ કે ભવિષ્યમાં તેનાં 'કોડ' પુરા થાય તેવું બને પણ ખરું.

## જન્મભૂમિ શબ્દવ્યહ નં. ૨૮

**આડી ૭** :— વગર મહેનતે......મળે તે કોણ જવા દે! [**લાભ**, લાગ, લાખ, લાડી]

લાખ એ પણ લાભમાં સમાઈ જાય છે. જ્યારે 'લાગ' નો આધાર તો કયા પ્રકારનો 'લાગ' છે તેનાં પર જોવું જોઈએ. એટલે વગર મહેનતે 'લાભ' મળતો હોય તો તે કોણ જવા દે ?

**આડી ૧૨:—** સુંદર...કલાપ્રિય માણસને ખુશ કરે છે. [ **અંગ**, રંગ, બાગ, ખગ ]

આ ચાવીમાં પસંદગી મુશ્કેલ હતી; પરંતુ કલાપ્રિય શબ્દ 'અંગ'ને માટે સૂચક હતો. બાગ સુંદર હોય તો તે બધાને ખુશ કરે. પરંતુ 'અંગ'ની સુંદર ખૂબીઓ કલાપ્રિય માણસ જેટલી જાણી શકે તેટલી બીજું કોઈ ન જાણી શકે.

**આડી ૨૩** :—પવિત્ર...નો પ્રસંગ જલદી ભુલાતો નથી. [ **યાદ**, **યાદી**, યાત્રા ]

'યાત્રા' તો પવિત્ર હોય જ. તેને પવિત્ર વિશેષણની જરૂર નથી. 'યાદી' એટલે કે સૂચી કે ટિપ્પણ પવિત્ર કેવી રીતે હોય ? ને તેને વળી પ્રસંગ શો ? એટલે 'યાદ' બાકી રહે છે તે યોગ્ય છે.

**આડી ૩૦** :—એના બહુરંગી સૌંદર્યથી કોણ મુગ્ધ નથી બન્યું ? [**મોર**, નાર]

'બહુરંગી' વિશેષણ ઉકેલનું સૂચક હતું. 'નારીનું બહુરંગી સૌંદર્ય' એટલે શું ? જ્યારે 'મોર'ને માટે બહુરંગી વિશેષણ બરોબર લાગુ પડતું હતું. કુદરતની અદ્દ્ભૂત કલાનાં નમૂના રૂપ એ કલાપીથી કોણ મુગ્ધ નથી બન્યું ?

### ઊભી ચાવીઓ

**ઊભી ૪** :— બાલકને જબ્બરથી ભય પમાડવો ન જોઈએ. [**હાક**, હાઉ]

રોતા બાળાકને છાનું રાખવા 'હાઉ' આવ્યો એમ કહેવાય છે; પરંતુ 'જબ્બર' શબ્દ અસ્થાને હતો. જ્યારે 'જબ્બર હાક'થી બાળક બીક પામે છે ને એવી રીતે બાળકને ભય પમાડવો તે ઇચ્છિનીય નથી.

**ઊભી ૯** :—જેનું લક્ષ્ય......માં રોકાઈ જાય છે તે પુરૂષ પોતાની ફરજ ચૂકવાના ભયમાં આવી પડે છે.[**રમણ**, રમત]

રમતમાં લક્ષ રોકાય, છતાં માનવી એમાં બેભાન નથી બનતો કે પોતાની ફરજ પણ ભૂલી જાય. પરંતુ 'રમણ'માં મુગ્ધ બનેલાના મનની સ્થિતિ અસ્થિર રહે છે ને તેમનાં મગજમાં 'રમણ' સિવાય બીજી કોઈ બાબત હોતી નથી. એટલે તેઓને ફરજ ચૂકવાનો ભય વધારે હોય છે.

**ઊભી ૧૦ अ** :— ......ને પ્રાપ્ત કરનાર માણસ પ્રત્યે આપણને માન થાય છે. [**વિજય**, વિનય]

'વિનય' પ્રાપ્ત કરનારની આપણે પ્રશંસા કરીએ, તેનાં પ્રતિ આપણને પ્રીતિ ઉપજે, પરંતુ જેણે વિજય પ્રાપ્ત કર્યો હોય તેનાં પ્રત્યે તો આપણને માનની લાગણી જ થાય છે, કારણ કે તેનામાં કોઈ અસાધારણ ગુણો હશે એમ આપણે માનીએ છીએ.

### જોડકાં

**આડી ૨૭**:—ઈશ્વરનું અસ્તિત્વ છે કે ? એવા પ્રશ્નનો ઉત્તર વિચારવંત પણ જુવાન માણસ એકદમ...માં આપી શકતો નથી. [**ના**, હા]

**ઊભી ૨૭**:—એની કોમળતા વિષે કોઈ જાતનો શક નથી. [**નાર**, હાર]

જુવાન માણસ છે એટલે તે 'ના' કહે, પરંતુ તે માત્ર જુવાન નથી. તે વિચારવંત પણ છે; એટલે આવો માણસ જલદી એક બાજુ બંધાઈ જતો નથી. ને તેથી જ્યારે તેને આવો પ્રશ્ન પૂછવામાં આવે છે ત્યારે તે 'જલદી' ના કહેતો નથી. જલદી શબ્દ મહત્વનો હતો.

'હાર' તો પુષ્પનો પણ હોય ને સોનાનો પણ હોય. એટલે તેને કોમળતા કેવી રીતે લાગુ પડે; જ્યારે જગતભરમાં ને આદીકાળથી નારીને કોમળાંગી જ કહેવામાં આવી છે ને ખાસ અપવાદો બાદ કરતાં તે સત્ય છે. તે વિષે કોઈ જાતની શંકા નથી.

## જન્મભૂમિ શબ્દવ્યૂહ નં. ૨૯

**આડી ૨૮**:—આધુનિક સ્ત્રીઓની સર્વ ક્ષેત્રોમાં પુરૂષ સમોવડી બનવાની ઘેલછા સમાજને હિતકારી છે કે નહિ તેવા પ્રશ્નનો ઉત્તર વિચારવંત પુરૂષો ચોક્કસપણે...મા આપતાં નથી. [**હા**, ના]

આ ચાવીમાં 'વિચારવંત' તથા 'ચોક્કસપણે' તથા 'સર્વક્ષેત્રો'માં શબ્દો સૂચક હતાં. નારીને સમાન હક્ક મળે તેમ બધા કહે છે. પરંતુ દરેક ક્ષેત્રમાં નારી પુરૂષ સમોવડી બને તો તેથી સમાજને લાભ છે કે નહિ તે

વિવાદાસ્પદ પ્રશ્ન બનેલો છે ને તેમાં વિચાર વંત માણસો તેથી ચોક્કસ લાભ થશે જ એમ ખાત્રી પૂર્વક કહેતાં નથી, એટલે 'હા' ઉકેલ વાજબી હતો.

**ઊભી ચાવીઓ**

**ઊભી ૨૬** :—આજનાં સમાજમાં તેનું સ્થાન અને મહત્વ પહેલાંનાં જેવાં જ રહ્યાં છે. [**વિત્ત**, વિદ્યા]

'સ્થાન' અને 'મહત્વ' શબ્દો ચાવીમાં અગત્યના હતાં. પહેલાંના સમાજમાં 'વિદ્યાનું માન કદાચ વધારે હતું કારણ કે તે વખતે વિદ્યા બધાને લભ્ય ન હતી. આજે વિદ્યા બધાને લભ્ય છે. જ્યારે 'વિત્ત' એટલે પૈસાનું મહત્વ તો તે વખતે પણ જેમ "સર્વે ગુણાઃ કાંચનં આશ્રયન્તે"ની માફક આજે પણ તેટલું જ છે. આજે જગત સુધરેલું મનાય છે પરંતુ આજે પણ 'વસુ વિના નર પશુ સમાન લેખાય છે."

**ત્રેવડું**

**આડી ૬**:—...માનવીને જોઇને ઘણી વખત કુતૂહલ થાય છે [ **નવતર**, નશાખોર ]

**ઊભી ૭** :—જુનું થાય તેમ તેની કિંમત ઘટતી જાય છે [**વસ્ત્ર**, શાસ્ત્ર]

**ઊભી ૮** :—ઘસાઇ જતાં બદલાવવું પડે છે, [**તળિયું**, ખોળિયું]

'નશાખોર' માનવીને જોઈને આપણને કાંતો અણગમો ને કાંતો ધૃણા જાગે છે, અગર તો દયા આવે છે. પરંતુ કુતૂહલ વૃત્તિ તો 'નવતર' માણસને જોઈને જ થાય. જો કે તે દરેક વખતે થતી નથી. એટલે 'ઘણી વખત થાય છે' એમ પ્રયોગ હતો.

'શાસ્ત્ર' જૂનું હોય તેથી તેની કિંમત ચોક્કસપણે ઘટતી નથી. કેટલીક વખત તો ઊલટી વધે છે. જ્યારે વસ્ત્ર જૂનું થાય તેમ તેની કિંમત ઘટે તે સ્વભાવિક છે.

આ ચાવીને લાગુ પડતાં બન્ને શબ્દો લગભગ સરખાં હતાં પરંતુ તેને માટે નિર્ણય કરનાર તો ઊભી ૭ તથા આડી ૬ ચાવીઓ હતી. તે બે ચાવીઓનાં શબ્દો ચોક્કસપણે નક્કી થતાં હતાં. ને તેથી આંહી 'તળિયુ' શબ્દ આપોઆપ આવતો હતો.

## જન્મભૂમિ શબ્દવ્યૂહ નં. ૩૦

**આડી ૧૮** :—પુરૂષના...થી આકર્ષાઈ ઘણી નારીઓ તેની સાથે લગ્ન કરે છે એવી માન્યતા છે. [**હેમ**, હેત]

આંહી માન્યતા છે શબ્દ મહત્વનો હતો. 'હેત'થી લગ્ન કરવાનું અત્યારે આપણા સમાજમાં છે જ નહિ. પરંતુ જ્યારે 'નારી' લગ્ન કરે છે ત્યારે લગ્ન કરનાર પુરૂષનાં 'નાણાં'થી આકર્ષાઇને સ્ત્રી પરણે છે, એવી 'માન્યતા' છે.

**આડી ૨૫** :—...થી સદંતર મુક્ત એવા માણસોની સંખ્યા તદ્દન અલ્પ છે. [**નરસાઈ**, નરમાઈ]

'અલ્પ' સંખ્યા ચાવી માટે નિર્ણયાત્મક હતી. 'નરમાઈ'થી તદ્દન મુક્ત એવા માણસોની સંખ્યા ઓછી કે 'નરસાઈ'થી તદ્દન મુક્ત એવા માણસોની ઓછી? જગતમાં કોઈ પણ પ્રકારની દુષ્ટતા કે અયોગ્ય દૃષ્ટિથી મુક્ત એવા માણસો તો જવલ્લેજ મળે છે. એવા ઉચ્ચા ભાવોની સંખ્યા અલ્પજ હોય છે.

**ઊભી ચાવીઓ**

**ઊભી ૨૬** :—જીંદી...નો ભોગ બનેલા માણસ પ્રત્યે આપણમાં સહાનુભૂતિ ઉત્પન્ન થાય છે. [ **ઇજા**, ઈર્ષા ]

'ઉંડી ઈર્ષ્યા' એટલે શું? જ્યારે 'ઊંડી ઈજા' શબ્દો બરાબર સંગત લાગે છે. વળી માત્ર 'ઈર્ષ્યા'નો ભોગ બનનાર પ્રત્યે આપણને સહાનુભૂતિ થતી નથી અને થાય છે તો તેમાંથી તેને કોઈ નુકશાન ગયું હોય તો. ભારે ઊંડી ઈજા પામેલા પ્રત્યે આપણને સહાનુભૂતિ થાય છે જ.

**જોડકાં**

**આડી ૯** :—અતિ ઝીણી...ને નરી આંખે જોવાનું મુશ્કેલ પડે છે. [રેખા, રેતી]

**ઊભી ૧૦** :—બળવાન અને ક્રુર માણસ પોતાના વિરોધીને ઝેર ભર્યા...થી હતો ન હતો કરે છે. [**ખાર**, તીર]

નરી આંખે દેખાય છે ખરું, પરંતુ તે જોવામાં મુશ્કેલી પડે છે એવી શબ્દરચના 'રેખા'નું જ સૂચન કરે છે. રેતીનું કણ જ ખૂબ નાનું હોય છે. તેમાં અતિઝીણી રેતી નરી આંખે તો દેખાય જ નહિ. 'રેતી'ને સમૂહ વાચક લઈએ તો ગમે તેવી ઝીણી હોય છતા તે સમૂહમાં હોઈને નરી આંખે ચોક્કસ દેખાય છે. એટલે રેખાજ ઉકેલ યોગ્ય હતો.

આંહી ચાવી આડી ૯ પર વધુ અવલંબતી હતી. તે છતાં 'ઝેર ભર્યા તીર' નો ઉપયોગ આજે થતો નથી, તે લક્ષમાં લેતાં 'ખાર' ઉકેલ ખરોજ હતો.

## જન્મભૂમિ શબ્દવ્યૂહ નં. ૩૧

**આડી ૨૫** :—ઊર્મિશીલ ને પ્રેમઘેલા કવિઓ...માં લીન રહે છે. [**રસ**, રમા]

આવા કવિઓ 'રમા'નાં વિચારો કરે તે સમજાય, પણ તેનામાં હરહંમેશ 'લીન' જ રહે છે તેમ કહેવું તે તેમની બદનક્ષી છે. 'ઘણા' અગર 'કેટલાંક' એવું મર્યાદા સૂચક વિશેષણ હોત તો 'રમા' યોગ્ય ઠરત, પણ તેનાં અભાવે 'રસ' જ યોગ્ય ને સંગીન જવાબ હતો.

**ઊભી ચાવીઓ**

**ઊભી ૧૭** :—લગ્ન જીવનને ખેર વિખેર કરવામાં કેટલીક વખત સાવ ક્ષુદ્ર......કારણભુત બને છે. [ **તકરાર**, તકસીર ]

ઘણાં દંપતી જીવનનાં ખંડેરો જોવા મળે છે; પરંતુ જો તેનાં મૂળમાં જોઈએ તો કેટલીક વાર નાનકડી તકરારે ગંભીરરૂપ લીધેલું હોય છે. દેખીતી રીતે ક્ષુદ્ર દેખાતો ઝઘડો ધીમે ધીમે બંનેનાં દીલ જુદા પાડે છે. ને તે લગ્ન જીવનનાં ભસ્મીભૂતપણામાં પરીણમે છે.

**ઊભી ૩૨** :—આ વિશ્વ માયા છે તેથી માનવી પણ માયા છે ને તેને કારણે તેનાં કૃત્યો પણ માયા છે જેથી ગુરૂજી ! પાપપુણ્ય પણ માયા છે એ ખરૂં કે?' એવો પ્રશ્ન કોઈ મુમુક્ષુ બ્રહ્મજ્ઞાની પંડિતને પૂછે તો તેનો જવાબ જલ્દી...માં મળતો નથી. [**ના**, હા]

જેને પૂછવામાં આવે છે તે બ્રહ્મજ્ઞાની છે. તે પાપ પુણ્યમાં માને છે; પરંતુ જગત એ માયા છે, બ્રહ્મસત્ય છે. જગત મિથ્યા છે એવું તે સદા શીખવાડે છે. એટલે તેનાં જ શબ્દોમાંથી તર્કશાસ્ત્ર અનુસાર આવો પ્રશ્ન પૂછતાં ગુરૂજી વિચારમાં પડે છે. પાપ પુણ્યમાયા છે એ તે તો કહી શકે તેમ નથી. તેને ના કહેવી છે પરંતુ પ્રશ્નનો પ્રકાર એવો છે કે તે 'જલ્દી' 'ના' કહેતો નથી. વિચારમાં પડી જાય છે. તેથી ઉત્તર આપતા વિલંબ થાય છે.

**જોડકાં**

**આડી ૬** :—બાળકોના...માં કેટલાક મર્યાદા રાખતા નથી. [ **લાલન**, પાલન ]

**ઊભી ૨** :—રૂવાબદાર...કેટલી વખત સામાના દીલમાં ડર પેસાડી દે છે. [ **લલાટ**, લપાટ ]

બાળકોનાં પાલનમાં મર્યાદા રાખવાનું કહેવું તેમાં કોઈ અર્થ નથી. પાલન તો બરો

બર જ કરવું જોઈએ. પરંતુ બાળકને જે લાડ લડાવવામાં આવે છે તેમાં કેટલાક હર્ષઘેલાં માબાપો કોઈ જાતની મર્યાદા રાખતા નથી. પરિણામે બાળકને જ નુકશાન થાય છે.

'લપાટ' ક્રોધની હોય, રોષની હોય; ભપકાની ન હોય. જ્યારે ભવ્ય ને પ્રતિભા ભર્યું લલાટ સામાના દિલમાં 'ડર' પેસાડે છે, પણ તે હમેશાં નહિ, કેટલીક વખત. એટલે 'લલાટ' યોગ્ય હતો. 'ઘણી વખત' શબ્દ વપરાયો હોત તો 'લપાટ'ને કાંઈક સ્થાન રહેત.

## *જન્મભૂમિ શબ્દવ્યૂહ નં. ૩૨

**આડી ૨૮** :—...રહેવાનું સાધારણ રીતે કોઈકને જ ગમે છે. [**પરવશ,** પરદેશ]

આ ચાવીમાં 'સાધારણ રીતે કોઈકને જ' શબ્દો પર ધ્યાન આપવાની જરૂર છે. પરદેશ રહેવાનું સાધારણ રીતે કોઈકને જ ગમે છે. આવી જાતનું કહેવું બીલકુલ ગેરવ્યાજબી કહી શકાય. 'સાધારણ રીતે' અને 'કોઈકને જ' શબ્દો પરદેશને બંધબેસતા આવતા નથી.

પરવશ એટલે બીજાને તાબે. પરવશતા ભોગવવી કોઈપણ માનવી પસંદ કરતો નથી. સ્વતંત્રતા એ માનવીનો જન્મસિદ્ધ હક્ક છે. સ્વતંત્ર રહેવાનું દરેક માનવીને ગમે છે. 'સાધારણ રીતે' અને 'કોઈક જ' શબ્દો પરવશની પરદેશ કરતાં વધારે સારી પસંદગી કરે છે.

### ઊભી ચાવીઓ

**ઊભી ૨૦** :—ઘણાં માણસ...ખાતર ઘણું ખર્ચ કરી નાખે છે. [**શોભા,** શોખ]

સામાન્ય શોખને અંગે ઓછું વતું ખર્ચ કરવું એ તો લગભગ દરેક માણસની પ્રકૃતિમાં છે, પરંતુ તેવા ખર્ચની ચાવીમાં વાત નથી.

સૌ કોઈ શોભાને ખાતર ખર્ચ કરે છે. તેમાંએ પુત્ર પુત્રીઓનાં લગ્ન કે વહાલાંઓની મીજબાની આવી એટલે તો હૈયું હાથ રહેવું મુશ્કેલ થઈ પડે છે. સમજુમાં સમજુ માણસ પણ પોતાનાથી થાય તેટલું વધારે ખર્ચ કરવા પ્રેરાયા વગર રહેતો નથી.

બેકારીનું મોટામાં મોટું કારણ શોભાનો શોખજ છે.

**ઊભી ૨૨** :—"નાણાંનો અભાવ હોય ત્યારે કજિયાખોર પત્નીની આભૂષણની માંગણીનો તત્કાળ ઉત્તર...હોતો નથી." [**ના,** હા]

'હા' કે 'ના' વાળી ચાવીઓમાં નિર્ણય કરવાનો મુખ્ય આધાર છેલ્લા ક્રિયાપદ તથા 'હા' કે 'ના' નાં પહેલાંના શબ્દ ઉપર વધારે હોય છે.

આ ચાવીમાંથી તમે 'કજિયાખોર' અને 'તત્કાળ' શબ્દો કાઢી લ્યો ને પછી જુઓ. "નાણાંનો અભાવ હોય ત્યારે પત્નીની આભૂષણની માગણીનો ઉત્તર...હોતો નથી." આ પ્રમાણે ચાવી હોત તો આંહી 'હા' ઉત્તર વિના શંકાએ લખી શકત.

'હવે તે ચાવીમાં 'તત્કાલ' શબ્દ ઉમેરો. એ ઉમેર્યા પછી ચાવી વાંચતા 'હા' કે 'ના' વચ્ચે જરા વિચાર થઈ પડે છે. પત્નીની માગણીનો ઉત્તર તાત્કાલિક શું આવે છે તેનો વિચાર થઈ પડે છે, જો કે તેમાં પણ "હા" ઉત્તર વધુ બંધ બેસતો થઈ રહે છે.

હવે 'કજિયાખોર' શબ્દ ઉમેરો તો ચાવીનું આખું સ્વરૂપ ફરી જશે.

કજિયાખોર શબ્દ હોય ને તત્કાલ શબ્દ ન હોય તો પણ ઉત્તર હાની

* ઈનામી દલીલો

તરફેણમાં નમે છે. પરંતુ કજિયાખોર અને તત્કાળ એ બે શબ્દો 'ના' જ નક્કી કરે છે. પૈસા નથી એટલે આભૂષણ અપાવવાનો પ્રશ્ન જ નથી. પરંતુ પત્ની કજિયાખોર છે, પતિ પાસે માગણી કરે છે ત્યારે પતિ જાણે છે કે 'ના' કહેતાં કજીયો થવાનો છે. કજીયાથી ત્રાસેલો પતિ તત્કાળ કજીયો ન થાય તે માટે 'ના' પાડતો નથી, પરંતુ 'હા' પાડે છે. 'હોય છે' એમ ક્રિયાપદ હોય તો આંહી એજ ચાવીની રચનાં છતાં 'હા' ઉત્તર નક્કી થાત.

**જોડકાં**

**આડી ૩૦** :—અદાલતમાં તેને જવાનો પ્રસંગ ઘણે ભાગે આવે છે ખરો. [**હકદાર**, શકદાર]

**ઊભી ૨૫** :—'પ્રેયસી વિષેનો આકસ્મિક...માનવીને વ્યાકુળ કરી મૂકે છે.' [**સંદેહ**, સંદેશ]

પ્રેયસી વિષેનો આકસ્મિક સંદેશ પ્રેમીજનને 'વ્યાકુળ' નહિ, પરંતુ આનંદ સમુદ્રમાં તરતો મૂકે છે. જો સંદેશ શબ્દ ચાવીને અનુરૂપ બનાવવો હોત તો સંદેશ શબ્દને માઠો અથવા તો ખરાબ વિશેષણ આપવાની જરૂર પડત.

હવે પ્રિયતમા વિષેનો એકાએક સંદેહ યાને શક પ્રેમીમાં અસ્વસ્થતા પેદા કરે છે, ગભરામણ ઉત્પન્ન કરે છે, યાને વ્યાકુળ બનાવે છે, એમ કહેવું સંપૂર્ણ અર્થસૂચક અને વ્યાજબી છે.

## જન્મભૂમિ શબ્દવ્યૂહ નં. ૩૩

**આડી ૧૧** :—...ને ખાતર સર્વસ્વ ગુમાવનારા માણસો પણ હોય છે. [**જક**, નાક, ટેક, નેક]

આ ચાવીમાં 'પણ' શબ્દ ખૂબ જ સૂચક હતો. કોંગ્રેસવાદી ખાદી પહેરે એમાં કાંઈ નવાઈ ન કહેવાય; એટલે 'કોંગ્રેસવાદીઓ પણ ખાદી પહેરે છે' એમ કોઈ બોલે નહિ, કારણકે તેઓ તો પહેરે છેજ. પણ 'સરકારી અમલદારો પણ ખાદી પહેરે છે' એમ કહી શકાય.

આ ચાવીમાં ટેક, નેક, નાક, હક વિ. શબ્દો પહેલી જ નજરે લાગુ પડતાં દેખાતા હતા. પરંતુ ટેકને ખાતર કે નેકને ખાતર કે હકને ખાતર સર્વસ્વ ગુમાવનારા હોય તેમાં કાંઈ નવાઈ નથી. સાચા માણસોનો એ સ્વભાવિક ગુણ છે, પરંતુ 'જક'ને ખાતર સર્વસ્વ ગુમાવવાનો ગુણ (કે પછી અવગુણ?) માનવીમાં હોવાની આપણે કલ્પના કરતાં નથી. વળી 'ગુમાવવું' ક્રિયાપદ સૂચક હતું. 'ટેક' કે 'નેક'ને શબ્દને માટે 'ભોગ આપવો' શબ્દ વધારે શોભત. 'ગુમાવવું'માં ગુમાવવામાં ગુણ જ છે, એમ સૂચન નથી.

**આડી ૨૯** :—એની નિર્મળતા એનાં મૂલ્ય નક્કી કરે છે. [**નીમ, નીતિ**, નીર]

'નીર'માં મુખ્ય નક્કી કરવા જેવું હોતું નથી. 'નીતિ' જેટલી વધારે સ્વચ્છ ને ઉન્નત તેટલી તેની કિંમત વધારે.

આ વ્યૂહનો ઉકેલ પ્રસિદ્ધ થયા પછી ઉકેલ કમિટીના લક્ષ પર એ વાત લાવવામાં આવી છે કે આડી ચાવી ૨૯નાં જેવી જ એક ચાવી વ્યૂહ નં. ૬ માં આવી હતી. જેમાં "નીતિ" ઉકેલ આવ્યો હતો. તેથી ઘણા હરિફોએ આ ચાવીમાં "નીતિ" જ લખ્યો છે.

છઠ્ઠા વ્યૂહનો એ ઉકેલ જાહેર થયો ત્યારે આ કમિટી હતી નહિ. તેમ જ કમિટીને આ ચાવીની માહિતી હતી નહિ. કમિટીનો મત છે કે "નીતિ" અને "નીમ" એ બેમાં "નીમ" વધારે બંધબેસતો શબ્દ છે. પરંતુ ઉપરની હકીકતને કારણે હરીફોને અન્યાય ન

થાય તે ખાતર કમીટીએ "નીતિ" જેમણે લખ્યું હશે તેમની ભૂલ ન ગણવાની સૂચના આપેલી છે ને તે મુજબ પ્રવેશપત્રો તપાસાયા છે, એટલે કે "નીમ" અને "નીતિ" બન્ને સાચા ગણ્યા છે.

**આડો ૩૧** :— ......ની અતિશયતા જેનામાં હોય એવો માનવી અન્ય માનવીઓથી જુદો તરી આવે છે. [**અજ્ઞાન**, વિજ્ઞાન]

'વિજ્ઞાન'ની અતિશયોશકિતથી ભરેલ હોવા છતાં કેટલાક માણસો એવા હોય છે કે તેઓ બાહ્ય રીતે તેવાં જણાઈ આવતાં નથી. જ્યારે 'અજ્ઞાન'જ નહિ પણ તેની અતિશયતાથી ભરેલો માણસ તો તરત જ બીજાથી જુદો તરી આવે છે.

**ઊભી ચાવીઓ**

**ઊભી ૧**:—એની પ્રાપ્તિ માટે દરેક જીવન-ભર પ્રયત્ન કરે છે. [**આબાદી**, આઝાદી]

'આબાદી' 'આઝાદી' વચ્ચે નિર્ણય કરવા માટે ચાવીનો 'દરેક' તથા 'જીવનભર' શબ્દો સ્પષ્ટ હતા. 'દરેક જીવનભર' આઝાદી માટે પ્રયત્ન કરતો નથી, જ્યારે 'આબાદી' માટે કરે છે.

**ઊભી ૬** :—ચંચળ અને મનસ્વી નારીનો સાચો પ્રેમ તેના...પ્રત્યે હોય છે કે નહિ તે શંકાયુક્ત સવાલ છે. [**યાર**, વર]

આ ચાવીની રચના સમજવા જેવી છે. ચાવી વાંચતાં એમ લાગે છે કે એક નારીને 'યાર' છે. એટલે જે નારીને યાર છે તેને વળી 'વર' પ્રત્યે 'સાચો પ્રેમ' ક્યાંથી હોય?

પણ આ તો પ્રાથમિક દૃષ્ટિની ભૂલ છે. ચાવી વર પ્રત્યે નારીને સાચો પ્રેમ હોય છે કે 'યાર' પ્રત્યે તેની પૃચ્છા કરતી નથી.

બન્ને પ્રત્યેની તેની લાગણીની આંહી સરખામણી કરવામાં નથી આવી. પણ બન્ને વિષે સ્વતંત્ર જ પ્રશ્ન પૂછાયો છે.

એટલે 'ચંચળ' અને 'મનસ્વી નારી' હોય અને તેને 'યાર' હોય તો તેને તેનાં 'યાર' પ્રત્યે સાચો પ્રેમ હોય તેમ ચોક્કસપણે કહેવાય નહિ એટલે કે તે શંકાયુક્ત સવાલ છે. નારી ચંચળ છે, મનસ્વી છે, એટલા માટેજ તે અના-ચારી છે એમ માની ન શકાય. પણ જો તેને 'યાર' હોય તો પછી આવી નારીને 'યાર' પ્રત્યે કેવી રીતે સાચો પ્રેમ હોઈ શકે?

બીજી બાજુ એકલા 'વર'ની વાત લઈએ તો ચચંળ તથા મનસ્વી નારી હોવા છતાં તેને 'વર' પ્રત્યે સાચો પ્રેમ હોય છે એમ જોવા મળે છે.

**જોડકાં**

**આડી ૧૪** :—આજની સમાજ રચનામાં ...પ્રાપ્ત કરવાનું કામ દરેક માટે સહેલું નથી. [**સમાનતા**, સફળતા]

**ઊભી ૧૫** :—આપણાં ગામડાંના ધૂળથી ભરેલા હોય છે. [**માળિયા**, ફળિયા]

'સમાનતા' તથા 'સફળતા' વચ્ચે ઝાઝો ભેદ નથી. જો કે આજનાં સમાજનો પાયોજ અસમાનતા પર રચાયો હોઈને 'સફળતા' મુશ્કેલ બને છે. કારણ કે સમાજ અસમાન વર્ગોથી જ ભરેલો છે. એ રીતે 'સમાનતા' વધુ યોગ્ય શબ્દ છે.

'ફળિયા' અને 'માળિયા'માં કેટલાકોએ શહેર તથા ગામડાંનાં 'માળિયા' સરખાવ્યા છે ને દલીલ કરી છે કે શહેરનાં માળિયા પણ ધૂળથી ભરેલા છે માટે આંહીં આ શબ્દ ન લાગુ થાય. એ ભૂલ ભરેલી દલીલ છે, કારણ કે આ ચાવીમાં સરખામણી શહેરના માળિયા અને શહેરનાં 'ફળિયા' વચ્ચે નથી, ગામડાના જ 'ફળિયા' અને ગામડાના જ 'માળિયા' વચ્ચે કરવામાં આવી છે. આ ભેદ ખાસ ધ્યાન રાખવાનો છે.

હવે ગામડાંનાં 'માળિયા તથા 'ફળિયા' વચ્ચે સરખામણી કરતાં સ્પષ્ટ જણાશે કે

માળિયા તો ધૂળથી જ ભરેલાં હોય છે, જ્યારે કેટલાંય 'ફળિયા' એટલે કે આંગણાં છીંક આવે તેવા સ્વચ્છ હોય છે. કેટલાય સુંદર ગામડાંનાં ઘરનાં સ્વચ્છ આંગણાનો આવો ઘણાને અનુભવ હશે.

**આડી ૧૯ :—** કરૂણ...દયાવંત માનવીના દિલને હલાવે છે. [**યાચના**, યાતના]

**ઊભી ૨૦ :—** ચોમાસામાં ભેંસોને... મજા પડે છે. [**ચરવાની**, તરવાની]

ઘણા વખત પહેલા આ પ્રકારની ચાવીઓની રચના વખતે મેં કાંઇક એવા અર્થનું લખ્યું હતું કે કેટલીક ચાવીની રચનામાં એવાં શબ્દો વાપરવામાં આવ્યા હોય છે કે તે વાંચતા જ હરીફ તે શબ્દના જ ઉચ્ચારથી જેનું સ્મરણ જાગે એવો શબ્દ લાગુ પડે છે એમ માની તેને નકકી કરી નાખે છે, પણ આ માત્ર બાહ્ય આભાસ હોય છે.

'કરૂણ' શબ્દ યાતના શબ્દ સાથે ભળી જતો દેખાય છે એટલે તે શબ્દની પસંદગી કરવાની વૃત્તિ થઈ જાય, પરંતુ 'યાતના' એટલે દુ:ખ, રીબામણી, ત્રાસ છે, કરૂણતા તેમાં સમાએલી જ છે. એટલે તેને કરૂણ વિશેષણની જરૂર નથી.

જ્યારે 'યાચના'માં ગૌરવ પણ હોય, પરોપકારવૃત્તિ પણ હોય, દયા પણ હોય. યાચના માત્ર કરૂણ હોતી નથી એટલે કરૂણ વિશેષણ યાચનાને લાગુ પાડી શકાય.

ઊભી ૨૦માં 'ભેંસ'ને 'ચોમાસુ' શબ્દો તરત જ 'તરવાની' શબ્દ નકકી કરે છે તેમ હરીફને લાગે. પરંતુ ચોમાસામાં તો ભેંસને ચરવાની જ મજા હોય ને ! 'તરવાની' મજા તો તેને ગમે તે ઋતુમાં પડે છે. ને ખાસ કરીને ઉનાળામાં વધારે. જ્યારે 'ચરવા'ની મજા કાંઈ દરેક ઋતુમાં પડતી નથી.

**આડી ૨૧ :—**લાકડી. [**લાઠી**, કાઠી]

**ઊભી ૧૭ :—**...થી ભરેલા માણસ સાથે કામ પાડવાનું આપણને રૂચતું નથી. [**હઠીલાઈ**, હલકાઈ]

'હલકાઈ' તથા 'હઠીલાઈ' એ બે શબ્દોની પસંદગીમાં ચાવીનો "રૂચતું નથી" શબ્દ નિર્ણયાત્મક હતો. હલકટ માણસ સાથે કામ પાડતાં આપણને ઘૃણા આવે છે. જ્યારે હઠીલા માણસ સાથે કામ પાડતાં અણગમો આવે છે. આડી ચાવીમાં 'કાઠી' તથા 'લાઠી' બન્ને એકાર્થી જ શબ્દ આવતાં હતાં. ચાવીમાં પણ 'લાકડી' શબ્દ જ આપેલો હતો. એટલે કેટલાકે આંહી જોડકું છે એમ માન્યું તે ભૂલ હતી.

**આડી ૨૫ :—**હિન્દુસ્તાનમાં કેટલોય પ્રદેશ...વાળો છે. [**ખાર**, ખાણ]

**ઊભી ૨૨ :—**એનો પણ ઉપયોગ હોય છે. [**છાર**, છાણ]

"ખાણવાળો" કેટલોય પ્રદેશ હિંદમાં છે એ હજુ જણાયું નથી. ઝરીઆની કોલસાની ખાણો તથા માઇસોરની સોનાની ખાણ સિવાય બીજે કયાંય ખાણો શોધાઇ નથી કે કામ કરતી નથી. હિન્દુસ્તાનમાં ખાણો છે એમ "માન્યતા" છે. એટલે "ખાણ શબ્દ પસંદ કરવાનો હોત તો 'માન્યતા' શબ્દ વપરાયો હોત. જ્યારે ખારવાળી જમીનના ટુકડા તો ઠેરઠેર નજરે ચડશે. ઊભી ચાવીમાં 'પણ' શબ્દ મહત્વનો હતો. 'છ.ણ'નો ઉપયોગ છે તે તો આપણે નીશદીનનાં વ્યવહારથી જાણીએ છીએ. 'ત્યારે 'છાર' એટલે 'ઇંટવાડાનો ભૂકો,' 'ધૂળ' 'રાખોડી'નો પણ ઉપયોગ હોય છે.

**આડી ૨૭ :—**જીવલેણ રોગથી દરેક માણસને... પડે છે. [**ડરવું**, મરવું]

**ઊભી ૨૪ :—**વધુ પડતું...થી કેટલીક વખત નુકશાન થાય છે. [**રડવા**, રમવા]

'મરવું' કરતાં 'ડરવું' શબ્દ જ તદ્દન સ્પષ્ટ હતો. 'દરેક' શબ્દ આ વાત નક્કી

કરી આપતો હતો. 'ક્ષય' 'ભગંદર' મેનીનઝાઇટીસ, પ્લેગ, જેવાં રોગો જીવલેણ ગણાય છે. છતાં તેનો ભોગ બનનાર 'દરેક' મરતો નથી, ઘણાંખરાં મરે. જ્યારે તેનાથી દરેકને 'ડરવું' પડે છે તે સ્પષ્ટ હતું.

"રમવા"નો હેતુ શરીરને સ્ફૂર્તિ આપવાનો તથા અંગ ખીલવવાનો છે. રડવાનો હેતુ દિલને હળવું બનાવીને આશ્વાસન આપવાનો છે; પરંતુ 'વધુ પડતી' ક્રિયા બન્નેની થાય તો તેનો જે હેતુ છે તે માર્યો જાય છે. 'વધુ પડતું' રમવાથી નુકશાન 'કેટલીક વખત' નહિ પણ 'ઘણી વખત' થાય છે, ત્યારે 'રડવા'થી કેટલીક વખત.

## જન્મભૂમિ શબ્દવ્યૂહ નં. ૩૪

**આડી ૧૮** :—કેટલાંક માણસોને જ્યાં ત્યાં વગર પૂછ્યે...કરવાની ટેવ હોય છે. [**લવાદી**, લવારી]

'વગર પૂછ્યે' શબ્દો આ ચાવીમાં મહત્વનાં હતાં. 'લવારી' કરવા માટે પૂછવાની કાંઈ જરૂર નથી. 'લવારી' કરનાર 'લવારી' કર્યા જ કરે છે, પરંતુ 'લવાદી' એટલે કે બીજામાં વચ્ચે પડેલાં ઝગડામાં સ્વયં પંચ બનીને બન્ને પક્ષનો તોડ લાવવાની કે શીખામણ આપવાની ટેવ કેટલાકોને પડેલી હોય છે. ને આવા ટેવવાળા 'તમે વચ્ચે પડો' એમ પૂછવાની રાહ જોતા નથી.

**આડી ૩૧** :—વિયોગી પ્રેમીઓની...કદી પૂર્ણ થતી નથી. [**તરસ**, તલાસ]

'તલાશ' એટલે શોધ. આ શોધ તો એક પ્રેમી ગુમ થયો હોય કે તેનો પતો ન લાગતો હોય ત્યારે જ થાય. વળી ગુમ થયા પછી 'કદી' પતો નથી લાગતો એમ પણ નથી. જ્યારે પ્રેમીઓ એક બીજાનો વિયોગ સેવી રહ્યાં હોય ત્યારે તેમની 'તરસ' છીપાતી નથી.

**ઊભી ૧૪**:—સામાન્ય રીતે...નો હેતુ પોતાના પક્ષને લાભ અપાવવાનો હોય છે. [**દલીલ**, દલાલ]

દલાલનો હેતુ તો 'સામાન્ય રીતે' નહિ પણ 'હમેશા' પોતાનાં પક્ષને લાભ અપાવવાનો હોય છે, પરંતુ 'દલીલ' તો જે પક્ષે 'દલીલ' થતી હોય તે પક્ષનાં લાભ ખાતરજ થતી હોય છે.

**ઊભી ૨૩** :—નિર્બળ શ્રમજીવી વારંવાર ...સહન કરી શકતોનથી. [**હડતાળો**, હડસેલો]

નિર્બળ શ્રમજીવી એક વખત પણ 'હડસેલો' સહન કરી શકતો નથી; જ્યારે એકાદ વખત 'હડતાળ' પડે તો એ ચલાવી શકે, પરંતુ વારંવારની હડતાળ તે સહન કરી શકતો નથી.

## જન્મભૂમિ શબ્દવ્યૂહ નં. ૩૫

**આડી ૧૮**:—... આવી વસ્તુઓ સામાન્ય રીતે માણસો ખરીદતાં નથી. [**ભેગ**, ભેજ, ભેદ]

ભેજવાળી વસ્તુઓ તો માણસો કદી ખરીદે નહિ. 'ભેદવાળી' વસ્તુઓ ખરીદવાને કદાચ ઉલટું તેમને કુતૂહલ થાય, પરંતુ 'ભેગવાળી' વસ્તુઓ સામાન્ય રીતે આપણે ખરીદતાં નથી. આજે બજારમાં અનેક 'ભેગવાળી' વસ્તુઓ વેચાય છે; પરંતુ આપણે તે જાણતા નથી. જાણીને ખરીદતા નથી. જે ખરીદીએ છીએ તે અજાણપણાથી જ.

**ઊભી ચાવીઓ**

**ઊભી ૫** :—અંધપણે ગમે તેવા...ને વશ થનાર માનવી જીવનમાં સફળતા મેળવી શકતો નથી. [**આવેશ**, આદેશ]

જીવનમાં સફળતા તો માણસ સ્થિર બુદ્ધિ રાખે તો જ મળી શકે. કદાચ કોઈ વખત બીજાનાં આદેશને માણસ માથે ચડાવી લે તેથી તે જીવનમાં સદંતર સફળતા ન મેળવી શકે તેમ કહેવાય નહિ. જ્યારે જે આવેશ આવ્યો, જે ઉભરો આવ્યો તેને વશવર્તીને ચાલનાર માણસને સફળતા મળતી નથી તે અનુભવની વાત છે. 'અંધપણે' શબ્દોય આવેશની જ પસંદગી કરતા હતા.

**જોડકાં**

**આડી ૮** :— એનામાં દીનપણું હોય તો એનું કાર્ય વધુ દીપી ઉઠે છે. [**દાતા**, દાસ]

**ઊભી ૧** :—જેવો...માણસને મળ્યો હોય તેને અનુરૂપ બનવું જોઈએ. [**અવતાર**, અવસર]

'દાસ' એટલે નોકર. તે દીન હોયજ. વળી તે વિનયી પણ હોય જ. વિનયી ન હોય તેવો નોકર શા કામનો ! પણ 'દાતા' એ ઉદ્ધત કે અભિમાની હોય તો તેણે કરેલાં દાન પ્રત્યે લોકોને માન થતું નથી. તેનાં પ્રત્યે બધાને અણગમો રહે છે, પરંતુ તે 'દાતા' નમ્રતા પણ દાખવે તો તેનું કાર્ય વધુ દીપી ઉઠે તે સમજી શકાય તેવી વાત છે.

જેવો 'અવસર' મળે તેને અનુરૂપ થવું તે કદાચ દરેક વખતે યોગ્ય ન હોય, પરંતુ માણસનું જીવન જેવા પ્રકારનું હોય તેવા પ્રકારે તેણે વર્તવું જોઈએ, નહિ તો જીવન-વ્યવહાર ચાલી શકે નહિ.

**આડી ૨૩**:—પ્રતિસ્પર્ધિના...ને કિન્નાખોર માણસ સહન કરી શકતો નથી. [**હીર**, માર]

**ઊભી ૧૭** :—પોતાના વિચારો...છે કે નહિ તેનો ખ્યાલ નવમતવાદીનાં અંધભક્તો રાખતા નથી. [**બુદ્ધિવાન**, બુદ્ધિમાન]

દરેક મત ધરાવનાર પોતાનાં મનને બુદ્ધિમાન બનાવવા પ્રયત્ન કરે છે. નવમતવાદીઓ તો બુદ્ધિને જ મુખ્ય વસ્તુ ગણે છે. એટલે પોતાના વિચારો બુદ્ધિમાન રાખવાનો તેઓ ખ્યાલ રાખે છે, પરંતુ આ વાદનાં આંધળા ભક્તો કેટલીક વખત એકાદ ભાઇને વિચારોમા કઈ કહે છે તો તે બીજાને હાસ્યાસ્પદ અને મૂર્ખાઈ ભરેલાં લાગે છે. પોતાની માન્યતાઓ બુદ્ધિમાન ન હોય તો કાંઈ નહિ પરંતુ તે બુદ્ધિહીન અને કમઅક્કલથી ભરેલા છે તેવું તો બીજાઓને ન લાગવું જોઇએ. પણ આજે જુનાને ધિક્કારનારને નવું એટલું જ સારૂં એમ માનનાર 'વેદિયા' નવ મતવાદીઓ, કેટલાક એવા વિચારો વ્યક્ત કરે છે કે તે અક્કલહીન લાગે છે; પરંતુ તેઓ તેનો ખ્યાલ રાખતા નથી. પરીણામે તેમનો વાદ હાસ્યાસ્પદ બને છે.

## *જન્મભૂમિ શબ્દવ્યૂહ નં. ૩૬

**આડી ૯**:—અતિશય લાંબી હોય તો આદિથી અંત સુધી પહોંચવાની ધીરજ રહેતી નથી. [**યાદી**, નદી]

**ઊભી ૧**:—...થી અજાણ્યુ માણસ ધંધામાં ફતેહ પામી શકતો નથી. [**દુનિયાદારી**, દુકાનદારી]

ચાવીમાં 'ધંધામાં' એ પ્રયોગ થયો છે, માટે એનો ઉદ્દેશ 'દુકાનદારી' હોય તેમ માનવાને કોઈ સબળ કારણ બનતું નથી, કારણ કે દુનિયામાં દુકાન ચલાવવી એજ માત્ર એક ધંધો છે એ તથ્ય નથી. દુકાનથી અજ્ઞાન માણસ વકીલાતના ધંધામાં લાખો

* ઈનામી દલીલો

રૂપિયા રળે છે, તેમ દુકાનદારી ન જાણનાર એક ડૉકટર પોતાનું કાર્ય ધીખતું રાખી શકે છે.

'દુકાનદારી'ની સાથે આવતો 'નદી' ઉકેલ પણ આડી ચાવીને સુયોગ્ય નથી. અતિ લાંબી નદીને પહોંચવાનું કોઈ કારણ નથી. વિશેષમાં વિજ્ઞાનનાં ઝડપી જમાનામાં એ માટે સાધનો પણ મળી આવે છે.

માણસે ગમે તેટલા ગ્રંથો વાંચ્યા હોય, ગમે તેટલી ડીગ્રીઓ પ્રાપ્ત કરી હોય, પરંતુ જ્યાં લગી વ્યવહારનું–દુનિયાનું જ્ઞાન પ્રાપ્ત ન કર્યું હોય, ત્યાં લગી એ જીવનમાં સફળ થઇ શકતો નથી.

વકીલાતનો ધંધો કરનારને પણ દુનિયાથી વાકેફ બનવું પડે છે. દુનિયાના માણસોનો, એમની ખાસિયતોનો, કાવાદાવાનો, સાચાં જુઠાંણાંનો અભ્યાસ કરવો પડે છે. ને જે આ બરાબર કરી જાણે છે તે પોતાના ધંધામાં ફતેહના ડંકા વગડાવી જાણે છે. આમ દરેકે દરેક ધંધામાં દુનિયાના જ્ઞાનની આવશ્યકતા વિજય માટે પ્રધાનસ્થાને બિરાજે છે.

યાદી લાંબી હોય તો એને પહોંચવામાં કંટાળો લાગે છે. 'દુનિયાદારી' એ એવી વસ્તુ છે કે એનાથી અજાણ માણસ કેળળ ધંધામાં જ નહિ, પરંતુ જીવનમાં પણ ફત્તેહ પ્રાપ્ત કરી શકતો નથી.

**આડી ૧૬** :—આધુનક યુગની મનમોજી કોમલાંગીની...કેટલો વખત ટકશે એ કહેવું મુશ્કેલ છે. [**રીઝ**, રીસ]

**ઊભી ૧૭** :—ઝડપ અથવા વેગ. [**ઝપાટો**, સપાટો]

ચાવીના 'આધુનિક યુગની' સાથે 'મનમોજી કામલાંગીની' એ શબ્દપ્રયોગ અતિ સૂચક છે. નાજુક દેહ સાથે તરંગી સ્ત્રીની આમાં વાત છે.

તરંગી સાથે કોમળ નારીની વાત છે. ને આવી નારીની 'રીસ' ઝાઝો વખત ટકતી નથી.

આધુનિક યુગની મનમોજી કોમલાંગી મસ્તી તોફાન, રસ, શોખ, ધૂન વગેરેમાં મસ્ત રહે છે, ને એથી આ બધાં સાધનો એમને 'આનંદ' પુરો પાડે છે. એટલે કે એ આનંદમાં–રીઝમાં તરબોળ બને છે, પરંતુ આ આનંદ કેટલો સમય ટકશે, એ કહેવું કઠીન છે; કારણ કે તરંગી સ્ત્રીઓનો આનંદ શોકમાં, દુઃખમાં પલટાતા વાર નથી લાગતી.

ચાવીના 'કેટલો વખત ટકશે એ કહેવું મુશ્કેલ છે' એ શબ્દો પણ અતિ સૂચક છે. એમાં ટૉન્ટ Tauntનો ભાવ સમાયો છે.

વિશેષમાં ચાવીનો 'મનમોજી' શબ્દપ્રયોગ એક સૂચક વાત કહે છે. આધુનિક યુગની મનમોજી નારીનો આનંદ કેટલીકવાર ક્ષણજીવી હોય છે. ને કેટલીકવાર તે દીર્ઘજીવી પણ હોય છે. આથી તેનો આનંદ (રીઝ) કેટલી વખત ટકશે તે કહેવું મુશ્કેલ છે, એ વાકયરચના 'રીઝ' માટે અનુરૂપ છે.

# નારીના નામે પ્રવેશપત્રો ભરતા, દલીલો કરતા ને વ્યૂહમાં ભાગ લેતા હરીફોની સમસ્યા

[ કેટલાંક હરીફો પ્રવેશપત્રો દલીલો વિ. પોતાની બુદ્ધિથી ભરે છતાં પોતાની પત્ની બહેન કે પુત્રને નામે લખે છે કે મોકલે છે. આ સમસ્યા પાછળનાં માનસ માટે પ્રશ્ન પૂછાયેલો. તેનો ઇનામી જવાબ નીચે મુજબ હતો. ]

એમાં જેમને પ્રથમ ઈનામ મળે છે તે ઉર્મિલા દેશાઈ એક પુરૂષ છે. તેમને ઈનામ પુરૂષ હોઈને સ્ત્રી તરીકે લખ્યું છે તેટલા માટે માત્ર નહિ, પણ તેમણે લખેલું કારણ "બુદ્ધિમાન" લાગ્યું છે તેથી આપવામાં આવ્યું છે. તેમનો પત્ર આ મુજબ છે.

"તમારી મીઠી મૂંઝવણના ઉકેલના પ્રત્યુતર રૂપે જણાવવાનું કે પુરૂષ પ્રકૃતિને તમારૂં જાહેર થતું ઈનામ નાનપ ભરેલું લાગે છે. કોઈ એડવોકેટને ૦-૮-૦ના પુસ્તકો મળે તેના કરતાં તેના શ્રીમતીના નામે એ ઈનામ જાહેર થાય તો બન્ને તેની વડાઈ ખાટે અને સ્ત્રીની વિશિષ્ટતા અંગત મિત્રોમાં તથા સ્નેહીઓમાં બહાર લાવી આનંદે.

બીજા અનેક કારણો છે છતાં જ્યાં આપે એકજ માગેલ છે તેથી ઉપર્યુક્ત કારણ જણાવેલ છે.

લી.

**ઉર્મીલા દેસાઈ : રાજકોટ**

તા. ક. આ કાગળ પુરૂષથી લખાયેલ છે, છતાં સહી સ્ત્રીના નામથી થાય છે તે સહેજ.

# થોડાંક પ્રયોગો

## પૂરક હરીફાઈ

જન્મભૂમિ શબ્દવ્યૂહમાં આજ પહેલાં કેટલીક વખત પૂરક હરીફાઇઓનો પ્રયોગ કરવામાં આવેલો. શબ્દવ્યૂહની સાથે શબ્દવ્યૂહથી જુદા પ્રકારની એક નાનકડી હરીફાઇ અપાતી. તેનાં ઈનામો જુદા હતાં ને શબ્દવ્યૂહમાં ભાગ લેનાર કે ઓછામાં ઓછા ત્રણ પ્રવેશપત્રો ભરનાર પૂરક હરીફાઇનું એક પ્રવેશપત્ર ભરી શકતો.

આ પૂરક હરીફાઇઓ જાતજાતની હતી. દેશનેતાઓનો અનુક્રમ, સીનેમા સ્ટારોનો અનુક્રમ, 'હા' કે 'ના'માં જ ઉત્તર આવી શકે તેવી પ્રશ્નાવલીનો અનુક્રમ, અમુક વિષય પર નિબંધ લખવાનું આમંત્રણ વિ. પ્રકારની એ પૂરક હરીફાઈઓ હતી; પરંતુ શબ્દવ્યૂહ જેટલું આકર્ષણ એ પૂરક હરીફાઇ કરી શકી નહતી.

*

## સાચો ઉકેલ હરીફોનાં મત મુજબ

બધી હરીફાઇમાં સાચો ઉકેલ સંપાદક કે કમિટી નક્કી કરે છે. 'જન્મભૂમિ' હરીફાઇમાં એક બે વખત એવા પ્રયોગો આવેલાં કે જેમાં હરીફો જેને વધુ મતે પસંદ કરે તે સાચો ઉકેલ ને તે મુજબ પ્રવેશપત્રો તપાસાય. આ પ્રયોગ કોઇએ કદી કર્યો ન હતો.

*

## સ્થાનિક પ્રતિનિધિઓ

એક વખતે હરીફાઈમાં ગામેગામ પ્રતિનિધિઓ અમે નીમ્યાં હતાં કે જેમના પાસેથી રોકડ પાવતી વિગેરે મળી શકતું.

*

## પુસ્તકોનાં ઈનામો

શબ્દવ્યૂહનાં પ્રારંભથી હરીફાઈમાં પુસ્તકોના ઇનામો અપાતાં. તે પછી જેમને પુસ્તકો ન જોઇતાં હોય તેમને તે કિંમતના પ્રવેશપત્ર ભરવાની પાવતીઓ અપાતી. પુસ્તકો બંધ થતાં તે યોજના પણ બંધ થઇ.

*

## ગેરન્ટીડ ઈનામો

શબ્દવ્યૂહનાં ઈનામો હમેશ ગેરન્ટીડ રહ્યાં છે. આવે તેટલી રકમ ખર્ચ કાપીને વહેંચી આપવી તેવી સૂચના અનેકોએ કરેલી. પણ આ યોજના સર્વથી શ્રેષ્ઠ છે છતાં એકબે વખત ઉપરની સૂચનાનાં પ્રયોગો કરેલાં. તે વખતે પણ ઓછામાં ઓછા રૂ. ૧૦૦૦)નાં ઈનામની બાંહેધરી આપેલી.

*

## મતગણત્રી

'જન્મભૂમિ' હરીફાઇ વિષે હરીફોનાં મત લીધેલાં ને તેમાં ૯૭ ટકા હરીફોએ હરીફાઇ પ્રત્યે સંપૂર્ણ સંતોષ વ્યક્ત કરેલ.

*

## હરીફાઈ મંડળો

શરૂઆતમાં ઘણે સ્થળે હરીફાઇ મંડળો રચાએલાં ને સમૂહગત પ્રવેશપત્રો મોકલતાં આજે પણ એવાં હશે. આવા મંડળો વધુ વ્યવસ્થાથી બને તે ઇચ્છનીય છે.

*

## કાંઇક નવીન

કાંઈક નવીન એ આ વ્યૂહોનો હંમેશ મુદ્રાલેખ રહ્યો છે. આજસુધીનાં વ્યૂહોમાં વ્યૂહે વ્યૂહે એવી કેટલીયે નવીનવી યોજનાઓ રજૂ થઇ છે કે જેનો ઉલ્લેખ કરતાં આ પાનું ભરાય.

# પ્રથમ વ્યૂહની વાનગી

**(પ્રથમ વ્યૂહનાં ઉકેલ પછી સંપાદકે લખેલા પત્રમાંથી)**

શબ્દ ચોરસોનાં ઉકેલ માટે અગત્યની અને ધ્યાનમાં રાખવાની વાત તો દરેક ચાવીની શબ્દરચના છે, એટલે કે દરેક અભ્યાસ બરોબર ન કર્યો હોય તો યોગ્ય શબ્દ ન જડે એ સ્વાભાવિક છે.

"ઘણા" અને "કેટલાક," "ઘણી વખત" અને "કેટલીક વખત," "બહુ" અને થોડા," "છે" અને "પ્રયત્ન કરે છે," "લાગે છે" અને હશે" આ અને આવા શબ્દો દરેક ચાવીમાં યોગ્ય શબ્દનો નિર્ણય કરવામાં મદદ કરે છે. તે ઉપરાંત સામાન્ય જ્ઞાન પણ હરીફને હોવું જ જોઈએ.

કેટલાકોએ એવી ફરિયાદ કરી છે કે સાચા ઉકેલમાં નીકળેલાં કેટલાક શબ્દો ગુજરાત વિદ્યાપીઠના 'સાર્થ ગુજરાતી જોડણીકોશમાં' નથી.

આ ફરિયાદ હકીકતના પૂરતા અજ્ઞાન ને કારણે છે.

શબ્દ ચોરસના ઉકેલના હિતમાં એ સ્પષ્ટ કરવામાં આવ્યું હતું કે આ શબ્દચોરસની રચનામાં "ગુજરાતી જોડણીકોશનો" માત્ર ઉપયોગ કરવામાં આવ્યો છે.

તેમ જ એ વાત પણ ભાર મૂકીને લખવામાં આવી હતી કે આના ઉકેલ માટે કોઈ પણ શબ્દકોશની ફરજિયાત જરુર છે નહિ.

અંગ્રેજી 'ક્રોસવર્ડ પઝલ્સ'નાં ઉકેલમાં હમેશાં એકાદ શબ્દકોશ ખરીદ કરવાનું ફરજિયાત થઈ પડે છે. તે વિના ઉકેલ થઈ શકતો નથી. પણ 'જન્મભૂમિ'નાં વાચકો માટે એ વાત શક્ય નથી. 'જન્મભૂમિ'ની હરીફાઈમાં ઊતરવા માટે દરેક વાચકને 'શબ્દકોશ' ખરીદવો પાલવે નહિ. આર્થિક રીતે તે અવ્યવહારુ સૂચના છે. તે આપણને ન પાલવે તે સમજી શકાય તેવી વાત છે. એટલા માટે શબ્દચોરસમાં માત્ર એવા શબ્દોનો ઉપયોગ કરવામાં આવ્યો હતો કે જે આપણને પરિચિત હોય.

એટલે એ વાત ખાસ સ્પષ્ટ કરવાની જરુર છે કે આ શબ્દચોરસોની રચના 'સાર્થ ગુજરાતી શબ્દકોશ'ની મદદથી કરવામાં આવશે પણ એનો અર્થ એ નથી કે તમારે એ શબ્દકોશનો ફરજિયાત ઉપયોગ કરવો પડશે કે બધાં જ શબ્દો એમાંથી જ લેવામાં આવશે. તે સાથે એ પણ જણાવવામાં આવે છે કે શબ્દ ચોરસના એકે શબ્દો ખૂણે ખાંચરેના અજાણ્યા ને અણઉપયોગી હોય તેવા પણ નહિ આવે.

આ શબ્દવ્યૂહનાં રચનારનો દાવો એવો છે કે શબ્દવ્યૂહની રચના એવી છે કે જો એક ચાવીને એક કરતાં વધારે શબ્દો લાગુ પડતાં દેખાય તો જો બરાબર બુદ્ધિનો ઉપયોગ કરવામાં આવે તો એક જ શબ્દ લાગુ પડે.

એ કસોટીને આધારે જો બધા હરીફોની બુદ્ધિ એક સરખું જ કામ કરી જાય તો જેટલા હરીફાઈમાં હોય તેટલા બધાના જવાબો ખરાજ પડે. ને તે રીતે ઇનામ વહેંચાઈ જાય એટલે બુદ્ધિની કસોટી બરાબર પાર ઊતરે તો રચયિતાને પણ નિરૂપાય થવું પડે.

હવે જો ચાવીઓની રચના એવી રાખવામાં આવે કે રચયિતા કોઈ અજાણ્યા ને ન કલ્પેલાં શબ્દો નક્કી કરે તો હરીફોનો તે સામે વિરોધ ઊઠે ને તેવો વિરોધ વાજબી પણ ગણાય. ચાવીના જવાબમાં તદ્દન અજાણ્યો ચાલુ વપરાશનો ન હોય તેવો ને સામાન્ય બુદ્ધિને અજાણ્યો લાગે તેવો શબ્દ મૂકવામાં આવે

ને તેમ કરીને બધા ખરાની સંખ્યા મર્યાદીત કરવામાં આવે તે વાત પણ અયોગ્ય છે.

એટલે રચયિતા તો બધા સામાન્ય ને જાણીતા શબ્દો મૂકે છે એટલું જ નહિ પણ ચાવીનો ઉકેલ શોધતાં એ શબ્દો હરીફને આપ મેળે સુઝે તેવાજ હોવા જોઈએ.

એટલે શબ્દવ્યૂહના સિદ્ધાંતો મુજબ તેની રચનામાં ફેર ન થઈ શકે : તેને કારણે બુદ્ધિશક્તિ અસાધારણ રીતે યોગ્ય જવાબને શોધી શકે ને તેમ શોધનારની સંખ્યા જબ્બર હોય તો તે સામે નિરૂપાય રહેવું પડે.

ગુજરાતી ભાષા એવી છે કે જેમાં કેટલાક શબ્દપ્રયોગો જુદી જુદી રીતે થાય છે. કેટલાક શબ્દો ગુજરાતમાં એક રીતે ને કાઠિયાવાડમાં બીજી રીતે વપરાય છે. તેમ જુદા જુદા વર્ગો ને કોમમાં પણ એક જ શબ્દ અનેક રીતે બોલાય છે. આ પ્રથાને કારણે ઉકેલના શબ્દો સાચા હોય છતા અક્ષરોમાં ફેર હોય છે. દાખલા આપીએ તો "વણઝાર" અને "વણજાર," "કોમલાંગી" અને "કોમળાંગી," "બાજ" અને "બાઝ" વિ૦

આવી રીતે ફેર હોય તો ભૂલ કહાય કે નહિ ?

કેટલાક 'ળ'ની જગ્યાએ 'લ' 'લ'ની જગ્યાએ 'ળ' વાપરે છે. કેટલાક 'સ'ની જગ્યાએ 'શ'ને 'શ'ની જગ્યાએ 'સ'નો ઉપયોગ કરે છે.

આ બધી ભૂલોનું શું ?

ખરી વાત તો એમ છે કે શુદ્ધ ભાષાની દૃષ્ટિએ આ શબ્દપ્રયોગોમાં ફેર હોય તો ભૂલ ગણાય પરંતુ આપણે ત્યાં બધાને શુદ્ધ ભાષા કે શબ્દપ્રયોગનું જ્ઞાન ન હોય.

આ મુશ્કેલીનો એક ઉપાય શબ્દકોશનો આધાર છે. અંગ્રેજી અખબારોમાં અમુક શબ્દ-કોશ પરથી જ બધા શબ્દો લેવામાં આવ્યા છે એમ જાહેરાત થાય છે. એટલે હરીફો તે શબ્દકોશ લઈનેજ વ્યૂહોનો ઉકેલ શોધે છે.

આપણે ત્યાં ગુજરાતીમાં આપણા હરીફોને શબ્દકોશ લેવાની ફરજ પાડવી તે વધારે પડતું છે. આ વ્યૂહો રચવા માટે મુખ્ય આધાર ગુજરાત વિદ્યાપીઠના "સાર્થ ગુજરાતી શબ્દકોષ"નો લેવામાં આવે છે, પણ તેથી તે બહારનાં કેટલાક ચાલુ શબ્દ ન લેવા એમ નથી. એ કારણે શબ્દકોશનું બંધન અમે સ્વીકાર્યું નથી, કારણકે આપણા બધા હરીફો તે ખરીદી શકે નહિ અને તેથી જે લોકો ખરીદી શકે તે લોકો, જે હરીફો ન ખરીદી શકે તે પર સરસાઈ ભોગવે.

## ઉકેલમાં સિદ્ધાંતો

**ભૂલ તો પડશી :—**

શબ્દવ્યૂહોના ઉકેલ બાબત મારે થોડી વાતો કહેવાની છે.

આ ઉકેલની પાછળ એક સિદ્ધાંત એ છે કે બે કે ત્રણ શબ્દો જવાબરૂપે લાગે તેમાંથી એક જ શબ્દ એવો હોય છે કે જે ચાવીની રચના પ્રમાણે ખરો જવાબ હોય.

લગભગ દરેક ચાવીને આ પ્રમાણે રચવાનો પ્રયત્ન કરવામાં આવે છે. છ વ્યૂહોની એવી સેંકડો ચાવીઓમાં કોઈ એકાદ બે સ્થળે ક્ષતિ થઈ ગઈ હોય તેનો હું ઇન્કાર કરવા નથી માગતો. માનવબુદ્ધિ સંપૂર્ણ નથી હોતી ને ગમે તેવી કળા મેં શબ્દવ્યૂહો રચવામાં પ્રાપ્ત કરી હોય છતાં તે સંપૂર્ણ કળા છે એવો દાવો કરવાની ધૃષ્ટતા કરતો નથી. તેમ જ મારા કરતાં વધારે સારા વ્યૂહો ન રચી શકાય એવું ગુમાન પણ મેં રાખ્યું નથી.

બીજી વાત એ છે કે શબ્દવ્યૂહોમાં જો બધા હરીફોના તદ્દન સાચા ન પડે તો એ

વાત અનિવાર્ય છે કે ઘણાં હરીફોએ પોતે દલીલ કરીને ભરેલો ઉકેલ ખોટો નીકળવા સંભવ છે. એટલે એક વ્યૂહમાં અ, બ, ક, નો રોષ મારા પર આવી પડે તો બીજા વ્યૂહમાં ટ, ઠ, ડ, નો રોષ ઊતરે.

હરીફો ઉકેલ ભરે ત્યારે તેમને વિશ્વાસ હોય કે પોતાની દલીલ સાચી જ છે ને તેથી પોતાનો ઉકેલ સાચો છે.

પરંતુ બધા એક જ પ્રકારની ઝીણવટથી ચાવીનો અભ્યાસ કરી શકતા નથી. ને તે કારણે જુદાજુદા કારણોસર જુદા જુદા હરીફો જુદો જુદો ઉકેલ ભરે.

વળી આ હરીફાઈ બુદ્ધિની કસોટીની છે એટલે જે પોતાની બુદ્ધિનું તેજ વધારે દાખવી શકે તે આગળ આવી શકે.

એટલે આજે, કાલે કે ભવિષ્યમાં એ વસ્તુ તો અનિવાર્ય રીતે ઊભી જ રહેવાની કે સાચા ઉકેલ પ્રતી હરીફોના એક વર્ગને કહેવાનું રહેવાનું. તેનું નિરાકરણ તો લગભગ બધા હરીફોના બધા સાચા ઉકેલ આવી શકે (જેમ વ્યૂહ નં. ૩માં બની ગયું હતું તેમ) તોજ સાચા ઉકેલ પ્રતી કોઈને કહેવાનું રહે નહિ, પણ એવી સહેલી હરીફાઈ પ્રતી તો હરીફોને વધારે અણગમો થયો છે એમ મારો અનુભવ છે.

એટલે પોતાના બુદ્ધિબળથી સારી જેવી રકમ મેળવી શકવાની શકયતા હરીફને લાગે તોજ હરીફાઈનું આકર્ષણ ને રસ રહે.

એટલે જ્યાં ઈરાદાપૂર્વકનો ખોટો ઉકેલ ન હોય ત્યાં ઉકેલ પ્રતી કેટલાકને કહેવાનું જ રહેશે, ને તેનું નિવારણ માનવ શક્તિથી થઈ શકે તેમ નથી.

કોઈ પણ હરીફ જ્યારે શબ્દવ્યૂહનો ઉકેલ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે કરીને પ્ર. પત્રો મોકલે છે ત્યારે તેનાં મનમાં એક વાતની ખાત્રી હોય છે ને તે એ કે પોતે પોતાની દલીલપૂર્વક જે ઉકેલ નક્કી કર્યો છે ને ભર્યો છે તેજ ઉકેલ સાચો હોવો જોઈએ ને હશે જ.

એટલે જ્યારે સાચો ઉકેલ પ્રસિદ્ધ થાય છે ત્યારે તેને કેટલાંક ઉકેલો આશ્ચર્યજનક લાગે છે.

જે લોકોએ 'રૂપ'ને યોગ્ય ઉકેલ ગણ્યો હોય તે લોકો 'રૂણ' વાંચીને વિચારમાં પડે છે. જેમણે 'ધીમા' લખ્યો હોય તેઓ 'ધીટ' વાંચીને જરા તાજુબી બતાવે છે ને જેમણે 'શીલ' નક્કી કર્યો હોય તેઓ 'બાલ' વાંચીને આઘાત પામે છે.

પરિણામે કેટલાક વિચારે ચડે છે. કેટલાક પોતાની ભૂલ કયાં છે તે શોધવા પ્રયત્ન કરે છે. કેટલાક સંપાદકમાં કોઈ હેતુનું આરોપણ કરતાં પણ અચકાતા નથી. તેવો સ્વાભાવિક રોષ તેમનામાં ભભૂકી ઊઠે છે.

તેવી જ રીતે જો 'રૂપ' સાચો ઉકેલ હોત, 'ધીમા' સાચો ઉકેલ 'હોત, હેવાન' સાચો ઉકેલ હોત, 'શીલ' સાચો ઉકેલ હોત તો જે લોકોએ 'રૂણ' 'ધીટ' 'હેરાન' ને 'બાલ' લખેલ હોત તેઓમાં પણ ઉપરોક્ત લાગણી થાત.

એટલે કે દરેક હરીફની દલીલો એક સરખી ન નીકળે, દરેકનાં બધાં સાચા ન પડે તો પણ શબ્દવ્યૂહમાં ભાગ લેનારામાં એવો વર્ગ તો રહેવાનો જ કે જેમને સાચા ઉકેલ માટે આજે ને હમેશાં કાંઈ ને કાંઈ કહેવાનું રહે જ.

શબ્દવ્યૂહનો ઉકેલ કમિટિ નકકી કરે છે. તે ઉકેલ બધાને હમેશાં પસંદ પડે તે અશકય છે. ઉકેલની પસંદગીમાં કમિટિ હમેશાં પોતાની શુદ્ધ બુદ્ધિથી યોગ્ય શબ્દ પસંદ કરે છે. સૌથી પહેલાં આ ઉકેલ સંપાદકને પસંદ કરવાનો હતો. પરંતુ એક ચાવીની રચના પરથી એક શબ્દ નકકી કરવાનું કાર્ય જો એકથી વધારે માણસો કરે તો તે પસંદગી

સર્વ દૃષ્ટિબિંદુથી થઈ શકે ને તેમાં ક્ષતિ રહેવાનો સંભવ રહે નહિ. તે કારણે કમિટિની રચના થઈ ને તેમાં જેનાં વ્યકિતત્વ, જ્ઞાન, શુદ્ધ બુદ્ધિ તથા પ્રમાણિકતા વિષે કોઈ કદી શંકા ન કરી શકે તેવાઓને નીમવામાં આવ્યા છે.

પરંતુ આવી કમિટિ પણ કદી ભૂલ ન કરે તેમ હમેશ માટે કહી શકાય નહિ. જ્યારે જ્યારે કમિટિને પોતાનાં નિર્ણયથી હરીફોને અસાધારણ અન્યાય થતાં દેખાયો છે ત્યારે ત્યારે તે નિવારવા પ્રયત્ન કર્યો છે. 'નીમ'ની પસંદગી વખતે કમિટિ 'નીમ' શબ્દ શ્રેષ્ટ છે એમ માનતી હતી ને માને છે, પરંતુ અગાઉના વ્યૂહમાં સંપાદકે એવી જ ચાવીની અમુક પસંદગી કરી હતી તે કારણે ગેરરસ્તે દોરવાયલાં હરીફોને ન્યાય આપ્યો હતો.

શબ્દવ્યૂહનો સામાન્ય નિયમ એવો છે કે કમિટિએ પસંદ કરેલાં શબ્દો સાથે જ તમારો ઉત્તર મળે તો જ તે સાચો ગણાય. આ નિયમને શબ્દશઃ કમિટિ વળગી રહી શકે છે. ને ' આરામ ' ઉકેલ નક્કી કર્યો હોય તો કોઈએ ' વિરામ ' લખ્યું હોય તો ભૂલ આપી શકે છે. પરંતુ ગુજરાતી ભાષાની સ્થિતિ તથા જે હરીફોનાં વર્ગ સાથે કામ લેવાનું છે તે જોતાં તથા આ વ્યૂહને ઉકેલવા માટે નક્કી કરેલો શબ્દ બુદ્ધિ તથા દલીલથી સિદ્ધ થઈ શકે તેવો હોવો જોઈએ એવાં કમિટિનાં સિદ્ધાંતને કારણે કમિટિ શબ્દવ્યૂહનાં મૂળભૂત સિદ્ધાંતમાં અપવાદો રાખીને દરેક વ્યૂહની વાજબી ને ન્યાયી જાહેરાતો કરે છે.

આ જાહેરાતોનાં દૃષ્ટાંતો પરથી જ એટલી ખાત્રી થઈ શકે છે કે હરીફોને ઇરાદાપૂર્વક અન્યાય પહોંચાડવાની ઇચ્છા નથી.

આ કારણે પ્રસિદ્ધ થયેલાં ઉકેલની વિરૂદ્ધ દલીલો કરનાર જ્યારે કહે છે કે ફલાણો શબ્દ ખોટો છે માટે કમિટિએ વિચાર કરીને તે ફેરવવો તો તે માંગણી સ્વીકારી શકાય નહિ.

કોઈ પણ ઉકેલને ગમે ત્યારે ફેરવવાની સત્તા કદી આપી શકાય નહિ. તેવી સત્તા હરીફોનાં પોતાના જ લાભમાં નથી. તે મનસ્વી છે, ને તે માટે તો અમુક સિદ્ધાંતોનું જ અનુસરણ કરવું જોઈએ.

અગાઉનાં વ્યૂહમાં એક વખત એક શબ્દ આવ્યો તેથી તે જ શબ્દ બીજા વ્યૂહમાં મૂકવો જોઈએ તેવી એક ભાઈની દલીલ હાસ્યાસ્પદ લાગે છે. હા, જો બન્ને ચાવીની રચના એક જ પ્રકારની હોય ને વિકલ્પ શબ્દો પણ એનાં એ જ હોય તો વાત બરોબર છે, જેમ 'નીમ' 'નીતિ'માં બન્યું તેમ.

## સાચાં શબ્દ કેમ શોધશો ?

'જન્મભૂમિ' શબ્દવ્યૂહનાં ઉકેલનો નિર્ણય ચાવીની રચના પરથી થાય છે. એક ચાવીને લાગુ પડતાં દેખાતાં અનેક શબ્દોમાંથી માત્ર એકજ શબ્દ ખરી રીતે ચાવીને લાગુ પડે છે. 'લાગુ પડતાં નહિ' પરંતુ 'લાગુ પડતાં દેખાતાં' એ શબ્દો ધ્યાનમાં રાખવાના છે. ચાવીની રચના એવી હોય છે કે પ્રથમ નજરે હરીફને એમ લાગે કે આ શબ્દ પણ લાગુ પડે છે ને તે શબ્દ પણ લાગુ પડે છે. પરંતુ ખરી રીતે તેમ હોતું નથી. ખરી રીતે એક શબ્દ લાગુ પડે છે ને તેનો નિર્ણય ચાવીમાં રહેલાં સૂચક શબ્દો પરથી તથા ચાવીમાં જે કથન પ્રતિપાદન કરવા કે ઇન્કાર કરવા કે વ્યકત કરવા પ્રયત્ન કરવામાં આવ્યો હોય તે કથનના સત્યાસત્ય ઉપર નભે છે. દાખલા તરીકે ચાવી એમ હોય કે 'સૂર્યનો જ્વલંત પ્રકાશ આંખને

... કરી દે.' અહીં 'અંધ' તથા 'બંધ' શબ્દ બંને લાગુ પડે. પરંતુ આપણો અનુભવ છે કે સૂર્યનો આકરો પ્રકાશ આંખને બંધ જ કરે છે. 'અંધ' તો વર્ષોના તેજ ભર્યા પ્રકાશને પરિણામે જ બને છે. એટલે ચાવીની રચના ઉપરાંત સામાન્ય માનવ અનુભવો તથા જીવનના સામાન્ય સત્યો, માનવ સ્વભાવની સામાન્ય ખાસિયતો તથા સમાજની સામાન્ય રીત રસમ ને બનાવો, એ બધાના અનુભવ પરથી પણ ચાવીને અનુકૂળ શબ્દ નક્કી થઈ શકે છે.

ચાવીને કયો શબ્દ બંધ બેસતો છે તે માટે ચાવીમાં રહેલા 'પણ,' 'તાત્કાલિક,' 'ઘણા ભાગે,' 'સામાન્ય રીતે,' 'કાઈક' અને તેવાં બીજા મર્યાદાવાળા શબ્દો ખૂબ સૂચક હોય છે.

ચાવીના શબ્દેશબ્દને એ રીતે છૂટા પાડીને ચાવીને લાગુ પડતાં શબ્દો સાથે વિચાર કરવામાં આવે તો જોઈતો શબ્દ જલદી મળી રહે છે.

ચાવીને અનુકૂળ શબ્દ શોધવાની બે ત્રણ રીતો છે. સૌથી પ્રથમ એક રીત એવી છે કે આ ચાવીને કયો શબ્દ વધારે લાગુ પડે છે તે જોવું. પહેલાં ચાવી વાંચો. તેની સાથે બે શબ્દ સરખાવો ને એક શબ્દ કરતાં બીજો શબ્દ વધારે લાગુ પડતો દેખાય એટલે પહેલો શબ્દ રદ કરો. બે કરતાં વધારે શબ્દો હોય તો એ રીતે બબ્બેના જોડકાને ચાવી સાથે સરખાવીને એકને રદ કરી બીજો રાખો ને એ રીતે બે શબ્દોમાં જે સૌથી વધારે લાગુ પડતો શબ્દ હોય તે નક્કી કરો.

બીજી રીત નકારાત્મક છે. એક શબ્દ લો. તે ચાવીની સાથે વાંચો ને તેનો વિચાર કરો. ચાવી તેને લાગુ પડતી નથી એમ લાગે એટલે તેને ફેંકી દ્યો ને બીજો શબ્દ લ્યો. એમ રદ કરતાં કરતાં જે છેલ્લો શબ્દ રહે તે યોગ્ય માનીને મૂકો.

પરંતુ આવો શબ્દ નક્કી કરવા તો ખરી રીતે હરીફે આ બન્ને પદ્ધતિઓ અખત્યાર કરવી જોઈએ. પહેલાં કયો શબ્દ સૌથી વધુ લાગુ પડે છે તે મુજબ શબ્દ નક્કી કરો. પછી કયો શબ્દ નથી લાગુ પડતો તે મુજબ છેલ્લો રહેલો શબ્દ નક્કી કરો. બન્ને શબ્દો એક જ આવશે, જો તમે યોગ્ય તુલના શક્તિ દાખવી હશે તો.

જોડકાં હોય છે ત્યાં ચાવીનો નિર્ણય કરવાનું કામ મુશ્કેલ બને છે. કેટલીક વખત એવું લાગે છે કે ઊભી ચાવીમાં તમે અમુક શબ્દ નક્કી કરો એટલે આડી ચાવીમાં તે નક્કી કરેલા શબ્દને મળતો જ શબ્દ તમારે મૂકવો જોઈએ. હવે તે શબ્દ મૂકવા તમે આડી ચાવી વાંચો તો તમને લાગે કે તે શબ્દ યોગ્ય નથી. તે આડી ચાવીને યોગ્ય શબ્દ તમે મૂકવા જાવ તો તેથી ઊભી ચાવીનો જે શબ્દ તમારે રાખવો પડે તે ચાવીને અનુરૂપ નથી. આવી મૂંઝવણ જોડકામાં કેટલીક વખત આવી જાય છે.

ખરી રીતે હરીફોને મૂંઝવણમાં મૂકવાની એ રચનાની ખૂબી છે, કારણ કે જો જોડકાનાં એક જ શબ્દને નક્કી કરવાથી બીજો શબ્દ સાચી રીતે મળી જતો હોય તો જોડકાનો કોઈ અર્થ નથી. તો જોડકું નિરર્થક બને. એટલે બંને ચાવી માટે હરીફોની બુદ્ધિ કસવાની એ રીત છે.

કેટલીક વખત એમ પણ બને કે ઊભી કે આડી ચાવીને લાગુ પડતા શબ્દો લગભગ સરખા હોય. તેમની વચ્ચે ભેદની સુક્ષ્મરેષા હોય જે સામાન્ય હરીફોથી પારખી શકાતી ન હોય. તેવે વખતે જો આડી ચાવી આવી હોય તો ઊભી ચાવીનો જે શબ્દ નક્કી થાય તેના પરથી તે શબ્દને લગતાં જોડકાનું ત્રાજવું નમે છે.

દાખલા તરીકે ૩૨મા વ્યૂહમાં 'શક-ફળ' વાળું જોડકું હતું. તેમાં 'ફળ તથા બળ' શબ્દો વચ્ચે ભેદ પાડવો મુશ્કેલ હતો. આવા જોડકાંનો નિર્ણય ઉપરની ચાવી કરી દે છે, જે ઊભી ચાવીમાં 'શબ' કરતાં 'શક' ચોક્કસ શબ્દ હતો; કારણ કે 'શબ'વાળા ઘરમાં તો 'કોઈ' હિંમત કરે છે. ઘણી વખત સગા-સંબંધીઓમાં મૃત્યુ પ્રસંગે આખી રાત શબ પડ્યું રહે ત્યારે માણસોને રહેવું પડે છે, પરંતુ જે ઘરમાં રહેનારનું નખોદ નીકળે છે એવી માન્યતા જે ઘરને લાગુ પડી હોય છે તેવા ઘરમાં કોઈ હિંમત કરતું નથી. 'હિંમત' કરનાર હોય તો મુખ્ય પસંદગી 'શબવાળા' ઘરમાં રહેનાર કે 'શકવાળા' ઘરમાં રહેનાર કે 'શકવાળા' ઘરમાં રહેનારની હિંમતનો પ્રશ્ન વિચારવાનો રહે છે. એ રીતે 'શક' નક્કી થતાં આડી ચાવી આપમેળે નક્કી થઈ. ચાવીનાં ઉકેલનાં નિર્ણય માટે આવી જાતની પદ્ધતિ અખત્યાર કરવામાં આવે તો તે વધુ ફળદાયી બને છે.

બાકી જે હજારો હરીફો કુપન ભરે છે ત્યારે પોતે એમ માને છે કે કમિટિએ નક્કી કરેલા સાચા ઉકેલ મુજબ કુપન ભર્યું છે. પોતાની વિચારસરણી સંપૂર્ણ છે. પરંતુ સાચો ઉકેલ જોતાં તેની એ માન્યતા ખોટી પડે છે ને તેઓ રોષે ભરાય છે કે નારાજ થાય છે. હરીફ ખેલદીલ હોય તો 'ફીર લડેંગે' કહીને નવો વ્યૂહ નક્કી કરવા બેસી જાય છે.

## જ્યારે સંપાદક છટકાં ગોઠવે છે

બીજા બધા વ્યૂહો કરતાં આ વ્યૂહ ૧૧માં ચાવીઓની રચના અનોખી હતી. તેનું એક કારણ એ હતું કે આ વ્યૂહમાં દરેક ચાવીનું સંસ્કરણ પ્રોફેસર ભાનુશંકર વ્યાસના હાથે થયું હતું.

એટલે આ વ્યૂહની ચાવીઓમાં પહેલી જ વાર દાખલ કરવામાં આવેલી નવી ખૂબીઓ પ્રત્યે હરીફોનું લક્ષ્ય દોરવું વ્યાજબી ગણું છું.

આ માટે હું પ્રથમ તો **'મોલ–ઓકા,' 'પતિ–મતિ,' 'જગન–ગગન'** એ ત્રણ ઉકેલ લઈશ, કારણ કે જે નવું તત્વ હતું તે મુખ્ય આ ત્રણ ચાવીઓમાં જ હતું.

[ચાવીઓની રચના માટે જુવો પાનું ૩૩–૩૪]

આ ત્રણ ચાવીઓ જ્યારે હરીફ સામાન્ય રીતે પ્રથમ વાંચે ત્યારે તેને એમ લાગે કે 'ખેડુતનાં જીવનમાં' એ શબ્દો જ છે, માટે **'મોલ'** શબ્દ જ ઉકેલમાં આવે.

'નારી'ની વાત છે માટે પતિ જ આવે ને 'દેવો' શબ્દ ચાવીમાં છે ને તેથી દેવો તો 'ગગન'માંજ હોય ને ?

આજ છટકું ! આજ ભૂલભુલામણી !

ચાવી વાંચતા જ ચાવીમાં નિર્દેશ કરેલા કોઈ એક શબ્દ સાથે ઉકેલના બે કે ત્રણ શબ્દમાંથી એક મળી જતો લાગે એટલે તેજ ઉકેલ છે એમ માનીને આપણે લખી નાખીએ.

### જુદી હકીકત

જ્યારે ખરી હકીકત એથી જુદી જ હોય છે. શબ્દવ્યૂહોમાં ઘણી વખત 'ઉકેલ'નો આધાર ચાવીમાં આવેલાં માત્ર એકાદ શબ્દ ઉપર જ નહિ પણ ચાવીની સમગ્ર રચના તથા ચાવીમાં વપરાએલાં બે ત્રણ શબ્દોના એકત્ર બળથી થતાં દિશાસૂચન પર નભે છે.

ચાવીમાં 'રેલવે' શબ્દ હોય તો ટ્રેનજ ઉકેલ હોય એમ ન માની લેવાય.

અંગ્રેજી શબ્દવ્યૂહોમાં આવાજ છટકાં હોય છે. ને તેથી હરીફો પ્રથમ દર્શને અમુક શબ્દ

માની લે છે. તેમ વ્યૂહ અગિયારમાં 'ખેડૂત' ને 'મોલ' બંધ બેસ્તો ગણી લીધો, 'દેવોને' ગગન ગણી લીધો, ને 'નારી' માટે 'પતિ' માની લીધો.

શબ્દવ્યૂહની રચનાના આ નવા તત્વનું આટલું વિવેચન કર્યા પછી હવે આપણે ચાવીઓ તપાસીએ.

આઠમી આડી ચાવી આ પ્રમાણે હતી. 'ખેડૂતના જીવનમાં કોકજવાર એવા...નો પ્રસંગ આવે છે કે જ્યારે તે પોતાની સ્થિતિ સમૃદ્ધ કરી શકે.'

આ ચાવીના ઉકેલમાં બે શબ્દો હતાં. 'મોલ' અને 'મોકા.' સાધારણ રીતે હરીફ છટકામાં સપડાઈ 'મોલ' જ લખી નાખે.

પરંતુ ચાવી 'મોકા'નો નિર્દેશ કરતી હતી.

ખેડૂતનાં જીવનમાં 'મોલ' સારાને સભર માત્ર કોક જ વાર નથી આવતા. ઘણીવાર આવે છે. બે ત્રણ વર્ષ કે ચાર વર્ષ ખરાબ જાય તો એક વર્ષ સરસ આવે. પાંચ વર્ષે એક વર્ષ સારું ગણીએ તો પણ એનાં જીવનમાં ઘણા વર્ષો એવા સારા ગણાય. વચ્ચે મોલ સારો આવે તેથી તે કાંઈ સમૃદ્ધ નથી બની જતો. પાછલા વર્ષોના માટે ગમે તેવો સારો મોલ હોય તો પણ તે સમૃદ્ધિથી દૂર જ રહે છે ને એ કારણે 'મોલ' શબ્દ અસ્થાને હતો.

જ્યારે જીવનમાં 'મોકા'નો પ્રસંગ તો કોઈક જ આવે કે જેનો લાભ ઉઠાવી ને તે સમૃદ્ધ બની શકે.

દાખલા તરીકે અનાજ કે રૂના ભાવ ચાર કે પાંચ ગણા થઈ જાય, રાજ્ય તરફથી એકદમ મોટી જમીન બક્ષીસ મળી જાય તો તે વખતે 'મોલ' સારો આવ્યો હોય ને ઉપજ સારી હોય તોજ તેને સમૃદ્ધિ મળે. 'મોલ' ગમે તેવો ઉત્તમ હોય પણ ચીજોના ભાવ તળિયાના હોય તો કાંઈ વળે નહી.

વળી 'મોલ' નો પ્રસંગ આવે છે એ રચના પણ બંધબેસતી નથી. આ કારણે 'મોકા' શબ્દ યોગ્ય હતો.

ઊભી ૧૫— 'દેવો ત્યાં હાજર હોય છે એમ મનાય છે.'

આ ચાવીમાં પણ એજ ભૂલભુલામણી હતી. 'દેવો' શબ્દ હોઈ ને હરીફો 'ગગન' લખી નાખે.

પણ ખરી રીતે 'જગન' એટલે યજ્ઞ શબ્દ જ ચાવીને અનુરૂપ છે.

'જગન' શબ્દ ગુજરાત વિદ્યાપીઠના શબ્દકોશમાં છે. તેમજ આપણે પણ બોલીએ છીએ 'એમાં એણે શો મોટો 'જગન' કરી નાખ્યો?

આપણા પુરાણોમાં 'જગન' એટલે 'યજ્ઞ' ની જે વાતો છે તેમાં એમ આવે છે કે 'જગન' વખતે દેવો હાજર રહીને તેમને અપાતો બલી સ્વીકારે છે. સોમરસ પાન વખતે પણ તેઓ હાજર રહીને પોતાના ભાગનો અંગીકાર કરે છે.

' મનાય છે ' ને ' હાજર હોય છે' એ શબ્દો મહત્વનાં હતાં. ' જગન ' માં દેવો ' હાજર હોય છે ' એવી માન્યતા હતી ને છે. જ્યારે ગગનમાં દેવો છેજ, જો દેવોનું અસ્તિત્વ સ્વીકારીએ તો. ન સ્વીકારીએ તો જગન માટે પણ તે નિરર્થક છે. વળી ' હાજર હોય છે ' એ શબ્દો અમુક ક્રિયાત્મક દશા દર્શાવે છે. ' ગગનમાં દેવો વસે છે ' એમ કહેવાય, જ્યારે હાજર હોય છે એ એમ બતાવે છે કે અમુક પ્રસંગે કે ક્ષણે તેઓ ત્યાં છે.

આડી ૨૫:—'કેટલીક નારીઓ...કહે તેમ વર્તે છે.' આંહી પણ ઘણાં ' પતિ 'જ લખી નાખે, કારણ કે નારી છે; પણ ચાવીનું આખું વાંચન કરતાં કેટલીક શબ્દ મહત્વનો હતો.

આખાએ જગતમાં હજી નારી સ્વતંત્ર બની નથી. યુરોપ કે અમેરિકામાં પણ સ્વતંત્ર

નારીનું પ્રમાણ અલ્પ છે. લગભગ બધે જ નારી હજુએ પતિની આજ્ઞાધારીણી છે. ને પતિના વચનને ઉથાપી શક્તી નથી.

એટલે પતિ કહે તેમ વર્તનારી નારીની સંખ્યા ખૂબજ વધારે પડતી છે. જ્યારે પોતાની 'મતિ' કહે તેમ વર્તનારી નારીની સંખ્યા અલ્પ છે ને એટલે 'કેટલીક' શબ્દ 'મતિ'નું સૂચન કરતો હતો.

## ચાવીની રચના અને અનુસ્વાર

[જન્મભૂમિ શબ્દવ્યૂહની રચનામાં 'અનુસ્વાર'નાં પ્રયોગ વિષે વ્યાકરણનાં કેટલાંક પ્રશ્નો કેટલીક વખત હરીફો તરફથી ઉઠાવવામાં આવે છે ને તેને અંગે એક પત્ર તથા તેમનો જવાબ આ નીચે પ્રસિદ્ધ કરેલ છે. હરીફો તેનું મનન કરે—સંપાદક]

સંપાદકશ્રી ; 'જન્મભૂમિ હરીફાઈ'

'વ્યૂહની રચનામાં હ્રસ્વ દીર્ઘનો નિયમ પળાશે' એવો 'શરતો અને નિયમો'માં ઉલ્લેખ કરવામાં આવે છે. જન્મભૂમિના આગળના એક અંકમાં એવી મતલબની સૂચના પ્રગટ થઈ હતી કે, 'વ્યાકરણને ગૌણપદ આપવામાં આવે છે.'

વ્યાકરણનો અર્થ **વાક્યરચના** કરવામાં આવતો હોય તો વ્યાકરણને ગૌણ ગણવાની જાહેરાત ગુંચવાડાભરી કહી ન શકાય—પરંતુ ચાવીઓની રચનામાં વ્યાકરણને (**વાક્યરચના** અર્થ સિવાય) બીજી રીતે પણ ગૌણપદ આપવામાં આવે છે કે કેમ ?

**દા. ત.** ઉકેલ તરીકે બંધબેસતા શબ્દોમાંથી ચાવીને આધારે નક્કી થતી **જાતિ** પ્રમાણે જ પસંદગી કરવામાં આવે છે કે તેમાં **અપવાદને** પણ સ્થાન હોય છે તે વિષે સ્પષ્ટીકરણની હું આશા રાખું છું.

આપની પાસેથી હું જે જાણવા માગું છું તે વિષે આપ સ્પષ્ટ રીતે સમજી શકો તે અર્થે એક ઉદાહરણ આપું તો ઠીક થઇ પડશે.

**"સારા...ને દરેક ગૃહિણી પસંદ કરે છે"**

આ ચાવીમાં **"ઘર"** અને **"વર"** એમ બે શબ્દોમાંથી પસંદગી કરવાની હોય અને ઉકેલ–કમિટીને **"ઘર"** ઉકેલ વધારે વ્યાજબી લાગે તો **ઘરને** સાચા ઉકેલ તરીકે પસંદ કરે કે કેમ ?

મારી માન્યતા મુજબ દલીલની દષ્ટિએ ઘર ઉકેલ વધુ વ્યાજબી જણાય તો પણ તે ઉકેલ પસંદ કરી શકાય નહિ. કારણ કે, વ્યાકરણ એટલે કે જાતિની દષ્ટિએ ચાવી નર જાતિ શબ્દના ઉકેલની જ અપેક્ષા રાખે છે. જ્યારે ઘર નાન્યતર જાતિ છે, એટલે ઘરને વ્યાકરણના મૂળભૂત નિયમો અનુસાર ચાવીમાં બેસાડી શકાય નહિ.

ઘરને માટે સારા નહિ પરંતુ, સારાં વિશેષણ વાપરી શકાય, અને ચાવીમાં તેમ ન હોવાથી બીજી બધી રીતે ઘર શબ્દ યોગ્ય હોય તો પણ સાચા ઉકેલમાં તે ન આવી શકે. કારણકે, ત્યાં વ્યાકરણના મૂળભૂત નિયમોનો 'નાશ' થઈ જાય છે.

મારી ઉપરોક્ત સમજણ સાચી છે કે નહિ તે વિષેનો જવાબ આપની પાસેથી મેળવવાની આશા રાખું છું.

## પત્રનો જવાબ

(કમિટિના સભ્ય પ્રોફેસર ભાનુશંકર વ્યાસ તરફથી નીચે મુજબ સ્પષ્ટતા કરવામાં આવી છે)

'જેટલે અંશે ભાષાની શુદ્ધિ જાળવવામાં વ્યાકરણના નિયમોનું અનુસરણ અનિવાર્ય છે,

તેટલે અંશે વ્યાકરણને ગૌણપદ નજ આપી શકાય અને જાતિની બાબતમાં અપવાદ નજ હોવો જોઈએ.

પણ હરીફોની ભૂલ થાય છે, અનુસ્વારના નિયમોના સ્પષ્ટ જ્ઞાનને અભાવે.

ઉદાહરણ તરીકેઃ—

સારા...ને દરેક ગૃહિણી પસંદ કરે છે. અહીં 'વર' ને 'ઘર' બંને ઉકેલને અવકાશ છે. કારણ કે 'સારું ઘર' એ પ્રમાણે વિકારી વિશેષણ 'ઘર' જેવા નાન્યતર જાતિના શબ્દ સાથે સાનુસ્વાર રૂપ ધારણ કરે છે. પણ ઘર શબ્દને વિભક્તિનો કોઈ પ્રત્યય લાગતાં 'સારું' અંત્ય 'ઉ' 'આ' બને છે ત્યારે અનુસ્વારનો લોપ થાય છે. જો પાછળ આવતું નામ બહુવચનનું હોય તો અનુસ્વાર રહે છે.

(૧) સારાં ઘરને દરેક ગૃહિણી પસંદ કરે છે. (અનેક ઘર)

(૨) સારા ઘરને દરેક ગૃહિણી પસંદ કરે છે. (એક ઘર) એજ પ્રમાણે, પાછળ આવતું નામ નરજાતિનું હોય તો એકવચન કે બહુવચન—એમાંથી એક સ્થળે પણ અનુસ્વાર ન આવે

(૨) માં એક ઘર કે એક વરને જ અવકાશ છે. માટે ઘર શબ્દ ઉકેલ તરીકે હોય છતાં અનુસ્વારને અવકાશ નથી એ સ્પષ્ટ થાય છે.

હા, ગુજરાતમાં એક બહુ નાનો પક્ષ છે. જે એકવચનમાં પણ પાછળના નામને વિભક્તિ લાગતાં 'ઉ' નો 'આ' બને ત્યારે અનુસ્વાર વાપરે છે, પણ પરિણામે, એકવચન કે બહુવચનનો ભેદ રહેતો નથી. એટલે આ જાતનો પ્રયોગ શિષ્ટ માન્ય નથી.

ઉદાહરણ :—

'**આવૃત્તિના પ્રકાશનની** સાથે' (પ્રો. બ. ક. ઠાકોર)

'**નીચે દેખાતા ખમીસ** ઉપર' (રા. વિ. પાઠક)

'**રંગપુરના નાન** સ્ટેશન પર' (ધૂમકેતુ)

'જ્યારે પોતાના શરીરમાં લે છે' (આનંદશંકર ધ્રુવ) વિગેરે વિગેરે...

## હરીફો પૂછે છે : સંપાદક સમજાવે છે

નીચેની બાબતો જણાવી શકાય તો જણાવવા કૃપા કરશોજી. (અ) ગુજરાતી શબ્દકોશ કોને કહેવો ? જેનું મૂળ સંસ્કૃત છે તે ? કે ચાલુ વપરાતી જ ગુજરાતી ભાષાનો ? કે અરબી, ફારસી અથવા અંગ્રેજી કોઈપણ ભાષાનો હોય ? છતાં ચાલુ ગુજરાતી ભાષામાં પ્રચલિત છે, તેવા દરેક શબ્દો ગુજરાતી ભાષામાં ગણવા ? ઉપરની બાબત જણાવવા આભારી થશો અથવા-વિદ્યાપીઠના જોડણીકોષમાં જે શબ્દો દાખલ થયા હોય તે દરેક શબ્દો ગુજરાતીમાં જ ગણી લેવા જોઈએ વિગેરે બાબતો માટે ખાસ ધ્યાન ન હોવાથી તસ્દી આપવા ધારી છે એ જ.

આપના વાક્યોનો ઊંડો વિચાર કરતાં એક જ જવાબ આવે છે, એમ આપે અગાઉ જણાવ્યું છે. અલબત્ત સાચો જવાબ ગમે તે હોઈ શકે : પરંતુ જો એટલા બધા વિચારપૂર્વક વીચારાતી રચના હોય તો તો કંઈજ કહેવાનું નથી—પરંતુ ઘણા ભાઈઓનું એમ જ માનવું છે કે જવાબો એકજ હોઈ શકે નહિ.

### (૧) પ્રચલિત એટલે

(અ) સામાન્ય રીતે ગુજરાતી ભાષામાં એટલે કે નિત્યનાં વ્યવહારમાં, નિત્યના લખાણમાં પ્રચલિત બનેલાં શબ્દોનો ઉપયોગ કરવામાં આવે છે. પછી તે સંસ્કૃતમાંથી આવેલા હોય કે અરબી, ફારસી હોય ને ગુજરાતી ભાષામાં

ચાલુ વપરાશના બની ગયા હોય. સામાન્ય રીતે આવા અતિ પરભાષી શબ્દોનું સૂચન આપવામાં આવે છે કે જેમકે 'દીલબર' 'આ શબ્દ આકર્ષક પણ પરદેશી છે' એમ ચાવી રચેલી.

પરંતુ આધાર માટે આવા અજાણ્યા કે બહુ પ્રચલિત નહિ એવા શબ્દો માટે અમે ગુજરાત વિદ્યાપીઠે દાખલ કરેલા શબ્દો જ લઈએ છીએ પણ એનો અર્થ એ નથી કે શબ્દકોશના જ બધા શબ્દો હશે. એનું કારણ એ છે કે ગુજરાતી ભાષામાં હજારોને હિસાબે શબ્દો છે. શબ્દકોશમાં તો અમુક જ મર્યાદીત શબ્દો છે. એટલે એમાંથી જ શબ્દ વ્યૂહ બનાવવાનું કામ સહેલું બનતું નથી. તેથી તે ઉપરાંતના ચાલુ વપરાશના શબ્દો વાપરીએ છીએ.

(બ) 'જવાબો એક જ હોઈ શકે નહિ' એ કયા અર્થમાં લેવાનું છે તે વાત સમજાતી નથી. જો એમ જ હોય કે કોઈપણ સંજોગોમાં માત્ર એક જ શબ્દ આવતો હોવો જોઈએ ને બે શબ્દો વચ્ચે દલીલથી પસંદગી કરવાનો અવકાશ ન હોવો જોઈએ તો તે સિદ્ધાંતથી શબ્દવ્યૂહો રચી શકાય પણ અર્થહીન ને માલ વિનાના તે બને.

**(૨) તફાવતની કસોટી**

બે શબ્દો વચ્ચે પસંદગી કરવાની જ રહે. હવે એક દાખલો આપું. ચાવી એમ હોય કે 'પુત્ર' અક્ષરો આપ્યા હોય. '—કરા' હોય તો તેમાં 'દીકરા' અગર 'છોકરા' જવાબ હોય. બીજી વાત ચાવી એમ હોય કે 'બાણ' શબ્દ આપ્યો હોય, '— ર' તેનો ઉકેલ 'શર' કે 'તીર' શું ઉકેલ હશે તે નકકી કરવાનું કોઈ સાધન નથી. માત્ર ભાગ્ય ઉપર જ તમારે જવાબ લખી નાખવાનો છે. એ થઇ એક રીત કે જેને બુદ્ધિની હરીફાઇ કહી શકાય નહિ.

પણ બે શબ્દો એવા હોય કે જેમાં તફાવત માટે દલીલ કરવી પડે ને શબ્દ નકકી કરવો પડે તો તેવી હરીફાઇ હમેશાં યોગ્ય છે. તે આકર્ષક નીવડે. હા એમ બને કે દલીલમાં કદાચ હરીફ ભૂલ કરે. કદાચ જે ધોરણ પર સંવાદ કે દલીલ કરી હોય તે કરતા જુદી લાઈન પર તે દલીલ કરી જુદો નિર્ણય કરે પરંતુ એમાં હમેશાં આકર્ષણ રહેલું છે.

**(૩) પ્રચલિતની વધુ સ્પષ્ટતા**

'આડી ચાવી ૩૪ માં 'જબ્બર શહેરમાં આની સંખ્યા અતિશય હોય છે.' કમિટીએ દાક્તર પસંદ કર્યો. તમારો ચોખો ગુજરાતી વ્યૂહ, તેમાં વળી દાકતર અંગ્રેજી ભાષા કયાંથી ઘુસાડી."

'દાકતર' ગુજરાતી શબ્દ નથી, એ એમની એક દલીલ છે. ગુજરાતી શબ્દવ્યૂહોમાં હમેશા પ્રચલિત શબ્દો આવે છે. પ્રચલિત એટલે જે લોકોમાં હમેશા વપરાતા હોય કે બોલાતા હોય કે લખાતા હોય.

કોઇ પણ ભાષાનાં બધા શબ્દો અણીશુદ્ધ તેજ ભાષાના હોતા નથી. અંગ્રેજી ભાષામાં ફ્રેન્ચ, લેટીન, ગ્રીક ભાષાનાં શબ્દો ઘૂસી જઇને તેજ ભાષાનાં અંગ બન્યા છે.

ગુજરાતી ભાષાના અડધા ઉપરાંત શબ્દો સંસ્કૃત ભાષાના છે. તે ઉપરાંત ઉર્દુ ભાષાના કેટલાએ શબ્દો આજે આપણી ભાષામાં પ્રવેશ્યા છે ને રૂઢ બન્યા.

ટેબલ, પેન્સીલ, સ્લેટ, પીન, કોટ, કોલર, રેલ્વે, ટ્રામ, મોટર, બ્લોટીંગ, સ્ટેશન વી. અસંખ્ય શબ્દો, જે ગુજરાતી ભાષાના હોય તે રીતે બોલાય છે, જો કે તે બધા અંગ્રેજી ભાષાના છે. તેવી જ રીતે ઇશ્ક, મુફલીસ, દીલદાર શબ્દો ઉર્દુ ભાષામાંથી પ્રચલિત બન્યા છે.

એટલે એવા પ્રચલિત શબ્દો સામે વાંધો હોઇ શકે નહિ. 'દાક્તર' શબ્દ ગુજરાત વિદ્યા- પીઠનાં શબ્દકોષમાં પણ આપેલો છે.

### (૪) મહત્વની વાત

આટલી ચર્ચા બાદ એક મહત્વની વાતની નોંધ લઇએ.

હરીફાઇનો ઉકેલ બહાર પડયા પછી અમદાવાદથી એક હરીફબંધુએ લખ્યું કે 'દામ–દબાવવા' તથા 'મેળ–મેદ'નો ઉકેલ અયોગ્ય છે. દલીલથી સિદ્ધ થઈ શકે તેવો નથી, માટે તે ઉકેલની ભૂલ ન ગણુવા વિનતિ છે.

આવી માંગણીઓ આજ પહેલાં કેટલાક હરીફોએ કરેલી છે. તે માંગણી તદ્દન અસ્વીકાર્ય છે. તેની દલીલ રૂપે આજ વખતે બીજા એવા કાગળો આવ્યા, તે નોંધતાં જણાઈ આવશે.

રાજકોટથી એક હરીફે લખ્યું 'તરૂ–રૂચવી'નો ઉકેલ ખોટો છે માટે ભૂલ ન ગણુશો.

સુરતથી એક ભાઇએ લખ્યું, 'ખલક–કાડ'નો ઉકેલ ન જોઈએ માટે ભુલ ન ગણુશો.

અમદાવાદવાળા ભાઇને હું એટલુંજ પૂછું છું કે તેમની માંગણી અમારે માન્ય રાખવી તો પછી રાજકોટ ને સુરતવાળાની માગણી પણુ માન્ય રાખવી ને ?

એના જવાબમાં તમારો જવાબ આવી જાય છે.

હરીફાઇનો એ અચલીત અને આવશ્યક સિધ્ધાંત છે કે પ્રસિધ્ધ થયેલા ઉકેલ પ્રમાણે જ પ્રવેશપત્રો તપાસવા. એમાં કોઈ પણુ પ્રકારનો ફેરફાર થઈ શકે નહિ.

અમદાવાદવાળા ભાઈને એ ઉકેલ ન યોગ્ય લાગ્યો. બીજા અનેકે તેજ ઉકેલ લખ્યો હતો તેમને શું કહેવું ?

પરંતુ ઉકેલની સાથે એ જાતની છુટછાટ કોઇ પણુ હરીફાઇમાં સંપાદકને લેવા દેવી તે હરીફો માટે ગેરલાભકારક વસ્તુ છે. એમાં અનેક અનિષ્ટો સમાયા છે, જેનો ગેરલાભ હરીફોને જ અંતે મળે.

ઉકેલના વ્યાજબીપણુા વિષે મતભેદ ભલે રહે, પણુ તેથી તપાસણીમાં જરા પણુ ફેર ન થઈ શકે. આ વસ્તુ હરીફોએ ધ્યાનમાં રાખવાની છે, કારણુ કે તે તેમના જ લાભનું છે.

આવી છુટછાટ ક્યાં જઈને અટકે તે કહેવાય નહિ.

ઉમેટાનાં એક વકીલ હરીફબંધુ કેટલાક પ્રશ્નો પૂછે છે. તેમનાં પ્રશ્નો આ જાતના છે.

(૧) હરીફાઈની ચાવીને એક જ અર્થનાં એક કરતાં વધુ શબ્દો લાગુ પડતાં હોય તો ગમે તે શબ્દ મુકાય તો ભૂલ ગણુાય કે નહિ ?

(૨) 'પ્રવાસી'માં પ્રવેશપત્રો થોડા કેમ આવ્યાં ?

(૩) શબ્દકોશ કયો વાપરો છો ?

(૪) શબ્દકોશની બહારનાં શબ્દો ચાલે કે નહિ ?

હરીફાઈની ચાવીની રચના વિષે એ હકીકતનું વારંવાર સ્પષ્ટીકરણુ કરવામાં આવ્યું છે કે આ ચાવીઓની રચના મુજબ એક જ શબ્દ અંતે નક્કી થઈ શકે છે. પરંતુ જો એક જ અર્થનાં બે શબ્દો લાગુ પડતાં હોય તો સામાન્ય રીતે તેની ભૂલ ગણાતી નથી. દાખલા તરીકે 'વાણી' અને 'વાચા,' 'આરામ' અને 'વિરામ' 'ગાન' અને 'ગાણું' વિ. પરંતુ કેટલીક વખત ચાવીની રચના એવી હોય કે જેથી બે એકાર્થી શબ્દો હોવા છતાં એક જ શબ્દ એને અનુરૂપ ગણુાય, જ્યારે બન્ને અલિપ્ત રીતે સમાન અર્થના હોય છતાં ચાવીની રચનામાં પહેલાના સ્થાને બીજો આવી શકે નહિં. વ્યાકરણુને કારણે કે બીજાં કોઈ કારણુસર એ રીતે એકજ અર્થના હોવા છતાં એ શબ્દો વચ્ચે ભેદ પાડી શકાય. પણુ તે માટે કોઈ સનાતન નિયમ બાંધી શકાય નહિ. તેનો આધાર તો દરેક ચાવીની રચના તથા તેને લગતાં શબ્દો ઉપર રહે છે.

આ ભાઇના બીજા પ્રશ્નના જવાબમાં જણાવવાનું કે કેટલીક વખત માત્ર પ્રવેશપત્રો કરતાં પણ બીજી બાબત વધારે મહત્વની હોય છે. તે કારણે કોઈ વખતે પ્રવેશપત્રોની જગ્યાને રોકી લેવામાં આવે તો હરીફો ક્ષમા કરશે.

ત્રીજા અને ચોથા પ્રશ્નના જવાબમાં લખવાનું કે શબ્દવ્યૂહોની રચના ગુજરાત વિદ્યાપીઠે રચેલા અને સરકારે સ્વીકારેલા જોડણીકોશને આધારે થાય છે. તે ઉપરાંત ખૂબ જ પ્રચલિત, રૂઢ અને હમેશનાં વપરાશમાં હોય તેવા જ શબ્દો લેવાય છે.

## શંકા ભૂત અને મંછા ડાકણ

[શબ્દવ્યૂહ શરૂ થયો ત્યારથી હરિફાઈ વિષે અનેક જાતની શંકાઓ હરિફોએ દર્શાવી છે, તેમાંની એક શંકા જે હરિફોના ઘણા વર્ગમાં એકાદા 'વહેમ' માફક ફેલાઈ ગઈ છે. તે એ છે કે 'શબ્દવ્યૂહ'નો સાચો ઉકેલ હરિફોનાં જુદા જુદા પ્રવેશપત્રો જોઈ લઈને પછી નક્કી કરવામાં આવે છે! આ મુદ્દા સંબંધે સંપાદકે એકવાર લખ્યું છે, તે પત્રોમાંથી અગત્યની ચૂંટણી નીચે આપી છે.]

હરીફાઈને ચલાવવાનું કામ ધારવામાં આવે તેટલું સહેલું નથી. સંસ્કૃત કહેવત છે કે 'તુંડે તુંડે મતિર્ભીન્ના' એટલે જુદા જુદા મગજની મતિ જુદી જુદી હોય છે. એ રીતે અનેક પ્રકારનાં હરીફોની અનેક પ્રકારની વિચિત્રતાઓ, કુશંકાઓ, દલીલો ને આક્ષેપોનો બોજો અમારે વહેવો પડે છે. એવી થોડી શંકાઓ ને આક્ષેપોનું નિવારણ કરવું અસ્થાને નહિ દેખાય.

હવે વાંચો આ શબ્દો :—

### (૧) શંકાભૂત

'આપે શબ્દરચના વ્યૂહ નંબર ૧ નો ખરો ઉકેલ એ વ્યૂહ નં. ૧ ના પ્રવેશપત્ર સ્વીકારવાનાં બંધ કીધા પછી તરત જ બહાર પાડયો હતો; જ્યારે વ્યૂહ નં. ૨ નો ખરો ઉકેલ પ્ર. પત્રની છેલ્લી તારીખ ૨૭—૬—૩૬ની હતી ત્યાર પછી ચાર દિવસ મોડો એટલે કે ૧—૭—૩૬ નાં રોજ બહાર પાડયો છે. આમ બીજા વ્યૂહનો ખરો ઉકેલ મોડો બહાર પાડવાનો શું હેતુ છે? સિદ્ધાંત ફેર કરવાનું પ્રયોજન છે? અને બીજા હરીફાઈવાળા પ્ર. પત્રો મળી ગયા બાદ થોડા દિવસ રહીને પ્ર. પત્રો જોયા બાદ ખરો ઉકેલ બહાર પાડે છે, એમ આપે વ્યૂહ નં. ૨ નો ખરો ઉકેલ પણ ચાર દીવસ મોડો બહાર પાડયો છે. એમાં શંકાને સ્થાન રહે છે તો ખુલાસો કરશો.'

આ પ્રકારની શંકાનો હેતુ શું છે તે અમને ખબર નથી, તેમજ તે ભાઈ ગર્ભિત રીતે શું સૂચવવા માગે છે તે સમજાતું નથી. બીજા હરીફાઇવાળા શું કરે છે તે અમને ખબર નથી. પણ અમુક પ્રવેશપત્રો જોયા બાદ ખરો ઉકેલ બહાર પાડવામાં ખરા ઉકેલને ફેરવવામાં આવે એવો સંભવ છે, એમ જો સુચવવામાં આવતું હોય તો તેમાં ભારે ભ્રમણા રહેલી છે.

ઘણાં હરીફો બીજી હરીફાઈઓ વિષે અનેક જાતની શંકાઓ કરે છે. એમાં એક શંકા એ હોય છે કે ખરા ઉકેલને ફેરવતા તો નથી ને? આ એક તદ્દન ખોટી શંકા છે. પ્ર. પત્રો તપાસ્યાં પહેલાં ખરો ઉકેલ ફેરવવામાં આવે તો એ બધાં પ્ર. પત્રો ફેરવેલાં ઉકેલ પ્રમાણે ફરી તપાસવા જોઈયે ને તેમ કરવાથી લાભ શો? હેતુ શો?

આવી શંકા અંગ્રેજી અખબારોમાં હરીફાઈ ભરતાં અનેક શિક્ષિતોના મનમાં થયાની અમને જાણ છે, પણ તે શંકા ખોટી છે.

શંકાની પછવાડે એક માન્યતા અપ્રમાણિકતાની રહેલી છે. હવે જો હરીફાઈનાં સંચાલકોને અપ્રમાણિકતા કરવી હોય તો સાચો ઉકેલ ફેરવ્યા સિવાય બીજી અનેક રીતે થઈ શકે છે. જ્યાં અપ્રમાણિકતા એજ ધ્યેય હોય ત્યાં એના રસ્તા મળી રહે છે. ને તેમાં ઉકેલનો ફેરફાર એ સૌથી નકામો માર્ગ છે.

ગેરન્ટીડ ઇનામો આપવાના જ છે. એ ઇનામો કોને જાય તે પ્રતિ અમને લેવાદેવા નથી, એટલે આવી શંકાઓ અસ્થાને છે.

### (૨) વિશ્વાસ ન હોય તો

"તમે ચાલુ કરેલી સીરીઝ નં. ૭ની ન્યૂઝ હરીફાઇની ઊભી ચાવી નં. ૨૧–માં 'ની' અક્ષર મુકી 'કોક માણસો આવા પણ હોય છે' એટલો ખૂલાસો સમજ માટે આપ્યો છે. આ માટે પ્રમાણરૂપ સાચો ઉકેલ તમારો શું હશે એ તો બહાર પડે ત્યારેજ 'મણી રત્ન' ગણાય. આ માટે તો મારું માનવું છે કે બધાનો ઉકેલ આવ્યા પછી કે ઉકેલની જાહેરાત આપતાં પહેલાં જેટલા હરીફોની એન્ટ્રીઓ આવી હશે તેની 'વર્ગણી' 'તારીજ' કરી તમે કોઈ શબ્દ એવો નિયત કરશો કે જેથી મોટા ભાગના હરીફો ખોટા ઠરે."

'આવી રમતોથી લાગણીનો ઉશ્કેરાટ વધે છે. આમાં જો કે વ્યક્તિગત આક્ષેપ કરવા જેવું કંઈ નથી, છતાં અજાણપણે સાચા સ્પષ્ટ લખાણમાં તેવું ઊંડે ઊંડે અપમાનજનક જરા પણ કોઈને સમજાય તો તે હરીફાઈમાં ઊતરનાર ભાઈની શુભનિષ્ઠા અને પ્રોત્સાહન રૂપ માની તેનો ખૂલાસો આપશો તો આભારી થઈશ.'

કોઇકિ કોઇકિ હરીફોનાં આવા પત્રો આવે છે, ત્યારે મને હમેશાં શોચ થાય છે, ને તે બે કારણે. એક તો એ કે આવા લખાણ લખીને તેમાં દર્શાવેલી શંકા પ્રદર્શિત કરનાર હરીફોના માનસમાં હકીકતો ને પરિસ્થિતિનાં અજ્ઞાનથી કેવા ખ્યાલો હોય છે તે માટે. ને બીજું ગમે તેટલી નિખાલસતા ને સત્ય માર્ગે ચાલવાના પ્રયત્ન છતાં થતા આક્ષેપો માટે.

આપણાં ડાહ્યા વડીલોની શાણપણ ભરી સલાહ એ છે કે જ્યાં તમને શંકા હોય, જ્યાં તમને અપ્રમાણિકતાનો ભાસ હોય ત્યાં તેનાથી દૂર રહેવું. એટલે આ અને આવા ભાઈઓને એક જ જવાબ આપી શકાય કે અમારી કાર્યવાહી આટલી પ્રસિદ્ધ ને નિખાલસ છતાં તમને શંકા રહેતી હોય તો તમારે અમારા સંસર્ગથી દૂર રહેવું. જગતમાં અવિશ્વાસ ને શંકાશીલતાની કશી દવા નથી. ને પોતાની દલીલ શક્તિ પ્રમાણે ઉકેલ ન નીકળે તે માટે અપ્રમાણિકપણાની દલીલ કરવી તે ન્યાયી નથી.

શંકાના બે જવાબો છે. એક તો અમારી પોતાની સચ્ચાઈ. તેમાં તમોને વિશ્વાસ ન હોય તો તે સામે બીજો કોઈ ઉત્તર અમે આપી શકીએ નહિ. ને બીજો વધારે સંગીન જવાબ તો એ છે કે કોઈ અપ્રમાણિકપણે તેમ કરવા ઇચ્છે તો પણ તે કરી શકે નહિ.

હરીફાઈમાં આવેલા પાંચ કે છ હજાર પ્રવેશપત્રોની કુલ ૨૫ ચાવીઓમાં હરીફોએ કયો ઉકેલ લખ્યો છે તેની પહેલાં તારીજ કરવી તેજ તદ્દન અશક્ય વાત છે. ને તેમ કરીને કયો ઉકેલ રાખવાનું નક્કી કરવું એ માટે પહેલાં તો અમારે આઠ દશ કલાર્કો રાખવા જોઈએ ને તે પછી બધાં તેમની મારફત જાહેર જાણી શકે કે આવી અપ્રમાણિકતા આચરાય છે. ને તેમ કરીને પણ કયો હેતુ સરવાનો હતો? જે ઇનામ જાહેર કર્યાં છે એમાંથી પાઈ ઓછી થવાની નથી. કોને ઇનામ જાય તેમાં અમને રસ નથી. આ પ્રમાણે કરવું જ અશક્ય છે તે તો જેને અનુભવ હોય તેજ સમજી શકે ને તેમ કરવાનો કશો હેતુ પણ નથી.

આ બાબતનો આટલો લંબાણુ જવાબ આપવો પડયો છે તેનું કારણુ એ કે જે હરીફો આવા પ્રકારની શંકા કરે છે તેમના માનસમાં રહેલી અજ્ઞાનતા માટે મને શોચ થાય છે તે છે. ને તેથીએ વધુ આવી શંકા ને દલીલ એક પ્રકારની આંતરવેદના જગવે છે. દલીલોનાં મતભેદ ગમે તેવા આકરા હોય તેની મારા પર અસર થતી નથી. પણુ આવી વસ્તુ શોચ કરાવે છે.

### (૩) મંછા ડાકણુ

**ધંધુકાના** એક હરીફ બંધુ આ પ્રમાણે લખે છે:

"નિષ્પક્ષપાત પણે નીચેની વસ્તુ તરફ આપનું લક્ષ દોરું છું. (૧) છેલ્લી વ્યવસ્થા મુજબ બંધ તારીખ પછી ઉકેલ ૪ દિવસે પ્રસિદ્ધ થતો. વ્યૂહ ૪ અઠવાડીયા ચાલતો. આ વખતે વ્યૂહ ૫ અઠવાડિયા ચાલે છે ત્યારે બંધ તારીખ પછી ઉકેલ પ્રસિદ્ધ થવા ૪ ને ૫ દિવસ લેવાયા છે. આ વસ્તુ શું સૂચવે છે! અગાઉ હરીફોને આપે શંકાનું સમાધાન કરેલું કે આવેલ પ્ર. પત્રો તપાસી પછી ઉકેલ નક્કી થતો નથી. પણુ જેમ પ્ર. પત્રો વધુ આવે તેમ ઉકેલ નક્કી કરવા એક દિવસ વધુ લેવાયો છે. એવી શંકા અસ્થાને જ ગણવી?

હરીફાઈના પ્રારંભમાં આવા કાગળો અમને મળેલા તે પ્રસિદ્ધ કરેલા ને તેનો યોગ્ય જવાબ આપેલો. તે છતાં આ પ્રકારની શંકા રાખનારા હરીફો નીકળે છે ને તેમાંએ તેવા હરીફો સુશિક્ષિત હોય તેમ લાગે છે ત્યારે ખરેખર શોચ થાય છે.

હકીકત એમ છે કે 'જન્મભૂમિ'નો ઉકેલ ચાર સભ્યોની પહેલેથી કમિટી નક્કી કરે છે. એ કમિટી તે પર સહી કરે છે. આ કમિટીમાં સેંટ ઝેવીઅર્સ કોલેજના પ્રોફેસર, એક સોલીસીટર અને 'જન્મભુમી'ના તંત્રી છે.

આવા સભ્યપદવાળી કમિટીને દરરોજનાં આવતા પ્રવેશપત્રો જોઈને ઉકેલમાં ફેરફાર કરવાની ઈચ્છા રહે તેવું સૂચન કરવું તે ખરેખર શોચનીય છે. તેમાંએ જ્યારે એ હકીકત હરીફો જાણે છે કે ઉકેલ ગમે તે આવે જેથી 'જન્મભૂમિ'ને જે ઈનામો આપવાનાં છે તે તો આપવાનાંજ છે ત્યારે આ પ્રકારનાં 'છળ' નો કશો હેતુજ રહેતો નથી.

આ ઉપરાંત જે હરીફો આવા ફેરફારની શંકા સેવે છે તેમને જણાવવાનું કે આવો ફેરફાર કરવાની કોઈની ઈચ્છા હોય તો પણુ તે અશકય છે. હજારો પ્રવેશપત્રોમાંથી કયા પ્રવેશપત્રોમાં શું ને કયાં કયાં ફેરફારો છે ને તે મુજબ કઈ ચાવીમાં ફેરફાર કરવો કે વધારેના ખોટા પડે એ જાતની યોજના અમલમાં મૂકવી જ અશકય છે.

સરેરાશ 'જન્મભૂમિ'ની હરીફાઈમાં પાંચથી દશ હજાર પ્રવેશપત્રો વધતાં ઓછાં આવ્યા કરે છે. દરેક પ્રવેશપત્રમાં ઓછામાં ઓછી ૧૬ ભૂલોની જોગવાઈ હોય છે એટલે કે લગભગ એક લાખ કરતાં વધારે ખાનામાં શું છે તે જે યાદ રાખી શકે તે જ આવો ફેરફાર કરી શકે. આવી યાદી રાખવી અશક્ય છે ને તેમાંયે જ્યારે એવી મહેનતથી કોઈ અર્થ સરવાનો નથી તો પછી શા માટે આ કરવું પડે?

હું તો આવી શંકા રાખતા કોઈ પણુ હરીફને ઓફર આપવા માંગું છું. એવા હરીફને માત્ર પાંચસો જ પ્રવેશપત્ર સોંપીશ ને તેમાંથી એ પ્રવેશપત્રોની વધારેમાં વધારે ભૂલો આવે એવા ઉકેલનો ફેરફાર કરી આપે.

એટલે આ જાતની હરીફોની શંકા અમારા દિલમાં હરીફોની મનોવૃત્તિ માટે શોક જન્માવે છે ને તેથી એક વખત મેં જે વિનંતી કરી હતી તે પુનઃ આજે કરું છું કે 'જન્મભૂમિ'

હરીફાઈના સંચાલનની એકનિષ્ઠામાં તમને પુરેપુરો ને સો ટકા વિશ્વાસ હોય તો જ તેમાં ભાગ લેશો. નહિતર એનાથી અલિપ્ત રહેશો કે જેથી તમારા અને અમારા બંનેનાં મન કોઈ પણ જાતના કચવાટથી મુક્ત રહેશે.

બંધ તારીખ પછી પાંચ દિવસે ઉકેલ પ્રસિદ્ધ થાય છે તેનું કારણ અગાઉ જણાવી દીધેલો તે મુજબ એ છે કે હરિફાઈમાં આવતાં દરેક કવરને રજીસ્ટર કરવામાં આવે છે. તે પહેલાં દરેક પ્રવેશપત્ર—ક્યી કેવી રીતે આવી તે હકીકત નક્કી કરવાની હોય છે. તે પછી પ્રવેશપત્રો નિયમો મુજબ હોય તો જ તે રજીસ્ટર થાય છે.

વળી ૭૫ ટકા પ્રવેશપત્રો બંધ તારીખ અને તે પછીના ત્રણ દિવસો દરમ્યાન આવે છે, જેને કારણે સાચો ઉકેલ બહાર પાડવા પહેલાં બધાં પ્રવેશપત્રો નોંધાઈને ઉકેલ બહાર પડયાં પહેલાં કવરો સુરક્ષિત સ્થાને મૂકી દેવાય તે અર્થે હરીફાઈ વિભાગને બંધ તારીખ પછીના ત્રણ દિવસો દરમ્યાન રાત દિવસ કાર્ય કરવું પડે છે.

કેટલાય પ્રવેશપત્રો ઠેઠ ગુરૂવારે આવે છે ને કલકત્તા રંગુન જેવાનાં પ્રવેશપત્રો શુક્રવારે પણ પહોંચે છે. અલબત્ત એ બધામાં સોમવારે પોસ્ટ થયેલાં હોય છે તેનેજ સ્વીકારાય છે.

સાચો ઉકેલ પ્રસિદ્ધ કરતાં પહેલાં આ જાતની હરીફાઈની વ્યવસ્થા હોઈને સાચો ઉકેલ ત્રણ કે ચાર કે પાંચ દિવસ પછી જ પ્રસિદ્ધ થઈ શકે છે.

શંકાશીલોનાં સમાધાન અને હરીફાઈની આંતરીક વ્યવસ્થાની આટલી વાતો રજૂ કરવી પડે છે તે છતાં જો કોઈને શંકા રહેતી હોય તો અમે નિરૂપાય છીએ. તેઓને માટે એ જ માર્ગ છે કે જેના પ્રત્યે તેમને શંકા રહે તેવી હરીફાઈમાં ભાગ ન લેવો.

આપણા કેટલાક ભાઈઓની આવી મનોદશા જ્યારે પત્રમાં વ્યક્ત થાય છે ત્યારે એક પ્રજા તરીકે, એક રાષ્ટ્ર તરીકે, એક વ્યક્તિ તરીકે આપણો કેટલો વિનીપાત થયો છે તે યાદ આવે છે ને શોક થાય છે.

# એ શબ્દ તમે કેમ પસંદ કર્યો ?

## દલીલો

['જન્મભૂમિ' શબ્દરચના હરિફાઇમાં દરેક વ્યૂહનો સાચો ઉકેલ પ્રસિદ્ધ થવા સાથે હરિફોને તેમના સાચા પડેલાં શબ્દની દલીલો કરવા આમંત્રણ આપવામાં આવે છે. અમુક શબ્દ તમે શા માટે પસંદ કર્યો ? તેવા હરિફોની દલીલો પણ રસદાયક અને માર્ગદર્શક હોય છે. આ દલીલ પદ્ધતિ વિષે 'ટપાલ થેલી'માંથી અગત્યની ચૂંટણી અહીંયા આપવામાં આવી છે.]

### (૧) મહત્ત્વનું અંગ

સાચા ઉકેલ પછી દલીલોનું આમંત્રણ અને તેને માટે ઇનામોની જાહેરાત એ હરીફાઈનું અગત્યનું અંગ બની ગયેલ છે. તેને લીધે હરીફાઈ સાથે હરીફોનો સંસર્ગ જળવાઈ રહે છે. જેઓ કદી લખતા નથી તેઓને લખવાની પ્રેરણા મળે છે અને પોતે એક શબ્દ શા માટે પસંદ કર્યો તેની દલીલો વિચારી હોય તે કરતાં લખતી વખતે વધારે આકર્ષક લાગે છે.

આવા આમંત્રણથી સાચા ઉકેલની તરફેણની દલીલો પ્રાપ્ત કરવાનો કીમીયો જડી ગયો છે એમ કેટલાક હરીફોનો આક્ષેપ છે, પરંતુ તે આક્ષેપ ખોટો છે, કારણ કે વિરૂદ્ધ દલીલોને પણ એટલું જ સ્થાન આપવામાં આવે છે. એટલું જ નહિ પણ, વિરૂદ્ધ

દલીલોને લક્ષ પર પણ વધારે લેવામાં આવે છે. દલીલો એ હરીફાઈનું એક અંગ છે. હરીફાઈમાં તે વિવિધતા લાવે છે ને ઈનામો ન મેળવી શકનાર હરીફોને પણ દલીલોનું ઈનામ મેળવીને કોઈ આશ્વાશન લેવાની તક રહે છે.

દલીલો લખવાની પદ્ધતિ હોય છે. કેટલાક હરીફો દશ લીટીમાં દલીલ લખી મોકલે છે, કેટલાક હરીફો બે ફુલસ્કેપના પાના ભરીને દલીલ લખે છે. આ બંને પદ્ધતિ દોષયુક્ત છે

કેટલાંક હરીફો એક ચાવીની ચર્ચામાં ૨૦ થી ૩૦ શબ્દો લખીને તેની ચર્ચા કરે છે. આ પણ બરોબર નથી. દલીલોનો અર્થ એ છે કે એક ચાવીને **લાગુ પડતા દેખાતા** ન હોય તે શબ્દોનો નીર્દેશ કરવાની કે તેની ચર્ચા કરવાની પણ મુદ્દલ જરૂર નથી. દાખલા તરીકે ૨૩માં વ્યૂહમાં 'જ' થી શરૂ થતી ઊભી ૧ ચાવીમાં જરા, જપ્તી, જગ જેવા શબ્દો લાગુ પડતા દેખાતા હતા. પરંતુ જરી, જખ, જપ, જય, જલ, જવ, એવા શબ્દો તેને મુદ્દલ લાગુ પડતા દેખાતા જ ન હતા. એટલે તે શબ્દોને દાખલ કરી દલીલ કરવાની જરૂર ન હતી.

એટલે પ્રથમ તો દલીલ માટે ત્રણ ચાર કે પાંચ જે શબ્દો લાગુ પડતા દેખાતા હોય તેનો જ વિચાર કરવાનો.

તે પછી દલીલની પદ્ધતિ બે પ્રકારની હોઈ શકે. કાં તો નકારાત્મક ને કાં તો હકારાત્મક અગર તો બન્ને.

નકારાત્મક પદ્ધતિમાં એક શબ્દ લઈને ચાવી સાથે તે બંધ બેસતો નથી માટે તેને રદ કરવામાં આવ્યો. પછી બીજો, પછી ત્રીજો ને છેલ્લે ચોથો રહ્યો તે રાખ્યો એ દલીલ થઈ શકે.

હકારાત્મક પદ્ધતિમાં એક શબ્દ ચાવીને બંધ બેસે છે, તે કરતાં બીજો વધારે બંધ બેસે છે. બીજા કરતાં ત્રીજો વધારે બંધ બેસે છે ને તેથી ત્રીજો પસંદ કર્યો.

ને શા માટે બંધ બેસતો નથી કે બંધ બેસે છે તેની દલીલો આપવાની હોય છે.

ચાવીની દલીલ માટે તેમના ઉકેલના શબ્દોની પસંદગીમાં એક વાત હરીફોએ યાદ રાખવાની છે. ને તે એ છે કે બંધ બેસતા દેખાતા શબ્દોમાં સૌથી વધારે શબ્દ કયો બંધ બેસે છે તે જ તેમને જોવાનું છે. પસંદ કરેલો શબ્દ કદાચ સંપૂર્ણ બંધ બેસતો ન હોય તો પણ તેટલાં કારણસર તેનો ઇન્કાર કરવો નહિ, કારણ કે કયો શબ્દ સૌથી વધારે બંધ બેસે છે, તેજ તેમને જોવાનું છે. બીજો શબ્દ પસંદ કરો તો તે તેનાથી ઓછો બંધ બેસે.

કેટલીક વખત આ બંને પદ્ધતિથી દલીલ કરીને એક શબ્દ નક્કી કરી શકાય.

બેવડા વાકયોમાં જ્યારે ઊભી કે આડી એક ચાવીના શબ્દો વચ્ચે પસંદગી મુશ્કેલ હોય ત્યારે બીજી ચાવીના શબ્દની પસંદગી પર તેનો આધાર રહે છે ને તે રીતે દલીલ કરી શકાય.

### (૩) એક ક્ષતિ

'ચાવીઓ' ની દલીલોમાં મોટા ભાગનાં હરીફોની એક ક્ષતી હતી. ઘણાંખરાએ પોતે પસંદ કરેલો શબ્દ શામાટે પસંદ કર્યો એટલું જ લખ્યું હતું. પરંતુ ચાવીઓની દલીલોની પદ્ધતિ એ છે કે પ્રથમ તો જે બે કે ત્રણ શબ્દો હોય તેમાંથી પોતે પસંદ કરેલા શબ્દ સિવાયના શબ્દો શા માટે રદ કર્યાં તે બતાવવું જોઈએ. એટલે કે રદ કરેલાં શબ્દોનાં રદ કરવાના કારણો બતાવાય ત્યારેજ પસંદ કરેલાં શબ્દની યોગ્યતા સમજાવી શકાય.

એક ભાઈએ 'ગજ' શબ્દની ખૂબ પ્રશંસા લખી હતી, પરંતુ 'ગઢ' ને 'ગદા' તેમણે કેમ

નકાર્યા તે વિષે કાંઈ લખ્યું ન હતું. આ રીતની દલીલ તે દલીલ કહેવાય નહિ.

**(૪) દલીલ કરજો નિબંધ ન લખશો**

અત્યારે આવી રહેલી દલીલો વિષે થોડીક વાતો લખી લઉં તો તે હરીફોને માર્ગદર્શક બનશે.

કેટલાક હરીફો એ વાત ભૂલી જાય છે કે તેમણે પોતાનાં એક નામે માત્ર એક જ ચાવીની દલીલ લખવાની હોય છે. વિરૂદ્ધ દલીલો ગમે તેટલી ચાવીની લખી શકાય છે. આ નિયમ-ભંગને કારણે કેટલીક વખત ઈનામ લાયક દલીલ પણ રદ જાય છે.

કેટલાક હરીફો દલીલ ખૂબજ લાંબી લખે છે. કેટલીયે વખત મેં લખેલું છે કે દલીલની વધુ પડતી લંબાઈ તેની કિંમત ઓછી કરે છે.

દલીલની શક્તિ તથા સામા પર તેની સચોટતાની છાપનો આધાર તેના પિષ્ટ-પેશણભર્યા વિસ્તારમાં નહિ, પણ સંક્ષિપ્તતામાં રહેલો છે. થોડા શબ્દોમાં ગૂઢ અર્થને ઉતાર-વાની તાકાત જે કલમમાં હોય તે વધુ સફળ થાય છે. તેથી વધુ પડતી લંબાઈ નકામી છે. મારી ગણત્રી પ્રમાણે ૫૦ લીંટીથી વધારે લીંટીની દલીલ ન હોવી જોઈએ.

કેટલાક હરીફો દલીલ લખવા બેસે છે, ત્યારે દલીલને બદલે નિબંધ લખી નાખે છે.

કરાંચીનાં એક હરીફભાઈ ખૂબજ મહેનત લઈ તથા અક્ષરોના જાદા જુદા મરોડથી લાંબી લાંબી દલીલ મોકલે છે. ને તેમાં દલીલને બદલે નિબંધ જેવું થઈ જાય છે. 'નાદાન' વિષેની તેમની દલીલમાં જેમ્સ બીજો ને એવી ઐતિ-હાસિક વાતોનો ઉલ્લેખ આવે છે. "કહેવતોની દૃષ્ટિએ" "સમાજની દૃષ્ટિએ" "ઈતિહાસની દૃષ્ટિએ" એવા એવા પેટા વિભાગો નીચે તેમની દલીલ ચાલે છે. એ દલીલ નહિ પણ નિબંધ બને છે. બીજાં કેટલાંક હરીફો એ પદ્ધતિને અનુસરે છે.

પરંતુ આવા નિબંધ તથા વ્યૂહનાં ઉકેલ માટે માગવામાં આવતી દલીલ વચ્ચે ઘણો તફાવત છે, ને તે તફાવત ખાસ લક્ષમાં રાખવા જેવો છે.

આંહી જે દલીલ માગવામાં આવે છે તે એ હોય છે કે એક ચાવીની રચના પ્રમાણે તેને લાગુ પડતાં દેખાતાં બે કે ત્રણ શબ્દોમાંથી તમે પસંદ કરેલો સાચો નીવડેલો શબ્દ તમે શા કારણોથી પસંદ કર્યો તે જણાવો.

આ એક સીધી સટ નાની દલીલ છે. ચાવીનાં ઉકેલમાં 'નાદાન' 'નાર' 'રમા' 'ગીત' કે એવા શબ્દો આવતા હોય તેથી તે શબ્દો અગર તો તે શબ્દોથી નિર્દિષ્ટ થતાં પ્રદેશ પર તમારે નિબંધ લખવાનો નથી.

મધ્યમાં ખીલો હોય તેની ચારે તરફ વર્તુલાકારે ખીલેથી બંધાએલા સાંકળથી જેમ અશ્વ ફર્યા કરે તે મુજબ જ ચાવી રૂપી મધ્યબિંદુને પકડીને અમુક શબ્દ એ ચાવીને શા માટે બંધ બેસતો છે અને અમુક શબ્દ શા માટે નથી તે બતાવવાનું છે. આખી દલીલમાં ચાવીની રચનાને ભૂલી જવાની નથી, કારણ કે શબ્દની થયેલી પસંદગી માત્ર ચાવી ઉપર જ આધાર રાખે છે. એજ શબ્દો હોય છતાં ચાવીની રચનામાં જરીક જેટલો પણ તફાવત હોય તો પસંદ થયેલ શબ્દને બદલે બીજો જ શબ્દ નક્કી થાય.

એટલે ચાવીની રચના પ્રમાણે એક શબ્દ બંધબેસતો નથી પણ બીજો છે તે તમારે બતાવવાનું હોય છે. દલીલમાં તથા વ્યૂહનો ઉકેલ શોધતી વખતે તમારે એક બીજી વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે.

કેટલીક વખત એવું દેખાય કે પસંદ કરેલો શબ્દ ચાવીને સંપૂર્ણપણે બંધબેસતો ન હોય, પરંતુ એટલા જ કારણે તમારે તેને રદ કરવાનો નથી. તમારે જે જોવાનું છે તે એ

છે કે લાગુ પડતાં દેખાતાં શબ્દોમાં કયો શબ્દ સૌથી વધુ બંધ બેસતો છે? સૌથી વધુ બંધબેસતો શબ્દ કદાચ 'સંપૂર્ણ બંધબેસતો' ન પણ હોય, પણ તેથી તે અયોગ્ય ઠરતો નથી, કારણ કે એ શબ્દ રદ કરી બીજો પસંદ કરો તો તે બીજો શબ્દ પહેલાંની સરખામણીમાં ઊતરતો હોય. શબ્દ-વ્યૂહના ઉકેલની શોધમાં જો આ હકીકત ધ્યાનમાં રહે તો ભૂલ ઓછી થવા સંભવ છે. તથા 'તમે પસંદ કરેલો શબ્દ ચાવીને પૂર્ણ રીતે બંધ બેસતો નથી' એવી ફરિયાદ કરવાપણું પણ રહેશે નહિ. ને તેજ મુજબ તમો જો ચાવીની દલીલો કરશો તો તે દલીલો ઈનામને લાયક જલ્દી બનશે.

### (૫) જળવાતી રસવૃત્તિ

હરીફાઈનું એક અંગ દલીલોનાં ઈનામો છે. સાચો ઉકેલ પ્રસિદ્ધ થાય ત્યારે હરીફો તેની સાથે પોતાના પ્રવેશપત્રો સરખાવે છે. કોઈને ભૂલ, કોઈને બે ભુલ, કોઈને ચાર કે આઠ ભૂલ હોય છતાં ઘણાંએ કેટલાક એવા શબ્દો પણ પસંદ કર્યા હોય કે જે શબ્દો પણ સાચા ઉકેલમાં આવેલાં શબ્દો સાથે મળી રહે તેથી તેમને આનંદનો પણ અનુભવ થતો હશે. હવે સવાલ એ છે કે એક ચાવીને અનુરૂપ થતાં દેખાતાં એ શબ્દોમાંથી એક શબ્દ તમે કેમ પસંદ કર્યો? ને બીજો શબ્દ તેમણે કેમ છોડી દીધો? દરેક હરીફ જ્યારે ચાવીને અનુરૂપ એ શબ્દોમાંથી એક શબ્દ પસંદ કરે છે ત્યારે તેને હંમેશા તે માટે કારણો હોય છે, કારણ કે ચાવીની રચના એવી હોય છે કે તેને માત્ર એકજ શબ્દ લાગુ પડે. એ એક શબ્દ કઈ દલીલોથી તમે પસંદ કર્યો.

હરીફો પાસે એ રીતે પોતે પસંદ કરેલો શબ્દ પોતે શા માટે પસંદ કર્યો તેનાં કારણો માંગવામાં આવે છે. એ રીતે આવેલી દલીલો-માંથી જે હરીફની દલીલો સર્વશ્રેષ્ઠ હોય છે તે હરીફને ઈનામ આપવામાં આવે છે. કોઈ વખત રોકડ, કોઈ વખત પુસ્તકો અપાય છે, ને ઘણું ભાગે હરીફાઈમાં વિના લવાજમે ભાગ લેવાની છૂટ અપાય છે. એ રીતે એક વ્યૂહ પુરો થયા પછી પણ હરીફોની રસવૃત્તિ જાળવી રાખવા પ્રયત્ન થાય છે. હરીફોની દલીલશક્તિ ખીલે છે. કેટલીક વખતે એકાદ શબ્દ ગમે તેમ પંસદ કરીને મોકલી દીધા પછી પોતે શા કારણે પસંદ કર્યો તેની દલીલો શોધતાં પણ હરીફોને મજા પડે છે, એટલું જ નહિ પણ આ દલીલોને કારણે ઝડપી વ્યુહોમાં ચાવીઓનું અન્વેષણ કરીને સાચો શબ્દ શોધવાનું તેમને માર્ગદર્શન મળે છે.

## ચાવીઓની રચનાં એક રસિક ચર્ચા

(લીલિયાનાં એક હરિફ બંધુનો એક રસિક ચર્ચા છેડતો પત્ર મળ્યો છે. તે આ નીચે આપ્યો છે.)

સ્ત્રીસમાજમાં પણ હરીફાઈની ચર્ચા થતી હોય છે પરંતુ સ્ત્રીસમાજમાંથી એક પ્રશ્ન ઉપસ્થિત થયો છે એટલું જ નહિ પણ દરેકનો પ્રશ્ન છે કે [૧] શબ્દ રચનામાં સ્ત્રી સૌંદર્યતાના શબ્દોની સંકલના અને સ્પષ્ટિકરણ પ્રત્યેક વ્યૂહમાં આવે છે તે પરત્વે ચર્ચા થતી વખતે વિવાદ કરવામાં મર્યાદાનું ઉલ્લંઘન થવાની દહેશત હોઈને મૌન સેવવું પડે છે. જેમકે :

(૧) યૌવનમસ્ત રસઘેલી નાર (૨) રસ-ભરી કે રીસભરી માનીની (૩) કેટલીક રોષ-ભરી મોહક લાગે છે. તેમાં તરતો શબ્દ રમા-રહ છે. (૪)...ભરી માનીનીની છટા ઘણી વખત ખૂબ મોહક હોય છે. તરતા શબ્દો રસ કે રીસ. આવી અનેકવાર શબ્દ ગૂંથણીઓ આવે છે. હવે આ બાબતમાં તરતા શબ્દો કે

ગર્ભિત શબ્દોની વિચારણા માટે મર્યાદામાં રહી ક્યાં તો તે અનુરૂપ શબ્દને મનોમય વિચારવો રહે છે. આપ પણ માન્ય કરશો કે હરીફાઈનો વ્યૂહ સ્ત્રીપુરૂષોની મર્યાદામાં રહી રચાતા હોય તો અન્યો અન્ય ચર્ચા કરવામાં પૂર્ણ છૂટ રહે એમ થવા વિનંતી છે. હરીફાઇ કે પત્ર પુરૂષો પૂરતું મર્યાદિત હોઈ શકે નહિ. અને હોવું પણ ન જોઈએ.

સુધરેલા કે કેળવાયલા શહેરીજીવનના સ્ત્રી પુરૂષો ભલે આ વાતનો અસ્વીકાર કરી હાસ્યાસ્પદ લેખે, પણ સામાન્ય જનસમાજ કે જેને તમે રૂઢીચુસ્ત કહો છો તેમાં અથવા અમારી જેવા ગામડાના અણુધડ સ્ત્રીપુરૂષો તો આવી વધુ પડતી છૂટવાળી હરીફાઈને મર્યાદા બહારની ગણી ચર્ચા કરતાં સંકોચ ધરાવીએ. મેં જે પ્રથમ પાનામાં ચાર ચાવીઓ પ્રતિ આપશ્રીઓનું લક્ષ ખેચ્યું છે તે ચાવીઓ છૂટથી સ્ત્રી સમાજ અન્યો અન્ય ચર્ચી શકે ખરા?

લીલીયાના ભાઈએ જે પ્રશ્ન છેડયો છે તે ખરેખર રસિક છે. એટલું જ નહિ પણ ચાવીઓની રચનાની ઉચ્ચ ભાવના વિષે પણ હરીફો 'જન્મભૂમિ' પાસેથી કેવી આશા રાખે છે તેની પ્રતિતી કરાવે છે.

પ્રારંભથીજ 'જન્મભૂમિ'ની ચાવીઓ વિષે અમુક પ્રકારનું ધોરણ હોવું જ જોઈએ એવી હરીફોની માન્યતા છે. શરૂઆતનાં એકાદ વ્યૂહમાં એક ચાવીને 'રમત' તથા 'રખાત' એમ બે શબ્દો લાગુ પડતાં હતાં તે વખતે ઘણા હરીફોએ 'રખાત' શબ્દ રદ કર્યો હતો, તે એવી ગણતરીએ કે 'રખાત' જેવો શબ્દ 'જન્મભૂમિ' વ્યૂહમાં પસંદ થાય નહિ.

'જન્મભૂમિ' વિષે આવી ઉચ્ચ કક્ષાની આશાની અમે હંમેશાં કદર કરીએ છીએ અને તે માટે એક જાતનો સંતોષ અનુભવીએ છીએ. ચાવીઓની રચનાનું ઉચ્ચ ધોરણ જાળવી રાખવા અમે હંમેશાં પ્રયત્ન કરીએ છીએ. ને છતાં આ ભાઈએ જે પ્રશ્ન છેડ્યો છે તે મનનીય છે.

ચાવીઓની રચના એવી હોવી જોઈએ કે તે નરનારીઓ એક સાથે બેસીને ચર્ચી શકે તેવા સિદ્ધાંતનો અમે સ્વીકાર કરીએ છીએ. સવાલ માત્ર એ રહે કે કઈ ચાવી એવી હોવી જોઈએ કે જે આ સિદ્ધાંતમાં આવી જાય.

આજના યુગમાં મર્યાદા અને સંકોચનાં જુનવાણી વાડાઓ નાશ પામ્યા છે. જુદા જુદા વર્ગો, મંડળો ને સમુહોમાં મર્યાદા અને સંકોચ વિષે જૂદી જૂદી માન્યતાઓ, કલ્પનાઓ અને વિચારો પ્રવર્તે છે. આ ભાઈ લખે છે તેમ ગ્રામ્ય વિસ્તારોમાં વસતી નારીઓ અમુક ચાવીઓની ચર્ચા કરતાં સંકોચ અનુભવે કે જે સંકોચ શહેરી જીવનનાં સુધરેલાં વાતાવરણમાં રહેતી બહેનો ન અનુભવે.

આવા સંજોગોમાં ચાવીઓ માટે અમુક ધોરણ નક્કી કરી શકાય? આ ભાઈએ જે દાખલા આપ્યા છે તેમાં બીજા તથા ત્રીજા નંબરના દાખલામાં કશું વાંધાભર્યું નથી. પહેલા દાખલાના શબ્દો વાંધા ભર્યા છે કે નહિ તેનો આધાર આખી ચાવીની રચના ઉપર છે.

ચાવીની રચના એવી હોય કે તેમાં આવતા તથા તેને લાગુ પડતાં શબ્દોનો વિચાર કરતાં જે વિચારસૃષ્ટિ મગજમાં ઉત્પન્ન થાય, જે કલ્પનાચિત્ર ખડું થાય તે યોગ્ય છે કે નહિ તેનો જ વિચાર કરવાનો રહે છે.

એટલે કે ચાવીમાં વપરાતાં 'રમા' 'માનીની' 'યૌવનમસ્ત' કે 'રસઘેલી' જેવા શબ્દો સામે વાંધો ન લઈ શકાય. પરંતુ આખી રચના વાંચતાં મગજમાં જે ચિત્ર

ખરું થાય છે તે તથા તેની ચર્ચા કરતાં સુરુચીનો ભંગ થાય છે કે "નહિ તે જોવાનું રહ્યું. ને તે દૃષ્ટિએ ચાવીઓની રચના થશે. જો કે ગ્રામ્ય અને શહેરી પ્રદેશોની બહેનો વચ્ચે સંકોચના પડદાનાં આછાપાતળાપણા વચ્ચે ભેદ તો રહેવાનો.

## છૂ–ટું–છ–વા–યું

### [૧] મૂળ તત્વો

(૧) આપનો બીજો નિયમ એ છે કે ગમે તેટલી કુપનો ભરી હશે છતાં ઇનામ તો એક જ કુપન માટે મળશે. જ્યારે ઇનામ એકજ કુપન માટે મળે તો ત્રણ કુપન ભરાવવાનો અર્થ શો ? ત્રણે કુપનમાં ભરવાનું તો એકને એકજ હોય ને ? પછી ત્રણ કુપનો અને બમણી ફી શા માટે ? (એક ચાવીને બે ત્રણ શબ્દો લાગુ પડે છે એવી લાંબી ચર્ચા પછી એ ભાઈ આગળ લખે છે કે) આવી રીતે બબ્બે અર્થ નીકળવાથી તો આપની હરીફાઇ માટે એક ગંભીર પ્રશ્ન ઊભો થયો છે. આપના ઉપર એવો આક્ષેપ ન મૂકી શકાય કે આપે આવે રીતે બબ્બે અર્થોના શબ્દો રાખી એકે કુપન સંપૂર્ણ સાચું આવે જ નહિ એવું કાવતરું રચ્યું છે ? આ કારણે ખોટા ઉકેલો-વાળાની ફીનાં નાણા હજમ કરી જવાની આ યુક્તિ રચી છે ?

(૨) "એન્ટ્રી"નો અર્થ હું આવો સમજું છું કે, "એકજ નામથી ભરાયેલ ૧ રૂ.ના ત્રણ પ્રવેશપત્ર, અથવા આઠ આનામાં ભરાયેલ એક પ્રવેશપત્ર." જો આ મારી સમજ બરાબર હોય તો શંકા એ થાય છે કે, "તો પછી 'એન્ટ્રી'ની સંખ્યા દરેક હરીફ દીઠ એક જ થાય, કારણ કે એક જ નામથી અનેક 'એન્ટ્રી' ભરનારને આપના નિયમ નં. ૧૭ પ્રમાણે એક જ ઇનામ મળે, એટલે કોઈ પણ હરીફ અનેક એન્ટ્રી એક જ નામથી ન જ ભરે તેથી સંખ્યા સૂચવવી નીરર્થક થઈ પડે." અથવા તો આમાં મારી સમજફેર થતી હોવી જોઈએ. અમારા મંડળમાં ચર્ચા થતાં પણ આનો ઉકેલ નથી આવી શક્યો.

(૩) તમે તમારી હરીફાઇમાં હમેશાં એવા શબ્દો મુકો છો કે માણસ ભૂલ ખાય. દાખલા તરીકે વ્યૂહ નં ૩માં પટલાણી ને પટરાણી તથા હીરા ને તારા છે.

[આ પત્રો ને મૂંઝવણ શબ્દરચના હરીફાઈની પાછળ રહેલાં મૂળ તત્ત્વોની અજ્ઞાન-તાનાં સુચક છે.]

જો એકજ હરીફને એકજ ઇનામ મળે તો તેણે એક કરતાં વધારે પ્રવેશપત્રો શા માટે ભરવાં ? એ શંકાનો ઉદ્‌ભવ સ્વભાવિક છે. ને તમારી ચાવીઓના જવાબમાં એક કરતાં વધારે શબ્દો લાગુ પડતા જણાય છે એ મૂંઝવણમાં ઉપલી શંકાનો ઉત્તર છે.

આ હરિફાઈનું બંધારણ એમ છે કે ખાલી ખાનાઓમાં અમુક શબ્દોનાં એક બે કે ત્રણ અક્ષરો આપવામાં આવ્યા હોય, ને બાકીનાં અક્ષરો શોધી એક શબ્દ બનાવવાનો હોય છે. એ રીતે શબ્દ બનાવવામાં મદદકર્તા તરીકે ચાવીઓને રચવામાં આવે છે. એ ચાવીઓ પરથી શબ્દની શોધ માણસને કરવાની હોય છે. હવે જો ચાવીઓની રચના એવી હોય કે તત્કાળ એક જ ચોક્કસ શબ્દ નક્કી થઈ જાય ને બીજા એકે શબ્દની શક્યતા ન હોય તો બધા હરિફોના જવાબો બધા ખરા પડે. તેમ બને તો તે પહેલાં તો હરીફાઈજ ન કહેવાય. હરીફાઈના

શબ્દનો અર્થ જ એ કે અમુક નક્કી કરેલા શબ્દો શોધી કાઢવામાં સ્પર્ધા કરવી. ને તે માટે બુદ્ધિનો ઉપયોગ કરવો. એટલે ચાવીઓની રચના એવી હોવી જોઈએ કે તેને એકથી વધુ શબ્દો લાગુ પડતાં દેખાય.

હવે આંહી એક મહત્વની વાત રહે છે. એક કે વધુ શબ્દો લાગુ પડતા દેખાતા હોય તો સાચા ઉકેલમાં કયો શબ્દ હશે ? તેનો નિર્ણય હરીફે કરવાનો. આ નિર્ણય કરવામાં ભાગ્ય કે બુદ્ધિ પર આધાર રાખવાનો રહે છે.

એક દાખલો આપું. 'પરિચારક' એમ એક ચાવી હોય. ખાલી ખાનામાં 'કર' અક્ષરો હોય. એક અક્ષર મૂકવાથી એનો ઉકેલ આવતો હોય તો તેનો ઉકેલ 'નોકર' અગર 'ચાકર' એમ બંનેથી આવી શકે. હવે આ બે શબ્દોમાંથી કયો શબ્દ સાચા ઉકેલમાં આવશે તે માત્ર ભાગ્યાધીન છે. તેમાં દલીલ કે બુદ્ધીને અવકાશ નથી.

જ્યારે બીજી બાજુ ચાવીની રચના એવી હોય કે જો એક ચાવીને બે શબ્દો લાગુ પડતા હોય તો ચાવીના બારીક અભ્યાસથી, બુદ્ધિ તથા દલીલની મદદથી એકજ શબ્દ લાગુ પડતો હોય, એમ પુરવાર કરી શકાય. આ બીજા પ્રકારનાં વ્યૂહરચનાનો જન્મભૂમિનો દાવો છે.

હવે આ પ્રમાણે એક ચાવીને વધારે શબ્દ લાગુ પડતા હોય, દાખલા તરીકે 'હીરા' ને 'તારા' તથા 'કવી' ને 'રવી' તો તે માણસ એકજ પ્રવેશપત્ર ભરે તો તેને તેમાં કાં તો 'હીરા' તથા 'કવિ' અગર 'હીરા' તથા 'રવિ' અગર 'તારા' તથા 'કવિ' અગર 'તારા' તથા 'રવી' મૂકવા પડે. ને બીજાં શબ્દો રહી જાય. ને આવી ચાવીઓ વધારે હોય એટલે તેણે એક પ્રવેશપત્રમાં એક ને બીજામાં બીજા ને ત્રીજામાં ત્રીજા એમ ભરીને બધા ખરાની સંભાવના વધારવી જોઈએ.

દલીલથી માણસ એક જ વાત નક્કી કરી શકે, પણ તેમાં બે મુદ્દાઓ છે. એક તો બધાં માણસો એક સરખી બુદ્ધિવાળા હોતા નથી, ને એક સરખી ચોક્કસતાથી ચાવીઓનો અભ્યાસ કરતાં હોતાં નથી. ને બીજો મુદ્દો માનસશાસ્ત્રનો છે.

હરીફને હંમેશાં મનમાં એક પ્રકારની અનિશ્ચિતતા હોય છે, આ હશે કે તે હશે. એ પ્રકારની વિમાસણ હોય છે. વ્યૂહના રચનારાએ આ શબ્દ ભુલવવા મુકયો હશે, આ શબ્દ જાણી કરી ખોટો મૂકયો હશે, એ પ્રકારનો એક વસવસો પ્રવેશપત્રો ભરતી વખતે તેના મનમાં થાય છે. એટલે બુદ્ધિથી અમુક શબ્દ યોગ્ય લાગતો હોય છતાં ભૂલ ન ખવાય એટલા માટે બીજાં પ્રવેશપત્રમાં તે બીજો શબ્દ મૂકે છે. ને એટલાં માટે એક એક હરીફે એક બે નહિ પણ ૩૬ ને ૪૮ પ્રવેશપત્રો ભર્યાના દાખલા મળે છે.

જો તેમ ન હોય તો બધાના બધા ખરા પડે ને ઇનામ શું મળે ?

### [૨] મર્યાદાસૂચક શબ્દો

'અતિશય' શબ્દથી આ ભાઇ અને બીજાઓ દોરવાઈ ગયા છે. સંખ્યાનું વધતું ઓછું પ્રમાણ બતાવવા માટે આપણી ભાષામાં 'ઘણાં' 'અતિશય,' 'પુષ્કળ,' અસંખ્ય,' 'અનેક,' 'ખૂબ,' બહુ,' વી૦ વધતા ઓછા અર્થવાળા શબ્દો છે. શહેરોજ માત્ર હોત તો "અતિશય" શબ્દ "દાદર"ને લાગુ પડત પરંતુ "જબ્બર શહેરો" શબ્દો હતાં ને તે માટે "અતિશય" વિશેષણ દાદરની સંખ્યા માટે પૂરતું ન હતું. કારણ કે જબ્બર શહેરોમાં દાદર દરેક મકાનમાં હોય છે એટલું જ નહિ પણ એકજ મકાનમાં પણ ચારથી આઠ દાદર હોય છે. એટલે જબ્બર શહેરોની દાદરોની સંખ્યા માટે અસંખ્ય કે એવું વિશેષણ વાપરીએ તો પણ તે ઓછું પડે.

આજે આપણે કહીએ છીએ કે વકીલો અતિશય થઈ ગયાં છે, હોટલો અતિશય છે, તેજ મુજબ તબીબો પણ અતિશય છે એમ કહેવાય છે. એમ "અતિશય" વિશેષણ એટલું વ્યાપક નથી કે જે જબ્બર શહેરનાં દરેક મકાનમાં દાક્તરને લાગુ પડી શકે, જ્યારે મુંબઈ જેવા શહેરોમાં દાક્તરોનાં પાટિયાં તમે જુઓ તો તમને ચોક્કસ લાગે કે આંહી દાક્તરો અતિશય છે. અતિશય એટલે જરૂર કરતાં વધારે.

### [૩] સુધારણા

In my puzzle read prema in clue down.

તા. ૩ જી ઓગસ્ટે હરીફાઈની છેલ્લી તારીખ પછી ત્રીજે દિવસે અમને એક હરીફ તરફથી ઉપલો તાર મળ્યો.

પહેલા તો પ્ર. પત્રો મોકલ્યાં પછી પત્ર મારફતે તેમાં સુધારા વધારા સૂચવી શકાય નહિ. એમ હોય તો તેનો અંત આવે નહિ એટલું જ નહિ પણ ગેરવ્યવસ્થા થવા સંભવ રહે. જેમને પ્ર. પત્રો મોકલવા હોય તેમણે બધો વિચાર કરીને તથા બધી ખાત્રી કરીને જ મોકલવા. આ તાર ઉપરાંત બીજાં એક બે હરીફોના કાગળો પણ હતા કે અમારા પ્ર. પત્રમાં સુધારા કરશો. આ માંગણી સ્વીકારવી તદ્દન અશક્ય છે.

### [૪] નોટપેડ

બીજાં એક બે હરીફોનાં પત્રો એવા હતા કે અમે પ્ર. પત્રો મોકલ્યાં છે. પણ ભૂલથી ટિકીટ ચોડવી રહી ગઈ છે. આ સાથે ટિકીટો મોક્લી છે તો નોટપેડ સ્વીકારી લેશો.

નોટપેડ કાગળો સ્વીકારી ન શકાય તે તો સ્પષ્ટ છે. જે ભાઈઓ પોતાની ભૂલ જાણી ને ટિકીટો મોકલે તેમના કાગળ તો નોટપેડ નકાર્યા પછી જ મળવા સંભવ છે, એટલે એવી ભૂલ થયેલાં ભાઈઓએ કાં તો પ્ર. પત્રો ભરીને બીજું કવર મોકલવું અગર તો પોતે મોકલેલાં કવરનાં પાછા ફરવાની રાહ જોવી.

### [૫] વિશેષણ અને નામ

આ ભાઈની દલીલ એમ લાગે છે કે 'મહાશય' એ વિશેષણ છે, જ્યારે 'મહાલય' એ નામ છે. તેથી 'એની' શબ્દ નામનેજ લાગુ પડે, વિશેષણને નહિ.

પરંતુ વિશેષણનો પ્રયોગ નામની જગ્યાએ થઈ શકે છે. જ્યારે વિશેષણ એ આખા વર્ગનું સૂચક હોય ત્યારે નામને સ્થળે તેનો ઉપયોગ થઈ શકે છે. દાખલા તરીકે 'ગરીબ' 'તવંગર' 'દુષ્ટ' 'નાલાયક' એ બધા વિશેષણો છે, છતાં નામની માફક વાપરી શકાય છે. 'ગરીબોની દુનિયા' 'દુષ્ટોનું જગત' એ રીતે વિશેષણને નામ તરીકે વપરાય. એ રીતે વાપરતાં એ વિશેષણની મર્યાદામાં આવતાં બધાનો જ તેમાં સમાવેશ થાય. 'દુષ્ટો' એટલે કે બધા જ દુષ્ટો, 'ગરીબો' એટલે કે બધાજ ગરીબો. અંગ્રેજીમાં જેમ The Poor, The Rich એમ વર્ગસૂચક નામો વિશેષણમાંથી બની શકે છે તેવીજ રીતે 'મહાકાય' શબ્દ એ વિશેષણ હોવા છતાં વર્ગ સૂચક નામ તરીકે તેનો ઉપયોગ એ અર્થમાં થઈ શકે કે 'મહાકાય' એટલે બધાં જ એવા મોટા શરીરવાળા.

બીજો વાંધો એમ લાગે છે કે મહાકાય શબ્દ વાપર્યા પછી તેની 'વિશાળતા' શબ્દનો પ્રયોગ બરોબર ન હતો. પરંતુ તે પણ બરોબર નથી. એકજ ગુણસૂચક બે ત્રણ વિશેષણો હોય તો તે વારાફરતી વાપરી શકાય છે. 'હૃદયહીનની હૃદયહીનતા' 'કંગાળોની કંગાલિયત' 'ગુણીજનની ગુણજ્ઞતા' 'જ્ઞાનીનું જ્ઞાન' એ રીતે પ્રયોગ થઈ શકે છે ને તેમાં કશું ખોટું નથી.

આણંદના ભાઈને જણાવવાનું કે ઘણી વખત વિશેષણ સમૂહવાચક નામ તરીકે વપરાય છે, જેમકે 'ગરીબ' 'શ્રીમંત' 'ઢોંગી' 'લુચ્ચા.' અંગ્રેજીમાં પણ એજ રીતે વિશેષણનો ઉપયોગ એ વિશેષણથી વ્યક્ત થતાં ગુણો ધરાવતાં આખા સમુહને માટે વપરાય છે. અંગ્રેજીમાં તે માટે 'The' પ્રત્યય લગાડવામાં આવે છે.

### [૬] મુદ્દાનો પ્રશ્ન

સાચા ઉકેલમાં ચાવીને અનુરૂપ જે શબ્દ પસંદ કરવામાં આવ્યો છે તે શબ્દ ચાવીને સંપૂર્ણપણે બંધ બેસતો નથી એવી દલીલ કદાચ કોઈ પસંદ કરેલા શબ્દ વિષે કરી શકાય. પરંતુ જે વસ્તુ ધ્યાનમાં રાખવાની છે તે એ છે કે એક ચાવીને બે કે ચાર શબ્દો લાગુ પડતા દેખાતા હોય તો તેમાં કયો શબ્દ સૌથી વધારે બંધબેસતો દેખાય છે. ઊભી ચાવીમાં 'નિરાહાર' 'નિરાધાર' અને 'નિરાકાર' એમ ત્રણ શબ્દો લાગુ પડતાં દેખાતાં હતાં. એ ત્રણમાંથી કયો શબ્દ સૌથી વધુ બંધ બેસતો છે? તેજ પ્રશ્ન હતો ને શબ્દવ્યૂહમાં આજ પ્રશ્ન હંમેશાં હોય છે. આ ભાઈ કહે છે કે 'નિરાહાર' સંપૂર્ણપણે બંધ બેસતો નથી. તો પછી જો 'નિરાકાર' કે 'નિરાધાર' બન્ને શબ્દોમાંથી કોઈ નક્કી થયા હોત તો તે તેના કરતાં પણ ઓછા બંધ બેસતા હોત. આ ભાઈએ દલીલ કરી છે પણ તે એકપક્ષી છે. તેમણે કહ્યું કે 'નિરાકાર' બંધ બેસતો નથી. બહુ સારૂં તો કહો 'કયો શબ્દ બંધ બેસતો છે? ને શા માટે.' આ દલીલ તેઓ જ્યારે કરવા બેસશે ત્યારે તેમને જણાશે કે ચાવીને માટે ત્રણ શબ્દોમાં નિરાહાર સૌથી શ્રેષ્ઠ શબ્દ છે.

### [૭] રસિક ટપાલથેલી

હરીફાઈના સંપાદકની ટપાલથેલી જેટલી રસમય હોય છે તેટલી જ વિચિત્ર હોય છે. કોઈ પ્રશંસાના પુષ્પો વેરે છે, કોઈ રોષ ઠાલવે છે, કોઈ બુદ્ધિ, ને દલીલની ખામી જણાવે છે કોઈ શંકા ને આક્ષેપ કરે છે. એમ અનેક પ્રકારના પત્રોનું વાંચન અમારે કરવું પડે છે.

'તમારી દલીલો વિચિત્ર લાગે છે. તમે જે સાચો ઉકેલ નક્કી કરો છો તેની પાછળની દલીલો કોઈ વખતે જુદી જાતની હોય છે, એટલે મારો ઉકેલ સાચો નથી પડતો, નહિ તો બરાબર દલીલસર કામ કરો તો મારો ઉકેલ સાચો પડે,' એક હરીફ ઉપર મુજબ લખે છે. તેની પાછળ એમની એવી માન્યતા લાગે છે કે દલીલમાં તેઓ સંપૂર્ણ છે ને તેઓ જે દલીલોથી પોતાનો ઉકેલ નક્કી કરેલ છે તે દલીલોમાં કશો દોષ હોતો નથી

કોઈ પણ માનવી પોતાને માટે એવો દાવો કરી શકે નહિ, માનવી કદી સંપૂર્ણ હોતો નથી.

બીજું જો બધાંજ માનવીની દલીલ બુદ્ધિ એકજ સરખી હોત તો બધાનાં બધા ખરા પડત.

હવે માનો કે આ શબ્દવ્યૂહ મેં ન રચ્યો હોત. પણ મારા જે અનેક ટીકાકારો છે, જેઓ મને કહે છે કે કોઈ વખતે મારી દલીલ તેમને ગળે ઊતરતી નથી તે જ ટીકાકારોએ એ વ્યૂહ રચી ને તેનો સાચો ઉકેલ નક્કી કર્યો હોત તો શું તેમણે નક્કી કરેલાં ઉકેલની સામે કોઈ દલીલ ન કરત? હું શબ્દવ્યૂહ રચું કે મારા કોઈ કે બધા ટીકાકારો શબ્દવ્યૂહ રચે તો પણ તેઓએ નક્કી કરેલા ઉકેલના દોષો બતાવનારા નીકળવાનાજ, એટલે કે તેઓ પણ કદાચ એવાજ દોષો આચરત અગર તો તેમની સામે મારી સામે થાય છે તેવી દલીલો થાત.

ને તે છતાં આવી ચર્ચાને દલીલ ખૂબ પ્રકાશ પાડે છે. મારી અગર હરીફોની ક્ષતિઓ

હોય તો તેનું ભાન કરાવે છે, એટલે પ્રશંસા કરતાં ટીકાઓના, રોષના, વિરૂદ્ધ દલીલોના કાગળો આવે છે. તમને જે જે દોષો કે ક્ષતિઓ જણાય તે જરૂર લખશો. ભાષાની કડકાઈ વાપરતાં પણ અચકાશો નહિ. મને તો એવાં વિરોધપત્રોનો અભ્યાસ આવકારદાયક છે ને તે માટે હું હરીફોને જાહેર આમંત્રણ આપું છું.

### [૮] હ્રસ્વ દીર્ઘ

શબ્દવ્યૂહોના શબ્દોની રચનામાં હ્રસ્વ તથા દીર્ઘનો ખ્યાલ રાખવામાં આવે છે, પરંતુ હરીફોની તેવી ભૂલ ગણાતી નથી.

દાખલા તરીકે એક જગ્યાએ શરૂ થતા શબ્દનો પહેલો અક્ષર 'વિ' હોય તો 'વિ' હ્રસ્વથી જ શરૂ થતો કોઈ શબ્દ લેવાય છે. જો કે હરીફો કોઈ સ્થળે 'વિ' હ્રસ્વ ને બદલે 'વિ' દીર્ઘ લખે તો તેમની ભૂલ લેખાતી નથી.

શબ્દવ્યૂહરચનામાં બીજો નિયમ એ છે કે એક જ ચાવીને લાગુ પડતાં એક જ અર્થના શબ્દો વચ્ચે હરીફોને કદી પસંદગી કરવાની હોતી નથી. માત્ર જુદા જુદા અર્થનાં વિરોધી શબ્દો વચ્ચે જ પસંદગી કરવાની હોય છે. સાચા ઉકેલમાં જે શબ્દ પસંદ થયો હોય તેવાજ અર્થવાળો બીજો શબ્દ હરીફ મૂકે તો ભૂલ ન અપાય. દાખલા તરીકે 'આરામ' અને 'વિરામ.'

### [૯] વ્યાકરણ

સાધારણ રીતે વ્યાકરણ પર ચાવીઓની રચના હોય છે, પરંતુ મુખ્ય વાતનો તો ચાવીઓની શબ્દરચના પરથી કયો શબ્દ ચાવીને વધુ અનુકૂળ પડે છે તેજ તમારે નક્કી કરવાનું હોય છે. વ્યાકરણના અતિ સુક્ષ્મ ઊંડા કે અટપટા નિયમોમાં પડી જઈને તમારે ચાવીનો શબ્દ શોધવા પ્રયત્ન કરવાની જરૂર નથી. માત્ર સામાન્ય બુદ્ધિ, દુન્યવી જ્ઞાન, નિરીક્ષણ, તથા અનુભવ પરથી જ તમે વિચારણા કરીને ચાવીને અનુરૂપ શબ્દ નક્કી કરી શકો છો

### [૧૦] ત્રિવિધ અર્થ

'જો આ ઉકેલને આપ સર્વેએ યોગ્ય ગણ્યો તો પછી તેની ચાવીમાં વપરાયેલ ગુજરાતી ભાષા બરાબર છે? 'સવાલ' જેવા અમૂર્ત શબ્દ સાથે 'સમક્ષ' હંમેશ મૂર્ત સ્વરૂપવાળા શબ્દ સાથે આવે છે. સવાલ પૂછનાર સમક્ષ હોઈ શકે, પરંતુ 'સવાલ' કે 'પરીક્ષા' જેવા શબ્દો સમક્ષ લખવા રીવાજ નથી અને લખાય તો તે ગુજરાતી ભાષા સાહિત્યની દૃષ્ટિએ દોષયુક્ત નથી જણાતી?'

[ કમિટી તરફથી પ્રોફેસર ભાનુભાઈએ આ પત્ર વાંચીને નીચે મુજબ નોંધ કરી છે.] 'શબ્દના વાચ્ય, લક્ષ્ય અને વ્યંગ્ય ત્રણ પ્રકારના અર્થો હોય છે. એટલે દરેક સ્થળે વાચ્ય અર્થજ ઇષ્ટ છે એમ આગ્રહ ન હોઈ શકે. તેજ પ્રમાણે પોતે કરેલો અર્થ સર્વ રીતે સત્ય છે એમ આગ્રહ દરેક હરીફ અવશ્ય કરે પણ વિકલ્પને અવકાશ હોય ત્યાં સમિતિનો અર્થજ માન્ય ગણાય. ઊભી ચાવી ૨૧ માં 'રક્ષણ' શબ્દ મુદલ બંધબેસતો નથી. 'માણસનાં રક્ષણ પરથી એનાં મુલ્ય આંકી શકાય છે.' હવે 'રક્ષણ'ની જગાએ 'લક્ષણ' મુકીને ચાવી વાંચો તો તેનું વ્યાજબીપણું સમજાઈ જશે.

# શબ્દરચના સર્વસંગ્રહ

## વિભાગ છઠ્ઠો

'જન્મભૂમિ' વ્યૂહ નં. ૧ થી ૩૬
સુધીના સાચા ઉકેલમાં આવેલા
શબ્દોનું કક્કાવાર સૂચિપત્ર

# હરીફોને સૂચના

(૧) ટપાલથેલી માટે હરીફો જે પત્ર લખે તે કાગળની એકજ બાજુએ લખેલો હોવો જોઇએ. બન્ને બાજુ લખેલા બધા પત્રો છાપવા માટે નકામા હોય છે તે ધ્યાનમાં રાખશો.

(૨) તમારા બધા પત્રોનાં અંગત જવાબો આપવામાં આવતા નથી. અનિવાર્ય સંજોગોમાં ને વાજબી લાગે તોજ વ્યક્તિગત જવાબ અપાય છે. માટે કોઈએ જવાબ માટે ટપાલની ટીકીટો કે પત્તાં બીડવા નહીં. જવાબ આપવાનો હશે તો અમારે ખર્ચે આપીશું.

(૩) વ્યૂહ ચાલુ હોય ત્યારે તેની કોઇ ચાવી વિષે ચર્ચા કે ખુલાસો થઈ શકે નહિ. વ્યૂહને અંતે ફરિયાદો પર લક્ષ રાખીને યોગ્ય કરવામાં આવે છે.

(૪) પ્રવેશપત્રો ભર્યા પછી કેટલાક હરીફો લખે છે કે "અમુક ચાવીમાં અમે અમુક શબ્દ લખ્યા છે તેને બદલે અમુક શબ્દ વાંચજો." પણ એ ચાલી શકશે નહિ.

(૫) જન્મભૂમિ શબ્દરચના હરીફાઇમાં પ્રવેશ ફી દર પ્રવેશપત્રે (નવ) આના છે.

(૬) પણ દર બે પ્રવેશપત્રે એક પ્રવેશપત્ર મફત ભરી શકાય છે. નં. ૪ પ્ર. પત્રે ૪ મફત ભરી શકાય છે.

(૭) એક અથવા વધારે હરીફો પોતાનાં પ્રવેશપત્રો એકજ કવરમાં મોકલી શકે છે. પણ તેમ કરતાં દરેક પ્રવેશપત્ર જુદા કવરમાં હોવું જોઈએ. તે એક મોટા કવરમાં મોકલી શકાય છે.

(૮) તમારા કવરની પછવાડે તમારૂં નામ ને પ્રવેશપત્રોની સંખ્ય લખશો.

(૯) મનીઑર્ડર કર્યો હોય, તો ટપાલ ઑફીસમાંથી મળતી પહોંચ પ્રવેશપત્રો સાથે જ બીડશો. તથા મનીઑર્ડર નીચેના ખાલી કુપનમાં તમારૂં નામ તથા સરનામું લખશો.

(૧૦) નોટપેડ કાગળો સ્વીકારશે નહિ.

| સાચા ઉકેલનો શબ્દ | વ્યૂહ નંબર | આડી કે ઊભી | ચાવી નંબર |
|---|---|---|---|
| | **અ** | | |
| અકળ | ૬ | આ. | ૧૬ |
| અજર | ૧૭ | ઊ. | ૪ |
| અજાણુ | ૨૪ | ઊ. | ૧ |
| અજ્ઞાન | ૩૩ | આ. | ૩૧ |
| અદાલત | ૩૫ | ઊ. | ૭ |
| અનાજ | ૨૬ | આ. | ૨૩ |
| અલંકાર | ૨૭ | ઊ. | ૧૭ |
| અવતાર | ૩૫ | ઊ. | ૧ |
| અશ્રુ | ૨૩ | ઊ. | ૩૦ |
| અંગ | ૨૮ | આ. | ૧૨ |
| અંધ | ૧૪ | આ. | ૬ |
| | **આ** | | |
| આકાર | ૩૪ | ઊ. | ૧ |
| આગ | ૨૫ | ઊ. | ૨૯ |
| આફત | ૨૭ | ઊ. | ૨૦ |
| આબાદી | ૨૨ | આ. | ૫ |
| આબાદી | ૩૩ | ઊ. | ૧ |
| આરસ | ૨૪ | ઊ. | ૨૩ |
| આવેશ | ૩૫ | ઊ. | ૫ |
| આશક | ૩૫ | ઊ. | ૨૪ |
| આંખો | ૧૪ | ઊ. | ૧ |
| આંધી | ૨૦ | ઊ. | ૧ |
| | **ઈ** | | |
| ઈજા | ૩૦ | ઊ. | ૨૬ |
| ઈલમ | ૮ | આ. | ૧૦ |
| | **ઉ** | | |
| ઉમ્ર | ૨૦ | આ. | ૧૩ |
| ઉદાસ | ૨૦ | ઊ. | ૧૩ |
| ઉદ્દેશ | ૨૬ | ઊ. | ૧ |
| | **ઓ** | | |
| ઓછું | ૩૫ | આ. | ૩૧ |

| સાચા ઉકેલનો શબ્દ | વ્યૂહ નંબર | આડી કે ઊભી | ચાવી નંબર |
|---|---|---|---|
| | **ક** | | |
| કજાત | ૩૧ | આ. | ૯ |
| કથા | ૩૬ | આ. | ૮ |
| કદમ | ૩૫ | ઊ. | ૨૬ |
| કન્યા | ૧૮ | આ. | ૮ |
| કપટ | ૩૪ | ઊ. | ૨૦ |
| કપટી | ૨ | ઊ. | ૧૦ |
| કપાળ | ૧૪ | આ. | ૧૯ |
| કપાળ | ૨૩ | ઊ. | ૧૧ |
| કમળ | ૧૩ | ઊ. | ૬ |
| કમાન | ૬ | ઊ. | ૨૮ |
| કરાર | ૯ | ઊ. | ૫ |
| કરૂણ | ૧૬ | આ. | ૩૦ |
| કલમ | ૩૪ | આ. | ૨૦ |
| કલદાર | ૨૨ | આ. | ૩૦ |
| કલંક | ૨૫ | આ. | ૧૫ |
| કવિ | ૩ | ઊ. | ૧૧ |
| કસમ | ૨૭ | ઊ. | ૧ |
| કંગ | ૯ | ઊ. | ૨૪ |
| કળ | ૩૨ | આ. | ૩૧ |
| કળી | ૧૭ | આ. | ૬ |
| કાચી | ૧૫ | આ. | ૨૭ |
| કાજ | ૩૧ | ઊ. | ૨૯ |
| કાજળ | ૧૧ | આ. | ૧૪ |
| કાથી | ૧૫ | આ. | ૨૭ |
| કાનુન | ૨૫ | આ. | ૨૬ |
| કાપ | ૩૧ | ઊ. | ૨૨ |
| કાફર | ૧૪ | ઊ. | ૧૫ |
| કામિની | ૧૪ | આ. | ૧૯ |
| કાયમ | ૨૮ | આ. | ૧૫ |
| કાયા | ૨૧ | આ. | ૨૧ |
| કારણ | ૨૦ | આ. | ૧૪ |
| કારભાર | ૧૫ | આ. | ૨૭ |

ઠ

| | | | |
|---|---|---|---|
| ઠેમ્પરૂં | ૪ | ઊ. | ૧૦ |
| ઠેસ | ૪ | આ. | ૧૦ |

ત

| | | | |
|---|---|---|---|
| તક | ૧૦ | ઊ. | ૩૪ |
| તકરાર | ૧૦ | ઊ. | ૯ |
| તકરાર | ૩૧ | ઊ. | ૧૭ |
| તકરાર | ૩૬ | ઊ. | ૫ |
| તકસીર | સૂવર્ણ | આ. | ૩૧ |
| તગાદો | ૩૨ | ઊ. | ૧૧ |
| તન | ૩૦ | આ. | ૨૮ |
| તબીયત | ૮ | આ. | ૩૩ |
| તમાશો | ૩૧ | ઊ. | ૨૪ |
| તરશ | ૩૪ | આ. | ૩૧ |
| તરૂ | ૧૨ | ઊ. | ૧૮ |
| તરૂણ | ૧૧ | ઊ. | ૧૫ |
| તલ | ૧૬ | ઊ. | ૧૪ |
| તલ | ૨૭ | આ. | ૧૩ |
| તલ | ૧૫ | આ. | ૨૪ |
| તલ | ૭ | આ. | ૧૯ |
| તલપ | ૧૩ | આ. | ૨૭ |
| તલવાર | ૧૭ | ઊ. | ૧૧ |
| તસવીર | ૨૮ | ઊ. | ૨ |
| તળિયું | ૨૯ | ઊ. | ૮ |
| તંબોળી | ૧૭ | ઊ. | ૩ |
| તાકાત | ૧૧ | આ. | ૨૯ |
| તાગ | ૭ | ઊ. | ૧૮ |
| તાજ | ૩૧ | આ. | ૩૧ |
| તાઢ | ૮ | ઊ. | ૨૯ |
| તાણ | ૫ | ઊ. | ૬ |
| તાપ | ૧૮ | આ. | ૬ |
| તાપણી | ૨૧ | આ. | ૧૫ |
| તારા | ૩ | ઊ. | ૧૦ |
| તારાજ | ૬ | આ. | ૧૮ |
| તાલ | ૧૪ | આ. | ૮ |
| તાલેવર | ૪ | ઊ. | ૧૯ |
| તીડ | સૂવર્ણ | ઊ. | ૧૬ |
| તીર્થ | ૩૦ | ઊ. | ૪ |
| ત્રિશુળ | ૨૫ | ઊ. | ૧ |

દ

| | | | |
|---|---|---|---|
| દત્તક | ૩૪ | આ. | ૧૭ |
| દફન | ૧૦ | ઊ. | ૩ |
| દમ | ૧૯ | આ. | ૨૬ |
| દમન | ૩૫ | ઊ. | ૬ |
| દરદી | ૨૬ | ઊ. | ૨૦ |
| દરબાર | ૩૧ | આ. | ૧૧ |
| દલાલ | ૬ | ઊ. | ૨૨ |
| દલીલ | ૩૪ | ઊ. | ૧૪ |
| દવા | ૧૦ | આ. | ૮ |
| દશા | ૨૦ | આ. | ૪ |
| દાક્તર | ૧૩ | આ | ૩૪ |
| દાણચોરી | ૧૫ | ઊ. | ૨ |
| દાતા | ૩૫ | આ | ૮ |
| દાતાર | ૨૪ | ઊ. | ૧૫ |
| દાનત | ૩૦ | ઊ. | ૨૨ |
| દાબ | ૧૨ | ઊ. | ૩૨ |
| દામ | ૨૩ | આ. | ૧૪ |
| દામ | ૨૭ | ઊ. | ૨ |
| દાયજો | ૨૫ | આ. | ૨૩ |
| દાયણ | ૯ | ઊ. | ૧૯ |
| દારૂ | ૩૬ | ઊ. | ૨૧ |
| દિવાલ | ૨૬ | આ. | ૯ |
| દીક્ષા | ૩૧ | ઊ. | ૪ |
| દીનાર | ૧૧ | ઊ. | ૧૭ |
| દીપક | સૂવર્ણ | ઊ. | ૧ |
| દીસ્ગ | ૧૧ | આ. | ૧૭ |
| દીલબર | ૪ | ઊ. | ૬ |
| દીવડો | ૬ | ઊ. | ૧ |
| દુકાન | ૧ | આ. | ૨૪ |
| દુકાળ | ૧૯ | ઊ. | ૨ |

| | | | |
|---|---|---|---|
| મારા | ૬ | ઊ. | ૧૪ |
| માલ | ૩૫ | ઊ. | ૨૯ |
| માળિયા | ૩૩ | ઊ. | ૧૫ |
| મિત્ર | ૭ | આ. | ૨૫ |
| મુદ્દ | ૧૭ | ઊ. | ૨ |
| મુરત | ૧૮ | ઊ. | ૧૨ |
| મુર્તિપુજક | ૯ | આ. | ૧૬ |
| મેદ | ૧૨ | ઊ. | ૯ |
| મેળ | ૧૨ | આ. | ૯ |
| મોકા | ૧૧ | આ. | ૮ |
| મોદી | ૨૨ | આ. | ૩૬ |
| મોર | ૨૮ | આ. | ૩૦ |
| મોર | ૨૧ | આ. | ૧૧ |
| મોરલા | ૨ | ઊ. | ૩ |
| **ય** | | | |
| યમ | ૧૫ | ઊ. | ૨૯ |
| યશ | ૪ | ઊ. | ૨ |
| યાચના | ૮ | ઊ. | ૧૭ |
| યાચના | ૩૩ | આ. | ૧૯ |
| યાદ | ૨૮ | આ. | ૨૩ |
| યાદી | ૩૬ | આ. | ૯ |
| યાર | ૩૩ | ઊ. | ૬ |
| **ર** | | | |
| રક્ત | ૧૩ | ઊ. | ૩૨ |
| રગ | ૭ | આ. | ૨૨ |
| રગતું | ૧ | ઊ. | ૪ |
| રચના | ૧૧ | આ. | ૨૧ |
| રચવા | ૧૧ | આ. | ૬ |
| રજ | ૧૫ | આ. | ૧૬ |
| રજપુતાઈ | ૨૧ | આ. | ૯ |
| રજા | ૨૬ | આ. | ૮ |
| રડવા | ૧૭ | આ. | ૧૬ |
| રડવા | ૩૩ | ઊ. | ૨૪ |
| રણજીત | ૮ | ઊ. | ૨૩ |
| રણધીર | ૨૨ | ઊ. | ૨૧ |
| રણુવાસ | ૬૭ | આ. | ૭ |
| રતાશ | ૨૪ | આ. | ૩૧ |
| રતાંધળો | ૨૦ | ઊ. | ૧૪ |
| રથ | ૯ | આ. | ૧૦ |
| રથી | ૧૫ | આ. | ૩૦ |
| રમખાણુ | ૨૯ | ઊ. | ૧૯ |
| રમણુ | ૯ | આ. | ૧૨ |
| રમણી | ૨૮ | ઊ. | ૯ |
| રમત | ૧૪ | આ. | ૭ |
| રમા | ૯ | આ. | ૭ |
| રવૈશ | ૧૦ | આ. | ૨૦ |
| રવૈયો | સુવર્ણ | ઊ. | ૨૦ |
| રસ | ૩૧ | આ. | ૨૫ |
| રસ | ૨૭ | આ | ૨૪ |
| રસઘેલાં | સુવર્ણ | આ. | ૯ |
| રસમ | ૧૩ | ઊ. | ૨૮ |
| રહીશ | ૩૪ | ઊ. | ૨૭ |
| રહેણી | ૧૨ | આ. | ૨૭ |
| રહેણી | ૩૦ | ઊ. | ૧૬ |
| રંગામણ | ૧૬ | ઊ. | ૨૪ |
| રાખ | ૩૨ | આ. | ૧૩ |
| રાખડી | ૨૦ | ઊ. | ૨ |
| રાગ | ૨૦ | આ. | ૨૯ |
| રાજવટ | ૧૯ | આ. | ૩૦ |
| રાજા | ૭ | ઊ. | ૨૧ |
| રાજા | ૧૬ | ઊ. | ૨ |
| રાણી | ૧૦ | આ. | ૧૫ |
| રામનામ | ૧૩ | ઊ. | ૧૧ |
| રાયણ | ૪ | ઊ. | ૨૦ |
| રાસ | ૮ | આ. | ૨૦ |
| રાષ્ટ્રસંઘ | ૧ | ઊ. | ૨૦ |
| રીઝ | ૨૫ | ઊ. | ૨ |
| રીઝ | ૩૬ | આ. | ૧૬ |
| રીઝ | ૧૫ | આ. | ૯ |
| રીત | ૨૧ | ઊ. | ૧૨ |
| રીસ | ૨૧ | આ. | ૧૨ |

| | | | |
|---|---|---|---|
| વિત્ત | ૧૭ | આ. | ૧૨ |
| વિત્ત | ૨૯ | ઊ. | ૨૬ |
| વિદેશ | ૬ | આ. | ૨૯ |
| વિનોદ | ૧ | આ. | ૩૦ |
| વિમાન | ૧૧ | ઊ. | ૧૬ |
| વિલાપ | ૨૮ | ઊ. | ૧ |
| વિશાલ | ૨૨ | ઊ. | ૨૨ |
| વીચાર | ૬ | ઊ. | ૨ |
| વીણા | ૭ | આ. | ૭ |
| વીમો | ૨૪ | ઊ. | ૧૮ |
| વીર | ૬ | ઊ. | ૨૩ |
| વીર | ૧૮ | આ. | ૫ |
| વેરી | ૭ | આ. | ૩૩ |
| વેલણુ | ૨૨ | ઊ. | ૩ |
| વેલા | ૭ | ઊ. | ૮ |

શ

| | | | |
|---|---|---|---|
| શક | ૩૨ | ઊ. | ૨૯ |
| શઠ | ૩ | આ. | ૧૯ |
| શઠતા | ૮ | આ. | ૧૨ |
| શઠતા | ૨૬ | આ. | ૧૦ |
| શત્રુ | ૨૯ | ઊ. | ૨૨ |
| શનિ | ૪ | ઊ. | ૯ |
| શમતા | ૪ | આ. | ૭ |
| શરમ | ૨૨ | ઊ. | ૨૬ |
| શહેર | ૧૦ | ઊ. | ૨૧ |
| શાણા | ૧૮ | આ. | ૨૭ |
| શામક | ૧૦ | આ. | ૧૭ |
| શિક્ષક | ૨૩ | ઊ. | ૧૭ |
| શિખર | ૨૯ | ઊ. | ૧૫ |
| શીલ | ૧૭ | આ. | ૨૬ |
| શુર | ૫ | ઊ. | ૨૫ |
| શોધક | ૩૨ | આ. | ૨૦ |
| શોભા | ૩૨ | ઊ. | ૨૦ |
| શોર | ૩૧ | આ. | ૩૦ |

સ

| | | | |
|---|---|---|---|
| સખત | ૧૫ | ઊ. | ૧ |
| સખ્તાઈ | ૨૨ | આ. | ૧૧ |
| સજા | ૨૬ | ઊ. | ૩ |
| સજા | ૩૨ | ઊ. | ૧ |
| સજા | ૧૫ | ઊ. | ૨૮ |
| સજાયો | ૨૧ | આ. | ૮ |
| સદ્દા | ૬ | ઊ. | ૨૭ |
| સભા | ૨૭ | ઊ. | ૨૫ |
| સમય | ૧૫ | આ. | ૨૮ |
| સમર્પણ | ૧૨ | ઊ. | ૨૦ |
| સમાનતા | ૩૩ | આ. | ૧૪ |
| સરકાર | ૨૧ | ઊ. | ૮ |
| સરદાર | ૯ | ઊ. | ૨ |
| સવાલ | ૧૨ | આ. | ૨૦ |
| સળી | ૧૩ | આ. | ૨૨ |
| સંતતિ | ૩૨ | આ. | ૨૫ |
| સંતાપ | ૨૨ | ઊ. | ૧૩ |
| સંદેહ | ૩૨ | ઊ. | ૨૫ |
| સંપ | ૯ | આ. | ૨૫ |
| સંપ | સુવર્ણ | આ. | ૮ |
| સંમતિ | સુવર્ણ | ઊ. | ૮ |
| સંસાર | ૨૬ | ઊ. | ૨૭ |
| સાખ | ૨૬ | ઊ. | ૧૬ |
| સાગર | ૧૪ | ઊ. | ૨૨ |
| સાચાઈ | ૨૪ | ઊ. | ૨ |
| સાદા | ૧૩ | ઊ. | ૩૦ |
| સાબૂત | સુવર્ણ | ઊ. | ૨૪ |
| સાર | ૨૬ | આ. | ૩૦ |
| સારી | ૬ | આ. | ૨૦ |
| સાહેલી | ૩૧ | ઊ. | ૨૩ |
| સુઘડ | ૧૧ | ઊ. | ૪ |
| સુધાકર | ૧૩ | આ. | ૪ |
| સેવા | ૩૬ | આ. | ૨૫ |
| સોટી | ૨૩ | આ. | ૧૨ |
| સોટી | ૩૦ | આ. | ૧૭ |

## બુદ્ધિની કુસ્તી

હરીફાઇ એ તો અંતે બુદ્ધિની રમત છે. ક્રિકેટમાં દડા ફેંકનારો પોતાની અનેક કલા બેટ લેનારને આઉટ કરવા અજમાવે છે, ફુટબોલમાં ગોલકીપર સામા પક્ષનાં અનેક હુમલાને ખાળવા પ્રયત્ન કરે છે, મલકુસ્તીમાં મલરાજો અનેક દાવપેચ લડે છે, તેવીજ રીતે શબ્દરચના હરીફાઈ એ બુદ્ધિની કુસ્તી છે. સંપાદક તમારા સમક્ષ કોયડો મૂકે છે. કોયડામાં મઝા હોય છે. તેમાં છટકું પણ હોય છે. તમારે એ હરીફાઇમાં તમારી બુદ્ધિનો ઉપયોગ કરી સંપાદકની રમતને પકડી પાડવાનું છે. અલબત્ત તેમાં ઇરાદાપૂર્વક ખોટે માર્ગે દોરવે એવી અયોગ્ય ચાવી ન હોવી જોઈએ. બાકી સામાન્ય વાચક આ રસ્તે ચડી જશે એમ સંપાદક કલ્પી શકે છે, જ્યારે ખરો માર્ગ બીજો હોય છે. તે બનાવવા ચાવીઓમાં જ એવી રચના હોય છે કે હરીફ જરા બુદ્ધિ કસે તો તેને ખરો માર્ગ જડી જાય.

—એક હરીફ



આવા અનેક ચેકો હરીફો મેળવી ગયાં છે.

# હરીફાઇની મુખ્ય શરતો અને નિયમો

[૧] આ હરીફાઈમાં દાખલ ફી દર એક પ્રવેશપત્ર **નવ આના** રહેશે. પણ જે કોઈ બે પ્રવેશપત્ર ભરશે તેને દર બે પ્રવેશપત્રે એક **મફત** પ્રવેશપત્ર તેજ કવરમાં ભરવાનો હક્ક રહેશે. પોતાના એક નામનાં ચાર પ્ર. પત્રો ભરનાર એક નામે ચાર પ્ર. પત્રો મફત ભરી શકશે એટલે કે ૨–૪–૮ માં આઠ પ્ર. પત્રો ભરી શકાશે. એકજ હરીફને એકજ વ્યૂહમાં એક કરતાં વધારે ઇનામ મળશે નહિ. ટપાલની ટિકિટો કે ચેકથી પ્રવેશ ફી ભરી શકાશે નહિ.

[૨] વ્યૂહનો ઉકેલ કમિટીએ નક્કી કરીને સીલબંધ કવરમાં સેન્ટ્રલ બેન્કના સેફ ડીપોઝીટના ખાનામાં મુકેલો છે. કમીટીના સભ્યો નીચે મુજબ છેઃ–[૧] પ્રોફેસર ભાનુશંકર વ્યાસ, ઝેવીયર્સ કોલેજના ગુજરાતીના પ્રોફેસર [૨] શ્રી. અમૃતલાલ દલપતભાઈ શેઠ, મેનેજીંગ ડીરેકટર તથા તંત્રી [૩] શ્રી. ચીમનલાલ શાહ, સોલીસીટર, જે. પી. કમિટીના મત મુજબ એ ઉકેલના શબ્દો ચાવીઓની રચના પ્રમાણેના શ્રેષ્ઠ જવાબો છે. કોઈ વાજબી કારણે કમિટી કોઈ ચાવીનો ઉકેલ રદ કરી શકશે પણ એક શબ્દને સ્થાને બીજો મુકી શકશે નહિ.

[૩] આ હરીફાઇમાં દાખલ થવાની ફી મનીઓર્ડરથી અગર પોસ્ટલ ઓર્ડરથી મોકલી શકાશે. અગર અમારે ત્યાંથી મંગાવેલ રોકડ પાવતીથી મોકલી શકાશે. મનીઓર્ડરની ટપાલ ઓફીસમાંથી મળેલી રસીદ પ્રવેશપત્રો સાથે જ મોકલવી પડશે. આવેલી પ્રવેશ ફી કોઈ પણ કારણસર પાછી માગવાનો હક્ક રહેશે નહિ. આ હરીફાઈમાં જ્યાં એકજ અક્ષરના ફેરફારથી ઊભા અને આડા બે શબ્દોનો ફેરફાર થતો હશે તેવા એક ખોટા અક્ષરે બે ભૂલ ગણવામાં આવશે. હ્રસ્વ દીર્ઘની ભૂલ ગણાશે નહિ, પરંતુ વ્યૂહની રચનામાં હ્રસ્વ દીર્ઘનો નિયમ પળાશે.

ચેકચાક, ફેરફાર, ટીકડીઓ ચોડેલું કે સુધારાવાળું પ્રવેશપત્ર રદ ગણાશે. કોઈ એન્ટ્રી ટપાલમાં ગુમ થાય કે ગેરવલ્લે જાય તે માટે અમો જવાબદાર નથી. ઓછી ફીવાળાં બધા પ્રવેશપત્રો રદ થશે. 'જન્મભૂમિ'ના તંત્રીનો નિર્ણય દરેક બાબતમાં છેવટનો ને કાયદેસર બંધનકર્તા છે એ શરતે જ આ હરીફાઇમાં દાખલ થઈ શકાશે. પ્રવેશપત્રો માત્ર શાહીથી જ કે ટાઇપરાઈટરથી ભરવા. પેન્સીલથી ભરેલાં પ્રવેશપત્રો રદ ગણાશે.

[૪] આ હરીફાઇમાં દાખલ થવાના કરાર મુંબઈમાં થએલા ગણાશે ને તેને અંગેના કોઈ પણ કાયદેસરનાં પગલાં મુંબઈ શહેરની જ અદાલતોમાં લઈ શકાશે.

[૫] મનીઓર્ડર, રજીસ્ટર કે પત્રવ્યહાર સર્વ નીચેને સરનામે કરવો.

**ગુજરાતી શબ્દરચના હરીફાઈ "જન્મભૂમિ" : ૧૩૮, મેડોઝ સ્ટ્રીટ, મુંબઈ**

## [૧] અનાજ

| | | |
|---|---|---|
| ઘઉં | ચોખા | બાજરો |
| જુવાર | મઠ | મગ |
| તુવેર | અડદ | તલ |
| કળથી | મકાઈ | કોદરા |
| ચણા | મસુર | અળસી |
| સરસવ | મગફળી | |



## [૨] અંતરનું માપ (દેશી)

| | |
|---|---|
| ૮ આડાજવ=૧ આંગળ | ૪ હાથ=૧ દંડ |
| ૪ આંગળ =૧ મુઠી | ૨૦૦૦ દંડ=૧ ગાઉ |
| ૩ મુઠી =૧ વેંત | ૪ ગાઉ =૧ જોજન |
| ૨ વેંત =૧ હાથ | |



## [૩] અંતરનું માપ (અંગ્રેજી)

| | |
|---|---|
| ૧૨ ઇંચ=૧ ફુટ | ૮ ફર્લાંગ=૧ માઇલ |
| ૩ ફુટ=૧ વાર | ૧૭૬૦વાર=૧ માઇલ |
| પાા વાર=૧ પોલ | ૫૨૮૦ફુટ=૧ માઇલ |
| ૪૦પોલ=૧ ફર્લાંગ | |



## [૪] ઋતુઓ

| | | |
|---|---|---|
| હેમંત | શીશીર | વસંત |
| ગ્રીષ્મ | વર્ષા | શરદ |



## [૫] કવિઓ ને લેખકો (ગુજરાતના)

| | |
|---|---|
| ધૂમકેતુ | શ્રી. ખબરદાર |
| બળવંતરાય ઠાકોર | ધરમશી સંપટ |
| ચંદ્રવદન મહેતા | ધનવંત ઓઝા |
| દુર્ગેશ શુકલ | કાકા કાલેલકર |
| ચુનીલાલ વ. શાહ | કીશોરલાલ ઘ. મશરૂવાળા |
| ચંદુલાલ બ્યાસ | રમણલાલ દેસાઈ |
| મોહનલાલ મહેતા | ઉમાશંકર |
| ગગનવિહારી મહેતા | ઝવેરચંદ મેઘાણી |
| યશવંત પંડયા | ગુલાબદાસ બ્રોકર |
| કનૈયાલાલ મુન્શી | નાગરદાસ પટેલ |
| નાનાલાલ કવિ | મનુભાઇ જોધાણી |
| હંસા મહેતા | શ્રી. શયદા |
| પન્નાલાલ પટેલ | ગુણવંતરાય આચાર્ય |



## [૬] કોંગ્રેસના પ્રમુખો (અનુક્રમે)

| | |
|---|---|
| ડબ્લ્યુ. સી. બેનરજી (મુંબઈ) | દાદાભાઈ નવરોજી (કલકત્તા) |
| બદ્રુદીન તૈયબજી (મદ્રાસ) | જી. યુલે (અલ્લાહબાદ) |
| વિલીયમ વેડબર્ન (મુંબઈ) | સર ફીરોજશાહ મહેતા (કલકત્તા) |
| પી. આનંદ ચાર્લુ (નાગપુર) | ડબ્લ્યુ સી. બેનરજી (અલ્લાહબાદ) |
| દાદાભાઈ નવરોજી (લાહોર) | એ વેબ (મદ્રાસ) |
| એસ. એમ. બેનરજી (પુના) | |
| આર. એમ. સિયાની (કલકત્તા) | સી. શંકરન નાયર (અમરાવતી) |
| એ. એમ. બોઝ (મદ્રાસ) | રોમેશચંદ્ર દત્ત (લખનૌ) |
| એન. જી. ચંદાવરકર (લાહોર) | દિનશા વાચ્છા (કલકત્તા) |
| સુરેન્દ્રનાથ બેનરજી (અમદાવાદ) | લાલ મોહન ઘોષ (મદ્રાસ) |
| સર હેન્રી કોટન (મુંબઈ) | ગોપાલકૃષ્ણ ગોખલે (બનારસ) |
| દાદાભાઈ નવરોજી (કલકત્તા) | રાશબીહારી ઘોષ (સુરત) |
| મદનમોહન માલવિયા (લાહોર) | સર વીલીયમ વેડબર્ન (અલ્લાહબાદ) |
| બિશનનારાયણ ધાર (કલકત્તા) | નવાબ સૈયદ મહમદ (પટણા) |
| આર. એમ. મુધોલકર (કરાંચી) | ભૂપેન્દ્રનાથ બોઝ (મદ્રાસ) |

| | |
|---|---|
| સત્યપ્રસન્નસિંહા (મુંબઈ) | અંબિકાચરણ મઝુમદાર (લખનૌ) |
| ડૉ. એની બેસંટ (કલકત્તા) | હસન ઈમામ (મુંબઈ) |
| મદનમોહન માલવિયા (દિલ્હી) | મોતીલાલ નહેરૂ (અમૃતસર) |
| લાલા લજપતરાય (કલકત્તા) | સી. વીજયરાઘવાચાર્ય (નાગપુર) |
| હકીમ અજમલખાન (અમદાવાદ) | ચિતરંજનદાસ (ગયા) |
| મૌલાના મહમદઅલી (કોકોનાડ) | મહાત્મા ગાંધી (બેલગામ) |
| સરોજીની નાયડુ (કાનપુર) | શ્રી. નિવાસ આયંગર (ગૌહતી) |
| એમ. એ. અન્સારી (મદ્રાસ) | મોતીલાલ નહેરૂ (કલકત્તા) |
| જવાહરલાલ નહેરૂ (લાહોર) | વલ્લભભાઈ પટેલ (કરાંચી) |
| પંડિત માલવિયા (કલકત્તા) | રાજેન્દ્રપ્રસાદ (મુંબઈ) |
| પંડિત જ. નહેરૂ (લખનૌ) | પંડિત જ. નહેરૂ (ફૈજપુર) |
| સુભાષચંદ્ર બોઝ (હરિપુરા) | સુભાષચંદ્ર બોઝ (ત્રિપુરી) |
| અબુલ કલામ આઝાદ (રામગઢ) | |

❁

## [૭] ગ્રહો

| | | |
|---|---|---|
| પૃથ્વી | ગુરૂ | મંગળ |
| બુધ | ચંદ્ર | વરૂણ |
| શનિ | સૂર્ય | શુક્ર |

❁

## [૮] જળચર

| | | |
|---|---|---|
| માછલી | શાર્ક | વ્હેલ |
| જળઘોડો | મગર | કરચલો |
| દેડકો | કાચબો | જળો |
| જળકૂકડી | જળ લોંકડી | |

❁

## [૯] જાણીતી કહેવતો

૧ પહેલું સુખ તે જાતે નર્યા.
૨ વાવે તેવું લણે, કરે તેવું ભરે.
૩ લેને ગઈ પૂત, ખો આવી ખસમ.
૪ ડોસી મર્યાનો ભય નથી, જમ ઘર ભાળી જાય તેનો ભય છે.
૫ અજાણ્યું ને આંધળું બેય બરાબર.
૬ મીયાં પડયાં પણ તંગડી ઊંચી.
૭ હાથનાં કર્યાં હૈયે વાગ્યાં.
૮ વિનાશકાળે વિપરીત બુદ્ધિ
૯ દૂધના દૂધમાં ને પાણીનાં પાણીમાં.
૧૦ દુબળી ગાયને બગાઈઓ ઘણી.
૧૧ બળિયાનાં બે ભાગ.
૧૨ ગરીબની વહુ સહુની ભાભી.
૧૩ ડુંગરા દૂરથી રળિયામણા.
૧૪ ખોદ્યો ડુંગર ને કાઢ્યો ઉંદર.
૧૫ શેરને માથે સવાશેર.
૧૬ દામ કરે કામ, બીબી કરે સલામ.
૧૭ ખાળે ડુચા અને દરવાજા મોકળા.
૧૮ પાણી પહેલાં પાળ બાંધવી.
૧૯ ઉતાવળા સો બ્હાવરા, ધીરા સો ગંભીર.
૨૦ ચોર કોટવાળને દંડે.
૨૧ ગામ હોય ત્યાં ઢેઢવાડો હોય.
૨૨ ટીપે ટીપે સરોવર ભરાય.
૨૩ સોનાની થાળીમાં લોઢાની મેખ.
૨૪ અક્કરમીનો પડિયો કાણો.
૨૫ કુમળુ ઝાડ જેમ વાળીએ તેમ વળે.
૨૬ કમજોર ગુસ્સા બહોત.
૨૭ સોબત તેવી અસર.
૨૮ રોતો જાય તે મુવાના ખબર લાવે.
૨૯ ગામમાં પેસવાના સાંસા, ત્યાં પટેલને ઘેર ઊનાં પાણી.

**ખાનું** ન૦ ઘર; ઘરનો ભાગ; ખંડ (૨) ભંડાર; નિધિ (૩) પેટીપટારામાં કે મેજ, કબાટ વગેરેમાં વસ્તુ મૂકવા માટે કરેલો વિભાગ (૪) લખાણ કે આંકડા ભરવા માટે કાગળ પર પાડેલો વિભાગ; કોઠો

**ખાપ** સ્ત્રી૦ મોં જોવાનો કાચ; દર્પણ

**ખામી** સ્ત્રી૦ ખોટ; કસર (૨) ખોટ; ઘટ (૨) ભૂલ; દોષ

**ખાર** પું૦ ખારાશવાળો પદાર્થ; ક્ષાર (૨) વેર; દ્વેષ (૩) ઈર્ષા; અદેખાઇ

**ખારી** સ્ત્રી૦ ખારવાળી માટી (૨) એક વજન

**ખારું** વિ૦ મીઠાના જેવા સ્વાદવાળું

**ખારો** પું૦ એક ક્ષાર; સંચોરો; પાપડખાર

**ખાલ** સ્ત્રી૦ ચામડી (૨) છાલ

**ખાલી** વિ૦ ઠાલું (૨) નિર્ધન (૩) સ્ત્રી૦ ઝણઝણી (૪) અ૦ અમથું; વ્યર્થ (૫) માત્ર; ફક્ત

**ખાલું** ન૦ જોડાનું ઉપલું ચામડું

**ખાવું** સ૦ ક્રિ૦ અન્ન લેવું; જમવું (૨) વેઠવું; ખમવું (૪) વાપરવું; ભોગવવું (૪) લાવવું (૫) ક્રિયા કરવી (૬) વગર–હક્કે લેવું; ચોરીછૂપીથી લેવું (૭) ન૦ પકવાન

**ખાવો** પું૦ ખેતરોમાં થતું ઊંડા મૂળનું એક ઘાસ

**ખાશ** સ્ત્રી૦ ખાવાની શક્તિ (૨) ખાવાનો જથ્થો

**ખાસ** વિ૦ પોતીકું; અંગત (૨) વિશિષ્ટ; અસાધારણ (૩) ખરું; અસલ (૪) અમીરી

**ખાસું** વિ૦ રૂડું; મઝેનું; સુંદર (૨) અ૦ વાહ; શાબાશ (૩) સુંદર ! બેશ ! બરાબર

**ખાળ** પું; સ્ત્રી૦ મેલા પાણીના નિકાલ માટેનો નળ–નીક (૨) ખાળવાળી ચોકડી

**ખાળું** ન૦ જમાની; બાંહેધરી

**ખાળો** પું૦ અટકાવ; રોકાણ (૨) વાર; વિલંબ (૩) બંદર (૪) મુકામ; વિસામો

**ખાંખાં** ન૦ બ૦ વ૦ (કા.) ફાંફાં

**ખાંગુ** પું૦ જાણભેદુ; મળતિયો; જાસૂસ

**ખાંચ** સ્ત્રી૦ ખાંચો; નાનો ખાડો–કાપ (૨) સાંકડ; ગૂંચવણ (૩) ખોટ; તોટો (૪) વધઘટ

**ખાંચો** પું૦ સાંકડો રસ્તો; ગલી (૨) ખૂણો (૩) વાંધો; હરકત; અટકાવ

**ખાંજ** ન૦ લંગડાપણું

**ખાંડી** સ્ત્રી૦ ૨૦ મણનું તોલ—માપ

**ખાંડું** વિ૦ ખંડિત; ખાણ પડેલું; ભાંગેલું (૨) ન૦ બેધારી તલવાર; તલવાર (૩) વરને બદલે એનું ખાંડું લઇને ગયેલી જાન

**ખાંત** સ્ત્રી૦ ખંત (૨) હોંશ (૩) લાલસા; તૃષ્ણા

**ખાંધ** સ્ત્રી૦ ખભો (૨) પશુની ગરદન

**ખાંધી** વિ૦ ખાંધવાળું (૨) પું૦ બળદ

**ખાંધું** ન૦ કાંધું; હપતો

**ખાંપ** સ્ત્રી૦ ખોડ; ખામી (૨) લાંબાછટ થઇને પડવું–સૂવું તે; પ્રણામ

**ખાંપો** (લા.) રાભો; ગામડિયો

**ખાંભ** પું૦ થાંભલો

**ખાંભી** સ્ત્રી૦ પાળિયો; સ્મરણસ્તંભ (૨) ખોભાણ; પાટિયાં બેસાડવા લાકડામાં પાડેલી ખાંચ

**ખાંભું** ન૦ ખાતરપૂંજો નાખવાનો ખાડો

**ખાંસી** સ્ત્રી૦ ઉધરસ; ઠાંસો

**ખિન્ન** વિ૦ ખેદ પામેલું; દિલગીર; ગમગીન

**ખિન્ની** સ્ત્રી૦ રાયણ

**ખિમા** સ્ત્રી૦ ક્ષમા [જૈન]

**ખિસ્સું** ન૦ ખીસું; ગજવું

**ખીચ** વિ૦ ગીચ; ભરચક (૨) સ્ત્રી૦ ખીચડી

**ખીજ** સ્ત્રી૦ ચીડ; ગુસ્સો (૨) ખિજવવા માટે પાડેલું નામ, જેનાથી ખિજાય તે

**ખીણ** સ્ત્રી૦ બે ટેકરીઓ વચ્ચેનો સાંકડો માર્ગ (૨) પર્વતના બે મોટા ભાગ વચ્ચેનો પ્રદેશ

**ખીમો** પું૦ માંસનો છૂંદો

**ખીર** વિ૦ સારહીન; નકામું (૨) સ્ત્રી૦ દૂધ ભાતની એક રસોઇની વાની

**ખીરું** ન૦ લોટ અને પાણીને ભેગા અટવાળી કરેલો રગડો

**ખીલ** પું૦ જુવાનીમાં મોં પર થતી ફોલ્લી

**ખીલી** સ્ત્રી૦ નાનો ખીલો; ચૂંક

**ખીલો** પું૦ મોટી ખીલી

**ખીસું** ન૦ ગજવું

**ખીંટો** પું૦ ખીલો; મેખ

**ખુદ** વિ૦ અસલ; શુદ્ધ (૨) સ૦ પોતે; જાતે

**ખુદા** પું૦ ઇશ્વર; પ્રભુ

**ખુલ્લું** વિ૦ ઉઘાડું (૨) નિખાલસ; ચોખ્ખું (૩) સ્પષ્ટ (૪) નાગું; ઢાંકેલું નહિ તેવું (૫) છૂપું નહિ તેવું; જાહેર (૬) અસભ્ય (૭) અણઘેરાયેલું (૮) ઘેરું નહિ એવું; આછું

**ખુશ** વિ૦ આનંદમાં હોય એવું; (૨) તંદુરસ્ત

**ખુશી** સ્ત્રી૦ હર્ષ; રાજીપો (૨) મરજી; ઇચ્છા; રૂચિ
**ખૂટ** સ્ત્રી૦ ખોટ; ઘટ
**ખૂણ** સ્ત્રી૦ નિશાની; ચિહ્ન (૨) ખૂણો; દિશા
**ખૂણો** પું૦ કોણ; ખાંચો
**ખૂત** સ્ત્રી૦ હરકત; અડચણ; વાંધો
**ખૂન** ન૦ લોહી (૨) ખૂનની—વેરની તરસ; ખૂનસ
**ખૂની** વિ૦ ખૂન કરે એવું; ઘાતકી (૨) હત્યારું
**ખૂબ** વિ૦ સારું; સુંદર (૨) ઘણું; પુષ્કળ
**ખૂબી** સ્ત્રી૦ ખાસ ગુણ; રહસ્ય (૨) મજા; લિજ્જત (૩) ચતુરાઇ (૪) સૌંદર્ય; ચમત્કાર (૫) ભલાઇ
**ખૂંટ** પું૦ આખલો; સાંઢ (૨) સ્ત્રી૦ હદનું નિશાન (૩) અ૦ બરાબર માપસર; પૂરેપૂરું
**ખૂટી** સ્ત્રી૦ ખીંટી (૨) લાકડાની મેખ
**ખૂંટો** પું૦ ખીલો (૨) ખૂંટું
**ખૂંધ** સ્ત્રી૦ વાંસા પર નીકળેલો ઢેકો
**ખૂંધું** વિ૦ ખૂંધિયું
**ખેટ** ન૦ ખેડ; ગામડું (૨) પું૦; ન૦ શિકાર
**ખેડ** સ્ત્રી૦ ખેતી (૨) ન૦ ખેટ; ગામડું
**ખેડુ** પું૦ ખેડનારો; ખેડૂત
**ખેડું** ન૦ ગામડું (૨) ગેંડાની ઢાલ (૩) ભાલો
**ખેત** ન૦ જેમાં ખેતી થતી હોય એવો જમીનનો ભાગ–ટુકડો (૨) ધંધો (૩) અવકાશ
**ખેતી** સ્ત્રી૦ ખેડવાનું કામ
**ખેદ** પું૦ શોક; સંતાપ; દિલગીરી
**ખેદો(-ધો)** પું૦ કેડો; પીછો
**ખેપ** સ્ત્રી૦ આંટો; ફેરો (૨) લાંબી મુસાફરી; સફર (૩) ધોબીને ધોવા આપેલાં લૂગડાંની ગાંસડી (૪) ખંત (૫) હપતો; વારો
**ખેપી** વિ૦ આક્ષેપ કરનારું (૨) ચાનકવાળું
**ખેર** સ્ત્રી૦ પીડા; બલા અ૦ ભલે; હશે; ફિકર નહિ
**ખેરી** પું૦ ઘેટો (૨) સ્ત્રી૦ કંસારી (૩) ખેરો; રજ
**ખેલ** પું૦ રમત (૨) તમાસો; જોવાનું નાટક; ભવાઇ (૩) [લા૦] રચના; લીલા
**ખેવ** પું૦; સ્ત્રી૦ ક્ષણ; પળ; વેળા
**ખેસ** પું૦ ખભે નાખવાનું વસ્ત્ર; દુપટ્ટો
**ખેસી** વિ૦ નજીકનું; અંતરનું
**ખેહ** સ્ત્રી૦ ધૂળ; રજ (૨) પું૦ ક્ષય
**ખેળ** સ્ત્રી૦ લાહી; આર; કાંજી
**ખેળો** પું૦ ભવૈયો
**ખેંચ** સ્ત્રી૦ ખેંચાણ; તાણ (૨) આગ્રહ
**ખોખ** ન૦ મોટા કદનું પણ ખાલી ખોખું હોય તે
**ખોખું** ન૦ અંદરથી પોલું ને સાર–ગર કાઢી લીધેલું જે કાંઇ હોય તે (૨) નમૂનો; બીબું (૩) કાચું લખાણ; મુસદ્દો (૪) કલેવર; હાડપિંજર
**ખોખો** સ્ત્રી૦ એક રમત; ખો
**ખોજ** સ્ત્રી૦ તપાસ; શોધ; ખોળ
**ખોટ** સ્ત્રી૦ ઘટ; ઓછાપણું; અપૂર્ણતા (૨) નુકસાન; ગેરલાભ (૩) ભૂલ; ચૂક
**ખોટી** અ૦ વિલંબ–ઢીલ થાય એમ
**ખોટું** વિ૦ જૂઠું; અસત્ય; ભૂલચૂકવાળું (૩) ખરાબ; નઠારું (૪) ફરી જાય એવું; બેવફા
**ખોડ** સ્ત્રી૦ ટેવ; આદત (૨) શારીરિક ખામી
**ખોડું** વિ૦ ખોડિયું (૨) લંગડું
**ખોડો** પું૦ સંહાર; નાશ
**ખોબો** પું૦ ખોબલો
**ખોરું** વિ૦ એક જાતના સ્વાદવાળું
**ખોલ** સ્ત્રી૦ ખામી; પોલાણ (૨) ઊતરી ગયેલી–જીર્ણ ચામડી (૩) ગાદીતકિયા વગેરેનું ખોળિયું
**ખોલી** સ્ત્રી૦ ખોળી (૨) ઓરડી (૩) ગધેડી
**ખોલો** પું૦ ગધેડો
**ખોવું** સ૦ ક્રિ૦ ગુમાવવું (૨) ગેરલાભ થવો
**ખોહ** સ્ત્રી૦ ખો, કોતર; ખીણ
**ખોહો** પું૦ ખોસનારો (૨) લઠીંગો (૩) મૂરખો
**ખોળ** પું૦ તેલી બીનો તેલ કાઢી લીધા બાદ રહેતો કૂચો (૨) સ્ત્રી૦ તપાસ; શોધ
**ખોળી** સ્ત્રી૦ રક્ષણ માટે વસ્તુના છેડા ઉપર ગોઠવેલું ધાતુનું ઢાંકણ
**ખોંચ** સ્ત્રી૦ ખાંચો; ખોભણ; ખાણ (૨) કસર; કમીના (૩) વાંધો, અડચણ (૪) મુશ્કેલી
**ખ્યાત** વિ૦ પંકાયેલું; નામીચું (૨) સ્ત્રી૦ ખ્યાતિ
**ખ્યાતિ** સ્ત્રી૦ પ્રસિદ્ધિ; કીર્તિ
**ખ્યાલ** પું૦ તર્ક; વિચાર; કલ્પના (૨) છાલ; કેડો
**ખ્યાલી** વિ૦ તરંગી (૨) ખ્યાલ–લાવણી જોડનારું
**ખ્રિસ્ત** પું૦ (સં.) જુઓ ઇસુ
**ખ્રિસ્તી** વિ૦ ઇસુ સંબંધી; ઇસુના ધર્મનું (૨) પું૦ એ ધર્મ માનનારો માણસ
**ખ્વાબ** પું૦; ન૦ સ્વપ્ન
**ખ્વાબી** વિ૦ સ્વપ્નનું–સંબંધી (૨) સ્વપ્ન રચ્યા કરનારું; સ્વપ્નશીલ

## ગ

**ગગી** સ્ત્રી૦ છોડી; દીકરી
**ગગો** પું૦ છોકરો; દીકરો
**ગચ** અ૦ પસંદ; માફક (૨) વિ૦ સજ્જડ
**ગચ્ચ** અ૦ સજ્જડ; છૂટુંછૂટું નહિ એવું
**ગચ્ચી (-ચ્છી)** સ્ત્રી૦ માટી, ઈંટો, કાંકરા અને ચૂનો વગેરેનું બાઝી જતું તે (ઉદા૦ ચૂનાગચ્ચી (૨) અગાસી; ધાબું (૩) છોબંધ જમીન (૪) વર્ગ; ગચ્છ
**ગચ્છ** પું૦ સમુદાય; જથો
**ગજ** પું૦ હાથી (૨) લંબાઇ ભરવાનું ચોવીસ તસુનું માપ (૩) બારણાની ભૂંગળ (૪) ધાતુનો નક્કર સળિયો (૫) બંદૂકની નાળમાં દારૂ ઠાંસવા માટે વપરાતો સળિયો
**ગજી** વિ૦ ગજના માપનું (૨) સ્ત્રી૦ ગજિયાણી
**ગજું** ન૦ ગુંજાશ; શક્તિ
**ગટ્ટ** અ૦ ગટ; ગટક
**ગટ્ટી(-ટ્ટું)** વિ૦ ઠીંગણું (૨) બટકું અને જાડું
**ગટ્ઠો** પું૦ ગાંગડો; ગચિયું; બાઝી ગયેલો જથો
**ગડ** ન૦ ગાંઠ (૨) ગૂમડું; ગોડ (૩) સ્ત્રી૦ ગડી
**ગડી** સ્ત્રી૦ ગાંઠ; આંટી (૨) ગેડ (૩) ગરેડીનો ખચકો (૪) પું૦ દક્ષાણી ચાકર; ઘાટી
**ગઢ** પું૦ કિલ્લો; કોટ
**ગઢી** વિ૦ ગઢમાં રહેનારું (૨) સ્ત્રી૦ નાનું ગઢલું
**ગણ** પું૦ ટોળું; મંડળ (૨) જાત; વર્ગ
**ગણું** વિ૦–થી ગુણતાં આવે તેટલું (ઉદા૦ ચારગણું)
**ગત** વિ૦ ગયેલું (૨) મરી ગયેલું (૩) સ્ત્રી૦ જુઓ ગતિ (૪) વગાડવાની ચીજ (૫) અ૦ સુધી
**ગતિ** સ્ત્રી૦ ચાલ (૨) ઝડપ (૩) પ્રવેશ (૪) સમજ; મતિ (૫) શક્તિ; બળ (૬) સ્થિતિ; દશા (૭) મૂઆ પછીની હાલત
**ગદ** સ્ત્રી૦; ન૦ રમતમાં હારવું તે (૨) રોગ; માંદગી
**ગદા** સ્ત્રી૦ લડાઇનું એક હથિયાર
**ગદ્ય** ન૦ પદ્યથી ઊલટું–સાદું લખાણ
**ગદ્ધી** સ્ત્રી૦ ગધેડી
**ગદ્ધો** પું૦ ગધેડો (૨) [લા.] મૂર્ખ માણસ
**ગપ** સ્ત્રી૦ ઊડતી વાત; અફવા (૨) ખોટી વાત; ડીંગ
**ગપ્પી** વિ૦ ગપ્પાં મારે એવું
**ગપ્પું** ન૦ જુઓ ગપ
**ગફા** સ્ત્રી + ગુફા
**ગબી** સ્ત્રી૦ લખોટીઓ કે મોઇદંડાની રમતમાં જે નાનો ખાડો કરવામાં આવે છે તે
**ગબો (-બ્બો)** પું૦ મૂરખો; રાભો
**ગબ્બો** પું૦ મોટી ગબી (૨) શેરડીની ગાંઠ (૩) ધબ્બો (૪) રાભો; ગબો
**ગમ** સ્ત્રી૦ બાજુ (૨) મનનું વલણ (૩) સમજણ; સૂઝ (૪) શોક; દુ:ખ (૫) ગમખારી
**ગમી** સ્ત્રી૦ દિલગીરી (૨) અ૦ તરફ; ભણી
**ગમ્ય** વિ૦ જવાય એવું (૨) સમજાય એવું (૩) ઔષધિથી મટાડી શકાય તેવું; સાધ્ય
**ગર** પું૦ ફળની કે ઝાડના થડની અંદરનો ગર્ભ (૨) મનનો ભેદ; મર્મ (૩) ઝેરી અધાર; ગલ
**ગર્ત** પું૦; ન૦ ખાડો; ખાણ
**ગર્દ** સ્ત્રી૦ ધૂળ; રજ
**ગર્ભ** પું૦ માના પેટમાં રહેલું જીવનું રૂપ (૨) ગર; અંદરનો માવો
**ગર્વ** પું૦ અભિમાન; ગુમાન
**ગર્વી** વિ૦ ગર્વિષ્ઠ
**ગલ** પું૦ માછલાં પકડવાનો આંકડો (૨) લાંચ; લાલચ (૩) બાતમી (૪) ખિલાડી (૫) ઝેરી અધાર–લાળ (૬) ગુલબાસ (૭) ગર; માવો; સત્ત્વ
**ગલી** સ્ત્રી૦ સાંકડી વાટ–શેરી (૨) ગલીપચી
**ગલ્લો** પું૦ પરચૂરણ વકરાનું નાણું નાખવાનું પાત્ર (૨) નાણું રાખવાનું ઠામ–ખજાનો
**ગવ્ય** ન૦ ગાયમાંથી નીપજતું દૂધ, દહીં, ઘી, છાણ, મૂત્ર વગેરે
**ગસ્ત** સ્ત્રી૦ ચોકી; રખવાળી
**ગળી** સ્ત્રી૦ એક વનસ્પતિ (૨) એનાં પાંદડાંમાંથી કઢાતો નીલો રંગ (૩) અવાજ; સૂર
**ગળું** ન૦ શરીરનું એક અંગ (૨) અવાજ; સૂર
**ગળો** સ્ત્રી૦ એક વેલ (ઔષધિ) (૨) પું૦ ટેવ; લત
**ગળ્યું** વિ૦ ગોળ–સાકરના જેવા સ્વાદવાળું; મીઠું
**ગંગ** સ્ત્રી૦ (સં.) ગંગા નદી (૨) પું૦ એ નામનો એક હિંદી કવિ
**ગંગા** સ્ત્રી૦ (સં.) એ નામની હિંદુઓની પવિત્ર નદી; ભાગીરથી

**ગંજ** પું૦ ઢગલો (૨) એક જાતની એકબીજામાં બેસતી વસ્તુઓની ઉતરડ
**ગંજી** સ્ત્રી૦ ઘાસનો ઢગલો; ઓઘો
**ગંઠો** પું૦ કોટે પહેરવાનું એક ગાંઠેલું ઘરેણું; કંઠો (૨) દાબીને બાંધેલી ગાંસડી (૩) આઠ ફૂટની લંબાઇનું માપ
**ગંડ** પું૦ લમણો (૨) ગાલ (૩) ગાલ ને લમણા સહિત ચહેરાની એક બાજુ
**ગંડું** વિ૦ ગાંડું
**ગંદું** વિ૦ ગંદકીવાળું; મેલું
**ગંધ** સ્ત્રી૦ સોડ; વાસ (૨) દુર્ગંધ (૩) સુગંધી પદાર્થ; ચંદન (૪) તિલક; ચાંલ્લો
**ગાઉ** પું૦ (દોઢેક માઇલ જેટલા) અંતરનું એક પરિમાણ
**ગાજ** પું૦; ન૦ એક જાતનું કાપડ (૨) બોરિયું ઘાલવાનું ઓટેલું નાકું
**ગાજી** (–ઝી) વિ૦ ધર્મને માટે મરનાર વીર
**ગાઠું** વિ૦ ઘસાયેલું; નબળું પડેલું (૨) હારેલું
**ગાડી** સ્ત્રી૦ એક પ્રકારનું વાહન
**ગાડું** ન૦ એક પ્રકારનું વાહન
**ગાઢ** (–ઢું) વિ૦ અત્યંત; ઘાણું (અજ્ઞાન; અંધારું) (૨) ભારે; ઘોર (નિદ્રા) (૩) ઘટ્ટ; ઘાડું
**ગાણું** ન૦ ગાયન; ગીત
**ગાત્ર** ન૦ શરીર (૨) શરીરનો અવયવ–ભાગ
**ગાથા** સ્ત્રી૦ કથા (૨) છંદબદ્ધ વાર્તા (૩) શ્લોક (ઉદા૦ બૌદ્ધગાથા) (૪) એક પ્રાકૃત ભાષા
**ગાદી** સ્ત્રી૦ બેસવાનું ગાદલું (૨) તખ્ત; સિંહાસન
**ગાન** ન૦ ગાવું તે; ગાયન; ગીત
**ગાભ** પું૦ ગભ (મનુષ્યેતર પશુની માદાનો)
**ગાભો** પું૦ જેનાથી વસ્તુની અંદરનું પોલાણ પૂરવામાં આવે તે (૨) પાઘડીનું બોતાનું (૩) ઘરેણાની અંદરનો તાંબાપિત્તળનો સળિયો (૪) અંદરનો ગર–ગરભ (૫) રદ્દી કપડું–ડૂચો
**ગામ** ન૦ વસવાટનું સ્થળ
**ગામી** પું૦ ગામનો માલિક (૨) મુખી (૩) માળી
**ગાય** સ્ત્રી૦ એક પ્રકારનું પ્રાણી
**ગાર** સ્ત્રી૦ લીંપવા માટે બનાવેલો છાણમાટીનો ગારો (૨) વિ૦ ગાર જેવું (૩) ઘણું જ ઠંડું
**ગારો** પું૦ કાદવ, કીચડ (૨) ચણતરમાં વાપરવા તૈયાર કરેલી માટી (૩) કેલ

**ગાર્ડ** પું૦ (લશ્કરી) પહેરેગીર; રક્ષક (૨) આગગાડીને સંભાળીને હંકાવી જનાર
**ગાલ** પું૦ મોંઢા પરની ચામડીનો ભાગ
**ગાલિ** સ્ત્રી૦ ગાળ; અપશબ્દ
**ગાલ્લી** સ્ત્રી૦ ટમણિયું (૨) ત્રીસ મણનું માપ
**ગાલ્લું** ન૦ ગાડું
**ગાવી** પું૦ ગાવડોલ ઉપર ચઢાવેલો સઢ
**ગાવું** સ૦ ક્રિ૦ (ગીત વગેરે) (૨) વખાણ કરવાં (૩) એકની એક વાત વારંવાર કહેવી
**ગાળ** પું૦ ગાળતાં નીકળેલો કચરો (૨) સ્ત્રી૦ અપશબ્દ
**ગાળી** સ્ત્રી૦ ગાળ
**ગાળો** પુ૦ સરકાવી શકાય એવું નાકું; ફાંસો (૨) બૈરાંને પહેરવાનું એક જાતનું વસ્ત્ર (૩) અમુક સમય (૪) મોસમ ઉદા૦ કેરીગાળો (૫) ફેર; વટાવ (૬) ઘરનો વિભાગ; ખંડ (૭) પહોળાઈ, પનો (૮) અમુક જગા (૯) દળાણું ઓરવાનું ઘંટીનું મોં (૧૦) શરીરનો સાંધો
**ગાંગું** વિ૦ કાંગું; નમાલું; રાંક
**ગાંગો** પું૦ ઘેરઘેર ફરીને તેલ, દિવેલ વગેરે વેચનારો (૨) ગરીબ–રાંક માણસ
**ગાંજો** પું૦ એક છોડ અથવા તેની કળી (તેને ચલમમાં પીવાથી નશો ચડે છે.)
**ગાંઠ** સ્ત્રી૦ આંટીવાળો બંધ; ગ્રંથિ (૨) ઝાડને જ્યાંથી ડાળાં ફૂટે છે તે ભાગ (૩) મૂળનો ગઠ્ઠા જેવો ભાગ (૪) શરીરમાં લોહી ગંઠાઇ જઈ બાઝેલી ગોળી (૫) એક રોગ; પ્લેગની ગાંઠ (૬) [લા.] અંટસ; કીનો (૭) સંપ
**ગાંઠી** સ્ત્રી૦ એક ઘરેણું
**ગાંઠો** પું૦ મોટી ગાંઠ; વેઢો; પેરાઇ આગળનો ભાગ
**ગાંધી** પું૦ કરિયાણું વગેરે વેચનારો વેપારી
**ગિરા** સ્ત્રી૦ વાણી (૨) ભાષા
**ગિરિ** પું૦ પર્વત
**ગિલ્લી** સ્ત્રી૦ મોઇ (૨) ગડગુમડ કે બીજા દરદને લીધે અમુક જગાએ આવતો સોજો; વેળ
**ગિલ્લો** પુ૦ આળ; આક્ષેપ; નિંદા
**ગિસ્ત** વિ૦ નિષ્ફળ; ફોગટ
**ગીગી** સ્ત્રી૦ નાની છોકરી; કીકી
**ગીગો** પું૦ નાનો છોકરો; કીકો
**ગીચ** વિ૦ પાસેપાસે સંકડાઇને આવી રહેલું
**ગીત** ન૦ કાવ્યનો એક પ્રકાર

**ગીતા** સ્ત્રી૦ કેટલાક ધાર્મિક પદ્યગ્રંથોને આપવામાં આવેલું નામ
**ગીતિ** સ્ત્રી૦ એક છંદ
**ગીધ** ન૦ મૂએલાં પ્રાણીઓ ખાનારું એક પક્ષી
**ગીની** સ્ત્રી૦ સોનાનો એક બ્રિટિશ સિક્કો
**ગીરો** વિ૦ ગીરવેલું
**ગુચ્છ (–ચ્છો)** પું૦ ગોટો; કલગી (૨) વાળનો જથો–જુલફું
**ગુટી** સ્ત્રી૦ ગુટિકા
**ગુડ** પું૦ ગોળ
**ગુણ** પું૦ જાતિસ્વભાવ; લક્ષણ; ધર્મ (૨) સદ્‌ગુણ (૩) અસર; ફાયદો (૪) ઉપકાર (૫) દોરડું; દોરી (૬) પણછ (૭) દોકડો; 'માર્ક'
**ગુણી** વિ૦ સદ્‌ગુણી
**ગુણ્ય** વિ૦ ગુણવાળું (૨) [ગ.] જેને ગુણવાનું હોય તેવું; 'મલ્ટિપ્લિકન્ડ'
**ગુનો** પું૦ અપરાધ; વાંક; તકસીર
**ગુપ્ત** વિ૦ છુપાવેલું; સંતાડેલું (ધન વગેરે) (૨) છાનું; ગૂઢ (વાત વગેરે)
**ગુપ્તી** સ્ત્રી૦ લાકડીની અંદર ગુપ્ત–છૂપું રહે એવું એક હથિયાર
**ગુફા** સ્ત્રી૦ પર્વતની અંદરની બખોલ
**ગુમ** વિ૦ ખોવાયેલું
**ગુરુ** વિ૦ મોટું (૨) ભારે (૩) દીર્ઘ (૪) પું૦ શિક્ષક (૫) પુરોહિત; ગોર
**ગુલ** ન૦ ફૂલ (૨) બત્તી ઉપરનો બળેલો ભાગ
**ગુસ્સો** પું૦ ક્રોધ
**ગુહા** સ્ત્રી૦ ગુફા
**ગુહ્ય** વિ૦ છૂપું; છુપાવવાયોગ્ય (૨) ન૦ રહસ્ય; મર્મ (૩) અપ્રગટ અર્થ; છૂપી વાત
**ગુંજ** પું૦ ગણગણાટ (૨) ન૦ છૂપી વાત; ભેદ (૩) સ્ત્રી૦ ચણોઠી (૪) રતીનું વજન (૫) ગાંઠ
**ગુંજા** સ્ત્રી૦ ચણોઠી (૨) ચણોઠી જેટલું વજન; રતી
**ગુંઠો** પું૦ જમીનનું માપ (એકરનો ૪૦મો ભાગ)
**ગુંડ–(ડો)** વિ૦ જબરદસ્તીનાં કામ કરનારું; બદમાશ; દાંડ (૨) પું૦ એવો આદમી
**ગુંદ** પું૦ કેટલાંક ઝાડમાંથી ઝરતો ચીકણો રસ (૨) ચોંટાડવાના કામમાં આવતો બાવળનો રસ
**ગુંફ** પું૦ ગૂંથણ (૨) ઝૂમખું
**ગૂજ** સ્ત્રી૦ ગુપ્ત વાત; રહસ્ય
**ગૂડું** વિ૦ લુચ્ચું; શઠ
**ગૂડો** પું૦ મરનારને રોવા જવું તે; કાણ (૨) પગનો નળો (૩) બળ; શક્તિ; હાંજા
**ગૂઢ** વિ૦ ગુપ્ત; છાનું (૨) ન સમજાય એવું; ગહન
**ગૂણ** સ્ત્રી૦ થેલો; કોથળો (૨) છાલકું (ગધેડા વગેરે ઉપરનું) (૩) ચાર મણનું માપ
**ગૂલી** સ્ત્રી૦ ગળી
**ગૂંગું** વિ૦ નાકમાંથી બોલતું (૨) મૂંગું (૩) ન૦ નાકના મળનો બંધાઈ ગયેલો પોપડો
**ગૂંગો** પું૦ (નાકમાંનું) ગૂંગું
**ગૂંચ** સ્ત્રી૦ (દોરા વગેરેનું) ગંઠાઇ જવું તે (૨) [લા.] આંટીઘૂંટી; મુશ્કેલી
**ગૂંજું** ન૦ ગજવું
**ગૂંતો** પું૦ ગૂંચ (૨) વાંધો; શંકા (૩) કલંક
**ગૂંથ** સ્ત્રી૦ (કા.) ગૂમડાં વગેરે રુઝાતાં તે જગાએ ગાંઠ જેવું બંધાઈ જાય છે તે
**ગૂંદી** સ્ત્રી૦ એક ઝાડ
**ગૂંદું** ન૦ ગૂંદીનું ફળ
**ગૃહ** ન૦ ઘર
**ગૃહી** પું૦ ગૃહસ્થ; ઘરધણી
**ગેડ** સ્ત્રી૦ પડ; ગડી (૨) સર (૩) બંધન
**ગેડી** સ્ત્રી૦ ગેડીદડાની રમતમાં વપરાતી છેડેથી વાંકી લાકડી
**ગેડો** પું૦ ગેડી જેવી વળેલી મોટી લાકડી
**ગેબ** વિ૦ ન દેખાય એવું; અદૃશ્ય
**ગેબી** વિ૦ ગુપ્ત; અદૃશ્ય; ગૂઢ
**ગેય** વિ૦ ગવાય એવું
**ગેર** પું૦ ગરેલો ભૂકો
**ગેરુ** વિ૦ ભગવું (૨) ન૦ એક જાતની લાલ મટોડી
**ગેરો** પું૦ ગરેલો ભૂકો; રજ
**ગેલ** સ્ત્રી૦ લાડ (૨) અ૦ પાછળ
**ગેલી** સ્ત્રી૦ (છાપખાનામાં) ગોઠવેલાં બીબાંના ચોકઠાને મૂકવાનું લંબચોરસ પતરું કે પાટિયું
**ગૅસ** પું૦ વાયુરૂપી પદાર્થ (૨) કોલસામાંથી કઢાતો બળે એવો વાયુ
**ગેસુ** પું૦ વાળની લટ; જુલફું
**ગેહ** ન૦ ઘર
**ગેંડી** સ્ત્રી૦ ગેંડાની માદા
**ગેંડો** પું૦ એક જંગલી જાનવર
**ગોખ** પું૦ છજું; ઝરૂખો (૨) ગોખલો

**ગોખો** પું૦ પક્ષીનો માળો
**ગોટ** પું૦ ઘૂંટડો (૨) ગોટો (ધુમાડાનો) (૩) બૈરાં તથા છોકરાંને હાથે પહેરવાનું એક ઘરેણું
**ગોટી** સ્ત્રી૦ ગોળી (૨) નાની ગાંઠ
**ગોટો** પું૦ ફૂલનો તોરો; કલગી (૨) ગલગોટો (૩) ધુમાડાનો ગોળો (૪) ગોટાળો
**ગોઠ** સ્ત્રી૦ છાની અંતરની વાતચીત (૨) મિજબાની (૩) મશ્કરી (૪) મિત્રતા (૫) ભેટ
**ગોઠી** પું૦ જૈન દેરાસરનો નોકર–પૂજારી
**ગોઠો** પું૦ ઢોર બાંધવાનું સ્થળ (૨) પક્ષીનો માળો (૩) જંપ; નિરાંત
**ગોત** સ્ત્રી૦ શોધ; ખોળ (૨) ન૦ ગોત્ર; કુળ
**ગોતું** ન૦ ઢોરને માટે બાફેલું ખાણ (૨) વિ૦ ટાઢું ને સ્વાદ વગરનું (૩) છાંડેલું; ગંદું
**ગોત્ર** ન૦ વંશ; કુલ 'ટ્રાઇબ' (કોઇ ખાસ મુનિથી શરૂ થતું) (૨) તેવા વંશ કે કુલનું નામ
**ગોત્રી** વિ૦ એક ગોત્રનું; ગોત્રજ
**ગોથ** વિ૦ ચાર (૨) સ્ત્રી૦ ઊંધે માથે ફરી જવું તે; ગુલાંટ (૩) ભૂલથાપ; ગોથું
**ગોથું** ન૦ ગુલાંટ (૨) માથું મારવું તે (૩) [બ. વ.] નકામાં ફાંફાં (૪) [લા.] ભૂલથાપ
**ગોદ** સ્ત્રી૦ ખોળો (૨) વારંવાર ટોકયા કરવું તે (૩) ડખલ; અંતરાય
**ગોદી** સ્ત્રી૦ પાણી અંદર કઢાયઘલાય એવી સવડવાળું વહાણો બાંધવાનું અને ઊભાં રાખવાનું બંદર (૨) ગોડાઉન
**ગોદો** પું૦ મુક્કો; ઠોંસો (૨) [લા.] ખોટ; નુકશાન
**ગોધો** પું૦ આખલો; ખસ્સી નહિ કરેલો બળદ
**ગોપ** પું૦ ગોવાળિયો
**ગોપી** સ્ત્રી૦ જુઓ ગોપિકા
**ગોપ્ય** વિ૦ ગુપ્ત રાખવા યોગ્ય
**ગોર** પું૦ બ્રાહ્મણ; પુરોહિત (૨) તીર્થનો ગોર; પંડો (૩) છાણાંનો ભૂકો (૪) ઢોરનો સમૂહ (૫) વિચાર; મનન
**ગોરી** સ્ત્રી૦ ગૌર વર્ણવાળી–સુંદર સ્ત્રી
**ગોરો** પું૦ ગોરો માણસ
**ગોલ(–ળ)** વિ૦ વર્તુલના–દડાના આકારનું (૨) પું૦ ગોળ આકાર
**ગોલી** સ્ત્રી૦ ગોલણ (૨) જનાનખાનાની દાસી
**ગોલો** પું૦ એ નામની જ્ઞાતિનો માણસ (૨) જનાનખાનાનો નોકર (૩) ગંજીફાનું એક પત્તું
**ગોલ્લો** પું૦ વાછડો (૨) ગોલ્લીયો
**ગોષ્ઠ** પું૦ ગાયોનો વાડો (૨) ભરવાડવાડો
**ગોષ્ઠિ (–ષ્ઠી)** સ્ત્રી૦ વાતચીત; ગોઠડી (૨) મસલત
**ગોસ** વિ૦ જમણી બાજુનું (૨) ન૦ માંસ
**ગોહ** સ્ત્રી૦ ગુફા
**ગોળ** વિ૦ જુઓ ગોલ (૨) ઘોળ (૩) શેરડીના રસને ઉકાળીને બનાવાતો એક ખાદ્ય પદાર્થ
**ગોળી** સ્ત્રી૦ નાની ગોળ વસ્તુ (૨) દવાની ગોળી; ગુટિકા (૩) સીસાની ગોળી (૪) પાણી ભરવાની માટલી (૫) દહીં વલોવવાનું ગોળ વાસણ
**ગોળો** પું૦ કોઇપણ ગોળ વસ્તુ; પિંડો (૨) પેટનો વાયુનો એક રોગ (૩) ગપગોળો
**ગૌડ** પું૦ બંગાળાનો એક પ્રાચીન વિભાગ
**ગૌડી** સ્ત્રી૦ ગૌડ પ્રાંતની સ્ત્રી (૨) એક બોલી (૩) ગોળમાંથી કાઢેલો દારૂ
**ગૌણ** વિ૦ મુખ્ય નહિ એવું
**ગૌર** વિ૦ ગોરું
**ગૌરી** સ્ત્રી૦ પાર્વતી (૨) આઠ વર્ષની બાળા
**ગ્રસ્ત** વિ૦ ગ્રસાયેલું
**ગ્રહ** પું૦ (પ્રાચીન વ્યાખ્યા પ્રમાણે) સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ, ગુરુ, શુક્ર, શનિ, રાહુ અને કેતુ એ નવમાંનો એક (૨) [અર્વાચીન વ્યાખ્યા પ્રમાણે] સૂર્યની આસપાસ ફરતો આકાશીય ગોળો (ઉદા૦ બુધ, શુક્ર, પૃથ્વી, વગેરે)
**ગ્રંથ** પું૦ પુસ્તક
**ગ્રંથિ** સ્ત્રી૦ ગાંઠ (૨) સાંધો
**ગ્રામ** ન૦ ગામ; ગામડું (૨) સમૂહ
**ગ્રામ્ય** વિ૦ જુઓ ગામડિયું
**ગ્રાસ** પું૦ કોળિયો (૨) ગ્રહણને લીધે સૂર્યચંદ્રનો ઘેરાયેલો ભાગ
**ગ્રાહ** પું૦ ગ્રહણ; પકડ (૨) મગર
**ગ્રાહી** વિ૦ ગ્રહણ કરનારું (૨) દસ્ત રોકનારું
**ગ્રાહ્ય** વિ૦ ગ્રહણ કરવા યોગ્ય
**ગ્રીક** વિ૦ ગ્રીસ દેશનું (૨) પું૦ ગ્રીસ દેશનો વતની (૩) સ્ત્રી૦ ગ્રીસ દેશની ભાષા
**ગ્રીવા** સ્ત્રી૦ ગરદન; ડોક
**ગ્રીષ્મ** પું૦; સ્ત્રી૦ ગરમીની મોસમ
**ગ્લાનિ** સ્ત્રી૦ થાક (૨) અનુત્સાહ; ખિન્નતા (૩) ઘૃણા; અણગમો
**ગ્લાસ** પું૦ કાચ (૨) કાચનો પ્યાલો (૩) ઊભો અને લાંબો કોઈ પણ પ્યાલો

# ઘ

**ઘઉં** પું૦ બ૦ વ૦ એક પ્રકારનું અનાજ
**ઘઘો** પું૦ ઝભ્ભો
**ઘઘ્ઘો** પું૦ ડોઠ અથવા બેવકૂફ માણસ
**ઘટ** પું૦ ઘડો (૨) શરીર (૩) હૃદય; મન (૪) સ્ત્રી૦ ઘટાડો (૫) ખોટ (૬) વિ૦ ઘાટું; ઘાડું
**ઘટા** સ્ત્રી૦ જમાવ; ઝુંડ; સમૂહ
**ઘટી** સ્ત્રી૦ ઘટિકા
**ઘટ્ટ** વિ૦ ઘાટું; ઘાડું
**ઘડી** સ્ત્રી૦ જુઓ ઘટી (૨) [લા.] ક્ષણ (૩) તક
**ઘડું** ન૦ અનાજ કે પાણી ભરવાની મોટી કોઠી
**ઘડો** પું૦ પાણી ભરવાનું વાસણ
**ઘણ** પું૦ મોટો, ભારે હથોડો
**ઘણું** વિ૦ ખૂબ; પુષ્કળ
**ઘન** વિ૦ નક્કર (૨) ઘાડું; ગીચ (૩) ઘણું; પુષ્કળ (૪) પું૦; ન૦ વાદળું
**ઘર** ન૦ રહેવાનું ઠેકાણું (૨) કુટુંબ (૩) કુળ
**ઘરું** ન૦ કોઈ વસ્તુ રાખવાનું ખોખું—ઘર
**ઘંટ** પું૦ અવાજ ઉત્પન્ન કરનાર સાધન
**ઘંટા** સ્ત્રી૦ ઘંટ; ઘંટડી
**ઘંટી** સ્ત્રી૦ દળવાનું સાધન (હાથનું કે યાંત્રિક); ચક્કી
**ઘંટુ** પું૦ હાથીનો ઘંટ
**ઘંટો** પું૦ મોટો ઘંટ (૨) મોટી ઘંટી
**ઘંડ** પું૦ ભમરો
**ઘાટ** પું૦ આકાર; દેખાવ (૨) બાંધેલો આરો; ઓવારો (૩) પહાડી રસ્તો (૪) [લા.] પ્રસંગ; લાગ (૫) રીત; લક્ષણ; શોભા
**ઘાટી** વિ૦ દક્ષિણના પહાડી પ્રદેશમાં–ઘાટમાં રહેતી એક જાતિનું (૨) પું૦ તે જાતનો માણસ
**ઘાડું** વિ૦ ઘાટું
**ઘાણ** પું૦ આખો જથો; આખા જથાનો ભાગ (૨) સંહાર; ખરાબી (૩) મોટો હથોડો; ઘણ (૪) ગંધ; બદબો
**ઘાત** પું૦ ઝટકો; ઘા (૨) નાશ; ખૂન (૩) સ્ત્રી૦ અકાળ મૃત્યુની ઘાંટી
**ઘાતી** વિ૦ હત્યા–ખૂન કરનારો (૨) પું૦ કસાઈ
**ઘામ** પું૦ તાપ (૨) ઉકળાટ; બફારો (૩) પરસેવો
**ઘાયો** વિ૦ પું૦ ઘાયલ થયેલો (૨) ઘાયલ થવાથી મરી ગયેલો (૩) પું૦ ચોવીસ કાગળ; ઘા (૪) દિલ પર અસર કરે એવું માર્મિક લખાણ
**ઘારી** સ્ત્રી૦ એક મીઠાઈ
**ઘારું** ન૦ નારું (૨) ઘેટીનું બચ્ચું; મેંઢું
**ઘાલ** સ્ત્રી૦ સાથે જમવા બેઠેલાઓની હાર–ઓળ (૨) તેમનો આખો સમૂહ (૩) નુકસાન; ખાધ
**ઘાવ** પું૦ ઘા; જખમ (૨) સમસ્યા
**ઘાસ** ન૦ ખડ; ચાર (૨) સ્ત્રી૦ ઘસારો (૩) ખોટ
**ઘાંઘું** વિ૦ ઉતાવળું (૨) ગભરાયેલું
**ઘાંચ** સ્ત્રી૦ ચીલામાં પડેલો ખાડો; ખાડો (૨) ગૂંચ; મુશ્કેલી; અટચણ
**ઘાંચી** વિ૦ ઘાણી ચલાવી તેલ કાઢવાનો ને વેચવાનો ધંધો કરતી ન્યાતનું (૨) પું૦ તે ન્યાતનો માણસ
**ઘાંચો** પું૦ વાંસફોડો; ટોપલા, સાદડી વગેરે બનાવનાર (૨) ઘાંચી (રીસ કે તિરસ્કારમાં)
**ઘાંટી** સ્ત્રી૦ હૈડિયો (૨) અવાજ; સૂર (૩) મુશ્કેલીનો બારીક સમય (૪) હરકત; અટચણ
**ઘાંટો** પું૦ અવાજ (૨) સાદ; મોટો સાદ; બૂમ (૩) ખિજાઈને કાઢેલો સાદ
**ઘિયો** પું૦ ઘી વેચનારો
**ઘિસ્સો** પું૦ એકદમ જોરથી પડેલો ઘસરકો
**ઘીચ** વિ૦ ગીચ
**ઘીમ** પું૦ વહેમ; શંકા
**ઘીસ** સ્ત્રી૦ શેન (૨) હોળીનો વરઘોડો; માર; ડોક
**ઘુમ્મો** પું૦ ધીબકો; મુક્કો
**ઘૂક** ન૦ ઘુવડ
**ઘૂડ** પું૦; ન૦ ઘુવડ
**ઘૂનો** પું૦ ખાઈ
**ઘૂમ** અ૦ (તર્કમાં) ગરક–લીન (૨) [નશાથી] ચકચૂર–બેભાન
**ઘૂસ** પું૦ ઉંદર; કોળ
**ઘૂંટ** પું૦ ઘૂંટડો (૨) ઘાંટો; કંઠ
**ઘૂંટી** સ્ત્રી૦ પગની પાટલી અને નળાને જોડનાર સાંધા આગળનું હાડકું (૨) ગળથૂથી (૩) ગૂંચવણ; ભરાઇ પડાય એવી મુશ્કેલી
**ઘૂંટો** પું૦ ઘૂંટીને બનાવેલો લોંદો (૨) ઘૂંટવાનું સાધન (૩) ઘૂંટવાથી આવેલો ઓપ
**ઘૃણા** સ્ત્રી૦ તિરસ્કાર (૨) દયા; અનુકંપા
**ઘૃત** ન૦ ઘી
**ઘેટી** સ્ત્રી૦ ઘેટાની માદા
**ઘેટું** ન૦ જેના શરીર ઉપર ઊન થાય છે તે પ્રાણી

**ઘેટો** પું૦ ઘેટાનો નર
**ઘેડ** સ્ત્રી૦ નાનો ઘડો; લોટું; ઢોચકું
**ઘેન** ન૦ નશો; કેફ; સુસ્તી (૨) મદ; અભિમાન
**ઘેર** પું૦ ઘેરાવ (૨) સ્ત્રી૦ કોર પરનો ભાગ (૩) ઘેરૈયાનું ટોળું; હોળી ખેલવા નીકળેલી ટોળી (૪) અ૦ ઘરમાં; ઘર તરફ
**ઘેરી** સ્ત્રી૦ માથા પરની ધારી
**ઘેરું** વિ૦ ગાઢ; પાકું (રંગના સંબંધમાં) (૨) ચકચૂર; ખુમારીવાળું (આંખના સંબંધમાં)
**ઘેરો** પું૦ ઘેરવું–ઘેરી લેવું તે (૨) રોકાણ; અટકાવ (૩) સમૂહ; ઘચૂમલો (જેમકે ઝાડનો)
**ઘેલું** વિ૦ ગાંડું, અક્કલ વગરનું (૨) ન૦ ગાંડપણ
**ઘેંશ (–સ)** સ્ત્રી૦ ખાવાની એક હલકી વાની-ભરડકું
**ઘોઘો** વિ૦ પું૦ અભણ; મૂર્ખ માણસ (૨) પું૦ સાપ (૩) મોંમાથું ઢંકાય એમ ઓઢવું તે
**ઘોડી** સ્ત્રી૦ ઘોડાની માદા (૨) જેની ઉપર કોઈ વસ્તુ મુકાય અથવા ગોઠવાય કે ટંગાવાય એવી લાકડા કે ધાતુની બનાવટ (૩) જેનો ટેકો લઈ ચલાય એવી લાકડી
**ઘોડું** ન૦ ઘોડો અથવા ઘોડી (૨) નાનું અથવા દુર્બળ ઘોડું; ટટ્ટુ (૩) હયદળ; ઘોડાનો સમૂહ
**ઘોડો** પું૦ અશ્વ (૨) લોઢ (૩) ચાંપ–કળ (૪) મોટી ઘોડી (૫) ચાર પાંખડીનું કપાસનું કાલું
**ઘોર** વિ૦ બિહામણું (૨) કમકમાટી ઉપજાવે એવું (૩) ગાઢ; અત્યંત (૪) પું૦ અવાજ; રણકો (૫) ક્યાસ; વિચાર (૬) સ્ત્રી૦ મડદું દાટવાનો ખાડો; કબર
**ઘોરી** વિ૦ ઊંઘણશી
**ઘોલું** ન૦ ખિલોડું (૨) આડખીલી; ડખલ
**ઘોષ** પું૦ ગોખવું તે (૨) મોટો ધ્વનિ; અવાજ (૩) ઢંઢેરો (૪) ગોવાળિયાનું રહેઠાણ; ઝૂંપડું (૫) વિ૦ કોમળ; મૃદુ (વર્ણ કે વ્યંજન)
**ઘોળ્યું** વિ૦ ઘોળેલું–ઘૂંટેલું (૨) અ૦ બળ્યું; હશે
**ઘોંકો** પું૦ કોણીનો ગોદો; ઠોંસો (૨) મુક્કો
**ઘોંઘો** ન૦ શંખના જેવો પાણીમાંનો એક જીવડો
**ઘોંચ** સ્ત્રી૦ ખાડો (ખાસ કરીને ગાડાંના અવરજવરથી પડેલો) (૨) ભોંકાવાથી પડેલો ખાડો (૩) [લા.] નુકસાન
**ઘ્રાણ** ન૦ વાસ; ગંધ (૨) નાક
**ઘ્રાવું** સ૦ ક્રિ૦ સૂંઘવું (૨) ચુંબવું

## ચ

**ચક** પું૦ બારણા પર નાખવાના સળીઓનો પડદો; જાળીદાર અંતરપટ
**ચકા** સ્ત્રી૦ સરકટ કે સાંઠાની ચીપ
**ચકી** સ્ત્રી૦ ચકલી (૨) ચક્કી; ઘંટી
**ચકો** પું૦ ચકલો (બાળકોની ભાષામાં)
**ચક્કી** સ્ત્રી૦ ઘંટી (૨) ઘાણી
**ચક્ર** ન૦ પૈડું (૨) ધારવાળું એક ગોળ હથિયાર (૩) વિષ્ણુનું એક હથિયાર–સુદર્શન ચક્ર (૪) કૂંડાળું; ગોળાકાર (૫) ઘણું મોટું રાજ્ય (૬) સમૂહ; સમુદાય; મંડળ
**ચક્રી** વિ૦ ચક્રવાળું (૨) સાર્વભૌમ (૩) પું૦ ચક્રવર્તી (૪) [સં.] વિષ્ણુ (૫) કુંભાર
**ચક્ષ (–ક્ષુ)** ન૦ આંખ
**ચટ** સ્ત્રી૦ કાળજી; ચાનક (૨) જિદ; હઠ (૩) અ૦ ઝટ (૪) ઓઇયાં કરેલું હોય તેમ
**ચડ** અ૦ જોતજોતામાં; જલદીથી; ચટ
**ચડ્ડી** સ્ત્રી૦ અર્ધું પાટલૂન; જાંઘિયો
**ચણ** સ્ત્રી૦ પંખીઓને ચણવા માટે નખાતું અનાજ (૨) કરચલીવાળી કપડાની સીવણી
**ચણી** સ્ત્રી૦ નાનો ચણો; ચણાની એક જાત
**ચણો** પું૦ એક જાતનું કઠોળ
**ચપ** અ૦ ચટ લઈને; એકદમ
**ચપ્પુ** પું૦; ન૦ કાપવાનું ઓજાર
**ચમૂ** સ્ત્રી૦ સેના
**ચય** પું૦ ઢગલો; રાશિ (૨) વધારો
**ચર** વિ૦ ચંચળ; અસ્થિર; ફરતું (૨) પું૦ જાસૂસ; બાતમીદાર (૩) હોમ નિમિત્તે રાંધેલું અન્ન (૪) સ્ત્રી૦ કિલ્લાની આસપાસ ખોદેલી ખાઈ (૫) ચૂલ; તમણુ (૬) અ૦ કપડું વગેરે ફાટવાનો અવાજ
**ચરી** સ્ત્રી૦ બેહક બેઠેલા ઢોરને ઊભું રાખવાની લાકડાની ઘોડી (૨) કરી; પરેજી
**ચરુ** પું૦ એક પહોળા મોંનું વાસણ; દેગ (૨) હોમ કરવા માટે રાંધેલું અન્ન–ભાત
**ચરો** પું૦ ગૌચર તરીકે વપરાતી પડતર જમીન

**ચર્ચ** ન૦ ખ્રિસ્તીઓનું પ્રાર્થના કરવાનું મંદિર
**ચર્ચા** સ્ત્રી૦ વાદવિવાદ (૨) કુથલી (૩) લેપ
**ચર્મ** ન૦ ચામડું; ત્વચા
**ચર્યા** સ્ત્રી૦ કામકાજ; વ્યવહાર (૨) રીતભાત; વર્તણૂંક (૩) સેવા (૪) અંદરનો ભાવ સમજાય તેવો દેખાવ—ચહેરો; શિકલ
**ચલ(–ળ)** વિ૦ અસ્થિર; ચલાયમાન
**ચલ્લી** સ્ત્રી૦ ચકલી
**ચલ્લું** ન૦ ચકલાની જાતનું નાનું પંખી; ચકલું (૨) ચાંગળું; અંજલિ
**ચલ્લો** પું૦ ચકલો
**ચવ** પું૦; સ્ત્રી૦ મોતીનું એક તોલ; ટકો (રતિ=૧૩ાા ટકા) (૨) હોશ; રામ; સકાર (૩) આવડત; ગમ (૪) ઢંગ; ઠેકાણું (૫) સ્વાદ; લહેજત
**ચવો** પું૦ પગને તળિયે થયેલો ફોલ્લો
**ચશમ** સ્ત્રી૦ આંખ
**ચશમી** વિ૦ સ્ત્રી૦ આંખના આકારની (કોર)
**ચશ્મું** ન૦ આંખે બરાબર દેખાય તે માટે પહેરવાનો કાચ (મોટે ભાગે બહુવચનમાં જ વપરાય છે; ચશ્માં)
**ચશ્મો** પું૦ પાણીનો ઝરો
**ચહુ** વિ૦ ચાર
**ચળ** વિ૦ ચલ; અસ્થિર (૨) સ્ત્રી૦ ખૂજલી; ખંજવાળ
**ચળું** ન૦ જમી ઊઠીને હાથ મોં ધોવાં તે
**ચંગ** વિ૦ સ્વચ્છ (૨) મજેદાર (૩) તંદુરસ્ત (૪) પુષ્કળ (૫) પું૦ મોંથી પકડીને વગાડવાનું એક વાજું; મોરચંગ (૬) વગાડવાની પિત્તળની તકતી; તાળ (૭) પતંગનું પૂંછડું
**ચંગી** વિ૦ ભાંગગાંજામાં મસ્ત રહેનાર; વ્યસની (૨) કાછડીછૂટો
**ચંગું** વિ૦ નીરોગી; તંદુરસ્ત
**ચંચુ(–ચૂ)** સ્ત્રી૦ ચાંચ
**ચંડ** વિ૦ ગરમ (૨) ક્રોધી (૩) ભયંકર
**ચંડા(–ડી)** સ્ત્રી૦ ઉગ્ર સ્વભાવની સ્ત્રી
**ચંત** પું૦ આશક (૨) ન૦ ચિત્ત
**ચંદ** વિ૦ થોડુંજ; જૂજ (૨) ક્ષણભંગુર (૩) પું૦ ચંદ્ર (૪) ચાંલ્લા તરીકે કપાળે ચોડવાની ટીકી
**ચંદા** સ્ત્રી૦ ચંદ્ર (૨) ચંદની; ચાંદરણું
**ચંદી** સ્ત્રી૦ ઘોડા અથવા બળદને રોજ અપાતો સૂકો દાણો
**ચંદો** પું. ચાંદો (૨) ચહેરો; મુખવટો (૩) ચાંલ્લો (૪) મહોર; છાપ
**ચંદ્ર** પું૦ ચાંદો (૨) ઉપગ્રહ (૩) 'ફૂંદણું; ટપકું (૪) ચાલ્લો (૫) એકની સંજ્ઞા
**ચંપી** સ્ત્રી૦ મસળવું–દબાવવું તે
**ચંપો** પું૦ એક ફૂલઝાડ
**ચંબુ** પું૦ કૂંજો; ભોટવો
**ચાક** વિ૦ તંદુરસ્ત (૨) પું૦ પૈડું; ચક્કર (૩) અંબોડાનું એક ઘરેણું (૪) ચક્કરગતિ; ઘૂમરી (૫) એક જાતની ધોળી ને પોચી માટી–ખડી
**ચાકી** સ્ત્રી૦ ખીલા, સ્ક્રૂ વગેરે સાથે વપરાતી પેચવાળી કે પેચ વિનાની ગોળ ચકતી (૨) ગોળ ગાંઠડી (૩) ગોઠવીને કરેલો ઢગલો
**ચાકુ** પું૦; ન૦ ચપ્પુ
**ચાકું** ન૦ ચકતું (૨) ગચિયું (૩) ખજૂરનું વાઢિયું–ગૂણ
**ચાચો** પું૦ કાકો
**ચાટ** વિ૦ ભોંઠું; શરમિંદું (૨) પું૦ વિશ્વાસ ઉત્પન્ન કરાવી ચોરી કરનાર (૩) સ્ત્રી૦ કૂતરાને ખાવાનું નાખવાનું ઠામ (૪) લપડાક (૫) મહેણું; ટોણો (૬) જીભનો ચસકો
**ચાટુ** વિ૦ પ્રિય; મીઠું (વચન) (૨) સ્ત્રી૦ પ્રિય લાગે તેવું વાક્ય—વાત
**ચાઠું** ન૦ ડાઘ; ચકામું
**ચાડ** સ્ત્રી૦ ચીવટ; કાળજી (૨) [કા.] સ્પર્ધા; ચડસ
**ચાડી** સ્ત્રી૦ એકની વાત બીજાને કહી દેવી તે (૨) જેમાં ગોળો મુકાય છે એ ગોફણનો ભાગ
**ચાડું** ન૦ ગોફણની ચાડી (૨) ખાડાવાળું દીવો મૂકવાનું ચોકઠું (૩) મોં; ડાચું (૪) ખામણું
**ચાપ** ન૦ ધનુષ્ય
**ચામ** ન૦ ચામડી; ચામડું
**ચાર** વિ૦ '૪' (૨) પું૦ જાસૂસ (૩) એપિયો (૪) સ્ત્રી૦ લીલું ઘાસ
**ચારુ** વિ૦ સુંદર; મનોહર
**ચારું** ન૦ ખોદીને પડતર રાખેલું ખેતર (૨) વારંવાર આર ભોંકાવાથી પડેલું આંટણ
**ચારો** પું૦ પશુપંખીનો ખોરાક; ભક્ષ (૨) ઇલાજ; ઉપાય (૩) વર્તન; રીતભાત (૪) ચલણ
**ચાર્વી** સ્ત્રી૦ (સં.) કુબેરની પત્ની

**ચાલ** પું૦ રિવાજ (૨) સ્ત્રી૦ ચાલવાની પદ્ધતિ; હીંડછા (૩) ચાલચલગત; વર્તણૂક (૪) ચાલી
**ચાલી** સ્ત્રી૦ પાઘડીપને બાંધેલી અનેક ઓરડીઓ વાળી ઇમારત
**ચાવી** સ્ત્રી૦ કૂંચી (૨) [લા.] ઉપાય
**ચાસ** પું૦ ખેડવાથી પડતો લાંબો આંકો
**ચાહ** પું૦ જુઓ ચાહના
**ચાહ્યું** સ૦ ક્રિ૦ 'ચાહવું' નો પ્રથમ ભૂતકાળ
**ચાળ** સ્ત્રી૦ અંગરખાનો છાતી નીચેનો ઘેર
**ચાળા** પું૦ બ૦ વ૦ મશ્કરી ખાતર કોઇનું અનુકરણ–નકલ કરવી તે (૨) હાવભાવ; નખરાં; અંગચેષ્ટા (૩) અટપલાં; તોફાન
**ચાળો** પું૦ ચાળાનું એકવચન (૨) છ.પરું ચાળનારો; સંચારો (૩) ચિહ્ન; નિશાની
**ચાંચ** સ્ત્રી૦ પક્ષીઓનું અણિઆળું મોં (૨) તેના આકારની વસ્તુ. ઉદા૦ પાઘડીની ચાંચ
**ચાંદ** પું૦ ચાંદો (૨) ચંદ્રક; બિલ્લો
**ચાંદી** સ્ત્રી૦ એક ધાતુ; શુદ્ધ રૂપું (૨) ચેપી રોગ
**ચાંદું** ન૦ ચામડી જતી રહી માંસ દેખાય એવું ગોળ ગૂમડું; ઘારું (૨) એનો ડાઘ; ચાઠું (૩) [લા.] લાંછન; ડાઘ (૪) છિદ્ર; દોષ
**ચાંદો** પું૦ ચંદ્ર (૨) તેના જેવો ગોળ આકાર
**ચાંપ** સ્ત્રી૦ કળ; પેચ; નાનો ઉલાળો (૨) [લા.] દાબ; ધાક (૩) સાન; ચેતવણી (૪) કાળજી
**ચાંલ્લો** પું૦ કપાળ વચ્ચે કરાતું કંકુનું ગોળ ટપકું (૨) તેની ઉપર ચોટવાની ટીપકી (૩) શુભ પ્રસંગે આપવાની નાણાંની ભેટ
**ચિઠ્ઠી** સ્ત્રી૦ થોડી મતલબનો નાનો કાગળ (૨) તેડું; નોતરું (૩) હુકમ (૪) કાળોતરી
**ચિત** ન૦ જ્ઞાન; ચેતના (૨) ચિત્ત (૩) ચૈતન્ય
**ચિતા** સ્ત્રી૦ મડદું બાળવા ગોઠવેલી લાકડાની ચાકી
**ચિત્ત** ન૦ અંતકરણ; મન
**ચિત્તો** પું૦ એક જાતનો વાઘ
**ચિત્ર** ન૦ છબી
**ચિત્રો** પું૦ જુઓ ચિતરો
**ચિર** વિ૦ લાંબું (સમય માટે) (૨) લાંબા વખતનું (૩) અ૦ લાંબા વખત સુધી
**ચિહ્ન** ન૦ નિશાની (૨) [ગ.] 'સાઇન'
**ચિંત (-તા)** સ્ત્રી૦ ફિકર (૨) વિચાર
**ચીકુ** ન૦ એક ફળઝાડ (૨) એનું ફળ
**ચીજ** સ્ત્રી૦ વસ્તુ (૨) સરસ ગાયન
**ચીટું** વિ૦ ચીકણું; ચીકટવાળું (૨) ન૦ ઘી તાવ્યા પછી નીચે ઠરતો કચરો–છાશ ઇત્યાદિ; કીટું
**ચીડ** સ્ત્રી૦ ગુસ્સો; રીસ (૨) સખત અણગમો
**ચીત** વિ૦ પીઠ પર પડેલું; ચત્તું (કુસ્તીમાં) (૨) ન૦ ચિત્ત
**ચીની** વિ૦ ચીન દેશનું–ને લગતું (૨) સ્ત્રી૦ એક જાતની સફેદ માટી
**ચીપ** સ્ત્રી૦ લાંબી ચપટી પટી; ચીપટ (૨) પત્તાં ચીપવાની વારી
**ચીબું** વિ૦ બેઠેલા–ચપટા નાકવાળું
**ચીર** સ્ત્રી૦ ચીરી (૨) ફાડ; તરડ (૩) સ્ત્રીઓનું એક રેશમી વસ્ત્ર (૪) વલ્કલ
**ચીરી** સ્ત્રી૦ નાની પાતળી ફાડ–કકડો
**ચીરો** પું૦ લાંબો પાતળો કકડો (ચીરીને પાડેલો) (૨) ફાટ; તરડ; કાપ (૩) ઓવારો; ઘાટ
**ચીલ** સ્ત્રી૦ વનસ્પતિમાંથી ઝરતો ચીકણો રસ; ચીક (૨) એક વનસ્પતિ (૩) એક પંખી; સમડી
**ચીલો** પું૦ ગાડાવાટ–ઘરડ (૨) [લા.] રિવાજ; રૂઢિ
**ચીસ** સ્ત્રી૦ તીણી બૂમ; રાડ
**ચીંસુ** વિ૦ દોઢ ડાહ્યું; ચીકણું (૨) કંજૂસ
**ચુસ્ત** વિ૦ એકનિષ્ઠ; આગ્રહી
**ચુંગી** સ્ત્રી૦ તમાકુ પીવાની નળીના આકારની ચલમ; લૂંખિયું (૨) દાણ
**ચૂઓ** પું૦ ઊંદર
**ચૂક** સ્ત્રી૦ ભૂલ; કસૂર
**ચૂડ** સ્ત્રી૦ આંટી; પકડ (સાપની) (૨) વિધવા પહેરે છે તે ચૂડાના આકારનું ઘરેણું (૩) મોતી જડેલું હાથનું ઘરેણું (છોકરાં માટે)
**ચૂડા** સ્ત્રી૦ ચોટલી (૨) મસ્તક (૩) શિખર; ટોચ
**ચૂડી** સ્ત્રી૦ નાનો ચૂડો
**ચૂડો** પું૦ સ્ત્રીઓના કાંડાનું એક ઘરેણું
**ચૂની** સ્ત્રી૦ હીરાકણી (૨) ચૂનીવાળી નાકની નાની જડ
**ચૂનો** પું૦ કેલ
**ચૂપ** વિ૦ (૨) અ૦ શાંત
**ચૂમી** સ્ત્રી૦ બચ્ચી
**ચૂર (-રો)** પું૦ ચૂરો; ભૂકો
**ચૂર્ણ** ન૦ જુઓ ચૂરણ
**ચૂલ** સ્ત્રી૦ રસોઈ માટે ખોદેલો મોટો ચૂલો; તગારું
**ચૂલી** સ્ત્રી૦ નાનો ચૂલો
**ચૂલો** પું૦
**ચૂવું** અ૦ ક્રિ૦ ટપકવું; ગળવું (છાપરામાંથી)

**ચૂવો** પું૦ ઉંદર; ચૂઓ (૨) વરસાદનું પાણી ગળે એવું છાપરામાંનું કાણું (૩) લાકડું કે કાચલી બાળતાં નીકળતો રસ
**ચૂસ** સ્ત્રી૦ ચૂસી ખાવું તે
**ચૂંક** સ્ત્રી૦ પેટની આંકડી (૨) નાની ખીલી; રેખ
**ચૂંચાં** અ૦ (રવ૦) ચોડુંઘણું પણ બોલે–સામો જવાબ આપે તેમ (૨) ન૦ આનાકાની
**ચૂંચી** સ્ત્રી૦ સ્તનની ડીંટડી (૨) સ્તન
**ચૂંટ** સ્ત્રી૦ ખંજવાળ; વલૂર
**ચૂંટી** સ્ત્રી૦ ચીમટી
**ચૂંથ** સ્ત્રી૦ ચૂથારો–પીડા
**ચૂંથો** પું૦ રોળાયેલો ચોળાયેલો ડૂચો
**ચૂંધી** સ્ત્રી૦ ખણખોદ; ટીકાખોર દૃષ્ટિ
**ચેક** પું૦ એક જાતનું ચોકડી ભાતનું કાપડ (૨) બેંકમાંથી નાણાં ઉપાડવાની ચિઠ્ઠી
**ચેટિ (–ટી)** સ્ત્રી૦ દાસી; લોંડી
**ચેત** સ્ત્રી૦ ચેતના; જ્ઞાન (૨) હોશ; સૂધ
**ચેતા** પું૦ બ૦ વ૦ ખબર–સૂચના–ચેતવણી
**ચેન** ન૦ ચિહ્ન; લક્ષણ (૨) સ્ત્રી૦ સુખ; આરામ (૩) ગમ્મત; મોજમજા
**ચેપ** પું૦ પરૂ; રસી (૨) બીજાના રોગ કે સોબતની અસર (૩) દબાણ
**ચેપી** વિ૦ ચેપ લગાડે તેવું (૨) કંજૂસ
**ચેપુ** વિ૦ કંજૂસ
**ચેરો** પું૦ છેકો
**ચેલી** સ્ત્રી૦ શિષ્યા
**ચેલો** પું૦ શિષ્ય
**ચેષ્ટા** સ્ત્રી૦ જુઓ ચાળા (૨) ઠઠ્ઠો; મશ્કરી (૩) પ્રયત્ન (૪) વર્તન
**ચેહ** સ્ત્રી૦ ચિતા
**ચૈત્ય** ન૦ હદ બતાવતો પથ્થર (૨) સ્મરણસ્થંભ; પાળિયો (૩) દેવાલય (૪) બુદ્ધદેવના અવશેષ ઉપર બાંધેલો મિનારો; બૌદ્ધ મંદિર (૫) દેરાસરમાંની મૂર્તિ [જૈન]
**ચોક** વિ૦ સ્થિર; વશ (૨) પું૦ ઘર વચ્ચેની ચોખંડી છાબંધ ખુલ્લી જગા (૩) આંગણા આગળની ખુલ્લી જગા (૪) વસતી વચ્ચેની ખુલ્લી જગા (૫) બજાર; ગુજરી (૬) પળ; ક્ષણ (૭) ચાર કડીઓની ટૂક (૮) (પાસાની રમતમાં) ચારનો દાવ
**ચોકી** સ્ત્રી૦ રખેવાળને રહેવાનું સ્થાન, 'ગેટ' (૨) તપાસ–સંભાળ (૩) (જકાત લેવાનું) નાકું (૪) એક જાતનું ઘરેણું (૫) નાનો બાજઠ
**ચોકો** પું૦ ચાર ખૂણાવાળી જગા (૨) રસોઇ કરવા સાફ કરેલી જગા (૩) મરનારને સુવાડવા માટે લીંપી તૈયાર કરેલી જગા
**ચોકો(–ક્કો)** પું૦ ચારની સંજ્ઞાવાળું ગંજીફાનું પત્તું
**ચોખ** વિ૦ ચોખ્ખું (૨) સ્ત્રી૦ ચોખ્ખાઇ (૩) [લા.] નિકાલ
**ચોખા** પું૦ બ૦ વ૦ એક જાતનું અનાજ
**ચોખો** પું૦ ચોખાનો દાણો
**ચોખ્ખું** વિ૦ સ્વચ્છ (૨) ભેળ વગરનું (૩) સાચું; પ્રામાણિક (૪) ખુલ્લું; સ્પષ્ટ
**ચોટ** સ્ત્રી૦ આઘાત; પ્રહાર; મુક્કી (૨) દાવ; લાગ (૩) એક જાતનું જાદૂ–મારણ; મૂઠ (૪) નિશાન (તીર, ગોળીનું)
**ચોટી** પું૦ ચોટ–નિશાન–તાકનાર (૨) સ્ત્રી૦ ચોટલી
**ચોટ્ટું** વિ૦ ચોરી કરવાની ટેવવાળું (૨) લુચ્ચું
**ચોડું** વિ૦ પહોળું (૨) ચાર પડવાળું
**ચોડો** પું૦ એક ઉપર એક વસ્તુઓનો ખડકલો
**ચોથ** સ્ત્રી૦ પખવાડિયાની ચોથી તિથિ (૨) વદ ચોથે કરવાનું એક વ્રત (૩) જુઓ ચોથાઇ (૪) ન૦ કલ્લાના પખિયારાનો નાનો ભાગ
**ચોથું** વિ૦ (સંજ્ઞા દર્શક વિશેષણ)
**ચોપ** સ્ત્રી૦ ખંત (૨) ઉત્સાહ (૩) જુઓ ચોબ
**ચોબો** પું૦ મથુરા તરફનો બ્રાહ્મણ (૨) ઢોલ વગાડવાનો દંડૂકો (૩) ઢોલ ઉપર પડેલો દંડૂકાનો સોળ (૪) ચપકો; ડામ (૫) છૂંદણું
**ચોર** પું૦ ચોરી કરનાર
**ચોરી** સ્ત્રી૦ ચોરવું અથવા ચોરાવું તે (૨) ચોરનો ધંધો (૩) માહ્યરું; વરકન્યા પરણવા બેસે છે તે મંડપ
**ચોરો** પું૦ ગામમાં સહુને બેસવાની જગા (૨) પોલીસ થાણું; 'ગેટ' (૩) મોટો ઓટલો
**ચોવું** સ૦ ક્રિ૦ ઘોંચવું; ખોસવું (કાદવમાં)
**ચોળ** સ્ત્રી૦ ચોળવાની ક્રિયા (૨) એક જાતની શીંગ
**ચોળા** પું૦ બ૦ વ૦ એક કઠોળ
**ચોળી** સ્ત્રી૦ સ્ત્રીઓનો ટૂંકી બાંયનો કબજો
**ચોળો** પું૦ પ્રવાહીમાં ચોળીને કે ઉકાળીને બનાવેલું પેય (૨) વિચારોની ઘટભાંગ (૩) અંગરખાનો કોઠો
**ચોંક** સ્ત્રી૦ ચોંકવું તે; ચમક
**ચોંટ** સ૦ ક્રિ૦ ચોટવું; વળગવું
**ચોંટી** સ્ત્રી૦ ચૂંટી

**ચોંપ** સ્ત્રી૦ ખંત; ચાનક (૨) ઉતાવળ (૩) ટેસ; કળ (૪) ઢોલ વગાડવાનો દાંડિયો

**ચૌટું** ન૦ બજાર

**ચૌદ** વિ૦ '૧૪'

**ચ્યુત** વિ૦ પડેલું; ભ્રષ્ટ થયેલુ

**ચ્યુતિ** સ્ત્રી૦ પતન (૨) ખામી (૩) સ્ખલન; ભૂલ

## છ

**છક** અ૦ દિગ્મૂઢ; ચકિત (૨) પું૦ છાક; તોર

**છક્કો** પું૦ છ ચિહ્નવાળું ગંજીફાનું પત્તું (૨) છ દાણાવાળો પાસો

**છજું** ન૦ ઝરૂખો

**છટ** અ૦ ધુત્કારસૂચક ઉદ્‌ગાર (૨) (કા.) સ્ત્રી૦ ગંધ

**છટા** સ્ત્રી૦ શોભા; કાંતિ (૨) રીત; ખૂબી

**છઠ** સ્ત્રી૦ પખવાડિયાની છઠ્ઠી તિથિ (૨) પું૦ એક સાથે છ ટંક ન ખાવાનું વ્રત (જૈન)

**છઠ્ઠી** સ્ત્રી૦ બાળકના જન્મ પછીનો છઠ્ઠો દિવસ (૨) તે દિવસે કરવામાં આવતી ક્રિયા

**છડ** પું૦ લાંબો બરૂ (૨) ભાલાનો દાંડો (૩) વાંસ (૪) ઝાડની છાલ (૫) (કા.) તાણ; જોર

**છડા** પું૦ બ૦ વ૦ કંકુના થાપા મારવા તે (૨) સ્ત્રી કે બાળકના પગનું એક ઘરેણું

**છડી** સ્ત્રી૦ સીધી પાતળી સોટી (૨) રાજચિહ્ન તરીકે રાજા વગેરે આગળ રખાતો દંડ (૩) ગુલછડીનું ફૂલ (૪) સળી ઉપર ફૂલ બાંધી કરેલો ગોટો-કલગી

**છડું** વિ૦ એકલું; સાથ વિનાનું (૨) [લા.] કુંવારૂં (૩) છોકરાં છૈયાં વિનાનું

**છડો** પું૦ મોતીનો કંઠો (૨) છંટકાવ

**છત** સ્ત્રી૦ હોવાપણું; હસ્તી (૨) પુષ્કળપણું; ભરતી (૩) ચંદરવો; વિતાન

**છતાં** અ૦ તોપણ

**છતું** વિ૦ જીવતું; વિદ્યમાન (૨) ચત્તું; સવળું (૩) ઉઘાડું; જાહેર

**છતે** અ૦ છતાં

**છત્ર** ન૦ મોટી ભારે છત્રી (૨) રાજચિહ્ન તરીકે વપરાતી છત્રી (૩) [લા.] રક્ષણ કરનાર

**છત્રી** સ્ત્રી૦ છત્ર તરીકે વાપરવાનું સાધન

**છન્નુ** (-ન્નું) વિ૦ '૯૬'

**છપ્પો** પું૦ છપદનો એક છંદ

**છબિ** (-બી) સ્ત્રી૦ તસવીર

**છરી** સ્ત્રી૦ પાળી; કાતું

**છરો** પું૦ મોટી છરી (૨) સીધો જમૈયો (૩) સીસાની ગોળી

**છલ**(-ળ) પું૦; ન૦ છેતરપિંડી; કપટ (૨) ખોટો વેશ (૩) બહાનું

**છવિ** સ્ત્રી૦ છબી (૨) સૌંદર્ય; કાંતિ

**છસેં**(-સો) વિ૦ '૬૦૦'

**છળ** પું; ન૦ છલ

**છંદ** પું૦ અક્ષર અથવા માત્રાના મેળ-નિયમથી બનેલી કવિતા; વૃત્ત (૨) લત; વ્યસન (૩) સ્ત્રીઓને કાંડે પહેરવાની અમુક જાતની ચૂડીઓનો સમૂહ

**છંદી** વિ૦ વ્યસની; છંદીલું

**છાક** પું૦ નશો; કેફ (૨) તોર; મિજાજ (૩) સ્ત્રી૦ દારૂની દુર્ગંધ [મોંની]

**છાજ** ન૦ છાપરું છાવાના કામમાં આવતું એક જાતનું ઘાસ (૨) છાજલી-અભરાઇ

**છાજું** ન૦ વંડી ઉપર છાયેલું ઘાસનું આચ્છાદાન

**છાટ** સ્ત્રી૦ ટાંકાની અંદરની છતી (૨) પથ્થરનો લાંબોપહોળો કકડો

**છાણ** ન૦ ગાયભેંસનો મળ; ગોબર

**છાણું** ન૦ બાળવા માટે છાણને થાપીને સૂકવેલું ચકરડું

**છાતી** સ્ત્રી૦ શરીરનો એક ભાગ (૨) [લા.] હિંમત

**છાત્ર** પું૦ વિદ્યાર્થી

**છાનું** વિ૦ ગુપ્ત (૨) મૂગું

**છાપ** સ્ત્રી૦ એક વસ્તુ બીજા પર દબાવાથી તેની આકૃતિ પડે તે (૨) આકૃતિ પાડવાનો સિક્કો (૩) મન ઉપર થયેલી અસર; અભિપ્રાય (૪) શોહ; દાબ (૫) છાપવાની સફાઇ

**છાપું** ન૦ વર્તમાનપત્ર (૨) બીબું (૩) ચામાચેણુ

**છાપો** પું૦ ઓચિંતો હુમલો (૨) છાપ વડે કરેલું ચિહ્ન (૩) લાગો; વેરો

**છાબ** સ્ત્રી૦ વાંસની છાછરી ટોપલી

**છાયા** સ્ત્રી૦ પડછાયો (૨) [લા.] આશ્રય; ઓથ

**છાયો** પું૦ પડછાયો; ઓળો

**છાર** પું૦; સ્ત્રી૦ ઇંટવાડાનો ભૂકો (૨) ફૂગ (૩) ધૂળ (૪) રાખોડી (૫) છારી

**છારી** સ્ત્રી૦ વસ્તુ પર બાઝતો આછો થર; પોપડી

**છાલ** સ્ત્રી૦ ત્વચા (ઝાડની) (૨) પું૦ કેડો; પીછો
**છાલાં** ન૦ બ૦ વ૦ છોતરાં; છોડાં
**છાલી** સ્ત્રી૦ નાની છાછરી વાટકી (૨) ચૂડી
**છાલું** ન૦ છોડું; ફોતરું (૨) ઘંટીમાંથી લોટ વાળવાનું નાળિયેરનું છોડું (૩) વાટકો
**છાવું** સ૦ ક્રિ૦ છાજ વડે ઢાંકવું
**છાશ(–સ)** સ્ત્રી૦
**છાશી (–સી)** વિ૦ '૮૬'
**છાઇ** સ્ત્રી૦ છાયા
**છાલાં** ન૦ બ૦ વ૦ છોતરાં; છોડાં
**છાંટ** સ્ત્રી૦ ઝીણા ઝીણા છાંટા; ફરફર (૨) ઝટપ; ઉતાવળ (૩) ગપ્પું; બડાઈ (૪) ઉપર–ઉપરથી કાપતાં પડેલા કકડા
**છાંટુ** વિ૦ ગપ્પી
**છાંટો** પું૦ ટીપું (૨) ડાઘ; કલંક
**છાંય** સ્ત્રી૦ છાંયો
**છાંયો** પું૦ છાંય
**છિદ્ર** ન૦ કાણું; બાકું; નાકું; (૨) દોષ; ખામી
**છિન્ન** વિ૦ છેદેલું; જુદું પાડેલું
**છીછી** અ૦ છટ; છિઃ
**છીટ** અ૦ છટ
**છીડું** ન૦ દોષ; બહાનું; છીંડું
**છીણી** સ્ત્રી૦ છીણવાનું સાધન (૨) લાકડાં ફાડવામાં વપરાતી લોઢાની ફાચર
**છીપ** સ્ત્રી૦ એક જાતની માછલીનું કોટલું–ઘર
**છીપો** પું૦ કપડાં છાપનારો
**છીબું** ન૦ તપેલી પર ઢાંકવાનું છાછરું ઢાંકણું
**છીંક** સ્ત્રી૦
**છીંટ** સ્ત્રી૦ એક જાતનું રંગિત, ભાતીગર કપડું
**છીંડી** સ્ત્રી૦ સાંકડી ગલી–નવેળિયું (૨) નાનું છીંડું
**છીંડું** ન૦ વાડમાં જવા આવવા રાખેલું બાકું (૨) દોષ; બહાનું
**છુટ્ટી** સ્ત્રી૦ રજા (૨) નવરાશ
**છુટ્ટું** વિ૦ જાઓ છૂટું
**છુરી** સ્ત્રી૦ છરી
**છૂટ** સ્ત્રી૦ મોકળાશ (૨) રજા (૩) જતી કરેલી રકમ
**છૂટી** સ્ત્રી૦ જુઓ છુટ્ટી
**છૂટું** વિ૦ બંધન વિનાનું (૨) ભભરું (૩) વચમાં અંતર હોય તેવું (૪) ન૦ પરચૂરણ (નાણાંનું)
**છૂપું** વિ૦ ગુપ્ત; છાનું
**છૂરી** સ્ત્રી૦ છરી
**છૂંદવું** સ૦ ક્રિ૦ અડવું; છાવું
**છૂંદો** પું૦ છૂંદીછૂંદીને બનાવેલો લોચો (૨) છીણેલી કેરીનું અથાણું
**છેક** અ૦ તદ્દન; સાવ
**છેકો** પું૦ છેકવા માટે દોરેલો લીટો
**છેટી** સ્ત્રી૦ નાની પોતડી
**છેટું** વિ૦ વેગળું (૨) ન૦ બે જગા વચ્ચેનું અંતર
**છેડ** સ્ત્રી૦ ખીજવવું તે–પજવણી (૨) ખીજ
**છેડો** પું૦ અંત (૨) હદ; સીમા (૩) પાલવ
**છેદ** પું૦ કાપો; ચીરો (૨) છિદ્ર
**છેલ** પું૦ વરણાગિયો માણસ
**છેલો** પું૦ છોકરો; છૈયો
**છેલ્લું** વિ૦ છેવટનું
**છેહ** પું૦ દગો; વિશ્વાસઘાત (૨) ત્યાગ (૨) છેવટ
**છૈયું** ન૦ છોકરું
**છૈયો** પું૦ છોકરો
**છોઇ** સ્ત્રી૦ સાંઠા ઉપરની પાતળી ચીપ; છાલ (૨) પતરાળાં કરવાની સળી (૩) છો
**છોગું** ન૦ કલગીની જેમ ખોસેલો ઊડતો કે ઝૂલતો ફેંટા–ફાળિયાનો છેડો (૨) પાઘડીમાં ખોસેલો ફૂલનો તોરો
**છોછું** વિ૦ ઊણપવાળું; ઓછું (૨) અસહાય; એકલું
**છોટું** વિ૦ નાનું
**છોડ** પું૦ રોપો; છોટવો (૨) ન૦ સુકાઈને થયેલું છોડું (૩) સુકાઈ ગયેલો ગર્ભ
**છોડી** સ્ત્રી૦ છોકરી
**છોડું** ન૦ છોડિયું
**છોતો** પું૦ વાસણ ધોવાનો કૂચડો
**છોને** અ૦ ભલેને
**છોભું** વિ૦ છોભીલું
**છોર** પું૦ છરુ; અસ્ત્રો
**છોરી** સ્ત્રી૦ છોકરી; છોડી
**છોરુ(–રું)** ન૦ છોકરું
**છોરો** પું૦ છોકરો
**છોલ** પું૦; સ્ત્રી૦ વનસ્પતિ ઉપરની ત્વચા; છાલ
**છોવું** સ૦ ક્રિ૦ અડકવું; અડકીને અપવિત્ર કરવું (૨) [ઘરને] છો કરવી (૩) અ૦ ક્રિ૦ અડકવાથી અપવિત્ર થવું
**છોહ** પું૦ છેહ (૨) વિયોગ
**છોળ** સ્ત્રી૦ તરંગ; મોજું; છાલક
**છ્યાશી (–સી)** વિ૦ '૮૬'

## જ

**જક** સ્ત્રી૦ જીદ; હઠ
**જકકી** વિ૦ જક કરનારૂં (૨) ન૦ એક પક્ષી
**જગ** ન૦ જગત (૨) સ્ત્રી૦ જગા
**જગા** સ્ત્રી૦ સ્થળ; ઠેકાણું (૨) ખાલી જગા
**જટ** વિ૦ હઠીલો; અનાડી
**જટા** સ્ત્રી૦ વધારેલા તથા વણીને ઊભા આકારમાં બાંધેલા માથાના વાળ
**જડ** વિ૦ જીવ વિનાનું (૨) [લા.] લાગણી, બુદ્ધિ કે સ્ફૂર્તિ વિનાનું (૩) સ્ત્રી૦ ખીલી; મેખ
**જણ** પું૦; ન૦ પુરૂષ; આદમી; વ્યક્તિ
**જત** અ૦ 'લખવાનું કે' એ અર્થમાં પત્રની શરૂઆતમાં મુકાતો શબ્દ
**જતિ** પું૦ જૈન સાધુ; ગોરજી (૨) જુઓ યતિ
**જથા** અ૦ યથા; જેવી રીતે
**જથો** (–ત્થો) પું૦ સમૂહ; સમુદાય
**જન** પું૦; ન૦ માણસ (૨) લોકોનો સમુદાય
**જનિ** (–ની) સ્ત્રી૦ જન્મ (૨) સ્ત્રી (૩) માતા (૪) પત્ની (૫) દીકરાની વહુ
**જન્મ** પું૦ જન્મવું–પેદા થવું તે (૨) જનમારો
**જન્ય** વિ૦ —થી જન્મેલું; પેદા થયેલું (સમાસને અંતે)
**જપ** પું૦ નામ, મંત્ર ઇત્યાદિનું રટન
**જપ્ત** વિ૦ જુઓ જપત
**જપ્તી** સ્ત્રી૦ જપતી
**જફા** સ્ત્રી૦ જુલમ; જબરદસ્તી
**જમ** પું૦ જુઓ યમ
**જમા** વિ૦ એકઠું થયેલું; એકઠું (૨) સ્ત્રી૦ આવક; ઊપજ; વસૂલ (૩) સરવાળો
**જય** પું૦ જીત; ફતેહ
**જયી** વિ૦ જય મેળવનાર; વિજયી
**જર** પું૦ કસબ (સોનારૂપાના તાર) કે કસબનું વણતર (૨) પૈસો; નાણું; સોનું
**જરા** સ્ત્રી૦ વૃદ્ધાવસ્થા (૨) સાપની કાંચળી (૩) વિ૦ (૪) અ૦ લગાર; થોડું
**જરી** સ્ત્રી૦ કસબ (૨) વિ૦ કસબ સાથે વણેલું; કસબી (૩) થોડું (૪) અ૦ લગાર; સહેજ
**જલ** ન૦ પાણી
**જવ** પું૦ એક ધાન્ય (૨) જવ જેટલી લંબાઇ અથવા વજનનું માપ (૩) વેગ (૪) અ૦ જ્યારે
**જવું** અ૦ ક્રિ૦
**જશ** પું૦ યશ; કીર્તિ
**જહાં** સ્ત્રી૦ દુનિયા; જહાન
**જહીં** અ૦ જ્યાં; જે ઠેકાણે
**જળ** ન૦ પાણી
**જળો** સ્ત્રી૦ પાણીમાં રહેતો એક જીવડો
**જંઇ** પું૦ પૈસો; દોઢિયું
**જંગ** પું૦ મોટી લડાઈ; યુદ્ધ
**જંગી** વિ૦ જંગ–લડાઇને લગતું (૨) મોટું; જબરું
**જંઘ(–ઘા)** સ્ત્રી૦ જાંઘ; સાથળ
**જંત** પું૦ જંતુ
**જંતુ** પું૦; ન૦ નાનું જીવડું
**જંત્ર** વિ૦ પ્રખર; તીવ્ર (૨) એક જાતનું તંતુવાદ્ય
**જંત્રી** પું૦ જંત્ર વગાડનાર (૨) જાદુગર; ખેલાડી
**જંપ** પું૦ શાંતિ; નિરાંત
**જાઇ** વિ૦ સ્ત્રી૦ જણી; જણેલી (૨) સ્ત્રી૦ મા (૩) દેવી; માતા (૪) એક વેલ
**જાગ** પું૦ યાગ; યજ્ઞ (૨) જગા
**જાટ** વિ૦ રજપૂતોની એક જાતનું (૨) પું૦ તે જાતનો આદમી (૩) સ્ત્રી૦ ઘેટાબકરાના વાળ
**જાડું** વિ૦ દળદાર (૨) ચરબીથી ભરેલું (૩) ઘાટું (૪) તીણું નહિ એવું (૫) ખોખરું (૬) [લા.] મંદ બુદ્ધિવાળું (૭) ગામડિયું; અશિષ્ટ
**જાણ** વિ૦ જાણનાર (૨) ઓળખાણવાળું; પરિચિત (૩) સ્ત્રી૦ માહિતી (૪) ઓળખાણ
**જાણે** અ૦ 'એવું જ હોયને' એવી ઉત્પ્રેક્ષા બતાવતો શબ્દ (૨) 'માનો કે' એવો ભાવ બતાવતો શબ્દ
**જાત** વિ૦ જન્મેલું; ઉત્પન્ન થયેલું (૨) સ્ત્રી૦ જાતિ; વર્ગ (૩) નાત; જ્ઞાતિ (૪) પંડ; દેહ (૫) [લા.] મૂળ સ્વભાવ
**જાતિ** સ્ત્રી૦ વર્ગ; સમુદાય
**જાતે** અ૦ પોતે
**જાત્રા** સ્ત્રી૦ તીર્થોની મુસાફરીએ જવું તે (૨) દેવ કે મહાપુરુષને નિમિત્તે થતો મોટો સમારંભ કે મેળો (૩) ભરણપોષણનો ભાગ
**જાથુ** અ૦ હમેશ રહે–ચાલ્યા કરે એમ
**જાદુ(–દૂ)** પું૦; ન૦ મંત્રતંત્ર કે હાથચાલાકીનું કામ
**જાદો** પું૦ દીકરો

**જાન** પું૦ જીવ; પ્રાણ (૨) સ્ત્રી૦ વરને પરણાવવા એની સાથે જનારાંઓનો સમૂહ (૩) ન૦ નુકસાન; હાનિ

**જાની** વિ૦ જાનસમું પ્રિય (૨) જીવલેણ (૩) પું૦ યજ્ઞ કરાવનાર; પુરોહિત

**જાપ** પું૦ જુઓ જપ

**જાપ્તો** પું૦ જુઓ જાપતો

**જામ** પું૦ પ્યાલો (૨) જામનગરના દરબારનો ઈલકાબ (૩) એક પહોર (૪) ન૦ પ્યાલું (૫) જામફળ

**જામો** પું૦ મોટા ઘેરવાળો ઘણો જ નીચો અંગરખો

**જાયા** સ્ત્રી૦ સ્ત્રી; પત્ની

**જાયું** વિ૦ જન્મેલું

**જાયો** પું૦ પુત્ર

**જાર** પું૦ પરસ્ત્રી સાથે પ્રીતિ કરનાર; ચાર (૨) સ્ત્રી૦ એક અનાજ–જુવાર

**જારી** સ્ત્રી૦ જુઓ જારકર્મ (૨) અ૦ ચાલુ

**જારુ** અ૦ જારી; ચાલુ

**જાલ(-ળ)** સ્ત્રી૦ માછલાં, પંખી વગેરે પકડવા માટેની જાળી (૨) ઘણી વસ્તુઓ ગૂંચવાઈને થયેલું જાળું

**જાલી** વિ૦ ક્રૂર; જુલમી

**જાસો** પું૦ અંગત વેર વાળવા લોકો પર કરાતી જબરદસ્તી (૨) તેને માટે અપાતી ધમકી

**જાસ્તી** સ્ત્રી૦ જુલમ; જબરજસ્તી

**જાળ** સ્ત્રી૦ જુઓ જાલ (૨) ભમરડો ફેરવવાની દોરી

**જાળી** સ્ત્રી૦ વચમાં કાણાં રહે એવી ગૂંથણી (૨) ભમરડાની જાળ

**જાંખું** ન૦ ધુંગું (૨) કરોળિયાનું બાનું (૩) આંખની છારી

**જાંગી** સ્ત્રી૦ મોટું ઢોલ

**જાંઘ** સ્ત્રી૦ સાથળ; જંઘા

**જાંબુ** ન૦ જાંબુડાનું ફળ

**જિત** વિ૦ જીતનારું (૨) જિતાયેલું

**જિદ** સ્ત્રી૦ જક; હઠ

**જિદ્દી** વિ૦ જક્કી; હઠીલું

**જિન** વિ૦ (રાગ દ્વેષાદિ ઉપર) જય મેળવનારું (૨) પું૦ બુદ્ધ (૩) જૈન તિર્થંકર (૪) વિષ્ણુ

**જિલ્લો** પું૦ વિભાગ (૨) કલેક્ટરની હકૂમત નીચે મુકાતો દેશનો ભાગ

**જિહ્વા** સ્ત્રી૦ જીભ

**જીજી** સ્ત્રી૦ જી; બા (૨) મોટી મા; દાદી

**જીત** સ્ત્રી૦ ફતેહ; વિજય

**જીદ** સ્ત્રી૦ જુઓ જિદ

**જીન** પું૦ એક જાતનું ભૂત (૨) ન૦ કપાસ લોઢવાનું કારખાનું (૩) ઘોડાનું પલાણ

**જીનો** પું૦ દાદરબારી; અલગ કાઢેલી સીડી

**જીભ** સ્ત્રી૦

**જીર્ણ** વિ૦ છેક જૂનું; ઘસાઈ કે ખવાઇ ગયેલું

**જીવ** પું૦ શરીરનું ચેતનતત્ત્વ (૨) પ્રાણી (૩) [લા.] પૂંજી; દોલત (૪) દમ; સાર

**જીવા** સ્ત્રી૦ ધનુષ્યની દોરી

**જીવી** વિ૦ (સમાસને અંતે) જીવનારું; નભનારું ઉદા૦ 'શ્રમજીવી'

**જુક્ત** વિ૦ યુક્ત; જોડેલું (૨) યોગ્ય; અનુકૂળ

**જુક્તિ** સ્ત્રી૦ યુક્તિ, તદબીર

**જુગ** પું૦ યુગ; જમાનો

**જુઠું** વિ૦ ખોટું; અસત્ય (૨) કૃતિમ; (૩) અજીઠું

**જુત** વિ૦ યુત; જોડાયેલું (૨) ન૦ બળદની જોડ

**જુદું** વિ૦ છૂટું; અલગ; વેગળું (૨) ઓર; અનોખું

**જુદ્ધ** ન૦ યુદ્ધ; લડાઇ

**જુમા** પું૦ શુક્રવાર

**જુમ્મો** પું૦ જોખમદારી; જવાબદારી

**જુસ્સો** પું ઊભરો; જોસ (૨) લાગણીનો જુસ્સો (૩) જોમ; બળ

**જૂઇ** સ્ત્રી૦ એક ફૂલવેલ

**જૂજ** વિ૦ બહુ થોડું; જરા

**જૂટ** પું૦ (વાળનો) ઝુંડો; સમૂહ

**જૂઠ** ન૦ જૂઠાણું

**જૂતું** ન૦ ખાસડું

**જૂથ** ન૦ ટોળું; સમૂહ

**જૂનું** વિ૦ પુરાણું (૨) જીર્ણ

**જૂવો** પું૦ ઢોરના શરીર પર ચોંટતું એક જીવડું

**જેજે** પું૦ જયજય; વંદન

**જેઠ** પું૦ વરનો મોટો ભાઇ (૨) વિક્રમ સંવતનો આઠમો મહિનો (૨) વિ૦ જુઓ જ્યેષ્ઠ

**જેતા** પું૦ જીત મેળવનાર; વિજેતા

**જેબ** પું૦; સ્ત્રી૦ જુલમ (૨) ખીસું (૩) શોભા

**જેમ** અ૦ જે રીતે

**જેર** અ૦ વશ; તાબે; પરાજિત

**જેલ** સ્ત્રી૦ કેદખાનું

**જૈન** વિ૦ (સં.) જિને (તીર્થંકરે) પ્રવર્તાવેલું (૨) જૈનધર્મને લગતું (૩) પું૦ જિનનો ઉપાસક; શ્રાવક

**જોક** સ્ત્રી૦ જળો (૨) ઢોરનો વાડો (૩) (ઢોરનું) જૂથ
**જોખ** પું૦ સુખ; આનંદ (૨) સ્ત્રી૦ જુઓ જોક (૩) ન૦ જોખવાનું કાટલું (૪) જોખવાની રીત; તોલ (૫) તાજવું; કાંટો
**જોગ** વિ૦ (૨) અ૦ જુઓ જોગું (૩) પું૦ જુઓ યોગ (૪) જોગવાઈ
**જોગી** પું૦ યોગી (૨) શૈવપંથી ખાખી બાવો (૩) એક રાગ (૪) એ નામની જાત; રાવળિયો
**જોગું** વિ૦ યોગ્ય; લાયક (૨) અ૦ પ્રતિ; પ્રત્યે
**જોટો** પું૦ બે સરખી વસ્તુઓની જોડ (૨) એક વસ્તુને બધી રીતે મળતી આવતી બીજી વસ્તુ
**જોડ** સ્ત્રી૦ બે સરખી વસ્તુઓની જોડી (૨) હરીફાઇ કે સરખામણીમાં બરાબર ઊતરે તેવી બીજી વસ્તુ (૩) સંગતિ; સોબત
**જોડી** સ્ત્રી૦ બે સરખી વસ્તુઓની જોડ (૨) નાનાં છોકરાનું પગરખું
**જોડો** પું૦ પગરખું
**જોણું** ન૦ જોવું તે (૨) તમાસો; ફજેતો
**જોત** સ્ત્રી૦ તેજ; પ્રકાશ (૨) દીવાની શિખા
**જોદ્ધો** પું૦ યોદ્ધો; લડવૈયો
**જોબો** પું૦ જીવ ઊંડો ઊતરી જવો-બેભાન થઈ જવું તે
**જોમ** ન૦ જુસ્સો; બળ; શક્તિ
**જોર** ન૦ બળ; કૌવત; શક્તિ
**જોરૂ** સ્ત્રી૦ બૈરી; વહુ
**જોવું** સ૦ ક્રિ૦ દેખવું (૨) [લા.] તપાસવું; વિચારવું; ધ્યાન આપવું
**જોશ (-ષ)** પું૦ જ્યોતિષથી જણાતું નસીબ-ભવિષ્ય
**જોશ (-સ)** પું૦; ન૦ ઉછાળો; ઊભરો (૨) જુસ્સો (૩) વેગ; જોર
**જોશી (-ષી)** પું૦ જોશ જોનારો
**જ્ઞાત** વિ૦ જાણેલું
**જ્ઞાતા** પું૦ જાણનારો
**જ્ઞાતિ** સ્ત્રી૦ ન્યાત; નાત
**જ્ઞાન** ન૦ જાણવું તે; જાણ; ખબર (૨) બ્રહ્મજ્ઞાન
**જ્ઞાની** વિ૦ જ્ઞાનવાળું
**જ્ઞેય** વિ૦ જાણવાયોગ્ય
**જ્યાદા** વિ૦ વધારે
**જ્યારે** અ૦ જે વખતે
**જ્યેષ્ઠ** વિ૦ મોટું; વડું (૨) પું૦ જેઠ માસ
**જ્યોતિ** પું૦; સ્ત્રી૦ જુઓ જોત (૨) આકાશના સૂર્ય, ચંદ્ર, તારા વગેરે તેજસ્વી પદાર્થ
**જ્યોત્સ્ના** સ્ત્રી૦ ચાંદની; ચાંદરણું
**જ્વર** પું૦ તાવ
**જ્વાલા(-ળા)** સ્ત્રી૦ અગ્નિની શિખા

## ઝ

**ઝટ** અ૦ તરત; તાબડતોબ
**ઝડ** સ્ત્રી૦ જુઓ ઝડઝમક (૨) એક જાતનો તાલ (૩) લેહ; લગની
**ઝડી** સ્ત્રી૦ એકી સપાટે-જોરભેર વરસવું તે (૨) રમઝટ
**ઝપ** અ૦ ઝટઝટ
**ઝમ** અ૦ ઓચિંતું; એકદમ
**ઝબે** સ્ત્રી૦ વધેરવું-ભોગ આપવો તે; કતલ
**ઝબો(-ભો,-ભ્ભો)** પું૦ લાંબો અને ખૂલતો ડગલો
**ઝરો** પું૦ જમીન કે પહાડમાંથી ઝરીને શરૂ થયેલો વહેળો (૨) એક જીવડો
**ઝંઝા** સ્ત્રી૦ પવનનો કે પવન સાથે પડતા વરસાદનો સુસવાટ
**ઝંડો** પું૦ ઝુંડો; ધ્વજદંડ (૨) [લા.] ઝુંબેશ
**ઝાઝું** વિ૦ પુષ્કળ
**ઝાડ** ન૦ વૃક્ષ
**ઝાડી** સ્ત્રી૦ ઝાડ વેલા ઘાસ વિ૦ નો ભરાવો (૨) જંગલ
**ઝાડુ** ન૦ સાવરણી; સાવરણો (૨) પૂંજો
**ઝાડો** પું૦ વિષ્ઠા (૨) ઝડતી; બારીક તપાસ
**ઝાર** પું૦ ભરતી (૨) રશિયાના રાજાનો ઈલકાબ
**ઝારી** સ્ત્રી૦ નાળચાવાળી ટોપલી
**ઝારું** ન૦ મોટું ટાળું (૨) ધાડું; ટોળું
**ઝારો** પું૦ મોટી ઝારી (૨) પાણી છાંટવાનું નાળચાવાળું વાસણ (૩) તંબૂરાનો પિત્તળનો તાર; ખરજસ્વરનો તાર
**ઝાલ** સ્ત્રી૦ કાનનું એક ઘરેણું
**ઝાલાં** ન૦ બ૦ વ૦ મહેણાં; ટોણાં
**ઝાવાં** ન૦ બ૦ વ૦ ડૂબતા માણસનાં તરફડિયાં
**ઝાળ** સ્ત્રી૦ જ્વાલા; તેની આંચ (૨) [લા.] ક્રોધનો આવેશ

**ઝાંખ** સ્ત્રી૦ ઝાંખાપણું (૨) બટ્ટો; લાંછન
**ઝાંખી** સ્ત્રી૦ દર્શન (૨) ભાવપૂર્વક દર્શન
**ઝાંખું** વિ૦ અસ્પષ્ટ; આછું (૨) ઓછા પ્રકાશવાળું
**ઝાંઝ** સ્ત્રી૦ છમલીકાં; કાંસીજોડ (૨) ગુસ્સો; રીસ
**ઝાંઝી** વિ૦ ઝટ ચિડાઇ જાય તેવું–ચીડિયું
**ઝાંપો** પું૦ (શેરી, વાડા વગેરેનો) દરવાજો (૨) ગામની ભાગોળ
**ઝાંય** સ્ત્રી૦ પ્રતિબિંબ; પડછાયો (૨) ઝલક; તેજ
**ઝીક** સ્ત્રી૦ ઝીકવું તે—પછાડ (૨) કસબી તારનું ભરત
**ઝીણું** વિ૦ બારીક (૨) ઝીણવટથી કામ કરનારું
**ઝીંક** સ્ત્રી૦ ઊંચું લઈ જોરથી નીચે અફાળવું તે
**ઝુંડ** ન૦ જૂથ; ટોળું
**ઝુંડો** પું૦ જુઓ ઝંડો
**ઝૂઝ** સ્ત્રી૦ ઝૂઝવું તે
**ઝૂડ** ન૦ મોટો મગર (૨) ચૂંટ; મજબૂત પકડ
**ઝૂડી** સ્ત્રી૦ નાનો ઝૂડો
**ઝૂડો** પું૦ ઘણી ચીજોનો સાથે બાંધેલો જથ્થો
**ઝૂલ** સ્ત્રી૦ શોભા માટે રાખેલી ઝૂલતી કિનાર
**ઝૂલો** પું૦ જેમાં ઝૂલી શકાય તે; હીંચકો (૨) [લા.] નુકશાન; ખાધ
**ઝૂંટ** સ્ત્રી૦ ઝૂંટવી લેવું તે

**ઝેર** ન૦ વિષ (૨) ઈર્ષ્યા (૩) વેર (૪) ઝાંઝર (કવિતામાં)
**ઝેરી** વિ૦ ઝેર–વિષવાળું (૨) અદેખું; અટંસવાળું
**ઝોક** પું૦; સ્ત્રી૦ વાંક; વલણ; ઝૂકવાપણું (૨) ગોષ્ટ; ગાય ઘેટાં બકરાંનો વાડો (૩) આંખમાં કાંઈ ઝપટાવું (૪) નુકશાન
**ઝોકું** ન૦ ઊંઘ કે ઘેનનું ડોલું
**ઝોકો** પું૦ હેલો; હડસેલો (૨) આંખની ઝોક (૩) ત્રાજવાં ખોટાં નમાવવાની યુક્તિ
**ઝોડ** ન૦ ઝૂડ; વળગણ
**ઝોબો(–ભો)** પું૦ જુઓ જોખો
**ઝોલ** સ્ત્રી૦ ઝૂલવું તે; ઢીલાસને લીધે તારનું વચ્ચેથી ઝૂલી જવું તે
**ઝોલું** ન૦ ઝુંડ; ટોળું (૨) ઝોકું; ડોલું
**ઝોલો** પું૦ ઝૂલો; હિંડોળો (૨) હેલો; હીંચકાનો એક ઝોક (૩) ઝોલ
**ઝોળ** સ્ત્રી૦ ઝાળ; જ્વાલા (૨) ન૦ ઝોટ; વળગણ
**ઝોળી** સ્ત્રી૦ કપડાના ચાર છેડા પકડી ઝૂલતું પાત્રાકાર કરાય છે તે ઉદા૦ 'શાકની ઝોળી,' 'સાધુની ઝોળી' (૨) બાળકની ખોઇ
**ઝોળો** પું૦ ઝોલો; નમી પડવું તે (૨) મોટી ઝોળી
**ઝોંકો** પું૦ ઝોકો
**ઝોંટ** સ્ત્રી૦ ઝૂંટ; ઝટપ

## ટ

**ટકો** પું૦ ત્રણ પૈસા (૨) રૂપિયો; નાણું (૩) સેંકડાના પ્રમાણમાં ગણતરી; 'પરસેન્ટેજ'
**ટચ** વિ૦ ઊંચી જાતનું (૨) પું૦ સોનાના કસનો આંક (૩) અ૦ (રવ૦) જરી વારમાં; ઝટ
**ટટ્ટી** સ્ત્રી૦ કામઠાંનો કે વાંસની ચીપોનો પડદો (૨) જાજરૂ; સંડાસ (૩) વીરણનો બનાવેલો ચક
**ટટ્ટુ** પું૦ ન૦ ઠીંગણું ઘોડું (૨) નબળું ઘોડું
**ટટ્ટો** પું૦ ટ અક્ષર
**ટન** પું૦ એક અંગ્રેજી તોલ–(આશરે ૫૪ મણનું)
**ટપ** અ૦ (રવ૦) (૨) ઝટ
**ટપ્પો** પું૦ અમુક લંબાઇનો આંતરો (૨) મુસાફરી; મજલ; વિસામો (૩) ઘોડા કે બળદનું વાહન (૪) ગપ્પું
**ટબ** ન૦ ઘણું પહોળું લાકડાનું અથવા પતરાનું વાસણ
**ટલ્લો** પું૦ ફેરો; આંટો; ધક્કો
**ટશ(–સ)** સ્ત્રી૦ મીટ; અનિમેષ નજર

**ટંક** પું૦ છાપ મારેલો સિક્કો; ટકો (૨) સ્ત્રી૦ નક્કી કરેલો વખત (૩) પૈસાભાર; ટાંક
**ટંગ** સ્ત્રી૦ ટાંગો; પગ
**ટંટો** પું૦ કજિયો; તકરાર
**ટાટ** ન૦ શણની દોરીઓના વણાટનું જાડું કપડું (૨) પું૦ મોટી–તાસકના ઘાટની છીછરી થાળી (૩) અ૦ સાવ; તદ્દન ઉદા૦ 'લુખોટાટ'
**ટાટું** ન૦ કામઠાંની ચીપોની ગૂંથેલી સાદડી, ભીંત કે ઝાંપો (૨) ટાટાંનું બનાવેલું ઝૂંપડું
**ટાઢ** સ્ત્રી૦ ઠંડી
**ટાઢું** વિ૦ શીતળ; ઠંડું (૨) વાસી (૩) [લા.] ધીમું; મંદ (૪) ઝટ ઉશ્કેરાય નહિ એવું
**ટાઢો** પું૦ ટાઢો ડામ; અંદરથી બાળી મૂકે એવું મર્મવચન
**ટાણું** ન૦ સારોનરસો પ્રસંગ; અવસર (૨) સંધિ; લાગ
**ટાપુ** પું૦ બેટ; દ્વીપ
**ટાલ** સ્ત્રી૦ વાળ જતા રહ્યા હોય એવો માથાનો ભાગ

**ટાળી** અ૰ વિના; સિવાય

**ટાળો** પું૰ ટાળવું–વાયદા કર્યા કરવા તે (૨) જુદાઇ—અંતર ગણવું–રાખવું તે (૩) ખેલ; ચમત્કાર (૪) સંજોગ; તાકડો

**ટાંક** સ્ત્રી૰ શેરનો ૭૨મો ભાગ (૨) મોતી તોળવાનું એક વજન—તોલ (૩) ઘડેલી કલમની અણી (૪) 'નિબ'; અણિયું (૫) પું૰ લખત; લખાણ (૬) ટંક; વેળા

**ટાંકી** સ્ત્રી૰ પાણી ભરવાનો છોબંધ કે લોખંડનો કોઠો (૨) નાનું ટાંકું (પાણીનું) (૩) ચાંદીનો રોગ (૪) ટાંકવાની-કોતરવાની ક્રિયા (૫) [લા.] ફાયદો–અસર (દવાની)

**ટાંકું** ન૰ વરસાદનું પાણી ભરી મૂકવાને જમીનની અંદર બનાવેલો છોબંધ કોઠો (૨) [જમવા માટે] પાણીથી ઠારેલું ઘી (૩) તાકું

**ટાંકો** પું૰ બખિયો; સીવણ

**ટાંગ** સ્ત્રી૰ ટાંગો; પગ

**ટાંગો** પું૰ ઘોડાગાડી; ટપ્પાગાડી (૨) ટાંગ

**ટાંચ** સ્ત્રી૰ જપ્તી (૨) કલમની અણીનો ત્રાંસો કાપ (૩) ટચકો (૪) ઘટ; ખોટ

**ટાંચું** વિ૰ ઊણું; ઓછું (૨) ન૰ ઊણપ; ઘટ

**ટાંડી** સ્ત્રી૰ (કા.) દીવાસળી

**ટાંપ** સ્ત્રી૰; ન૰ વાક્યમાં આવતું વિરામચિહ્ન (૨) પૂર્ણવિરામ

**ટાંપું** ન૰ મળવા જવું તે (૨) ફેરો; આંટો

**ટિક્કી** સ્ત્રી૰ સફળતા (૨) લાગવગ; સિફારસ (૩) ટીપકી–ટીલડી

**ટિક્કો** પું૰ ચાંદલો; મોટું ટીલું (૨) ટામ

**ટિન** ન૰ એક ધાતુ–કલાઇ

**ટિંબો** પું૰ ટેકરો, ટીંબો

**ટીકા** સ્ત્રી૰ સમજૂતી આપવા કરેલું વિવરણ (૨) ગુણદોષની સમાલોચના (૩) નિંદા; વગોવણી

**ટીકી** સ્ત્રી૰ સોનેરી કે રૂપેરી ટપકી (૨) ઝીણો ચાંદલો; ટીલડી

**ટીપ** સ્ત્રી૰ યાદી; નોંધ (૨) ઉઘરાણીનો કાગળ; લખાણી (૩) કેદની સજા (૪) પાણીની તંગી; ટિપ્પણી (૫) થાબડી; ટીપણી

**ટીપું** ન૰ પ્રવાહીનું ટપકું

**ટીલી** સ્ત્રી૰ જુઓ ટીલડી

**ટીલું** ન૰ તિલક

**ટીલો** પું૰ ઊભું ટીલું; તિલક

**ટીશી(–સી)** સ્ત્રી૰ અંકુર; કૂંપળ (૨) અણીદાર કળી (૩) ટોચ; શિખર (૪) શેખી; પતરાજી

**ટીંબો** પું૰ જુઓ ટિંબો

**ટુહૂ** અ૰ (રવ૰) કોયલના ટહુકાની જેમ

**ટૂક** સ્ત્રી૰ ટોચ; શિખર (૨) કવિત ની અમુક કડીઓનો સમૂહ; ટૂક

**ટૂંક** સ્ત્રી૰ સ્વમાનની ટેક–લાગણી (૨) કવિતાની ટૂક (૩) વિ૰ ટૂંકું

**ટૂંકું** વિ૰ લાંબુ–મોટું નહિ એવું

**ટૂંપો** પું૰ હૈડિયો (૨) ફાંસો

**ટૂંબો** પું૰ ટુંબો; મહેણું; ટાણો

**ટેક** પું૰; સ્ત્રી૰ પણ; નિશ્ચય (૨) શાખ; આબરૂ (૩) ટેકો (૪) કવિતાનું ધ્રુવપદ

**ટેકી** વિ૰ ટેક–વટવાળું

**ટેકો** પું૰ આધાર; આશ્રય (૨) આધારની વસ્તુ; થાંભલો

**ટેટો** પું૰ વડનું ફળ (૨) ફટાકડો

**ટેડું** વિ૰ વળેલું; વાંકું; આડું (૨) [લા.] મિજાજી

**ટેરો** પું૰ પડદો; અંતરપટ (૨) પથ્થર જેવી કઠણ ચીજ (૩) વડનો ટેટો

**ટેવ** સ્ત્રી૰ લત; ખો

**ટેંટું** વિ૰ ટેં–ટેં થઈ ગયેલું (૨) અફીણથી બેહાલ–ચકચૂર (૩) ન૰ અફીણિયો; દરિદ્રી

**ટેંટેં** અ૰ (રવ૰) (૨) સ્ત્રી૰ પતરાજી (૩) અણગમાનો બબડાટ

**ટોક** સ્ત્રી૰ વારંવાર કહેવું—ઠપકો આપવો તે (૨) નજર લાગવી–ટોકાવું તે

**ટોચ** સ્ત્રી૰ છેક ઉપરનો ભાગ; શિખર (૨) ભોંક (૩) મહેણું; ટૂંબો

**ટોચો** પું૰ ગોદો; તેનો ઘા (૨) [લા.] મહેણું

**ટોણો** પું૰ મહેણું; મર્મવચનનો ટોક (૨) જાદુટોણાં

**ટોપ** પું૰ લોઢાની લશ્કરી ટોપી (૨) વરસાદ વખતે ઓઢવાની બનાતની ટોપી (૩) મોટી છત્રી (૪) રાંધવાનું મોટું તપેલું

**ટોપી** સ્ત્રી૰

**ટોયો** પું૰ બૂમો પાડી ખેતરમાંથી પંખી ઉડાડનારો

**ટોલ** પું૰ કર; દાણ; વેરો (૨) [ક.] ઘરેણું

**ટોલ્લો** પું૰ બારસાખના ઉપલા લાકડા આગળ રહેતો છેડો (૨) ઠલ્લો; વાયદો (૩) ઉડાડવું –ઉછાળવું તે (૪) મોઈના છેડા ઉપર દંડાનો ફટકો મારી તેને ઉડાડવી તે

**ટોવું** સ૦ ક્રિ૦ બૂમ પાડી પક્ષી ઉડાડવાં [ખેતર સાચવવા] (૨) ટીપે ટીપે પાણી પાડવું

**ટોળ** વિ*૦ (૨) પું૦; સ્ત્રી; ન૦ હસવું આવે એવી ક્રિયા અથવા બોલ; મશ્કરી ઠઠ્ઠો

**ટોળી** સ્ત્રી૦ મંડળી (૨) વિ૦ મશ્કરું

**ટોળું** ન૦ સમુદાય; સમૂહ

**ટોંચ** સ્ત્રી૦ ટોંચવાથી પડેલો ખાડો (૨) ફાચર; ફાંસ (૩) મહેણું; ટાણું (૪) ઠપકો; ગોદ

**ટોકો** પું૦ જુઓ ટહુકો

**ટ્રસ્ટ** ન૦ ન્યાસ; સુપરત (૨) સાચવણી અને વ્યવસ્થા માટે સુપરત કરેલો પારકો માલ

**ટ્રસ્ટી** પું૦ જેને ટ્રસ્ટ સોંપવામાં આવ્યું હોય તે

**ટ્રામ** સ્ત્રી૦ એક વાહન

## ઠ

**ઠગ** વિ૦ ઠગનારું (૨) લૂંટારાની એક જાતનું (૩) પું૦ એ જાતનો માણસ (૪) ઠગનાર

**ઠઠ** સ્ત્રી૦ ભીડ; ગિરદી; જમાવ

**ઠઠ્ઠો** પું૦ ઠ અક્ષર (૨) મશ્કરી; ઠેકડી

**ઠસ** વિ૦ ઠાંસીને—સજ્જડ ભરેલું (૨) સજ્જડ; અક્કડ (૩) આશ્ચર્યચકિત (૪) અ૦ ઠસોઠસ

**ઠસ્સો** પું૦ ભભકો (૨) રોફ (૩) લટકો

**ઠંડ (-ડી)** સ્ત્રી૦ ટાઢ (૨) શીતળતા (૩) શરદી

**ઠંડુ** વિ૦ ટાઢું; શીતળ (૨) મંદ; સુસ્ત

**ઠાઠ** પું૦ ભપકો; શોભા

**ઠાઠી** વિ૦ ઠાઠવાળું; ભપકાદાર (૨) [લા.] બહારનો દેખાવ કરનારું; દાંભિક

**ઠાઠું** ન૦ હાડપિંજર (૨) ખોખું; કોઇ પણ જીર્ણ થઈ ગયેલી વસ્તુ (૩) ભાંગીતૂટી ઢાલ

**ઠાણુ** ન૦ તબેલો (૨) ઘોડીની ગર્ભાવસ્થા (૩) સ્ત્રી૦ ટાપટીપ; નખરાં

**ઠામ** પું૦; ન૦ સ્થાન; ઠેકાણું (૨) વાસણ

**ઠાર** પું૦; ન૦ ઓસ; ઝાકળ (૨) ટાઢી હવા; હીકળ (૩) ઠામ, ઠેકાણું [કવિતામાં] (૪) પું૦ સુતાર

**ઠાલું** વિ૦ ખાલી; નહિ ભરેલું (૨) નકામું; ધંધા વિનાનું (૩) નહિ વાસેલું; ખુલ્લું (૪) અ૦ નાહક; ફોગટ

**ઠાગું** વિ૦ ધૂર્ત (૨) ન૦ પીરસેલી થાળી; ભાણું

**ઠાંસી** સ્ત્રી૦ ખાંસી

**ઠાંસો** પું૦ સૂકી ઉધરસ (૨) ગોદો; ઠુસકો

**ઠીક** વિ૦ સારું; યોગ્ય; જોઇએ તેવું (૨) સાધારણ (૩) અ૦ વારુ–સારું એ અર્થ બતાવતો ઉદ્‌ગાર

**ઠીઠી** અ૦ (રવ૦) (મોટેથી હસવાનો અવાજ)

**ઠીડું** ન૦ ભાંગીતૂટી—જીર્ણ અને અવાવરું ચીજ

**ઠીબ** સ્ત્રી૦ ભાંગેલા હાંલ્લાનો તળિયાનો ભાગ; મોટું ઠીકરું

**ઠીબું** ન૦ માટીનું ઠામ

**ઠૂશ(-સ)** સ્ત્રી૦ (રવ૦) દમ; અડદાળો (૨) વિ૦ નકામું; નબળું; નિઃસત્ત્વ

**ઠૂંઠું** વિ૦ આંગળા વિનાના કે થોડાઘણા કપાઇ ગયેલા હાથવાળું (૨) ન૦ ડાળાં વગેરે કાપ્યાં પછી રહેતું ઝાડનું થડિયું (૩) બીડી પિવાઈ રહ્યા પછી રહેલો ભાગ

**ઠૂંશ(-સ)** સ્ત્રી૦ ખોટો ગર્વ; ઠાંસ

**ઠેક** સ્ત્રી૦ મશ્કરી

**ઠેકો** પું૦ નરઘાં કે ડફ ઉપર જોરથી દેવાતો તાલ (૨) ઇજારો

**ઠેઠ** અ૦ છેડા લગી

**ઠેબું** ન૦ પગની ઠેસ

**ઠેર** અ૦ ખરી જગાએ; અસલ ઠેકાણે (૨) ઠાર

**ઠેલો** પું૦ હડસેલો (૨) ઠેલીને લઈ જવાની ગાડી

**ઠેશ(-સ)** સ્ત્રી૦ ઠોકર (૨) હલકી લાત (૩) નાનું અટકાણ—ઉલાળી (૪) નાની ફાચર

**ઠેશી(-સી)** સ્ત્રી૦ ફાચર (૨) ઉલાળી

**ઠોક** પું૦; સ્ત્રી૦ પ્રહાર (૨) ઠપકો (૩) ટોણો

**ઠોકો** પું૦ ઠોક; ફટકો (૨) તેનો અવાજ

**ઠોઠ** વિ૦ ઓછી અક્કલ–સમજવાળું; જડસું

**ઠોઠા** પું૦ બ૦ વ૦ બાફેલા આખા ઘઉં

**ઠોંસો** પું૦ જુઓ ઠાંસો

## ડ

**ડક્કો** પું૦ વહાણનો માલ ચડાવવાઉતારવા બાંધેલો ઘાટ; 'ડૉક' (૨) દરિયા કે નદીના પાણી સામે રક્ષણ માટે બાંધેલો બંધ

**ડખો** પું૦ (૨) [લા.] ગોટાળો; ખીચડો (૩) વાંધો; ઝઘડો

**ડગ** ન૦ પગલું (૨) તેનું અંતર

**ડચ** અ૦ (રવ૦) (૨) ન૦ જીભ થડકાવીને કરાતો નકારસૂચક અવાજ (૩) બળદ વગેરે હાંકતાં કરાતો અવાજ (૪) પું૦ વલંદો

**ડટ્ટો** પું૦ ડાટો; ડાટા તરીકે વાપરેલો ડૂચો

**ડફ** સ્ત્રી૦; ન૦ એક વાદ્ય (૨) અ૦ ઝટ

**ડબું** ન૦ કડછી

**ડબો(-બ્બો)** પું૦ દાબડો (૨) રેલગાડીનો ડબો (૩) ઘડિયાળનો ડબો (૪) એક જાતનું ફાનસ (૫) કોળિયો (૬) હરાયાં ઢોર પૂરવાનો વાડો

**ડબ્બી** સ્ત્રી૦ ડબી; દાબડી

**ડર** પું૦ ભય; બીક

**ડંકો** પું૦ નગારું; ઢોલ (૨) ઘોડાની પીઠ ઉપર બે બાજુ લટકાવેલાં ઢોલ (૩) [લા.] ફતેહનો અવાજ; ફતેહ

**ડંખ** પું૦ ચટકો; દંશ (૨) કીનો; વેર (૩) આંકડો; ઝેરી કાંટો-અણી

**ડંડો** પું૦ જાડી ટૂંકી લાકડી; ડંગોરો

**ડાક** સ્ત્રી૦ ટપાલ (૨) મુસાફરો, ટપાલ વગેરે લઈ જવા માટેની ટપ્પાઓની ગોઠવણ (૨) ન૦ ડાકલું

**ડાકુ** પું૦ લૂંટારો; ધાડપાડુ

**ડાકું** વિ૦ અપમાનિત; બટ્ટો લાગેલું

**ડાઘ (-ઘો)** પું૦ (ગંદો લખાય એવો) ડપકો (૨) [લા.] કલંક; બટ્ટો

**ડાઘુ** પું૦ મડદાને બાળવા લઈ જનારો; ખાંધિયો

**ડાઘો** પું૦ જુઓ ડાઘિયો (૨) જુઓ ડાઘ

**ડાચું** ન૦ જડબું (૨) મોં (તિરસ્કારમાં)

**ડાટ** પું૦ ભારે નાશ; ખુવારી

**ડાટી** સ્ત્રી૦ દાટી; ભીડ; ગિરદી (૨) ધમકી

**ડાટો** પું૦ ડૂચો

**ડાબું** વિ૦ જમણાથી ઊલટું (૨) [લા.] અળખામણું; અળગું

**ડામ** પું૦ ગરમગરમ વસ્તુ ચામડી ઉપર ચાંપી દેવી તે; ચપકો (૨) [લા.] કલંક; લાંછન (૩) કંઈ નહિ; ટીકો (તિરસ્કારમાં)

**ડારો** પું૦ ધમકી; ડપકો

**ડાહ્યું** વિ૦ ડહાપણવાળું; સમજુ

**ડાળ** સ્ત્રી૦; ન૦ ડાળું

**ડાળી** સ્ત્રી૦ નાનું ડાળું

**ડાળું** ન૦ મુખ્ય થડમાંથી નીકળતો ફાંટો; શાખા

**ડાંગ** સ્ત્રી૦ લાંબી મજબૂત લાકડી

**ડાંડ** વિ૦ છડું; બૈરીછોકરાં વિનાનું (૨) દંડાથી કામ લેનાર; લાંઠ (૩) નાગું; લબાડ; લુચ્ચું

**ડાંડી** સ્ત્રી૦ નાની લાકડી, હાથો કે દંડો (૨) જેને બે છેડે ત્રાજવાનાં પલ્લાં બંધાય છે તે લાકડી (૩) દીવાદાંડી (૪) સીધી કિનારી-ધાર (નાકની)

**ડાંડો** પું૦ ટૂંકો દંડો (૨) હાથો (૩) ફણગો; ગરજો

**ડાંસ** પું૦ એક જાતના મચ્છર

**ડિલ** ન૦ દિલ; મન (૨) શરીર

**ડિંગ** સ્ત્રી૦; ન૦ ખોટી-બનાવટી વાત; ગપ

**ડીટ (-ટી)** સ્ત્રી૦ રતનનું ટોચકું; ડીંટડી

**ડીબો** પું૦ ડૂમો (૨) મોટો લખોટો

**ડીંટ** સ્ત્રી૦ જુઓ ડીટ

**ડીંટું** ન૦ (ફળનું) ડીટું

**ડૂચો** પું૦ નકામા કાગળ કે કાપડનો પિંડો (૨) એનો દાટો (૩) મોટો કોળિયો (૪) [લા.] અસંસ્કારી માણસ; રાભો

**ડૂમો** પું૦ લાગણીના આવેશથી છાતીમાં ભરાતો ડચૂરો

**ડૂલ** વિ૦ ડૂલેલું (૨) ન૦ એક કાનનું ઘરેણું

**ડૂશ** સ્ત્રી૦ અટહાવો; ઠૂશ

**ડૂંખ** સ્ત્રી૦ કૂંપળ; આગળ ફૂટતો ભાગ

**ડૂંટી** સ્ત્રી૦ દૂંટી; નાભિ

**ડૂંટો** પું૦ મોટી દૂંટી (૨) ડૂંટા જેવો ઊપસી આવેલો ભાગ

**ડૂંડી** સ્ત્રી૦ જાહેરાત કરવા વગાડવાની નાની નગારી

**ડૂંડું** ન૦ કણનો ડોડો—કણસલું

**ડૂંડો** પું૦ જુઓ ફરમો (૨) ડૂંટો (૩) મોટું ડૂંડું

**ડેરો** પું૦ તંબુ (૨) [લા.] પડાવ (૩) તોફાની ઢોરને ગળે બાંધેલું લાકડું

**ડેલી** સ્ત્રી૦ ખડકી; પડાળી (૨) પોલીસચોકી
**ડેલું (–લો)** ન૦ મોટાં પહોળાં બારણાંવાળું મકાન (૨) મકાનનો ખડકી જેવો મોટો દરવાજો
**ડેંચું** ન૦ કંઇ નથી મળવાનું એમ કહેવા મૂઠીવાળીને બતાવેલો અંગૂઠો; ઠમ
**ડોક** સ્ત્રી૦ ગળું; કોઠ; ગરદન
**ડોકી** સ્ત્રી૦ ડોક
**ડોકું** ન૦ માથું (૨) ડોકિયું
**ડોકો** પું૦ કઠબનો સાંઠો
**ડોઘું** વિ૦ સાબડબોથું; બોથડ
**ડોટો** પું૦ ફટકો; દડાને ગેડીનો માર
**ડોડ** પું૦ મરડાટ; રીસ
**ડોઢી** સ્ત્રી૦ પહેરાવાળાને બેસવા કાઢેલી પડાળી-ડેલી
**ડોબું** વિ૦ કંઈ ન સમજે એવું; સાવ બોથડ (૨) ન૦ ભેંશ
**ડોયો** પું૦ નાળિયેરને કોતરીને કરેલું વાસણ (૨) નાળિયેરનું ખોપું, જેમાં હુકાનો મેર ઘલાય છે (૩) ડોઈ (૪) મોટો ખીલો; ગરજો
**ડોલ** સ્ત્રી૦ બાલદી; પાણીનું એક વાસણ (૨) પું૦ વહાણનો કૂવાથંભ
**ડોલું** ન૦ ઝોકું (૨) ગોથું; છક્કડ
**ડોવું** સ૦ ક્રિ૦ હલાવી ભેળવી દેવું; ડીણવું
**ડોશી(–સી)** સ્ત્રી૦ ઘરડી સ્ત્રી
**ડોસું** ન૦ ઘરડું–નમાલું માણસ
**ડોસો** પું૦ ઘરડો માણસ
**ડોળ** પું૦ કઠોળ ભરડતાં આખો રહી ગયેલો દાણો (૨) આકાર (૩) બહારનો દેખાવ; ઢોંગ
**ડોળી** વિ૦ ડોળઘાલું; દંભી (૨) સ્ત્રી૦ ઝૂલતી ઝોળી; માંચી (૩) માઠી ખબર; મોકાણ
**ડોળો** પું૦ આંખનો કાચ–ગોળો (૨) નજર; ધ્યાન (૩) દોહદ (૪) પહેલું આણું

## ઢ

**ઢગ** પું૦ ઢગલો; ગંજ
**ઢઢ્ઢો** પું૦ ઢ અક્ષર (૨) ઢ; ઠોઠ આદમી (૩) પતંગનો વચલો ઊભો સળિયો
**ઢબ** સ્ત્રી૦ રીત; પદ્ધતિ (૨) અ૦ (રવ૦) (૩) શૂન્ય; ધબ
**ઢબુ** સ્ત્રી૦ ઢીંગલી
**ઢબુ(–બ્બુ)** પું૦ જુઓ ઢબુત્રો
**ઢબો(–બ્બો)** પું૦ બેવકૂફ આદમી (૨) બાયલો –નામર્દ આદમી
**ઢંગ** પું૦ વર્તન; રીતભાત (૨) ચેનચાળા; ઢાળો
**ઢાઢી** પું૦ માગણ (૨) શરણાઈ વગાડનારો
**ઢાલ** સ્ત્રી૦ પ્રહાર–ઝટકો ઝીલવાનું ચામડાનું એક સાધન (૨) [લા.] રક્ષક વસ્તુ
**ઢાળ** પું૦ ઢોળાવ; ઉતાર (૨) રીત; ઢબ; ઢંગ (૩) ગાવાની ઢબ (૪) સંબંધ; ઘરોબો (૫) ખેતરના પાકનો અંદાજ
**ઢાળો** પું૦ આરામ; વિશ્રાંતિ (૨) ઢંગ; રીતભાત
**ઢાંઢું** ન૦ મરી ગયેલું ઢોર
**ઢાંઢો** પું૦ મોટો બળદ
**ઢીકો** પું૦ જુઓ ઢીંકો
**ઢીમ** સ્ત્રી૦; ન૦ સોનાની લગડી
**ઢીલ** સ્ત્રી૦ વાર; વિલંબ (૨) તંગથી ઊલટું– શિથિલ હોવાપણું (૩) [લા.] બેદરકારી
**ઢીલું** વિ૦ શિથિલ; તંગ ન હોય એવું (૨) કઠણ નહિ એવું; પોચું (૩) [લા.] કમજોર; મંદ
**ઢીંક** સ્ત્રી૦ ધીબકો; ધપ્પો
**ઢીંકો** પું૦ મુક્કો; ગડદો; ઠોંસો
**ઢીંચ** સ્ત્રી૦ પીવાનું અકરાંતિયાપણું
**ઢૂંસો** પું૦ ઘઉંનો જાડો મોટો ભાખરો (૨) જાડો કામળો
**ઢેકો** પું૦ ઊપસેલો ભાગ; ટેકરો (૨) હાટકું
**ઢેડ** પું૦ એ નામની એક અત્યંજ જાતનો આદમી
**ઢેડી** સ્ત્રી૦ જુઓ ઢેડણ
**ઢેડું** વિ૦ જુઓ ઢેડાઉ (૨) ન૦ એંઠવાડ લૂંટી ખાનારું હલકી વર્ણનું ટોળું
**ઢેડો** પું૦ ઢેડ
**ઢેઢ** પું૦ જુઓ ઢેડ
**ઢેપું (–ફું)** ન૦ જુઓ ઢેપલું
**ઢેર** પું૦ ઢગલો
**ઢેલ** સ્ત્રી૦ મોરની માદા
**ઢેંક** વિ૦ તદ્દન હલકી કોટિનું
**ઢેંગી** વિ૦ આળસુ; એદી
**ઢોર** ન૦ પશુ; ગાય, ભેંસ વગેરે ચોપગું પ્રાણી
**ઢોરો** પું૦ ઊપસેલી જમીન; ટેકરો
**ઢોલ** પું૦; ન૦ એક વાદ્ય; નગારું
**ઢોલી** પું૦ ઢોલ વગાડનારો
**ઢોલો** પું૦ વર; ધણી (૨) મૂર્ખ માણસ
**ઢોળ** પું૦ ઓપ; ધાતુને રસવી તે
**ઢોળો** પું૦ જુઓ ઢોળાવ
**ઢોંગ** પું૦ ખોટો દેખાવ; દંભ
**ઢોંગી** વિ૦ ઢોંગથી ભરેલું; દંભી

# ત

**તક** સ્ત્રી૦ અનુકૂળ વખત–પ્રસંગ; લાગ
**તકતી** સ્ત્રી૦ જુઓ તકતી
**તક્તો** પું૦ જુઓ તકતો
**તક્ર** સ્ત્રી૦; ન૦ છાશ
**તખ્ત** ન૦ જુઓ તખત
**તખ્તી** સ્ત્રી૦ જુઓ તખ્તી
**તખ્તો** પું૦ જુઓ તક્તો
**તજ** સ્ત્રી૦; ન૦ એક જાતનો તેજાનો
**તટ** પું૦ કિનારો; કાંઠો
**તડ** સ્ત્રી૦ ફાટ; ચીરો (૨) ન૦ પક્ષ; ભાગલો (૩) રણમાં આવેલી ઝાડપાણીવાળી જગા
**તડી** સ્ત્રી૦ ઝડી; દરોડો (૨) મારની ઝડી
**તડું** ન૦ તડ; પક્ષ; ભાગલો
**તત્ત્વ** ન૦ સાર; રહસ્ય (૨) મૂળ અસલ રૂપ
**તત્ર** અ૦ ત્યાં
**તથા** અ૦ અને (૨) તે પ્રમાણે; તેમ (૩) સ્ત્રી૦ સ્પૃહા; તમા (૪) વિસ્તાર; લંબાણ
**તથ્ય** વિ૦ સત્ય; સાચું (૨) ન૦ સત્ય; સાચાપણું
**તદા** અ૦ ત્યારે
**તન** ન૦ શરીર; દેહ (૨) પું૦ પુત્ર; દીકરો
**તનુ** વિ૦ કૃશ; પાતળું (૨) થોડું (૩) નાનું (૪) સુંદર
**તનુ (–નૂ)** સ્ત્રી૦; ન૦ શરીર
**તપ** ન૦ ઇંદ્રિયદમન; તપસ્યા (૨) સ્ત્રી૦ જુઓ તપત
**તપ્ત** વિ૦ તપેલું
**તમ** ન૦ અંધારું (૨) તમોગુણ (૩) સ૦ તમે
**તમા** સ્ત્રી૦ પરવા; દરકાર (૨) કમીના; ખોટ
**તર** વિ૦ રસકસથી ભરેલું; તાજું (૨) ધરાયેલું; તૃપ્ત (૩) પૈસાદાર (૪) મસ્ત; ચકચૂર (૫) સ્ત્રી૦ દહીંદૂધ પરની મલાઇની પોપડી
**તરિ(–રી)** સ્ત્રી૦ હોડી
**તરી** સ્ત્રી૦ તર; મલાઈ (૨) કાંપ (૩) જળમાર્ગ
**તરુ** ન૦ ઝાડ
**તર્ક** પું૦ અનુમાન; કલ્પના (૨) વિચારપ્રક્રિયા (૩) સંભવિત ખુલાસો (૪) તર્કશાસ્ત્ર;
**તલ** પું૦ એક તેલી બી તથા તેનો છોડ (૨) એને મળતો ચામડી ઉપરનો ડાઘો
**તલ(–ળ)** ન૦ તળિયું (૨) નીચેનો પ્રદેશ; તળેટી
**તલી** સ્ત્રી૦ ઝીણા તલ (૨) શેરડીનો એક રોગ (૩) ભરોળની ગાંઠ
**તવ** સ૦ (પ.) તારું (૨) અ૦ (પ.) ત્યારે
**તવી** સ્ત્રી૦ નાનો તવો; લોઢી
**તવો** પું૦ રોટલા શેકવાનું એક પાત્ર; મોટી લોઢી (૨) ચલમમાં મૂકવાની ગોળ ચપટી ઠીકરી
**તસુ** પું૦; સ્ત્રી૦ ઇંચ
**તસું** અ૦ (પ.) તેનું
**તસ્દી** સ્ત્રી૦ શ્રમ; મહેનત
**તહ** પું૦; સ્ત્રી૦; ન૦ સુલેહ; સંધિ
**તહાં(–હીં)** અ૦ (પ.) ત્યાં
**તળ** ન૦ (૨) મૂળ (૩) પાયો (૪) જન્મસ્થાન
**તળી** સ્ત્રી૦ જોડામાં પગના તળિયાને અડીને રહેતી ચામડાની પટી; સખતળી
**તળું** ન૦ જુઓ તળિયું
**તળે** અ૦ નીચે; તળિયે
**તંગ** વિ૦ ભીડાતું (૨) તાણેલું (૩) છૂટ વગરનું (૪) કાયર; કંટાળેલું (૫) પું૦ ઘોડાનું જીન ખસી ન જાય તે માટે પેટને કસીને બાંધેલો પટો
**તંગી** સ્ત્રી૦ તાણ; ન્યૂનતા; અછત
**તંત** પું૦ તંતુ (૨) ચર્ચા; વાદવિવાદ; પંચાત (૩) છાલ; કેડો (૪) મમત; જિદ્દ
**તંતુ** પું૦ તાર; તાંતણો; રેસો કે પાતળી નસ
**તંત્ર** ન૦ હિંદુઓના એક પ્રકારનાં શાસ્ત્રો (૨) વ્યવસ્થા; પ્રબંધ (૩) યોજનાપૂર્વક ચાલતું કામ
**તંત્રી** પું૦ તંત્ર ચલાવનાર; અધિપતિ (૨) છાપાનો સંપાદક (૩) સ્ત્રી૦ તંતુવાદ્યનો તાર (૨) ધનુષ્યની દોરી; પણછ
**તંદ્રા** સ્ત્રી૦ આળસ; સુસ્તી; ઘેન (નિદ્રાનાં)
**તાઇ** પું૦ મુસલમાનની એક નાત; પીંજારો; વણકર (૨) સ્ત્રી૦ એક વસ્ત્ર
**તાક** સ્ત્રી૦ છાશ (૨) ત્રાક (૩) નેમ; ચોટ (૪) લાગ; તાકડો
**તાકું** ન૦ ગોખલો; હાટિયું
**તાકો** પું૦ ફાડયા વિનાનું લાંબું એકસરખું લૂગડું
**તાગ** પું૦ છેડો; પાર; અંત; નિવેડો
**તાજ** પું૦ મુગટ; રાજમુગટ (૨) ગંજીફાનું તેવા ચિહ્નવાળું પાનું (૩) ત્યાગ
**તાજી** વિ૦ અરબી-ઉત્તમ પ્રકારનો (ઘોડો)
**તાજું** વિ૦ નવું; તરતનું (૨) થાક ઊતરી જઈને સ્ફુર્તિમાં આવેલું (૩) પૈસાથી ભરેલું; તર

**તાટ** વિ૦ તંગ; સક્કસ; અક્કડ (૨) પું૦ ટાટ; છછરી મોટી થાળી (૩) ન૦ શણનું કપડું

**તાટું** ન૦ વાંસ–ઘાસની નાની ચટાઈ કે પરદો

**તાડી** સ્ત્રી૦ તાડ–ખજૂરાં ઇત્યાદી છેદવાથી નીકળતો કેફી રસ

**તાડો** પું૦ સોજાને લીધે ચામડી તણાઈ થતી પીડા; તતડાટ (૨) જૂનો ઝઘડો (૩) આગ્રહ; હઠ

**તાણ** સ્ત્રી૦ શરીરની–રગોની ખેંચ (૨) તંગી; અછત (૩) આગ્રહ; ખેંચ (૪) ન૦ પાણીના વહેણનું જોર

**તાણું (–ણું)** વિ૦ 'હઠ'

**તાણો** પું૦ વણવા માટે તાણેલા લાંબા-ઊભા તાર (આડા તારને વાણો કહે છે) (૨) તાનો; ટાણો

**તાત** પું૦ પિતા; બાપ

**તાતા** પું૦ રોટલો (બાળકોની ભાષામાં)

**તાતું** વિ૦ ખૂબ ગરમ—તપેલું (૨) આકળા સ્વભાવનું (૩) તરતનું; તાજું (૪) તેજસ્વી

**તાન** સ્ત્રી૦; ન૦ ગાયનમાં લેવાતા પલટા; આલાપ (૨) ધૂન; લેહ; લગની (૩) મસ્તી; તોફાન

**તાનો** પું૦ ટાણો; મહેણું (૨) ક્રોધ

**તાપ** પું૦ તડકો (૨) ગરમી; આંચ (૩) જ્વર; તાવ (૪) કરપ; ધાક (૫) દુખ; સંતાપ

**તાબે** અ૦ તાબામાં; કબજામાં

**તાબો** પું૦ કબજો; હવાલો

**તામ્ર** ન૦ તાંબું

**તાર** વિ૦ ઉત્તમ (૨) પું૦ તંતુ; દોરો; રેસો (૨) ધાતુનો ખેંચીને બનાવેલો તાર (૩) તાર મારફત સંદેશો (૪) કેફની ખુમારી (૫) તા; એક કાગળ (૬) સામો કાંઠો (૭) અંત; છેડો

**તારું** સ૦ (બીજો પુરુષ એ૦ વ૦)

**તારો** પું૦ આકાશમાં ઝબૂકતો ગોળો (૨) આંખની કીકી (૩) હોશિયાર તરનારો

**તાલ** પું૦ ગાયનના ઠેકાનું માપ (૨) મઝા; રંગ; રસ (૩) લાગ; યોગ્ય સમય (૪) તાડ (૫) યુક્તિ; ખેલ; પ્રપંચ (૬) સ્ત્રી૦ માથાની ટાલ

**તાલુ** સ્ત્રી૦; ન૦ તાળવું

**તાવ** પું૦ એક રોગ (૨) એક કાગળ; તા

**તાસ** પું૦ ઝાલર (૨) કલાક (૩) ઓપ; ઓપવાળો કસબ (૪) સ્વાદ; મઝા; રંગ

**તાળો** પું૦ મળતું–બંધ બેસતું હોવાપણું (૨) હિસાબ ખરો છે કે ખોટો તેની તપાસ

**તાંત** સ્ત્રી૦ ચીકણા પદાર્થનો તંતુ; ચીકણો તાર (૨) આંત્રની બનાવેલી પીંજણની દોરી

**તાંતો** પું૦ તાંતણો; તાર (૨) પંક્તિ; હાર

**તાંબું** ન૦ આછા રાતા રંગની એક ધાતુ

**તિથિ** સ્ત્રી૦ હિંદુ મહિનાનો દિવસ; મિતિ (૨) સંવત્સરીનો દિવસ

**તીક્ષ્ણ** વિ૦ બારીક ધારવાળું (૨) આકરું; તીખું (ભાષણ) (૩) ચકોર; ચપળ; કુશાગ્ર બુદ્ધિનું

**તીખાં** ન૦ બ૦ વ૦ મરચાં (૨) મરી

**તીખું** વિ૦ ધમધમાટ; જીભ ચચરે એવું (૨) પાણીવાળું; તેજ; જલદ (૩) ઉગ્ર; ગરમ મિજાજનું (૪) ન૦ ખરું લોઢું; પોલાદ

**તીડ** ન૦ એક જાતનો પાંખાળો જીવ

**તીણું** વિ૦ ઝીણી ધારવાળું (૨) ઝીણી અણીવાળું (૩) સૂક્ષ્મ પણ તીવ્ર (સૂર)

**તીર** ન૦ કાંઠો; કિનારો (૨) બાણ (૩) પારસી ચોથો મહિનો (૪) [છાપરાનો] ઊભો ટેકો

**તીર્થ** ન૦ ઘાટ; પાર ઊતરવાનો માર્ગ (૨) પવિત્ર જાત્રા કરવા લાયક જગા

**તીવ્ર** વિ૦ તીક્ષ્ણ (૨) આકરું; સખત

**તીસ** વિ૦ ત્રીસ

**તુક્કો** પું૦ નાની વાત; ટુચકો (૨) મનનો તરંગ (૩) બુઠ્ઠું તીર; માથે ડગારું ઘાલેલું તીર

**તુચ્છ** વિ૦ તુચ્છકારને પાત્ર (૨) નજીવું; માલ વગરનું (૩) અતિ અલ્પ

**તુજ** સ૦ તારું (કવિતામાં)

**તુર્કી** વિ૦ તુર્કનું–ને લગતું (૨) ન૦ તુર્કસ્તાન

**તુલા** સ્ત્રી૦ ત્રાજવું; કાંટો (૩) [લા.] તુલના

**તુલ્ય** વિ૦ સરખું

**તુષ્ટ** વિ૦ સંતુષ્ટ; પ્રસન્ન થયેલું

**તુષ્ટિ** સ્ત્રી૦ સંતોષ; તૃપ્તિ; પ્રસન્નતા

**તુંગ** વિ૦ ઊંચું (૨) પું૦ પર્વત (૨) ટોચ; શિખર

**તુંડ** વિ૦ ચડાઉ–તુમાખી; ઉદ્ધત (૨) ન૦ મુખ; મોં (૩) ચાંચ

**તુંબ** ન૦ તુબડું

**તૂઈ** સ્ત્રી૦ તોઈ; ફીત (૨) એક જાતનું પંખી

**તૂક** સ્ત્રી૦ કવિતાની કડી

**તૂટ** સ્ત્રી૦ તૂટી જવું તે; ભંગાણ (૨) અણબનાવ; વિરોધ (૩) ખોટ; તંગી

**તૂત** ન૦ બનાવટી વાત; જૂઠાણું; ગપ (૨) તરકટ; પ્રપંચ; જાળ (૩) ચેષ્ટા; નખરાં

**તૂપ** ન૦ ઘી
**તૂરિ** સ્ત્રી૦ એક વાદ્ય; તુરાઇ (૨) પું૦ ઘોડો
**તૂરું** વિ૦ આંબળાના જેવા સ્વાદનું
**તૃણ** ન૦ તરણું; ઘાસ; ખડ
**તૃપ્ત** વિ૦ ધરાયેલું; સંતુષ્ટ
**તૃપ્તિ** સ્ત્રી૦ ધરાયાપણું; સંતોષ
**તૃષા** સ્ત્રી૦ તરસ પ્યાસ (૨) [લા.] તીવ્ર ઇચ્છા
**તૃષ્ણા** સ્ત્રી૦ તૃષા; તરસ (૨) ઈચ્છા; કામના
**તેખ** સ્ત્રી૦ તજવીજ; ખોજ (૨) ખંત (૩) ત્રેવડ; કરકસર (૪) જુઓ તેખડું
**તેગ (-ગા)** સ્ત્રી૦ નાની તરવાર; કટાર
**તેજ** વિ૦ તીક્ષ્ણ (૨) ઉગ્ર; આકરું (૩) ચપળ (૪) ન૦ પ્રકાશ (૫) [લા.] પ્રભાવ; પરાક્રમ
**તેજી** વિ૦ જુઓ તેજ (૨) સ્ત્રી૦ તેજસ્વિતા; ચળકાટ (૩) ભાવ-કિંમતમાં વધારો (૪) હોંશ; ઉત્સાહ; સ્ફૂર્તિ (૫) ચડતી; આબાદી (૬) પું૦ તેજસ્વભાવનો ઘોડો; ઘોડો
**તેડું** ન૦ આમંત્રણ; નોતરું
**તેમ** અ૦ તે રીતે-પ્રમાણે
**તેર** વિ૦ '૧૩'
**તેલ** ન૦ તલ વગેરેમાંથી કઢાતો ચીકણો પ્રવાહી પદાર્થ (૨) તેલમાં કાઢેલું સત્ત્વ (૩) [લા.] અટહાળો; દમ
**તેલી** વિ૦ તેલવાળું; તેલિયું (૨) પું૦ ઘાંચી
**તેલું** ન૦ જુઓ તેલાં (૨) ત્રણનું ઝૂમખું
**તેવે** અ૦ તે સમયે; ત્યારે
**તૈલ** ન૦ તેલ
**તૈલી** વિ૦ તેલવાળું (૨) ચીકટું (૩) પું૦ તેલી;
**તોઇ** સ્ત્રી૦ તૂઈ; કસબની કિનારી
**તોજી** સ્ત્રી૦ વિઘોટી; સાંથ (૨) સાર; સત્ત્વ
**તોટો** પું૦ ખોટ; નુકસાન (૨) હરડિયો
**તોડ** સ્ત્રી૦ નિકાલ; ફટચો; ફેંસલો
**તોડી** સ્ત્રી૦ એક રાગિણી-ટોડી
**તોડો** પું૦ ટોડો; પગનું સાંકળું (૨) પૂણીઓ કાંતતાં પડેલો ફોદો (૩) હજાર રૂપિયાની થેલી (૪) ટોડલો (૫) મિનારો; શિખર; કાંગરો (૬) બંદૂકની જામગરી
**તોતો** પું૦ પોપટ
**તોપ** સ્ત્રી૦ દારૂગોળો ફેંકવાનું સાધન (૨) [લા.] મોટી ગપ
**તોબા** અ૦ (૨) સ્ત્રી૦ 'હવે હદ થઇ' એવો અર્થ બતાવતો ત્રાસ કે કંટાળાનો ઉદ્ગાર
**તોર** પું૦ મિજાજ; અહંકાર (૨) તર; મલાઇ
**તોરી** વિ૦ તોરવાળું; મિજાજી (૨) સ્ત્રી૦ મિજાજ (૩) રીસ; ખાંજ (૪) પું૦ ઘોડો
**તોરો** પું૦ છોગું; પાલવ(૨) પાઘડીનો કસબ (૩) ફૂલનો ગોટો-કલગી (૪) મિજાજ; દમામ
**તોલ** પું૦ ન૦ વજન (૨) વજન કરવાનું કાટલું
**તોલું** ન૦ દશ શેર વજન (૨) ઘીનું પાટુડું (૩) [લા.] માથું
**તોલે** અ૦ સરખામણીમાં
**તોલો** પું૦ રૂપિયાભાર
**ત્યક્ત** વિ૦ તજેલું
**ત્યાગ** પું૦ તજવાની ક્રિયા (૨) સંન્યાસ (૩) દાન
**ત્યાગી** વિ૦ ત્યાગ કરનારું (૨) પું૦ સંન્યાસી; દાતા
**ત્યાજ્ય** વિ૦ તજવાયોગ્ય
**ત્યારે** અ૦ તે વખતે
**ત્યાશી(-સી)** વિ૦ '૮૩'
**ત્રણ** વિ૦ '૩'
**ત્રય** વિ૦ ત્રણ (૨) ન૦ ત્રણનો સમૂહ
**ત્રયી** સ્ત્રી૦ ત્રણનું જૂથ
**ત્રસ્ત** વિ૦ ડરેલું; ભડકેલું (૨) બીકણ
**ત્રાક** સ્ત્રી૦ જેના પર સૂતર કંતાય છે તે સોય
**ત્રાગું** ન૦ બીજાને ઠેકાણે લાવવા પોતાના ઉપર કરેલી જબરદસ્તી (૨) હઠ; જિદ
**ત્રાગો** પું૦ જુઓ ત્રાગડો
**ત્રાટું** ન૦ તાટું; કામઠાનો પડદો; ટટ્ટી
**ત્રાડ** સ્ત્રી૦ મોટી બૂમ; ગર્જના
**ત્રાણ** ન૦ રક્ષણ; બચાવ (૨) શરણ
**ત્રાણુ(-ણું)** વિ૦ તાણું-'૯૩'
**ત્રાતા** પું૦ રક્ષણ કરનાર; બચાવનાર
**ત્રાપો** પું૦ જુઓ તરાપો
**ત્રાસ** પું૦ જુલમ (૨) પજવણી; કંટાળો (૩) કમકમાટી (૪) ધાક; બીક
**ત્રાસું** વિ૦ તિરકસ; વાંકું; ત્રાંસું
**ત્રાહિ** અ૦ (૨) સ્ત્રી૦ રક્ષણ કરો એવો ઉદ્ગાર
**ત્રાંસ** પું૦ ત્રાંસાપણું; વાંક (૨) ફાંસ; ફાંસો (૩) વજન; કાટલું (૪) તાંબાની રકાબી; તાસક
**ત્રાંસું** વિ૦ વાંકું; આડકતરું; કતરાતું
**ત્રિધા** અ૦ ત્રણ પ્રકારે

**ત્રિયા** સ્ત્રી૦ સ્ત્રી
**ત્રીજ** સ્ત્રી૦ પખવાડિયાની ત્રીજી તિથિ
**ત્રીશ(–સ)** વિ૦ '૩૦'
**ત્રુટી** સ્ત્રી૦ ઊણપ; ખામી; દોષ

**ત્રોવું** અ૦ ક્રિ૦ શરીરે કૃશ–દૂબળા થવું (૨) ગર્ભપાત થવો (પશુનો)
**ત્વચા** સ્ત્રી૦ ચામડી
**ત્વરા** સ્ત્રી૦ ઉતાવળ; ઝડપ

## થ

**થકું** અ૦ –ને લીધે; –ની વતી
**થક** ન૦ (૨) અ૦ (રવ૦)
**થડી** સ્ત્રી૦ થપ્પી; ગંજ
**થડું** ન૦ જુઓ થડિયું
**થપ્પી** સ્ત્રી૦ એક ઉપર એક ગોઠવીને કરેલો ગંજ
**થયું** અ૦ ક્રિ૦ 'થવું' ક્રિયાપદનો પ્રથમ ભૂતકાળ (૨) અ૦ બસ
**થર** પું૦ પડ (૨) ચડતી ઊતરતી ચૂડીઓનો જથો
**થવું** અ૦ ક્રિ૦ હોવું; બનવું
**થળી** સ્ત્રી૦ સોની–કંસારાનું એક ઓજાર
**થંભ** ન૦ સ્તંભ; થાંભલો
**થાક** પું૦ થાકવું તે
**થાણું** ન૦ પોલીસચોકી; દેવડી (૨) ખામણું
**થાન** ન૦ (કાપડનો) તાકો (૨) સ્તન; ધાઇ (૩) સ્થાન (૪) નાકું
**થાપ** સ્ત્રી૦ થાપટ (૨) ભૂલથાપ (૩) થેપ; સ્થ્થટ
**થાપી** સ્ત્રી૦ જુઓ થાંપડી
**થાપો** પું૦ પૂંઠનો ભાગ; ઢગરો (૨) મોભારિયું (૩) કંકુવાળા પંજાની છાપ
**થાળ** પું૦; સ્ત્રી૦ મોટી થાળી
**થાળી** સ્ત્રી૦
**થાળું** ન૦ ઘંટીનું ચોકઠું (૨) કુવાના મોં ઉપર ચણીને બનાવેલી જગા (૩) મૂળના ગાંઠાવાળો થડિયાનો ભાગ
**થાળો** પું૦ મોટી થાળી; ખૂમચો

**થાંથું** વિ૦ મંદ; સુસ્ત (૨) મેલું; ગંદું
**થીનું** વિ૦ થીજેલું; ઘટ્ટ
**થીર** વિ૦ જુઓ સ્થિર
**થુઇ** સ્ત્રી૦ વિરામ (રમતમાં)
**થૂથો** પું૦ કૂચો (૨) રૂંછું
**થૂલી** સ્ત્રી૦ ઘઉં વગેરેના ભરડેલા કકડા
**થૂલું** ન૦ લોટને ચાળવાથી નીકળેલો છાલાંનો ભૂકો
**થૂંક** ન૦
**થેઇ૦** અ૦ [રવ૦] નાચવાનો અવાજ (૨) બાળકને ઊભું કરતાં બોલાતો ઉદ્ગાર
**થેપ** સ્ત્રી૦ જાડું લીંપણ; જાડો લેપ
**થેભો** પું૦ થોભિયો (૨) થાંભલો; ટેકો
**થેલી** સ્ત્રી૦ કોથળી
**થેલો** પું૦ મોટી થેલી; કોથળો
**થોક** પું૦; સ્ત્રી૦ જથો; ઝૂંડો; ખરકલો
**થોડું** વિ૦ અલ્પ (ઘણુંથી ઊલટું)
**થોથ** સ્ત્રી૦ પોચ; કણ વગરની ડાંગર
**થોથું** ન૦ પોલો સળેલો કણ (૨) ફાટેલું કે લખાણની દૃષ્ટિએ નકામું પુસ્તક (૩) બૂઠું તીર
**થોભ** પું અટકવાપણું; અંત
**થોભા** પું૦ બ૦ વ૦ મૂછના બન્ને છેડા આગળ ગાલના ભાગ ઉપર વધારેલા વાળના ગુચ્છા (૨) સ્ત્રીઓનાં કલ્લાંનાં ટેકણ
**થોર** પું૦ એક કાંટાળી વનસ્પતિ
**થોંટ** સ્ત્રી૦ જોરથી મારેલી થપ્પડ

## દ

**દક્ષ** વિ૦ ચતુર; પ્રવીણ (૨) પું૦ (સં.) ઉમાના પિતા
**દખ** ન૦ જુઓ દુઃખ
**દગો** પું૦ છળ; કપટ (૨) વિશ્વાસઘાત
**દગ્ધ** વિ૦ બળેલું; દાઝેલું
**દડી** સ્ત્રી૦ નાનો દડો
**દડો** પું૦
**દધિ** ન૦ દહીં (૨) પું૦ ઉદધિ સમુદ્ર

**દન** પું૦ દિન; દિવસ
**દફે** વિ૦ વિખેરી નાખેલું; નાશ કરેલું (૨) માંડી વાળેલું; પતાવેલું (૨) સ્ત્રી૦—વાર
**દમ** પું૦ શ્વાસ (૨) શ્વાસનો એક રોગ (૩) પ્રાણવાયુ; જીવ (૪) [લા.] સત્ત્વ; શક્તિ; પાણી (૫) ઇંદ્રિયોને દબાવવી તે; દમન
**દમ્ય** વિ૦ દમવા યોગ્ય

**દયા** સ્ત્રી૦ કૃપા; કરુણા
**દર** પું૦ ભાવ; કિંમત (૨) જ્યાં ઊસ-ખાર થાય છે તે જગા (૩) ન૦ કોઇ પ્રાણીએ જમીનમાં રહેવાને કરેલું કાણું-છિદ્ર (૪) અ૦ દરેક
**દર્દ** ન૦ જુઓ દરદ
**દર્દી** વિ૦ જુઓ દરદી
**દર્પ** પું૦ ગર્વ; અહંકાર
**દર્પી** વિ૦ જુઓ દર્પિત
**દર્ભ** પું૦ એક વનસ્પતિ-દરભ
**દર્શી** વિ૦ (સમાસને અંતે વપરાય છે) જોનારું (૨) બતાવનારું
**દલ** ન૦ પાંદડું (૨) ફૂલની પાંદડી (૩) સૈન્ય (૪) જાડાશ; ઘનતા
**દલ્લો** પું૦ થાપણ; પૂંજી
**દવ** પું૦ વન (૨) દાવાનળ (૩) [લા.] સંતાપ
**દવા** સ્ત્રી૦ ઓસડ
**દશ (-સ)** વિ૦ '૧૦'
**દશા** સ્ત્રી૦ સ્થિતિ; હાલત (૨) પડતી હાલત (૩) કપડાની આંતરી (૪) દશમાની ક્રિયાવિધિ
**દશા(-સા)** પું૦ બ૦ વ૦ એ નામની પેટાનાતના લોકો. ઉદા૦ 'દશાલાડ'
**દસ્ત** પું૦ હાથ (૨) સત્તા; અધિકાર (૩) ઝાડો; રેચ
**દસ્તો** પું૦ ખાંડણીનો દાંડો; પરાઇ (૨) હાથો (૩) ચોવીસ કાગળની થોકડી; ઘા
**દસ્યુ** પું૦ ચોર; લૂંટારો
**દહીં** ન૦
**દળ** ન૦ જુઓ દલ (૨) એક મીઠાઈ
**દંગ** વિ૦ દિંગ; ચકિત
**દંગો** પું૦ તોફાન; બખેડો; હુલ્લડ (૨) બંડ; ફિતૂર
**દંડ** પું૦ હાથમાં ઝાલવાની લાકડી (૨) વેત્ર; છડી (૩) શિક્ષા; સજા (૪) શિક્ષા તરીકે લેવાનું નાણું (૫) જુઓ ભુજદંડ (૬) એક જાતની કસરત (૭) ચાર હાથની લંબાઇ જેટલું માપ
**દંડી** પું૦ દંડધારી સંન્યાસી
**દંડો** પું૦ ટૂંકી જાડી લાકડી; ડંડો (૨) મોઇ ઉડાડવાનો દંડો
**દંત** પું૦ દાંત
**દંતી** વિ૦ દંતસ્થાની (૨) દાંતવાળું (૩) સ્ત્રી૦ દંતીબીજ (૪) પું૦ હાથી
**દંત્ય** વિ૦ દાંત સંબંધી (૨) દંતસ્થાની
**દંભ** પું૦ ડોળ; ઢોંગ
**દંભી** વિ૦ દંભવાળું; ઢોંગી
**દંશ** પું૦ ડંખ; સાપ વિગેરે ઝેરી જીવજંતુનું કરડવું તે (૨) [લા.] કીનો; વેર
**દંશી** વિ૦ દંશ-વેર રાખે એવું (૨) સ્ત્રી૦ એક જાતની માખ
**દાઇ** સ્ત્રી૦ જુઓ દાઈયણ
**દાઘ** પું૦ જુઓ ડાઘ
**દાઝ** સ્ત્રી૦ લાગણી; અનુકંપા (૨) ચીડ; ગુસ્સો (૩) દ્વેષ; વેર (૪) દાઝેલો-બળેલો ભાગ
**દાટ** વિ૦ ભરચક; પુષ્કળ (૨) પું૦ જુઓ ડાટ
**દાટી** સ્ત્રી૦ ભીડ; ગિરદી (૨) ધમકી
**દાટો** પું૦ ડાટો
**દાઢ** સ્ત્રી૦ ચપટા માથાનો ચાવવાનો દાંત
**દાઢા** પું૦ બ૦ વ૦ લોઢાના દાંતા
**દાઢી** સ્ત્રી૦
**દાણ** ન૦ જકાત; હાંસલ; ટોલ
**દાણી** વિ૦ દાણનું હકદાર (૨) પું૦ દાણ ઉઘરાવનારો
**દાણો** પું૦ અનાજ; ધાન્ય (૨) અનાજનો કણ
**દાતા** વિ૦ આપનારું (૨) દાન કરનારું; ઉદાર (૩) પું૦ દાન આપનારો પુરૂષ
**દાત્રી** સ્ત્રી૦ દાતા સ્ત્રી
**દાદ** સ્ત્રી૦ ફરિયાદ; અરજ (૨) ઈન્સાફ
**દાદી** સ્ત્રી૦ બાપ કે માની વડિયાઈ
**દાદો** પું૦ બાપનો કે માનો બાપ; વડવો
**દાન** ન૦ પુણ્યાર્થે આપવું તે (૨) વારો
**દાની** વિ૦ દાન આપનારું; સખી; ઉદાર
**દાનો** વિ૦ પું૦ વિવેકી; ડાહ્યો; સમજુ
**દાપું** ન૦ હકનું માગણું; લાગો
**દાબ** પું૦ દબાણ; આગ્રહ (૨) અંકુશ; ધાક
**દામ** પું૦ પૈસો (૨) કિંમત
**દાયા** સ્ત્રી૦ જુઓ દાઈ
**દાર(-રા)** સ્ત્રી૦ પત્ની
**દારુ** ન૦ દેવદારનું ઝાડ (૨) લાકડું
**દારૂ** પું૦ મદિરા (૨) બંદૂક, દારૂખાના વગેરેમાં ફોડાતું ગંધક અને કોલસા વગેરેનું મિશ્રણ
**દાવ** પું૦ રમતમાં આવતો વારો; દા (૨) પાસામાં પડતા દાણા (૩) લાગ
**દાવો** પું૦ હક્ક; માલિકી
**દાસ** પું૦ સેવક (૨) સ્ત્રી૦ દાસ્ય; સેવા
**દાસી** સ્ત્રી૦ સેવિકા; નોકરડી; લૂંડી

**દાહ** પું૦ બળવું તે; બળતરા; અગન
**દાળ** સ્ત્રી૦ કઠોળનું ફાડિયું (૨) એની બનાવેલી વાની (૩) ઇંડાની જરદી
**દાંટ** વિ૦ (૨) પું૦ જુઓ ડાંટ
**દાંડી** સ્ત્રી૦ જુઓ ડાંડી
**દાંડો** પું૦ જુઓ ડાંડો
**દાંત** પું૦ દંત (૨) દાંતો (૩) વેર; કીનો
**દાંતો** પું૦ દાંત (૨) ખચકો; ખસરકો (૩) વેર
**દિન** પું૦ દિવસ
**દિલ** ન૦ હૃદય; મન; ચિત્ત
**દિવા** અ૦ દિવસે; દિવસ દરમિયાન
**દિવ્ય** વિ૦ દેવી; અદ્‌ભુત (૨) સુંદર
**દિશ(-શા)** સ્ત્રી૦
**દિંગ** વિ૦ ચકિત; છક્ક
**દીક્ષા** સ્ત્રી૦ ગુરુ પાસેથી વ્રત, નિયમ કે મંત્ર લેવો તે
**દીન** વિ૦ (૨) પું૦ ગરીબ (૩) રાંક; લાચાર
**દીપ** પું૦ દીવો; દીપક
**દીર્ઘ** વિ૦ લાંબુ
**દીવી** સ્ત્રી૦ દીવો મૂકવાની ઘોડી
**દુઆ (-વા)** સ્ત્રી૦ આશીર્વાદ
**દુખ** ન૦ દુ:ખ
**દુગ્ધ** ન૦ દૂધ
**દુર્ગ** પું૦ કિલ્લો
**દુર્ગા** સ્ત્રી૦ (સં.) પાર્વતી
**દુવા** સ્ત્રી૦ આશિષ; દુઆ
**દુષ્ટ** વિ૦ નઠારું; અધમ; પાપી
**દુષ્ટા** વિ૦ સ્ત્રી૦ દુષ્ટનુ સ્ત્રીલિંગ
**દુંડો** પું૦ દોહરો
**દુંદ** સ્ત્રી૦ પેટની ફાંદ
**દુ:ખ** ન૦ વ્યથા; પીડા; કષ્ટ
**દુ:ખી** વિ૦ જુઓ દુખી
**દૂત** પું૦ સંદેશો પહોંચાડનારો (૨) બાતમીદાર; જાસૂસ
**દૂતું** વિ૦ લુચ્ચું; ધૂર્ત
**દૂધ** ન૦
**દૂમો** પું૦ જુઓ ડૂમો
**દૂર** વિ૦ વેગળું; આઘું (૨) અ૦ વેગળે; આઘે
**દૃઢ** વિ૦ સ્થિર; મજબૂત
**દૃશ્ય** વિ૦ જોવા જેવું (૨) ન૦ દેખાવ
**દૃષ્ટિ** સ્ત્રી૦ નજર (૨) [લા.] ધ્યાન; લક્ષ
**દેણ (-ણું)** ન૦ દેવું; કરજ
**દેન** સ્ત્રી૦ તાકાત; મગદૂર (૨) ન૦ દહન
**દેરું** ન૦ દેવદેવીનું સ્થાન—મંદિર
**દેવ** પું૦
**દેવી** સ્ત્રી૦
**દેવું** સ૦ ક્રિ૦ આપવું (૨) બંધ કરવું (૩) ન૦ કરજ
**દેશ** પું૦ રાષ્ટ્ર (૨) વિભાગ (૩) વતન
**દેશી** વિ૦ દેશનું,-ને લગતું (૨) પું૦ સ્વદેશનો રહીશ
**દેહ** પું૦ શરીર; કાયા
**દૈત્ય** પું૦ રાક્ષસ
**દૈવ** વિ૦ દેવ-દેવતાને લગતું (૨) ન૦ નસીબ
**દૈવી** વિ૦ જુઓ દૈવિક
**દોટ** સ્ત્રી૦ દોડવાની ક્રિયા
**દોઢી** સ્ત્રી૦ દેવડી; માંડવી
**દોઢું** વિ૦ દોઢગણું
**દોણી** સ્ત્રી૦ દોહલી (દૂધ, દહીં વગેરે ભરવાની)
**દોણું** ન૦ મોટી દોણી
**દોતા** ન૦ વરરાજાના એક પ્રકારના પોશાક
**દોથો** પું૦ ખોબો; મૂઠો
**દોર** પું૦ અમલ; સત્તા (૨) દમામ; ભભકો (૩) જાડું દોરડું (૪) પું૦ સ્ત્રી૦ પતંગની દોરી
**દોરી** સ્ત્રી૦ રસી; દોરડી
**દોરો** પું૦ દોરડો (૨) મંત્રેલો દોરો
**દોલું** વિ૦ ભોળું (૨) ઉદાર જીવનું; ગપ્પી
**દોશી** પું૦ કાપડ વેચનારો ફેરિયો (૨) એક અટક
**દોષ** પું૦ ભૂલ (૨) ખામી (૩) ગુનો (૪) લાંછન
**દોસ્ત** પું૦ મિત્ર; ભાઈબંધ
**દોસ્તી** સ્ત્રી૦ જુઓ દોસ્તદારી
**દોંગું** વિ૦ ધૂર્ત (૨) બેઅદબ; ઉદ્ધત
**દ્યૂત** ન૦ જૂગટું; જુગાર
**દ્યોત** પું૦ દ્યુતિ; તેજ; પ્રકાશ
**દ્રવ્ય** ન૦ પૈસો; નાણું (૨) વસ્તુ; પદાર્થ
**દ્રષ્ટા** પું૦ જોનારો
**દ્રોહ** પું૦ દગો; બેવફાઈ (૨) ઇર્ષા; વેર; દ્વેષ
**દ્રોહી** વિ૦ દ્રોહ કરનારું
**દ્વંદ્વ** પું૦ બેનું જોડું; ઝઘડો; બખેડો
**દ્વાર** ન૦ બારણું
**દ્વારા** અ૦ મારફતે
**દ્વિજ** વિ૦ બેવાર જન્મેલું (૨) પું૦ બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય (૩) દાંત (૪) ન૦ પંખી
**દ્વીપ** પું૦ બેટ; ટાપુ
**દ્વેષ** પું૦ ઇર્ષા; વેર (૨) અપ્રિયતા; તિરસ્કાર
**દ્વેષી** વિ૦ દ્વેષવાળું

## ધ

**ધક** સ્ત્રી૦ તરસ (૨) ધગશ; જોશ
**ધક્કો** પું૦ હડસેલો (૨) નુકસાન (૩) ફેરો (૪) ડક્કો; માલ ચડાવવા ઉતારવાની જગા
**ધજા** સ્ત્રી૦ વાવટો; નિશાન
**ધડ** ન૦ માથા વિનાનું શરીર
**ધડો** પું૦ ત્રાજવાનું સમતોલપણું લાવવા મુકાતો ભાર (૩) બોધ (૪) નિયમ; ઠેકાણું
**ધણ** પું૦ ન૦ (ગાયોનું) ટોળું
**ધણી** પું૦ માલિક (૨) પતિ
**ધન** ન૦ દોલત; પૈસો
**ધની** વિ૦ ધનવાન
**ધનુ(-ષ્ય)** ન૦ કામઠું; ચાપ
**ધન્ય** વિ૦ ભાગ્યશાળી (૨) વખાણવાયોગ્ય (૩) કૃતાર્થ (૪) અ૦ શાબાશ; વાહવાહ
**ધન્યા** વિ૦ સ્ત્રી૦ સુખી; સુભાગી
**ધપ્પો(-બ્બો)** પું૦ મુક્કો; થાપટ
**ધરા** સ્ત્રી૦ પૃથ્વી
**ધરી** સ્ત્રી૦ વાહનની લઠ્ઠી; આંસ
**ધરો** પું૦ પાણી ભરેલો ઊંડો ખાડો (૨) બે બાજુ પૈડાં પરોવાય છે તે ગાડાની આડી
**ધર્મ** પું૦
**ધર્મી** વિ૦ અમુક ધર્મ–ગુણવાળું (૨) ધર્મિષ્ઠ
**ધંધો** પું૦ ઉદ્યમ; રોજગાર; પ્રવૃત્તિ (૨) વેપાર
**ધાઇ** સ્ત્રી૦ સ્તન; થાન
**ધાક** પું૦; સ્ત્રી૦ ડર; બીક (૨) બહેરાપણું
**ધાગો** પું૦ દોરો (૨) જૂનું ફાટેલું લૂગડું
**ધાટી** સ્ત્રી૦ રીત; ઢબ; શૈલી
**ધાડ** સ્ત્રી૦ લૂંટારાની ટોળીનો ધસારો (૨) દરોડો (૩) ઉતાવળ
**ધાડું** ન૦ ધાડ; મોટું ટોળું
**ધાણા** પું૦ બ૦ વ૦ એક મસાલો
**ધાણી** સ્ત્રી૦ શેકવાથી ફૂટેલા અનાજના દાણા
**ધાત** સ્ત્રી૦ વીર્ય (૨) કોઠો; કોષ્ટક
**ધાતુ** પું૦ ખનિજ દ્રવ્ય
**ધાત્રી** સ્ત્રી૦ દાઇ; ધાવ
**ધાન (-ન્ય)** ન૦ અનાજ
**ધાપ** સ્ત્રી૦ છેતરપિંડી; ફરેબ
**ધાબું** ન૦ (છાપરાને ઠેકાણે કરેલી) અગાસી (૨) ડાઘો (૩) ફાંદો; છટકું
**ધાબો** પું૦ ચૂનો, પંપોયા ઇત્યાદિના કરેલા રસ્થડને ટીપવો તે (૨) એ ટીપવાનો કૂબો
**ધામ** ન૦ રહેવાનું સ્થળ; ઘર (૨) દેવસ્થાન; તીર્થ
**ધામો** પું૦ લાંબા વખત માટેનો પડાવ
**ધાર** સ્ત્રી૦ હથિયાર કે ઓજારની તીણી કોર (૨) છેડો
**ધારા** સ્ત્રી૦ ધાર (૨) પ્રવાહીની ધાર–શેડ (૩) વૃષ્ટિ
**ધારો** પું૦ રિવાજ; પ્રથા (૨) કાયદો
**ધાર્યું** વિ૦ ધારેલું (૨) ન૦ ધારણા; સંકલ્પ
**ધાવ** સ્ત્રી૦ બાળકને ધવડાવવા રાખેલી સ્ત્રી
**ધાવું** અ૦ ક્રિ૦ દોડવું; મદદે દોડવું; ઊપજવું
**ધાસ્તી** સ્ત્રી૦ ડર; દહેશત
**ધિક** અ૦ ધિક્કારવાચક ઉદ્ગાર; ફટ
**ધિંગું** વિ૦ જાડું; મજબૂત; લઠ્ઠ
**ધીજ** સ્ત્રી૦ આકરી પરીક્ષા; દિવ્ય
**ધીટ** વિ૦ સહનશીલ (૨) નીડર
**ધીમું** વિ૦ મંદ (૨) ઉગ્ર નહિ એવું; શાંત
**ધીમે** અ૦ ધીરે; આસ્તે; હળવે
**ધીર** વિ૦ ધૈર્યવાન; અડગ; નિશ્ચયી (૨) ગંભીર; ઠરેલ (૩) સ્ત્રી૦ ધીરજ (૪) ભરોસો; પતીજ
**ધીરું** વિ૦ ધીમું (૨) ધીર
**ધીરે** અ૦ ધીમે; ધીમેધીમે
**ધીંગું** વિ૦ ધિંગું
**ધુરા** સ્ત્રી૦ ધૂંસરી
**ધુણી** સ્ત્રી૦ ધુમાડી
**ધૂન** સ્ત્રી૦ લહે (૨) તરંગ (૩) સૂરનો ગુંજારવ
**ધૂની** વિ૦ ધૂનવાળું (૨) તરંગી
**ધૂપ** પું૦ સુગંધી દ્રવ્ય (૨) પું૦; સ્ત્રી૦ તડકો
**ધૂમ** વિ૦ પું૦ ધુમાડો (૨) સ્ત્રી૦ શોર; ધમાલ
**ધૂમ્ર** વિ૦ ધુમાડાવાળું (૨) પું૦ ધુમાડો
**ધૂર્ત** વિ૦ લુચ્ચું (૨) કાબેલ (૩) પું૦ ઠગ
**ધૂળ** સ્ત્રી૦
**ધૃષ્ટ** વિ૦ હિંમતવાન (૨) બેશરમ; ઉદ્ધત
**ધેન(-નુ)** સ્ત્રી૦ ગાય
**ધૈર્ય** ન૦ હિંમત (૨) ધીરજ (૩) સ્વસ્થતા
**ધોકો** પું૦ જાડી લાકડી (૨) ધક્કો; નુકસાન (૩) વિપત્તિ (૪) ગદહો
**ધોખો** પું૦ રોષ (૨) નુકસાન (૩) ચિંતા (૪) દગો
**ધોધ** પું૦ ઊંચેથી જોરથી પડતો પાણીનો પ્રવાહ
**ધોબી** પું૦ કપડાં ધોવાનો ધંધો કરનારો

**ધોણું** વિ૦ ઠોઠ; કમઅક્કલ (૨) ન૦ ઇંઠ; રોડું
**ધોબો** પું૦ ઠોઠ માણસ (૨) ખોબો; અંજલિ
**ધોમ** પું૦ સૂર્ય (૨) સખત તડકો (૩) ક્રોધ
**ધોરી** વિ૦ મુખ્ય; સરિયામ (૨) પું૦ બળદ
**ધોલ** સ્ત્રી૦ તમાચો
**ધોવું** સ૦ ક્રિ૦ પાણીથી સાફ કરવું
**ધોળ** પું૦; ન૦ ગીતનો એક પ્રકાર
**ધોળું** વિ૦ સફેદ; ઊજળું
**ધોળાં** ન૦ બ૦ વ૦ પળિયાં
**ધ્યાન** ન૦ ચિંતન (૨) લક્ષ; એકાગ્રતા
**ધ્યાની** વિ૦ ચિંતનશીલ (૨) ધ્યાન ધરનારું
**ધ્યેય** વિ૦ ધ્યાન કરવા યોગ્ય; ચિંતનીય (૨) આદર્શ; લક્ષ્ય; નેમ
**ધ્રુવ** વિ૦ સ્થિર; નિશ્ચળ (૨) પું૦ ધ્રુવતારો
**ધ્રૂજ** સ્ત્રી૦ ધ્રુજારી
**ધ્વજ** પું૦ ધજા; વાવટો
**ધ્વનિ** પું૦ અવાજ (૨) વ્યંજના
**ધ્વંસ** પું૦ વિનાશ

## ન

**નઇ** સ્ત્રી૦ દૂધી
**નક્કી** વિ૦ ચોક્કસ (૨) અ૦ જરૂર
**નખ** પું૦ નખ; નહોર
**નગ્ન** વિ૦ નાગું (૨) ઉઘાડું (૩) બેશરમ
**નટ** પું૦ વેશ ભજવનાર (૨) દોરડા પર નાચનાર
**નટી** સ્ત્રી૦ નટની સ્ત્રી (૨) વેશ ભજવનાર સ્ત્રી
**નથ** સ્ત્રી૦ નાકની વાળી; વેસર
**નદ** પું૦ મોટી નદી
**નદી** સ્ત્રી૦
**નન્નુ (–ન્નો)** પું૦ નકા
**નભ** ન૦ આકાશ
**નમ્ર** વિ૦ વિનયી; સાલસ
**નર** પું૦ પુરુષવાચક પ્રાણી (૨) મનુષ્ય
**નરું (–ર્યું)** વિ૦ તંદુરસ્ત; નીરોગી
**નર્ત** પું૦ નાચ
**નર્મ** ન૦ રમત (૨) આનંદ (૩) ઠઠ્ઠામશ્કરી
**નર્યું** વિ૦ (૨) અ૦ જુઓ નરદમ
**નલ (–ળ)** પેટમાંનું મોટું આંતરડું (૨) માટી કે ધાતુનો ગોળ પોલો લાંબો ઘાટ
**નવ** વિ૦ નવું (૨) સુંદર (૩) '૯' (૪) અ૦ નહિ
**નવું** વિ૦ તરતનું (૨) બદલાયેલું (૩) શરૂ થતું
**નશો** પું૦ કેફી ચીજથી ચડતો કેફ
**નષ્ટ** વિ૦ નાશ પામેલું (૨) ખરાબ; નીચ
**નસ** સ્ત્રી૦ રગ; રસવાહિની (૨) રેસો
**નહિ (–હીં)** અ૦ ના
**નળી** સ્ત્રી૦ ભૂંગળી (૨) ચાડું (૩) પવાલી
**નળો** પું૦ મોટી નળી (૨) ઘૂંટણથી પાટલી સુધીનો લાંબો અવયવ કે તેનું હાડકું
**નંગ** ન૦ પહેલ પાડેલો હીરો (૨) [લા.] મૂર્ખ માણસ (૩) લુચ્ચો અને ખંધો માણસ
**નંદ** પું૦ વાણિયો
**નંદિ (–દી)** પું૦ (સં) શિવનો પોઠિયો
**નાઇ (–વી)** પું૦ વાળંદ; હજામ
**નાક** ન૦ નાસિકા (૨) [લા.] આબરૂ
**નાકું** ન૦ કાણું (૨) જકાત લેવાનું થાણું (૩) જ્યાં ઘણા રસ્તા મળતા હોય તેવું સ્થળ (૪) રસ્તાનો છેડો કે પ્રવેશદ્વાર
**નાગ** પું૦ ફેણવાળો સાપ
**નાગું** વિ૦ ઉઘાડું (૨) બેશરમ (૩) લુચ્ચું
**નાચ** પું૦ નૃત્ય
**નાટ્ય** ન૦ નૃત્ય અને અભિનય
**નાડ** સ્ત્રી૦ રગ (ખાસ કરીને કાંડા પાસેની જેના ઉપરથી લોહીની ગતિ વૈદ્ય પારખે છે) (૨) કમળની પોલી નળી–દાંડી (૩) [ લા. ] વલણ (૪) લગામ; કાબૂ
**નાડી** સ્ત્રી૦ નાડ; રગ (૨) નાની દોરી
**નાડું** ન૦ નાની દોરી (૨) નાડાછડી (૩) લેંઘા કે ઘાઘરામાં ઘાલવાની દોરી (૪) અંબોડો બાંધવાની દોરી (૫) હદ; આંકો
**નાણું** ન૦ ચલણી સિક્કો (૨) ધન; પૈસો
**નાત** સ્ત્રી૦ જ્ઞાતિ; જાત (૨) નાતના માણસોને આપેલું જમણ
**નાતો** પું૦ સંબંધ
**નાથ** પું૦ સ્વામી (૨) માલિક (૩) બળદ વગેરેની નાકની આરપાર ઘાલવામાં આવતી દોરી
**નાદ** પું૦ અવાજ (૨) ટેવ; છંદ (૩) ગર્વ

**નાની** સ્ત્રી૦ માની મા
**નાનું** વિ૦ થોડી ઉમરનું (૨) કદમાં અલ્પ
**નાનો** પું૦ માનો બાપ
**નાભિ** સ્ત્રી૦ ડૂંટી (૨) કેંદ્ર; મધ્યભાગ
**નામ** ન૦ સંજ્ઞા (૨) કીર્તિ
**નામી** વિ૦ પ્રખ્યાત (૨) સુંદર
**નામું** ન૦ જમેઉધારનો નામવાર હિસાબ
**નાર** પું૦ પાણી (૨) પ્રાણી (૩) સ્ત્રી૦ નારી
**નાવ** સ્ત્રી૦; ન૦ હોડી; વહાણ
**નાવી** પું૦ હજામ
**નાશ** પું૦ સંહાર; પાયમાલી (૨) નુકશાન
**નાસ** પું૦ નાક વાટે ધૂણી કે વરાળ લેવી તે
**નાસ્તો** પું૦ હાજરી; શિરામણ
**નાહીં** અ૦ (પ.) નહિ
**નાળ** સ્ત્રી૦ લાંબી પોલી નળી (૨) ગર્ભમાં બાળકની ડૂંટી સાથે જોડાયેલી રગોની લાંબી નળી (૩) ઘોડા તથા બળદને પગે કે જોડાની એડીએ જડવામાં આવતી લોખંડની જાડી પટી
**નાળું** ન૦ વહેળો; નાની નદી
**નિકા** પું૦ લગ્ન
**નિજ** વિ૦ પોતાનું
**નિત્ય** વિ૦ શાશ્વત; અવિનાશી (૨) રોજનું
**નિદ્રા** સ્ત્રી૦ ઊંઘ
**નિધિ** પું૦ ભંડાર
**નિશ(–શા)** સ્ત્રી૦ રાત્રિ (૨) કેફ
**નિષ્ઠા** સ્ત્રી૦ શ્રદ્ધા; ભક્તિ; વફાદારી (૨) આસ્થા (૩) એકાગ્રતા (૪) આશય
**નિંદા** સ્ત્રી૦ બદગોઈ; વગોવણી
**નિંદ્ય** વિ૦ નિંદાને લાયક
**નિંબ** પું૦ લીમડો
**નિંબુ** ન૦ લિંબુ
**નીક** સ્ત્રી૦ પાણી જવાનો રસ્તો
**નીચ** વિ૦ અધમ; હલકું
**નીચું** વિ૦ નીચ (૨) ઢળતું (૩) ઓછી ઊંચાઇનું
**નીચે** અ૦ હેઠે
**નીતિ** સ્ત્રી૦ ધર્મ પ્રમાણેનું આચરણ; સદાચાર (૨) ચાલચલગત (૩) રાજનીતિ (૪) પદ્ધતિ
**નીમ** પું૦ નિયમ
**નીર** ન૦ પાણી (૨) દમ; કસ
**નીંદ** સ્ત્રી૦ ઊંઘ
**નૂર** ન૦ તેજ; પ્રકાશ (૨) ભાડું
**નૃત્ત(–ત્ય)** ન૦ નાચ
**નેક** વિ૦ પ્રામાણિક; ન્યાયી (૨) નીતિમાન (૩) ધાર્મિક (૪) સ્ત્રી૦ નેકી; ન્યાયીપણું
**નેકી** સ્ત્રી૦ પ્રામાણિકપણું (૨) સજ્જનતા (૩) સદાચાર (૪) છડી (પોકારવી)
**નેજો** પું૦ વાવટો; નિશાન (૨) બરછી
**નેડો** પું૦ નેહ; પ્રેમ
**નેણ** ન૦ નયન
**નેતા** પું૦ આગેવાન
**નેત્ર** ન૦ આંખ
**નેન** ન૦ નેત્ર
**નેફો** પું૦ જેમાં નાડું ઘાલવામાં આવે છે તે ચણિયા કે સુરવાલની ખોલ
**નેમ** સ્ત્રી૦ નિશાન (૨) આશય; હેતુ
**નેવ(–વું)** ન૦ નળિયું (૨) છાપરાના છેડા ઉપરનાં નળિયાં
**નેવુ(–વું)** વિ૦ '૯૦'
**નેસ્તી** પું૦ મોદી
**નેહ** પું૦ પ્રેમ; સ્નેહ (૨) સ્ત્રી૦ હૂકાની નળી
**નેળ** સ્ત્રી૦ સાંકડી ગલી– નળી
**નોક(–ખ)** વિ૦ સુંદર (૨) પું૦; સ્ત્રી૦ અણી; છેડો (૩) ટેક; વટ (૪) છટા (૫) ઘાટ
**નોખું** વિ૦ જુદું
**નોટ** સ્ત્રી૦ સિક્કાને ઠેકાણે વપરાતો ચલણી કાગળ (૨) નોંધ (૩) ચિઠ્ઠી (૪) કોરા કાગળની બાંધેલી વહી; નોંધપોથી
**નોળું** ન૦ એક જાતનું સાપોલિયું (૨) ગોરસિયાં ધોવાનો કૂચો
**નોંધ** સ્ત્રી૦ ટાંચણ (૨) ટિપ્પણી (૩) જેમાં આપેલો માલ વીગત સાથે નોંધાય છે તે ચોપડી
**નૌકા** સ્ત્રી૦ હોડી
**ન્યાત** સ્ત્રી૦ જ્ઞાતિ
**ન્યાય** પું૦ ઇનસાફ (૨) ધારો (૩) દૃષ્ટાંત
**ન્યાયી** વિ૦ બરાબર ન્યાય આપે એવું (૨) વાજબી
**ન્યાય્ય** વિ૦ ન્યાયી
**ન્યારું** વિ૦ જુદું (૨) અજાયબ
**ન્યાલ** વિ૦ કૃતાર્થ (૨) પૈસાદાર
**ન્યૂન** વિ૦ ઓછું; ઊણું

## પ

**પક્કું** વિ૦ માહિતગાર; છેતરાય નહિ તેવું (૨) ખધું; પૂરેપૂરું
**પક્ષ** પું૦ બાજુ (૨) પક્ષપાત (૩) પખવાડિયું
**પક્ષી** ન૦ પંખી
**પગ** પું૦ પાદ
**પગી** પું૦ પગલું પારખી ચોરની ભાળ કાઢનાર (૨) ચોકિયાત
**પછી** અ૦ પાછળ; પાછળથી
**પટ** પું૦ ખાનાં ચીતરેલું પાટિયું કે કપડું (શેતરંજ વગેરે રમવા માટે) (૨) પડદો (૩) નદીની પહોળાઇ (૪) વિસ્તાર (૫) પાટ
**પટા** પું૦ બ૦ વ૦ તરવાર કે લાકડીથી ઘા ઝીલવા ને ઘા કરવા તે
**પટી(–ટ્ટી)** સ્ત્રી૦ લૂગડાનો કે કાગળનો લાંબો કટકો (૨) મલમવાળો તેવો કટકો
**પટુ** વિ૦ ચાલાક (૨) પું૦ તરવાર
**પટો(–ટ્ટો)** પું૦ સનદ (૨) કમરબંધ
**પટ્ટ** વિ૦ મુખ્ય
**પઠ્ઠું** વિ૦ અલમસ્ત; પહેલવાન
**પડ** ન૦ થર (૨) ઢાંકણુ (૩) ગડી (૪) ઘંટીના બે પથરામાંનો દરેક
**પડો** પું૦ મોટું પડીકું કે ઝૂંડો (૨) ઢોલ (૩) ઢંઢેરો
**પણ** ન૦ પ્રતિજ્ઞા (૨) અ૦ પરંતુ
**પણે** અ૦ પેલે ઠેકાણે
**પત** સ્ત્રી૦ આબરૂ–ટેક (૨) વિશ્વાસ (૩) ગળતો કોઢ
**પતિ** પું૦ ધણી
**પત્ત** ન૦ પાંદડું (૨) કાગળનું જાડું પાન
**પત્તો** પું૦ ઠેકાણું (૨) ભાળ; શોધ
**પત્ની** સ્ત્રી૦ વહુ
**પત્ર** પું૦; ન૦ કાગળ (૨) ન૦ પાંદડું (૩) છાપું
**પથ** પું૦ રસ્તો
**પથ્ય** વિ૦ અનુકૂળ; હિતકર (૨) ન૦ કરી; પરહેજી
**પદ** પું૦ પગ (૨) ન૦ દરજ્જો
**પદ્મ** ન૦ કમળ (૨) હજાર અબજ (૩) વિષ્ણુનું એક આયુધ
**પદ્ય** ન૦ કવિતા (૨) છંદબદ્ધ શબ્દરચના
**પનો** પું૦ કાપડની પહોળાઈ
**પય** ન૦ પાણી (૨) દૂધ
**પર** વિ૦ પારકું (૨) અન્ય (૩) અ૦ ઉપર
**પરી** સ્ત્રી૦ પાંખોવાળી દેવતાઈ સુંદરી
**પરું** વિ૦ અળગું (૨) ન૦ શહેર બહારનો વસવાટ
**પર્ણ** ન૦ પાંદડું
**પર્વ** ન૦ ગ્રંથનો ભાગ (૨) તહેવાર
**પલ્લું** ન૦ ત્રાજવાનું એક છાબડું (૨) વર તરફથી કન્યાને અપાતું સ્ત્રીધન
**પલ્લો** પું૦ પાલવ (૨) મજલ; છેડું
**પશુ** ન૦ જાનવર; ચોપગું પ્રાણી
**પસ્તી** સ્ત્રી૦ જુઓ પુસ્તી
**પળ** સ્ત્રી૦ ઘડીનો સાઠમો ભાગ
**પંક** પું૦ કાદવ
**પંક્તિ** સ્ત્રી૦ લીટી (૨) હાર; પંગત
**પંખ** સ્ત્રી૦ (પ.) પાંખ
**પંખી** ન૦ પક્ષી
**પંખો** પું૦ વીંજણો
**પંગુ** વિ૦ પાંગળું
**પંચ** વિ૦ પાંચ (૨) ન૦ કોઇ વાતનો તોડ લાવવા માટે નિમાયેલા પાંચ કે તેથી વધારે માણસો
**પંજો** પું૦ પાંચ આંગળાં અને હથેળીથી બનેલો અવયવ
**પંડ** પું૦ શરીર (૨) પોતાની જાત
**પંડો** પું૦ તીર્થનો ગોર
**પંડયો** પું૦ તીર્થનો ગોર; પંડો
**પંથ** પું૦ માર્ગ (૨) ધર્મના સંપ્રદાય
**પંથા** પું૦ રસ્તો
**પંથી** પું૦ મુસાફર
**પંપ** પું૦ પાણી કાઢવાનું યંત્ર
**પાઈ** સ્ત્રી૦ પૈસાનો ત્રીજો ભાગ
**પાક** વિ૦ પવિત્ર (૨) પું૦ ખેતીની નીપજ
**પાકું** વિ૦ પરિપકવ (૨) છેતરાય નહિ તેવું
**પાગ** પું૦ પગ [પ.] (૨) સ્ત્રી૦ પાઘડી
**પાચ** ન૦ પરુ; ગૂમડામાંથી નીકળતી રસી
**પાછું** અ૦ પાછળ (૨) વળી; ફરીથી
**પાજી** વિ૦ હલકું; નીચ (૨) કંજૂસ
**પાટ** પું૦ બાજઠ (૨) તાકો (૩) જમીનનો લાંબો પટ
**પાટી** સ્ત્રી૦ સ્લેટ (૨) ગામમાં ગરાસદારનો હિસ્સો
**પાટુ** સ્ત્રી૦; ન૦ લાત
**પાટો** પું૦ લૂગડાનો ચીરો (૨) જેના ઉપર આગગાડી દોડે છે તે લોઢાનો પાટો

**પાઠ** પું૦ ભણી જવું—બોલી જવું તે (૨) ધાર્મિક ગ્રંથ કે સ્તોત્ર વગેરેનું રોજનું વાચન (૩) બોધ; શીખ
**પાઠું** ન૦ પીઠ ઉપર થતું ગૂમડું
**પાડ** પું૦ ઉપકાર
**પાડી** સ્ત્રી૦ ભેંસનું માદા બચ્ચું
**પાડું** ન૦ ભેંસનું બચ્ચું
**પાડો** પું૦ ભેંસનું નર બચ્ચું (૨) આંકનો ગડિયો
**પાણ** સ્ત્રી૦ ચોથો ભાગ દર્શાવનારી કાના જેવી ઊભી લીટી (૨) પું૦ પહાણ; પાષાણ (૩) હાથ
**પાણિ** પું૦ હાથ
**પાણી** ન૦ જળ (૨) નૂર (૩) શૂરાતન; પોરસ (૪) ટેક; વટ
**પાત** પું૦ પતન
**પાત્ર** વિ૦ યોગ્ય; લાયક (૨) ન૦ વાસણ (૩) નાટકમાં વેશ લેનાર (૪) કથા કે વાતમાં આવતી વ્યક્તિ
**પાદ** પું૦ પગ (૨) ચોથો ભાગ (૩) કવિતાની કડી
**પાન** ન૦ પીવું તે (૨) પાંદડું (૩) પૃષ્ઠ (પુસ્તકનું)
**પાની** સ્ત્રી૦ પગનું તળિયું
**પાનું** ન૦ પાંદડું (૨) પૃષ્ઠ (૩) ગંજીફાનું પત્તું (૪) ચપ્પુ કે છરીનું ફળ (૫) જિંદગી પર્યંતનો સંબંધ
**પાનો** પું૦ પોરસ; જુસ્સો; શૌર્ય
**પાપ** ન૦ ધર્મ વિરુદ્ધનું કૃત્ય (૨) [લા.] કપટ (૩) [લા.] અણગમતી વ્યક્તિ
**પાપી** વિ૦ પાપ કરનારું
**પાય** પું૦ પગ
**પાયો** પું૦ ખુરશી ખાટલા ટેબલ ઈ. નો પગ (૨) જે મૂળ ચણતર ઉપર ઇમારત ઊભી કરવામાં આવે છે તે (૩) [લા.] આધાર; મૂળ
**પાર** પું૦ છેડો (૨) કાંઠો; તીર (૩) [લા.] ઊંડો મર્મ; ભેદ
**પારો** પું૦ એક ખનીજ પ્રવાહી ધાતુ (૨) માળાનો મણકો
**પાલી** સ્ત્રી૦ કાઠિયાવાડનું અનાજનું એક માપ; તેનું વાસણ (૨) (મુંબઇમાં) ચાર શેરનું માપ
**પાલો** પું૦ ઢોરને ખાવાનાં પાંદડાં (૨) પાણી પીવાનું વાસણ
**પાવો** પું૦ એક જાતની વાંસળી
**પાશ** પું૦ ફાંસો; ગાળો
**પાસ** વિ૦ ફતેહમંદ (૨) મંજૂર (૩) સોબતની અસર (૪) સ્ત્રી૦ બાજુ
**પાસે** અ૦ નજીક (૨) તાબામાં
**પાસો** પું૦ ચોપટ રમવામાં વપરાતા અંક પાડેલા લંબચોરસ કકડામાંનો એક
**પાળ** સ્ત્રી૦ તળાવ કે સરોવરનો કિનારો
**પાળી** સ્ત્રી૦ છરી (૨) વારો (૩) પાકી
**પાળું** ન૦ પગે ચાલનારું
**પાળો** પું૦ પગપાળો મુસાફર (૨) પેદળ, મુલકી કે લશ્કરી સિપાઈ
**પાંખ** સ્ત્રી૦ પક્ષીનો ઊડવાનો અવયવ (૨) છાપરાનો બે તરફનો બહાર પડતો ભાગ
**પાંખું** વિ૦ છૂટું; આછું
**પાંગુ** વિ૦ પાંગળું (૨) ન૦ ઢોર
**પાંડુ** વિ૦ ફીકું
**પાંથી** સ્ત્રી૦ સેંથી
**પિચ્છ** ન૦ પીંછું
**પિતા (–તૃ)** પું૦ બાપ
**પિતૃ** પું૦ બ૦ વ૦ પૂર્વજો; મરી ગયેલા બાપદાદાઓ
**પિત્તો** પું૦ [લા.] ક્રોધની તીવ્ર લાગણી
**પિયુ** પું૦ પતિ
**પિંડ** પું૦ ગોળો (૨) પિતૃઓને નિમિત્તે લોટ કે ભાતનો વાળેલો ગોળો (૩) શરીર
**પિંડી** સ્ત્રી૦ પગના નળાની પાછળનો માંસનો લોચો (૨) શિવલિંગ
**પીછ** ન૦ પીછું
**પીછી** સ્ત્રી૦ વાળ, પીછાં કે તેવી બીજી વસ્તુની હાથાવાળી બનાવટ
**પીછું** ન૦ પીછ (૨) તેની કલમ
**પીછો** પું૦ કેડો
**પીઠ** સ્ત્રી૦ બજાર (૨) બજારભાવ (૩) વાંસો
**પીઠી** સ્ત્રી૦ લગ્ન પ્રસંગે વરકન્યાને શરીરે ચોળવાનો પીળો સુગંધી પદાર્થ
**પીઠું** ન૦ બજાર કે દુકાન
**પીડ** સ્ત્રી૦ પીડા (૨) ચૂંક (૩) વેણ
**પીડા** સ્ત્રી૦ દુઃખ (૨) નડતર
**પીઢ** વિ૦ મોટી ઉંમરનું; ઠરેલ
**પીણું** ન૦ પીવાની વસ્તુ; પેય
**પીપ** ન૦ લાકડાનું કે ધાતુનું નળાકાર વાસણ
**પીર** પું૦ મુસલમાનોમાં પવિત્ર ગણાતો પુરુષ

**પીળું** વિ૦ હળદરના રંગ જેવું; પીત
**પીંછ** ન૦ પીંછું; પીછ
**પીંછી** સ્ત્રી૦ જુઓ પીછી
**પીંછું** ન૦ જુઓ પીછું
**પુખ્ત** વિ૦ પાકું; પાકટ; ઠરેલ
**પુચ્છ** ન૦ પૂંછડી
**પુણ્ય** વિ૦ પવિત્ર (૨) ન૦ સત્કર્મ
**પુત્ર** પું૦ દીકરો
**પુત્રી** સ્ત્રી૦ દીકરી
**પુનઃ** અ૦ ફરીથી
**પુર** ન૦ શહેર
**પુરી** સ્ત્રી૦ નગરી
**પુલ** પું૦ સેતુ
**પુષ્ટ** વિ૦ પોષાયેલું; જાડું
**પુષ્ટિ** સ્ત્રી૦ પોષણ (૨) સમર્થન (૩) ઉત્તેજન
**પુષ્પ** ન૦ ફૂલ
**પુસ્તી** સ્ત્રી૦ નિરુપયોગી પોથી કે પોથીના કાગળ (૨) પસ્તી
**પુસ્તો** પું૦ પાણીનો ધક્કો ઝીલે તેવું બાંધકામ કે ચણતર; હાથણી; ટક્કો
**પુંજ** પું૦ ઢગલો
**પૂચ્છ** ન૦ પુચ્છ
**પૂજા** સ્ત્રી૦ પૂજન; ઉપાસના (૨) [લા.] માર
**પૂજ્ય** વિ૦ પૂજવાયોગ્ય (૨) પું૦ વડીલ
**પૂઠ** સ્ત્રી૦ શરીરનો પાછલો ભાગ (૨) [લા.] કેડો; પીછો
**પૂઠું** ન૦ કડોળ ઉપરનું છાડું (૨) ચોપડીનું ઢાંકણ
**પૂઠે** અ૦ પાછળ
**પૂણી** સ્ત્રી૦ કાંતવા માટે પીંજેલા રૂનો વાળીને બનાવેલો લાંબો ગોળ આકાર
**પૂત** વિ૦ પવિત્ર (૨) પું૦ પુત્ર
**પૂર** વિ૦ પૂરેપૂરું; સંપૂર્ણ (૨) ન૦ નવા પાણીનું નદીનાળાંમાં જોસબંધ આવવું તે
**પૂરું** વિ૦ જુઓ પૂર્ણ
**પૂર્ણ** વિ૦ સમાપ્ત (૨) [લા.] મીઠું
**પૂર્તિ(-ર્ત્તિ)** સ્ત્રી૦ ઉમેરણ; વધારો
**પૂર્વ** વિ૦ પ્રાચીન (૨) આગળનું (૩) ઉગમણું
**પૂર્વે** અ૦ પહેલાં
**પૂળી** સ્ત્રી૦ ઘાસની ઝૂડી
**પૂળો** પું૦ ઘાસ કે કડબનું મોટું પૂળિયું
**પૂંછ** ન૦ પૂછડું
**પૂંજી** સ્ત્રી૦ દોલત
**પૂંજો** પું૦ કચરો; વાસીદું
**પૂંઠ** સ્ત્રી૦ જુઓ પૂઠ
**પૂંઠે** અ૦ પૂંઠે; પાછળ
**પૃથ્વી** સ્ત્રી૦ જુઓ પૃથિવી
**પૃષ્ઠ** ન૦ પીઠ; વાંસો (૨) સપાટી
**પેક** વિ૦ પક્કું; હોશિયાર
**પેચ** પું૦ આંટો; વળ (૨) સ્ક્રૂ (૩) [લા.] યુક્તિ; પ્રપંચ; ફાંદો
**પેટ** ન૦ જઠર (૨) પોતાનું સંતાન
**પેટું** ન૦ અંશ; ભાગ
**પેટે** અ૦ બાબતમાં (૨) સાટે; બદલામાં
**પેઠ(-ઠે)** અ૦ રીતે; માફક
**પેડુ(-ડૂ)** ન૦ દૂંટીની નીચેનો પેટનો ભાગ
**પેઢી** સ્ત્રી૦ શરાફની દુકાન (૨) વંશપરંપરાનું પગથિયું
**પેઢું** ન૦ અવાળુ
**પેણી** સ્ત્રી૦ તાવડી
**પેણો** પું૦ મોટી પેણી
**પેદા** વિ૦ ઉત્પન્ન (૨) કમાયેલું; મેળવેલું
**પેન** સ્ત્રી૦ પથ્થરપેન
**પેપું** વિ૦ સ્ફૂર્તિ વગરનું; ઢીલું
**પેય** વિ૦ પીવાયોગ્ય (૨) ન૦ પીણું
**પેર** સ્ત્રી૦ પ્રકાર; રીત (૨) ખબર (૩) તદબીર
**પેરે** અ૦ પ્રકારે (૨) પેઠે
**પેલું** વિ૦ સામે આંગળીથી બતાવેલું (૨) પછીનું
**પેશી** સ્ત્રી૦ માંસનો લોચો
**પેશો** પું૦ ધંધો; કસબ
**પેંડો** પું૦ માટીનો લોંદો (૨) દૂધના માવાની બનાવેલી એક ગળી વાની
**પેંધું** વિ૦ પેધું
**પૈકી** અ૦ -માંનું; -માંથી
**પૈડું** ન૦ ચક્ર; આંક
**પૈસો** પું૦ આનાનો ચોથો ભાગ (૨) [લા.] દોલત; ધન
**પોક** સ્ત્રી૦ બૂમ પાડીને રડવું તે
**પોચું** વિ૦ નરમ (૨) બીકણ
**પોટો** પું૦ ફાનસનો ગોળો
**પોઠ** સ્ત્રી૦ પ્રાણીની પીઠ ઉપર નખાય તેવી બેવડી ગૂણ (૨) વણજાર (૩) પોઠિયો

**પોત** ન૦ ઝીણું કાપડ (૨) વસ્ત્રનો વણાટ (૩) પોતાનું ખરું સ્વરૂપ
**પોતે** સ૦ જાતે
**પોથી** સ્ત્રી૦ લાંબાં છૂટાં પાનાંનું પુસ્તક
**પોથું** ન૦ મોટી પોથી-પુસ્તક (તિરસ્કારમાં)
**પોપું** વિ૦ કાંગું; પોચું (૨) ન૦ પોચાપણું
**પોર** અ૦ ગયે વર્ષે કે આવતે વર્ષે
**પોરો** પું૦ પાણીમાં થતો બારીક જીવ (૨) અવસર
**પોલ** સ્ત્રી૦ પોલાણ (૨) મિથ્યા દેખાવ (૩) અંધાધૂંધી (૪) રૂની થેપલી
**પોહ** પું૦ મોટું પરોઢિયું (૨) અ૦ ઢોરને પાણી પાવાને ઉચ્ચારાતો ઉદ્ગાર
**પોળ** સ્ત્રી૦ શેરી (૨) દરવાજો
**પૌંઆ(–વા)** પું૦ બ૦ વ૦ શેકેલી ડાંગરને ખાંડીને કાઢેલા ચપટા દાણા
**પ્યાજ** ન૦ ડુંગળી
**પ્યાદું** ન૦ શેતરંજમાં પેદળ સિપાઈનું મહોરું
**પ્યાર** પું૦ પ્રેમ
**પ્યારી** સ્ત્રી૦ વહાલી સ્ત્રી
**પ્યારું** વિ૦ વહાલું
**પ્યારો** પું૦ વહાલો પુરુષ
**પ્યાલી** સ્ત્રી૦ નાનું પવાલું
**પ્યાલું** પું૦ પવાલું
**પ્યાલો** પું૦ મોટું પવાલું
**પ્યાસ** સ્ત્રી૦ તરસ
**પ્રજા** સ્ત્રી૦ જનતા; લોકસમૂહ (૨) રૈયત (૩) સંતતિ
**પ્રજ્ઞ** પું૦ જ્ઞાની
**પ્રજ્ઞા** સ્ત્રી૦ બુદ્ધિ
**પ્રત** સ્ત્રી૦ નકલ
**પ્રતિ** સ્ત્રી૦ પ્રત (૨) અ૦ તરફ (૩) વિરુદ્ધ (૪) હરેક
**પ્રત્યે** અ૦ તરફ
**પ્રભા** સ્ત્રી૦ તેજ; કાંતિ (૨) દમામ
**પ્રભુ** પું૦ પરમેશ્વર (૨) માલિક; સ્વામી
**પ્રશ્ન** પું૦ સવાલ
**પ્રાણ** પું૦ જીવ (૨) શ્વાસ (૩) જીવનશક્તિ
**પ્રાપ્ત** વિ૦ મેળવાયેલું; મળેલું (૨) ઉપસ્થિત
**પ્રાપ્તિ** સ્ત્રી૦ લાભ (૨) શકિત
**પ્રાપ્ય** વિ૦ લભ્ય; મળે એવું
**પ્રાય** વિ૦ લગભગ સરખું (૨) અ૦ મોટે ભાગે (૩) બધી રીતે
**પ્રાસ** પું૦ કવિતાની તૂકને અંતે મળતા અક્ષર આવવા તે (૨) ભાલો
**પ્રાંત** પું૦ દેશનો વિભાગ
**પ્રિય** વિ૦ વહાલું; ગમતું (૨) પું૦ પિયુ; કાંત (૩) ન૦ હિત; કલ્યાણ (૪) મિષ્ટ વચન
**પ્રિયા** સ્ત્રી૦ કાંતા; વહાલી સ્ત્રી
**પ્રીછ** સ્ત્રી૦ ઓળખ
**પ્રીત** સ્ત્રી૦ પ્રેમ
**પ્રીતિ** સ્ત્રી૦ પ્રેમ
**પ્રેત** ન૦ શબ (૨) અવગતિયો જીવ
**પ્રેમ** પું૦ પ્રીતિ (૨) રુચિ
**પ્રેમી** વિ૦ પ્રેમવાળું; પ્રેમ કરનારું
**પ્રેસ** ન૦ રૂ વગેરેને દાબી ગાંસડીઓ બાંધવાનો સંચો (૨) છાપવાનું યંત્ર (૩) છાપખાનું
**પ્રૌઢ** વિ૦ આધેડ (૨) ગંભીર (૩) ભવ્ય
**પ્રૌઢા** સ્ત્રી૦ ત્રીસથી પંચાવન વરસની નાયિકા
**પ્લેગ** પું૦ મરકી; મહામારી

## ફ

**ફઇ** સ્ત્રી૦ ફોઈ; બાપની બહેન
**ફકત** અ૦ માત્ર; કેવળ
**ફટ** અ૦ તિરસ્કારનો અવાજ
**ફણા** સ્ત્રી૦ સાપની ફેણ
**ફણી** પું૦ સાપ (૨) સ્ત્રી૦ કાંસકી
**ફના** નિ૦ નાશ પામેલું; પાયમાલ
**ફરી** અ૦ બીજીવાર
**ફલ(–ળ)** ન૦ વનસ્પતિનું ફળ (૨) પરિણામ (૩) ફાયદો (૪) પાનું (હથિયાર કે ઓજારનું)
**ફસ** સ્ત્રી૦ નસ; નાડી
**ફળ** ન૦ ફલ
**ફળી** સ્ત્રી૦ નાનું ફળિયું (૨) શિંગ
**ફળું** ન૦ ફળ; પાનું
**ફંડ** ન૦ ઉઘરાણું; ફાળો; ટીપ
**ફંદ(–દો)** પું૦ કાવતરું (૨) [લા.] દુર્વ્યસન
**ફંદી** વિ૦ કપટી (૨) ઢોંગી (૩) દુર્વ્યસની
**ફાગ** પું૦ વસંત (૨) હોળીનાં શૃંગારી ગીતો કે બોલાતા અપશબ્દ

**ફાટ** સ્ત્રી૰ ફાટવું તે (૨) તરડ (૩) ભેદ; ફૂટ
**ફાટું** (-ટયું) વિ૰ ફાટેલું (૨) અસભ્ય (૩) ઉદ્ધત
**ફાડ** સ્ત્રી૰ ચીરી
**ફાની** વિ૰ નાશવંત
**ફાલ** પું૰ પાક (૨) અતિશયતા
**ફાળ** સ્ત્રી૰ ફલંગ (૨) ધ્રાસકો
**ફાળો** પું૰ હિસ્સો (૨) વહેંચણી (૩) ટીપ
**ફાંકો** પું૰ તોર; અભિમાન
**ફાંગું** વિ૰ એક આંખે ત્રાંસું જોનાર; બાડું
**ફાંટ** સ્ત્રી૰ ખોઇ (૨) ઝોળી
**ફાંટો** પું૰ શાખા; ભાગ (૨) ફીંના (૩) તરંગ
**ફાંદ** સ્ત્રી૰ પેટનો ઝૂલતો ભાગ
**ફાંદો** પું૰ પ્રપંચ; જાળ
**ફાંફાં** ન૰ બ૰ વ૰ વલખાં; મિથ્યા પ્રયત્ન
**ફાંસ** સ્ત્રી૰ લાકડાની ઝીણી કરચ (૨) આડખીલી
**ફાંસી** સ્ત્રી૰ ફાંસો દઇ મારી નાંખવાની શિક્ષા
**ફાંસો** પું૰ ફાંદો (૨) દોરડાનો ગાળો
**ફિક્કું** વિ૰ નિસ્તેજ (૨) નીરસ; મોળું
**ફિદા** વિ૰ ખૂબ ખુશ (૨) અતિ આસક્ત
**ફીકું** વિ૰ ફિક્કું
**ફીણ** ન૰ પ્રવાહી પર થતો ધોળો પદાર્થ
**ફીફું** ન૰ (કા.) અનાજનું ફોતરું—ખોખું
**ફીસી** સ્ત્રી૰ બડાઈ
**ફુઇ** સ્ત્રી૰ ફોઈ
**ફુઓ** પું૰ ફોઇનો વર

**ફૂટ** પું૰ બાર ઇંચનું માપ કે તેવડી પટી (૨) સ્ત્રી૰ ભંગાણ; કુસંપ
**ફૂદું** ન૰ પાંખોવાળું નાનું જીવડું (૨) પતંગિયું
**ફૂર્તિ** સ્ત્રી૰ ઉત્સાહ (૨) સ્ફૂર્તિ; જાગૃતિ
**ફૂલ** ન૰ પુષ્પ (૨) આંખનો રોગ (૩) સ્ત્રી૰ પતરાજી; ગર્વ
**ફૂલું** ન૰ આંખનો એક રોગ
**ફૂંક** સ્ત્રી૰ મોંથી પવન ફૂંકવો તે (૨) પ્રાણ
**ફેજ** પું૰ ખરાબી; દુર્દશા (૨) શિક્ષા
**ફેણ** સ્ત્રી૰ ફણા
**ફેન** ન૰ ફીણ
**ફેર** પું૰ તફાવત (૨) તમ્મર (૩) અ૰ ફરીથી
**ફેરી** સ્ત્રી૰ ચક્કર; આંટો (૨) કોઈ પણ વસ્તુ વેચવા માટે ફરવું તે (૩) વખત; વાર
**ફેરો** પું૰ આંટો (૨) વારો (૩) ચક્કર
**ફેલ** પું૰ ઢોંગ
**ફેંટો** પું૰ માથે બાંધવાનું લૂગડું; ફાળિયું
**ફોઇ** સ્ત્રી૰ બાપની બહેન
**ફોક** વિ૰ ફોગટ; રદ
**ફોજ** સ્ત્રી૰ સેના
**ફોટો** પું૰ છબી
**ફોડ** પું૰; સ્ત્રી૰ ફોડવું તે (૨) વિગત (૩) નિકાલ (૪) વહેંચણી
**ફોર** સ્ત્રી૰ સુગંધ; સુવાસ
**ફોરું** ન૰ છાંટો; ટપકું
**ફોશી** વિ૰ બાયલું; ઢીલું

## બ

**બક(-ગ)** પું૰ બગલો
**બગી** સ્ત્રી૰ એક જાતની ઘોડાગાડી
**બચી (ચ્ચી)** સ્ત્રી૰ ચુંબન
**બચ્ચું** ન૰ બાળક
**બચ્ચો** પું૰ છોકરો (લાડ કે તિરસ્કારમાં)
**બટુ** પું૰ નાનો છોકરો
**બટ્ટો** પું૰ આળ; તહોમત (૨) લાંછન
**બડ** વિ૰ મોટું (૨) બરડ
**બત્તી** સ્ત્રી૰ દીવો
**બથ** સ્ત્રી૰ (કા.) બાથ
**બદી** સ્ત્રી૰ દુરાચરણ; અનીતિ (૨) કુટેવ
**બધું** વિ૰ સઘળું; સર્વ
**બધે** અ૰ સઘળે ઠેકાણે; સર્વત્ર

**બન્ને(-ન્નો)** વિ૰ બેઉ જણ
**બબ્બે** વિ૰ બેબે
**બર** પું૰ પનો (૨) જાત (૩) માલ (૪) વિ૰ સફળ (૫) યોગ્ય (૬) અ૰ પ્રમાણે
**બરો** પું૰ તોર; મગરૂરી (૨) પતરાજી
**બલિ(-ળિ)** પું૰ ભોગ; દેવને માટે કાઢેલો ભાગ
**બસ** અ૰ થયું; પૂરતું
**બસેં(-સો)** વિ૰ '૨૦૦'
**બહુ** વિ૰ (૨) અ૰ ખૂબ
**બળ** ન૰ જોર (૨) લશ્કર
**બંકો** વિ૰ પું૰ બંકેરાવ
**બંટી** સ્ત્રી૰ એક જાતનું અનાજ
**બંડ** ન૰ હુલ્લડ; બળવો

**બંડી** સ્ત્રી૦ એક જાતનું બદન
**બંદી** પું૦ કેદી (૨) બંદીજન (૩) સ્ત્રી૦ બંધી; મના (૪) ગુલામડી
**બંદો** પું૦ સેવક; દાસ (૨) પોતે (બડાઈ બતાવવા વપરાય છે)
**બંધ** વિ૦ વાસેલું (૨) ચાલુ નહિ એવું (૩) બંધન (૪) પ્રતિબંધ
**બંધી** સ્ત્રી૦ મના (૨) પરેજી (૩) પાકી
**બંધુ** પું૦ ભાઈ (૨) સગો
**બંને** વિ૦ બન્ને; બેઉ
**બંબો** પું૦ પાણી કાઢવાનું યંત્ર
**બંસી** સ્ત્રી૦ બંસરી; વાંસળી
**બાકી** વિ૦ અપૂર્ણ (૨) વધેલું
**બાગ** પું૦ બગીચો
**બાઘું** વિ૦ મૂઢ; ગતાગમ વિનાનું
**બાજ** પું૦ એક શિકારી પક્ષી; શકરો
**બાજી** સ્ત્રી૦ સોગટાં કે ગંજીફાની રમત (૨) યુક્તિ; પ્રપંચ
**બાજુ(-જૂ)** સ્ત્રી૦ છેડો; અંત (૨) દિશા; પાસું; પડખું (૩) પક્ષ; તરફેણ
**બાટી** સ્ત્રી૦ છાણાંની આંચથી શેકેલા કણકના ગોળા કે જાડી ભાખરી
**બાડું** વિ૦ ત્રાંસા ડોળાવાળું
**બાણ** નં૦ તીર (૨) શિવલિંગ
**બાણુ(-ણું)** વિ૦ '૯૨'
**બાથ** સ્ત્રી૦ બે હાથ પહોળા કરી દીધેલી ચૂડ (૨) ટક્કર
**બાદ** વિ૦ બાતલ; કમ (૨) અ૦ પછી
**બાદી** સ્ત્રી૦ અપચો; બદહજમી
**બાધ** પું૦ અડચણ (૨) દોષ (૩) વિરોધ
**બાધા** સ્ત્રી૦ માનતા; આખડી (૨) વિઘ્ન
**બાધું** વિ૦ (પ.) બધું; આખું
**બાન** વિ૦ (૨) ન૦ જામીનગીરીમાં પકડેલું (૨) ન૦ બાનું
**બાનુ(-નૂ)** સ્ત્રી૦ સારા ઘરની સ્ત્રી; સન્નારી
**બાનું** ન૦ સોદાના સાટા પેટે અગાઉથી અપાયેલું નાણું
**બાપ** પું૦ પિતા
**બાફ** પું૦; સ્ત્રી૦ બફારો (૨) પરસેવો (૩) વરાળ
**બાબ** પું૦ પ્રકરણ (૨) બાબત; વિષય
**બામ** પું૦ દુખાવો મટાડવા ચોપડાતો મલમ
**બાર** વિ૦ '૧૨' (૨) પું૦ બંદૂક વગેરેનો અવાજ (૩) ન૦ બારણું
**બારી** સ્ત્રી૦ નાનું બારણું (૨) [લા.] છટકવાનું બારું; બહાનું
**બારું** ન૦ બંદરમાં પેસવાનો માર્ગ (૨) બારણું; રસ્તો (૩) છટકવાની બારી; બહાનું
**બાલ** પું૦ વાળ
**બાલ (-ળ)** વિ૦ નાનું (૨) ન૦ બાળક
**બાલા (-ળા)** સ્ત્રી૦ છોકરી (૨) ૧૬ વર્ષની અંદરની સ્ત્રી
**બાલ્ય** ન૦ બાળપણ
**બાવી** સ્ત્રી૦ સાધુડી; બાવાની સ્ત્રી
**બાવું** ન૦ કરોળિયાનું જાળું
**બાવો** પું૦ સાધુ (૨) બાપ
**બાહુ** પું૦ બાવડું (૨) હાથ
**બાહ્ય** વિ૦ બહારનું
**બાળ** વિ૦ (૨) પું૦ (૩) ન૦ જુઓ બાલ
**બાળા** સ્ત્રી૦ જુઓ બાલા
**બાંક** પું૦ બેસવાની પાટલી
**બાંકું** વિ૦ છેલ; ફાંકડું (૨) ટેઢું; વિચિત્ર મિજાજનું (૩) સાહસિક (૪) નાજુક (કામ)
**બાંગ** સ્ત્રી૦ નમાજનો સમય સૂચવવા મુલ્લાંએ કરેલો પોકાર
**બાંટ** ન૦ કાંટા (૨) પું૦ એક મીઠી વાની
**બાંઠ** વિ૦ ઠીંગણું; ગઠ્ઠું
**બાંડું** વિ૦ પૂંછડી વગરનું (૨) વરવું
**બાંદી** સ્ત્રી૦ ગુલામડી
**બાંધ** પું૦ પુસ્તો; પાળ (૨) બંધ
**બાંધો** પું૦ બંધારણ; કાઠું (૨) બંધન
**બાંબુ** પું૦ પોલો વાંસ
**બાંય** સ્ત્રી૦ હાથને ઢાંકતો અંગરખો, ચોળી વગેરેનો ભાગ (૨) હાથ (૩) [લા.] મદદ
**બિન** પું૦ દીકરો (૨) અ૦ વિના
**બિના** સ્ત્રી૦ હકીકત
**બિયું** ન૦ બીજ
**બિયો** પું૦ ઠળિયો
**બિલ્લી** સ્ત્રી૦ બિલાડી
**બિસ્ત્રો** પું૦ બિસ્તરો; પથારી
**બિંદુ** પું૦; ન૦ ટીપું; ટપકું (૨) મીંડું
**બિંબ** ન૦ જેનું પ્રતિબિંબ પડયું હોય તે (૨) છાયા; પ્રતિમા

**બીક** સ્ત્રી૦ ભય; દહેશત

**બીજ** ન૦ જુઓ બી (૨) [લા.] ઓલાદ (૩) સ્ત્રી૦ બીજી તિથિ

**બીજું** વિ૦ દ્વિતીય (૨) જુદી જાતનું (૩) અ૦ વળી; વધારામાં

**બીડ** ન૦ ઘાસની જમીન; ચરો

**બીડી** સ્ત્રી૦ પાનબીડી (૨) તમાકુની બીડી

**બીડું** ન૦ મોટી બીડી

**બીડો** પું૦ કાગળ ઘાલેલું મોટું પરબીડિયું

**બીન** ન૦ એક વાદ્ય; વીણા

**બીબી** સ્ત્રી૦ મુસલમાન સ્ત્રી

**બીબું** ન૦ કોઈ આકૃતિ છાપવાનું કોતરેલું સાધન (૨) ટાઈપ (૩) [લા.] નમૂનો; પ્રતિકૃતિ

**બુટ્ટી** સ્ત્રી૦ (કાનની) બૂટ (૨) નાનો બુટ્ટો–ભાત

**બુટ્ટો** પું૦ ભરત કે વણાટમાં ફૂલના જેવો આકાર (૨) તરંગ

**બુઠ્ઠું** વિ૦ ધાર વગરનું (૨) [લા.] જાડી બુદ્ધિનું (૩) લાગણી વગરનું

**બુઢ્ઢું** વિ૦ ઘરડું

**બુદ્ધ** વિ૦ સમજુ; જાગેલું (૨) પું૦ (સં.) ગૌતમબુદ્ધ

**બુદ્ધિ** સ્ત્રી૦ સમજ; વિવેક (૨) વિચારશક્તિ

**બુધ** વિ૦ ડાહ્યું; વિદ્વાન (૨) પું૦ એ નામનો ગ્રહ (૩) બુધવાર (૪) વિદ્વાન

**બુંદ** ન૦ ટીપું

**બૂચ** પું૦ ડાટો (૨) પાનાંની એક રમત

**બૂચું** વિ૦ બેઠેલા નાકનું (૨) કાન વગરનું [લા.] ઘરેણાં વગરનું (કાન કે નાક)

**બૂજ** સ્ત્રી૦ કદર

**બૂઠું** વિ૦ બુઠ્ઠું

**બૂઢું** વિ૦ બુઢિયું; ઘરડું

**બૂમ** સ્ત્રી૦ બરાડો; પોકાર (૨) અફવા

**બૂરું** વિ૦ ખરાબ (૨) ન૦ ધોયેલી ઝીણી ખાંડ

**બૂઠ્ઠું** વિ૦ જડ; જાડું; અરસિક

**બૂડો** પું૦ મૂર્ખ

**બેઉ** વિ૦ બન્ને

**બેકી** સ્ત્રી૦ બેથી ભાગી શકાય એવી સંખ્યા

**બેટ** પું૦ ચારે બાજુએ પાણીથી વીંટળાયેલી જમીન

**બેટી** સ્ત્રી૦ દીકરી

**બેટો** પું૦ દીકરો

**બેઠું** વિ૦ બેઠેલું (૨) નીચું (ઘાટમાં)

**બેડી** સ્ત્રી૦ જંજીર (૨) [લા.] બંધન; જંજાળ

**બેલ** પું૦ બળદ

**બેલી** પું૦ ધણી; મુરબ્બી; સહાય કરનાર

**બેલું** ન૦ જોડકું (૨) ધોળો રેતાળ પથ્થર

**બૈરી** સ્ત્રી૦ સ્ત્રી

**બૈરું** ન૦ બૈરી

**બોખું** વિ૦ બોખલું

**બોઘું** વિ૦ ઓલિયું; મૂર્ખ

**બોચી** સ્ત્રી૦ ગરદન

**બોજ** પું૦ ભાર (૨) મોભો (૩) પોત; કુમાશ

**બોજો** પું૦ ભાર (૨) જવાબદારી; જોખમ

**બોટ** સ્ત્રી૦ હોડી; મછવો

**બોડ** સ્ત્રી૦ બખોલ; ગુફા

**બોડું** વિ૦ માથે વાળ વિનાનું (૨) [લા.] ઉઘાડું; ખુલ્લું (માથું; ખેતર)

**બોણી** સ્ત્રી૦ પહેલો વકરો (૨) બેસતા વર્ષની બક્ષિશ

**બોદું** વિ૦ બોખરું

**બોધ** પું૦ ઉપદેશ (૨) જ્ઞાન

**બોર** ન૦ બોરડીનું ફળ (૨) સ્ત્રીઓનું એક ઘરેણું

**બોલ** પું૦ શબ્દ; વચન (૨) મહેણું

**બોલી** સ્ત્રી૦ ભાષા (૨) કબૂલાત

**બોસો** પું૦ બચ્ચી

**બૉંબ** પું૦ તોપની મદદ વિના એમને એમ ફૂટે તેવી દારૂગોળાની એક બનાવટ

**બયાન** ન૦ વર્ણન

**બ્યાશી (–સી)** વિ૦ '૮૨'

**બ્રહ્મ** ન૦ પરમાત્મા (૨) પું૦ બ્રહ્મા (૩) બ્રાહ્મણ

**બ્રહ્મા** પું૦ સૃષ્ટિની ઉત્પત્તિ કરનાર વેદધર્મની ત્રિમૂર્તિમાંના એક દેવ

## ભ

**ભકત** વિ૦ –ના પર આશક કરનારું

**ભક્તિ** સ્ત્રી૦ ભજન (૨) પ્રેમ; આદર

**ભક્ષ (–ખ)** પું૦ ખોરાક

**ભક્ષ્ય** વિ૦ ખાવાયોગ્ય (૨) ન૦ ખાવાનું

**ભગ્ન** વિ૦ ભાગેલું (૨) હતાશ

**ભટ** પું૦ યોદ્ધો (૨) પંડિત (૩) ભિક્ષુક બ્રાહ્મણ (૪) રસોઇયો (૫) અ૦ તરત જ

**ભટ્ટ** પું૦ વિદ્વાન બ્રાહ્મણ; ભટ

**ભઠ્ઠી** સ્ત્રી૦ નીચેથી આંચ કે પવન દઈ શકાય એવો થાપીકરી કરેલો ચૂલો (૨) ચૂનો, ઇંટ જેવું પકવવાની રચના

**ભડ** વિ૦ બળવાન (૨) પું૦ યોદ્ધો

**ભણી** અ૦ તરફ; બાજુએ

**ભત્તું(-થ્થું)** ન૦ ભાતું (૨) ખાસ કામ માટે અપાતું પગાર ઉપરનું મહેનતાણું

**ભદ્ર** વિ૦ કલ્યાણકારી (૨) માંગલિક (૩) ભાગ્યશાળી

**ભય** પું૦; ન૦ બીક

**ભર** વિ૦ 'ખરેખરું; બરાબર' એ અર્થમાં શબ્દના આદિમાં લાગે છે (ઉદા૦ ભરજુવાની)

**ભર્તા(-ર્ત્તા)** પું૦ સ્વામી (૨) પોષણ કરનાર

**ભલા** અ૦ 'ઠીક, ભાઈ' એવા અર્થનો ઉદ્ગાર

**ભલું** વિ૦ સારું (૨) માયાળુ

**ભલે** અ૦ ઠીક; સારું (૨) શાબાશ!

**ભવ** પું૦ સંસાર (૨) જન્મ (૩) [સં.] મહાદેવ

**ભવું** ન૦ ભમ્મર

**ભવ્ય** વિ૦ ગૌરવશાળી; પ્રભાવશાળી

**ભસ્મ** સ્ત્રી૦ રાખોડી

**ભંગ** પું૦ ભાંગી પડવું તે (૨) નાશ (૩) વિઘ્ન

**ભંગી** વિ૦ ફેરી (૨) પું૦ ભંગિયો

**ભંભો** પું૦ પાણી રાખવાનું વાસણ

**ભાઇ** પું૦ માજાયો; સહોદર

**ભાગ** પું૦ અંશ; હિસ્સો

**ભાગ્ય** ન૦ નસીબ

**ભાગ્યે** અ૦ કદાચ; ક્વચિત

**ભાજી** સ્ત્રી૦ શાકલાયક કુમળા છોડ

**ભાટ** પું૦ રાજાઓનાં ગુણગાન ગાનાર એક જ્ઞાતિના માણસ—બારોટ

**ભાઠું** ન૦ વ્રણ; ચાંદું; ભાઠ

**ભાડું** ન૦ કોઈ પણ વસ્તુ વાપર્યા બદલમાં આપવાનું નાણું

**ભાણું** ન૦ પીરસેલી થાળી

**ભાત** પું૦ રાંધેલા ચોખા (૨) પું૦; ન૦ ડાંગર (૩) સ્ત્રી૦ વેલબુટ્ટીવાળી છાપ

**ભાતું** ન૦ મુસાફરીમાં સાથે લીધેલું ખાવાનું (૨) ભથ્થું

**ભાથું** ન૦ જુઓ ભાતું (૨) ભાથો

**ભાથો** પું૦ બાણ રાખવાની કોથળી

**ભાન** ન૦ શુદ્ધિ; હોંશ (૨) સ્મરણ (૩) સમજ; અક્કલ (૪) કલ્પના; ભાસ (૫) સાવચેતી

**ભાનુ** પું૦ સૂર્ય

**ભાભી** સ્ત્રી૦ ભાઈની સ્ત્રી

**ભાભો** પું૦ કણબી (૨) જડસો

**ભામ** પું૦ ચામડાં ઉપરનો વેરો

**ભામા** સ્ત્રી૦ ભામિની

**ભાર** પું૦ વજન (૨) [લા.] જવાબદારી (૩) વિસાત

**ભારી** વિ૦ ભારે (૨) સ્ત્રી૦ મોટી ઝૂડી

**ભારે** વિ૦ વજનદાર (૨) મુશ્કેલ (૩) કીમતી (૪) અ૦ અતિ; ખૂબ

**ભારો** પું૦ મોટી ભારી (૨) ખુલ્લા મઢાંના છેડો

**ભાર્યા** સ્ત્રી૦ પત્ની

**ભાલ** ન૦ કપાળ (૨) પું૦; ન૦ ધોળકાના આજુબાજુનો પ્રદેશ

**ભાલું** ન૦ ભાલો

**ભાલો** પું૦ એક હથિયાર

**ભાવ** પું૦ ઇરાદો; મતલબ (૨) વૃત્તિ; લાગણી (૩) ચેષ્ટા; અભિનય (૪) હેત (૫) આસ્થા (૫) કિંમત; દર

**ભાવિ(-વી)** વિ૦ ભવિષ્યમાં થનારું (૨) ન૦ ભવિષ્ય

**ભાષા** સ્ત્રી૦ બોલી; વાણી; જબાન

**ભાસ** પું૦ આભાસ; ખ્યાલ (૨) ઝાંખો પ્રકાશ

**ભાળ** સ્ત્રી૦ પત્તો; ખબર (૨) સંભાળ

**ભાંગ** સ્ત્રી૦ ગાંજાનાં પાંદડાંનું બનાવેલું પીણું

**ભાંડુ** ન૦ ભાઇબહેન

**ભિક્ષા** સ્ત્રી૦ ભીખ

**ભિક્ષુ** પું૦ માગણ (૨) બૌદ્ધ સાધુ

**ભિન્ન** વિ૦ જુદું (૨) ભાંગેલું

**ભિસ્તી** પું૦ પખાલી

**ભીખ** સ્ત્રી૦ ભીખવું તે

**ભીડ** સ્ત્રી૦ ગિરદી (૨) તંગી

**ભીતિ** સ્ત્રી૦ બીક

**ભીનું** વિ૦ પલળેલું

**ભીરુ** વિ૦ બીકણ

**ભીલ** પું૦ એક રાની પ્રજાનો માણસ

**ભીષ્મ** વિ૦ ભયંકર

**ભીંડો** પું૦ એક શાક

**ભીંત** સ્ત્રી૦ દીવાલ

**ભીંસ** સ્ત્રી૦ (કા.) ભીંસાવું તે; દબાણ; ધક્કો

**ભુજ** પું૦ હાથ

**ભુજા** સ્ત્રી૰ ભુજ; હાથ
**ભુસ્કો** પું૰ કૂદકો; ભૂસકો
**ભૂકી** સ્ત્રી૰ બારીક ભૂકો
**ભૂકો** પું૰ ચૂરો; ચૂર્ણ
**ભૂખ** સ્ત્રી૰ ક્ષુધા (૨) [લા.] ઇચ્છા
**ભૂખ્યું** વિ૰ જેને ભૂખ લાગી હોય તેવું (૨) [લા.] લાલચુ (૩) ગરીબ
**ભૂત** વિ૰ થઈ ગયેલું (૨) પ્રેત; પિશાચ
**ભૂતિ** સ્ત્રી૰ સમૃદ્ધિ
**ભૂપ** પું૰ રાજા
**ભૂમા** પું૰ અનંતતા; વિશાળતા
**ભૂમિ(-મી)** સ્ત્રી૰ પૃથ્વી (૨) દેશ
**ભૂરું** વિ૰ આસમાની રંગનું (૨) ગોરું
**ભૂલ** સ્ત્રી૰ ગફલત (૨) વિસ્મૃતિ (૩) ગેરસમજ
**ભૂલું** વિ૰ ભૂલેલું
**ભૂવો** પું૰ ભૂત કાઢનાર
**ભૂસું** ન૰ થૂલું (૨) ચવાણાનું એક મિશ્રણ
**ભૂંડ** ન૰ ડુક્કર; સૂવર
**ભૃંગ** પું૰ ભમરો
**ભેખ** પું૰; સ્ત્રી૰ સંન્યાસની દીક્ષા (૨) ભેખડ
**ભેગ** પું૰ મિશ્રણ
**ભેગું** વિ૰ એકઠું; સાથે (૨) મિશ્ર
**ભેજ** પું૰ ભીનાશ
**ભેજું** ન૰ મગજ
**ભેટ** સ્ત્રી૰ મેળાપ (૨) બક્ષિસ (૩) [કા.] કમ્મરે તાણી બાંધેલું કપડું
**ભેટો** પું૰ મેળાપ (૨) આલિંગન
**ભેડો** પું૰ (કા.) ભેખડ
**ભેદ** પું૰ તફાવત (૨) પ્રકાર (૩) છાની વાત (૪) છળભેદ (૫) ફૂટ પાડવી તે
**ભેદુ** પું૰ ભેદ જાણનાર (૨) જાસુસ (૩) ફૂટ પડાવનાર
**ભેરિ(-રી)** સ્ત્રી૰ નોબત; નગારું
**ભેરુ** પું૰ સાથી; ભિલ્લુ
**ભેળું** વિ૰ (૨) અ૰ ભેગું; સાથે
**ભેંશ(-સ)** સ્ત્રી૰ એક દૂધ દેનારું ઢોર; ડોબું
**ભૈયો** પું૰ ભાઈ (૨) ઉત્તરહિંદનો વતની
**ભોઇ** પું૰ પાલખી ઉપાડવાનો ધંધો કરનાર
**ભોક્તા** પું૰ ભોગવનાર
**ભોગ** પું૰ ભોગવવું તે (૨) ભોગવવાની સામગ્રી (૩) દેવને ધરાવવાનો પ્રસાદ (૪) બલિદાન
**ભોગી** વિ૰ ભોગવનાર (૨) પું૰ આશક; પ્રીતમ
**ભોગ્ય** વિ૰ ભોગવવા લાયક (૨) ન૰ ધન; પૂંજી
**ભોટ** વિ૰ (૨) પું૰ મૂઢ; બેવકૂફ
**ભોઠું** વિ૰ શરમિંદું; ખસિયાણું
**ભોમ** પું૰ મંગળનો ગ્રહ (૨) મંગળવાર
**ભોમ** સ્ત્રી૰ ભૂમિ
**ભોર** પું૰; સ્ત્રી૰ પરોઢિયું (૨) ઘાસના પૂળાથી ભરેલું ગાડું
**ભોળું** વિ૰ કપટમાં ન સમજે તેવું; સાલસ
**ભોંઠું** વિ૰ ભોંઠપવાળું
**ભોંણું** ન૰ (કા.) દર
**ભોંય** સ્ત્રી૰ જમીન
**ભ્રમ** પું૰ સંદેહ (૨) ભ્રાન્તિ
**ભ્રષ્ટ** વિ૰ દુરાચારી (૩) અપવિત્ર થયેલું
**ભ્રંશ(-સ)** પું૰ નીચે પડવું તે; અધઃપાત
**ભ્રાત(-તા)** પું૰ ભાઈ
**ભ્રાંત** વિ૰ ભ્રાંતિવાળું
**ભ્રાંત(-તિ)** સ્ત્રી૰ ભ્રમ (૨) અંદેશો

## મ

**મગ** પું૰ એક કઠોળ
**મગ્ન** વિ૰ તલ્લીન (૨) મગન
**મચ્છ** પું૰; ન૰ માછલું
**મચ્છી** સ્ત્રી૰ માછલી
**મજા** સ્ત્રી૰ આનંદ; લહેર
**મઠ** પું૰ એક કઠોળ (૨) સાધુઓનો આશ્રમ
**મઠો** પું૰ દહીંને છાણીને બનાવેલી છાશ(૨) તેની એક વાની
**મડું** ન૰ મડદું
**મઢ** પું૰ દરબારગઢનો આગલો ઊંચો મેડાદાર ભાગ (૨) ડહેલું (૩) પોળ
**મઢી** સ્ત્રી૰ કુટિર; છાપરી
**મણ** પું૰ ચાળીસ શેરનું તોલ
**મણા** સ્ત્રી૰ ઊણપ; ખામી
**મણિ** પું૰ કીમતી પથરો; રત્ન
**મત** પું૰; ન૰ અભિપ્રાય (૨) મમત (૩) સ્ત્રી૰ મતિ

**મતા** સ્રી૦ માલમિલકત; દોલત
**મતિ** સ્રી૦ બુદ્ધિ
**મતું** ન૦ કબુલાતની સહી
**મત્ત** વિ૦ ઉન્મત; મસ્ત
**મત્સ્ય** ન૦ માછલું
**મદ** પું૦ કેફની ખુમારી (૨) ગર્વ; તોર (૩) હાથીના ગંડસ્થળમાંથી ઝરતો રસ
**મદ્ય** ન૦ મદિરા; દારૂ
**મધ** ન૦ મધમાખીઓએ એકઠો કરેલો રસ
**મધુ** મીઠું; ગળ્યું (૨) ન૦ મધ (૩) પું૦ દારૂ
**મધ્ય** વિ૦ વચ્ચેનું
**મધ્યા** સ્રી૦ વચલી આંગળી
**મધ્યે** અ૦ વચ્ચે; માં
**મન** ન૦ દિલ (૨) ઇચ્છા
**મના** સ્રી૦ બંધી; નિષેધ
**મમ** પું૦ બ૦ વ૦ ચવાણું (બાળ ભાષામાં) (૨) સ૦ મારું
**મર** અ૦ હશે; છોને; ભલે
**મરુ** પું૦ રણ (૨) મારવાડ
**મરો** પું૦ મોત (૨) હેરાનગતિ
**મર્ત્ય** વિ૦ મરણશીલ (૨) પું૦ માણસ
**મર્દ** પું૦ જુઓ મરદ
**મર્મ** પું૦ છૂપી વાત (૨) રહસ્ય (૩) મર્મસ્થાન
**મલ** પું૦ કુસ્તીબાજ; પહેલવાન
**મલ (-ળ)** પું૦ મેલ (૨) વિષ્ઠા
**મલ્લ** પું૦ પહેલવાન
**મસ્ત** વિ૦ મદમાતું; ઉન્મત્ત; ચકચૂર
**મસ્તી** સ્રી૦ તોફાન (૨) મસ્ત હાલત
**મહા** વિ૦ (સમાસમાં) મોટું
**મહિ** સ્રી૦ પૃથ્વી
**મહી** સ્રી૦ પૃથ્વી (૨) ગાય (૩) ન૦ દહીં
**મહીં** અ૦ અંદર
**મળ** પું૦ મેલ (૨) વિષ્ઠા
**મળી** સ્રી૦ પૈડામાં ઊંજેલા દિવેલ તથા ચીંથરાનો થતો મેલ (૨) હનુમાનની મૂર્તિ ઉપરનો તેલ અને સિંદુરનો મેલ
**મંચ** પું૦ માંચડો (૨) ખેતરમાં બાંધેલો માળો
**મંત્ર** પું૦ દેવ કે કોઇ શકિત સાધ્ય કરવાના ગુઢ શબ્દ કે વાકય (૨) મંત્રણા
**મંત્રી** પું૦ સલાહકાર (૨) પ્રધાન કાર્યકર્તા
**મંદ** વિ૦ ધીમું; ધીરું; થોડું
**મંદી** સ્રી૦ કમીપણું (૨) ભાવની પડતી
**મંદું** વિ૦ મંદ
**માઇ** સ્રી૦ મા
**માખ(-ખો)** સ્રી૦ એક ઊડતું જીવડું
**માખી** સ્રી૦ માખ
**માગ** પું૦ રસ્તો (૨) જગા; અંતર (૩) સ્રી૦ માગણી; ખપત (૪) ઉઘરાણી
**માગું** ન૦ માગણી
**માજી** વિ૦ અગાઉ થઇ ગયેલું (૨) મરહૂમ (૩) સ્રી૦ દાદી
**માઝા** સ્રી૦ મર્યાદા
**માટ** ન૦ માટલું
**માટી** વિ૦ જોરાવર (૨) પું૦ ધણી (૩) મરદ (૪) સ્રી૦ મટોડી (૫) માંસ
**માટે** અ૦ વાસ્તે (૨) તેથી
**માઠું** વિ૦ ખરાબ; ભૂંડું (૨) કંઇક ઓછું
**માડી** સ્રી૦ મા
**માઢ** પું૦ મેડીવાળું સુંદર મકાન (૨) વાસ
**માણ** સ્રી૦ ગાગર (૨) ઉતરડ (૩) ન૦ સીમા
**માણું** ન૦ (કા.) અનાજ ભરવાની નવ શેરના માપની પાલી
**માત** સ્રી૦ માતા (૨) વિ૦ હારી ગયેલું
**માતા** સ્રી૦ જનની (૨) દેવી
**માત્ર** વિ૦ બધું (૨) અ૦ ફક્ત; કેવળ
**માત્રા** સ્રી૦ કાવ્ય કે સંગીતમાં સમયની ગણનાનો એકમ (૨) ધાતુની ભસ્મ; રસાયણ (૩) માપ; પ્રમાણ
**માથું** ન૦ મસ્તક
**માદા** સ્રી૦ પશુ કે પંખીમાં સ્રીજાત
**માન** ન૦ આબરૂ (૨) આદર (૩) અભિમાન
**માની** વિ૦ અહંકારી (૨) ગૌરવયુક્ત
**માન્ય** વિ૦ માનનીય (૨) કબૂલ કરવા યોગ્ય
**માપ** ન૦ લંબાઇ, પહોળાઈ, વજન વગેરેનું પ્રમાણ (૨) પ્રતિષ્ઠા; ભાર (૩) હદ; ગજું
**માપું** ન૦ જુઓ માપિયું
**માફ** વિ૦ ક્ષમા કરેલું; જવા દીધેલું
**માફી** સ્રી૦ ક્ષમા (૨) જતું કરવું તે; મુક્તિ
**માફો** પું૦ રથ
**માયા** સ્રી૦ જેનાથી બ્રહ્માંડ રચાયું છે કે ભાસમાન થાય છે તે આદિશક્તિ—અવિદ્યા (૨) મમતા (૩) કૃપા (૪) છળ; પ્રપંચ; ઇંદ્રજાળ (૫) મૂડી; દોલત

**માર** પું૰ મારવું તે (૨) [લા.] મારો; વિપુલતા
**મારુ** વિ૰ મારી નાખે—વીંધી નાખે તેવું (૨) પું૰ મારવાડ (૩) એક રાગ
**મારું** સ૰ પોતાનું
**મારો** પું૰ મારી નાખનારો; જલ્લાદ (૨) ઉપરા ઉપરી પ્રહાર (૩) [લા.] રમઝટ
**માર્ગ** પું૰ રસ્તો (૨) રૂઢિ (૩) મત; સંપ્રદાય
**માર્ગી** વિ૰ માર્ગનું—પંથનું અનુયાયી (૨) એ નામના કાઠિયાવાડના એક પંથનું (૩) પું૰ મુસાફર (૪) માર્ગી પંથનો અનુયાયી
**માલ** પું૰ સામાન (૨) વિસાત (૩) [લા.] સત્ત્વ
**માવો** પું૰ દૂધ બાળીને બનાવેલો ઘટ્ટ પદાર્થ
**માશી (–સી)** સ્ત્રી૰ માની બહેન
**માસ** પું૰ મહિનો
**માળ** પું૰ મેડો; મજલો (૨) સ્ત્રી૰ માળા
**માળી** પું૰ ફૂલઝાડ ઉછેરનાર (૨) ફૂલ વેચનાર
**માળો** પું૰ પંખીનું ઘર (૨) ઘણાં કુટુંબો રહી શકે એવું ઘણા માળવાળું મકાન
**માંગ** સ્ત્રી૰ માગણી
**માંચી** સ્ત્રી૰ ખાટલી
**માંડ** અ૰ માંડમાંડ
**માંદું** વિ૰ બીમાર; રોગી
**માંસ** ન૰ શરીરની સાત ધાતુમાંની એક
**માંહી(–હે,–હ્ય)** અ૰ અંદર
**મિત** વિ૰ પરિમિત; પ્રમાણસર
**મિતિ** સ્ત્રી૰ તિથિ; તારીખ
**મિત્ર** પું૰ ભાઈબંધ
**મિથ્યા** વિ૰ અસત્ય; અવાસ્તવિક (૨) અ૰ ફોગટ
**મિયાં** પું૰ મુસલમાન ગૃહસ્થ (૨) તેનું સંબોધન
**મિલ** સ્ત્રી૰ મોટું કારખાનું
**મિશ્ર** વિ૰ ભેળસેળવાળું; મિશ્રિત
**મિષ** ન૰ બહાનું
**મિષ્ટ** વિ૰ મીઠું
**મિસ્ત્રી** પું૰ હોશિયાર કારીગર (ખાસ કરીને સુતાર, કડિયો)
**મીટ** સ્ત્રી૰ નજર; અનિમિષ દૃષ્ટિ
**મીઠી** સ્ત્રી૰ બચ્ચી (૨) સ્નેહાલિંગન
**મીઠું** વિ૰ ગળ્યું (૨) મધુર (૩) ન૰ લવણ; નિમક
**મીડું** ન૰ શૂન્ય; બિંદુ; ટપકું
**મીણ** ન૰ મધપૂડો જેનો બનેલો હોય છે તે ચીકણો પદાર્થ
**મીણો** પું૰ કેફ (૨) કેફ ચડે તેવો ઝેરી પદાર્થ
**મીન** સ્ત્રી૰ બારમી રાશિ (૨) ન૰ માછલું
**મીની** સ્ત્રી૰ મીનડી; બિલાડી
**મીર** પું૰ અમીર
**મીંઢું** વિ૰ મનમાં ને મનમાં સમજે પણ બહાર દેખાવા ન દે તેવું (૨) ખંધું; ધૂર્ત
**મુક્કી** સ્ત્રી૰ ઠોંસો
**મુક્કો** પું૰ ઠોંસો; ગડદો
**મુક્ત** વિ૰ બંધન રહિત; છૂટું (૨) મુક્તિ પામેલું
**મુક્તા** ન૰ મોતી
**મુક્તિ** સ્ત્રી૰ મોક્ષ (૨) છુટકારો
**મુખ** ન૰ મોં; ચહેરો (૨) આગલો કે ઉપરનો ભાગ (૩) નદી સમુદ્રને મળે છે તે ભાગ
**મુખી** પું૰ અગ્રેસર (૨) ગામના વડા
**મુખ્ય** વિ૰ પ્રધાન; પહેલું
**મુગ્ધ** વિ૰ મોહ પામેલું (૨) અણસમજુ (૩) સાલસ; નિષ્પાપ (૪) મોહક
**મુગ્ધા** સ્ત્રી૰ જેને જુવાની તરતની ફૂટી હોય તેવી સ્ત્રી
**મુજ** સ૰ મારું
**મુઠ્ઠી** સ્ત્રી૰ આંગળાં હથેળી સાથે વાળવાથી થતો ઘાટ
**મુઠ્ઠો** પું૰ મોટી મુઠ્ઠી; ખાચકો
**મુદ્દો** પું૰ પુરાવો; પ્રમાણ (૨) મૂળ; પાયો
**મુદ્રા** સ્ત્રી૰ છાપ (૨) વીંટી (૩) સિક્કો
**મુનિ** પું૰ ઋષિ; તપસ્વી
**મુંડ** ન૰ માથું
**મૂક** વિ૰ મૂગું
**મૂગું** વિ૰ અવાચક (૨) શાંત
**મૂછ** સ્ત્રી૰ ઉપલા હોઠ ઉપર ઊગતા વાળ
**મૂજી** વિ૰ કંજૂસ (૨) જડ
**મૂઠ** સ્ત્રી૰ મૂઠી (૨) જ્યાંથી તરવાર વગેરે પકડાય છે તે હાથો (૩) પીડા કરવાનો કે મારી નાખવાનો એક તાંત્રિક પ્રયોગ
**મૂઠી** સ્ત્રી૰ જુઓ મુઠ્ઠી
**મૂઠો** પું૰ મોટી મૂઠી
**મૂડી** સ્ત્રી૰ પૂંજી; થાપણ
**મૂડો** પું૰ મોટો માણસ (૨) સો મણનું વજન
**મૂઢ** વિ૰ મૂર્ખ; ઠોઠ (૨) સ્તબ્ધ; નિશ્ચેષ્ટ
**મૂત્ર** ન૰ મૂતર; પેશાબ
**મૂર્ખ** વિ૰ અજાણ; બેવકૂફ; અક્કલહીન
**મૂર્ત** વિ૰ મૂર્તિમાન; સાકાર
**મૂલ (–લ્ય)** ન૰ કિંમત

**મૂલ** (-ળ)ન૦ પાયો; નદીનું ઉત્પત્તિસ્થાન
**મૂવું** વિ૦ મૂએલું
**મૂળ** વિ૦ અસલ; પહેલાંનું; મૂળભૂત
**મૂળો** પું૦ શાકમાં વપરાતું એક મૂળ
**મૂંગું** વિ૦ મૂગું; મૂક
**મૂંડી** સ્ત્રી૦ બોડી સ્ત્રી (૨) માથું; જણ
**મૂંડું** વિ૦ બોડાવેલું
**મૃગ** પું૦ પશુ (૨) હરણ (૩) ન૦ પાંચમું નક્ષત્ર
**મૃગી** સ્ત્રી૦ હરણી
**મૃત** વિ૦ મરણ પામેલું
**મૃત્યુ** ન૦ મરણ
**મૃદુ** વિ૦ કોમળ; સુંવાળું (૨) મધુર
**મેખ** સ્ત્રી૦ ખીલી (૨) ફાચર
**મેઘ** પું૦ વરસાદ (૨) વાદળ (૩) એક રાગ
**મેજ** સ્ત્રી૦; ન૦ ટેબલ
**મેડી** સ્ત્રી૦ નાનો માળ
**મેડો** પું૦ માળ
**મેથી** સ્ત્રી૦ એક ભી
**મેદ** પું૦ ચરબી
**મેદી** સ્ત્રી૦ એક વનસ્પતિ; મેંદી
**મેદો** પું૦ ચોયેલા ઘઉંનો લોટ; મેંદો
**મેધા** સ્ત્રી૦ બુદ્ધિ (૨) ધારણાશક્તિ
**મેના** સ્ત્રી૦ એક પક્ષી; સારિકા
**મેનો** પું૦ જુઓ મ્યાનો
**મેર** પું૦ શિરોમણિ; મુગટ (૨) સોરઠમાં વસતી એક જાતિ (૩) (સં.) મેરુ પર્વત (૪) સ્ત્રી૦ બાજુ; દિશા
**મેરુ** પું૦ સોગઠી (૨)[સં.] એક પર્વત (સોનાનો) જેને આધારે પૃથ્વી રહી છે તથા ગ્રહો વગેરે જેની આસપાસ ફરે છે એમ મનાય છે
**મેલ** પું૦ કચરો
**મેલી** સ્ત્રી૦ ઓર; જરાયુ
**મેલું** વિ૦ ગંદું (૨) કપટી (૩) ન૦ મળ
**મેવો** પું૦ લીલાં કે સૂકાં ફળ
**મેશ** (-સ) સ્ત્રી૦ કાજળ
**મેળ** પું૦ રોજનો આવક ખરચનો હિસાબ (૨) સંપ
**મેળે** અ૦ જાતે; પોતે (૨) પોતાની રાજીખુશીથી
**મેળો** પું૦ મેળાપ; ભેટો (૨) ઘણાં માણસનું એકઠા થવું તે (ઉત્સવ, યાત્રા વગેરે નિમિત્તે)
**મેંઢી** સ્ત્રી૦ ઘેટી
**મેંઢું** ન૦ ઘેટું
**મેંઢો** પું૦ ઘેટો
**મેંદી** સ્ત્રી૦ એક વનસ્પતિ
**મેંદો** પું૦ જુઓ મેદો
**મૈત્રી** સ્ત્રી૦ ભાઈબંધી
**મોઈ** સ્ત્રી૦ મોઈ દંડાની રમતમાં નાનો લાકડાનો કકડો
**મોકો** પું૦ પ્રસંગ; લાગ
**મોક્ષ** પું૦ મુક્તિ; છુટકારો
**મોખ** પું૦ પ્રસંગ; લાગ; અનુકૂળતા
**મોઘું** વિ૦ વધારે કિંમત આપવી પડે તેવું (૨) [લા.] અતિપ્રિય
**મોચી** પું૦ જોડા સીવવાનો ધંધો કરનાર
**મોજ** સ્ત્રી૦ આનંદ (૨) મરજી
**મોજી** વિ૦ લહેરી; વિલાસી (૨) મનસ્વી
**મોજું** ન૦ પાણીનો તરંગ (૨) હાથપગનું ગૂંથેલું ઢાંકણ
**મોજે** અ૦ સ્થાને; ગામે
**મોટું** વિ૦ નાનાથી ઊલટું (૨) [લા.] ઉદાર; સખી (૩) પ્રતિષ્ઠિત; આબરૂદાર
**મોડ** પું૦ લગ્ન વગેરે શુભ પ્રસંગે સ્ત્રીને માથે મુકાતો સુથાહિયાની સળીઓ વગેરેનો એક ઘાટ (૨) [લા.] જોખમદારી; ભાર
**મોડી** સ્ત્રી૦ મરાઠી ભાષાની હાથે લખવામાં વપરાતી લિપિ
**મોડું** વિ૦ મુકરર વખત પછીનું; અસૂરું (૨) ન૦ વેળા વટી જવી તે (૩) ઢીલ; કાળક્ષેપ
**મોઢ** પું૦ (મોઢેરાનો રહીશ) બ્રાહ્મણ, વાણિયા, સુતાર તથા ઘાંચીમાં એ નામની પેટા ન્યાતનો માણસ
**મોઢું** ન૦ મોં; મુખ
**મોણ** ન૦ મોવા માટે વપરાતું ચીકટ
**મોત** ન૦ મૃત્યુ
**મોતી** ન૦ છીપમાંથી નીકળતી એક દરિયાઈ પેદાશ
**મોદ** પું૦ આનંદ (૨) સ્ત્રી૦ મોટી જાડી ચાદર
**મોદી** પું૦ અનાજ, ઘી, મસાલો વગેરે વેચનાર વેપારી; નેસ્તી (૨) કોઠારી; ભંડારી
**મોભ** પું૦ છાપરાના ટેકારૂપ મુખ્ય આડું લાકડું
**મોભી** પું૦ ઘરનો વડો માણસ
**મોભો** પું૦ આબરૂ; પ્રતિષ્ઠ; ઈજ્જત
**મોર** પું૦ એક પક્ષી; મયૂર (૨) આંબા, આંબલી વગેરેનાં ફૂલ (૩) અ૦ આગળ

**મોરી** સ્ત્રી૦ ગટર (૨) મોરડી; મોરૅડો
**મોરે** અ૦ આગળ
**મોલ** પું૦ પાક
**મોહ** પું૦ ભ્રમ (૨) મૂર્છા (૩) પ્યાર
**મોળ** સ્ત્રી૦ શરીરમાં વાયુનું જોર થવાથી મોઢામાં લાળ છૂટે તે (૨) મંદી
**મોળું** વિ૦ ફિક્કું (૨) [લા.] પોચું
**મોંઘું** વિ૦ જુઓ મોઘું
**મૌન** ન૦ ન બોલવું તે
**મ્યાન** ન૦ ધારવાળા હથિયારનું ઘર
**મ્યાનો** પું૦ એક જાતની પાલખી
**મ્લાન** વિ૦ કરમાયેલું; ખિન્ન
**મ્લેચ્છ** પું૦ આર્યોની સંસ્કૃતિથી ભિન્ન સંસ્કૃતિનો માણસ

## ય

**યક્ષ** પું૦ એક દેવયોનિ; કુબેરનો અનુચર
**યજ્ઞ** પું૦ યાગ (૨) સેવાર્થે કરેલું કર્મ
**યતિ** પું૦ જિતેંદ્રિય પુરુષ; સંન્યાસી (૨) જૈન સાધુ
**યતી** પું૦ યતિ; સંન્યાસી
**યત્ન** પું૦ પ્રયત્ન; મહેનત; ઉદ્યોગ
**યત્ર** અ૦ જ્યાં
**યથા** અ૦ જેવી રીતે; જે પ્રમાણે
**યમ** પું૦ નિગ્રહ; સંયમ (૨) [સં.] મૃત્યુનો દેવ
**યશ** પું૦ કીર્તિ (૨) [લા.] ફતેહ; સિદ્ધિ
**યંત્ર** ન૦ સંચો (૨) ગૂઢ શક્તિવાળી તાંત્રિક આકૃતિ
**યાગ** પું૦ યજ્ઞ
**યાત્રા** સ્ત્રી૦ જુઓ જાત્રા
**યાત્રી** વિ૦ યાત્રા કરનારું (૨) પું૦ યાત્રાળુ
**યાદ** સ્ત્રી૦ સ્મરણ (૨) યાદી; ટાંચણ
**યાદી** સ્ત્રી૦ ટીપ; વિગતવાર ટાંચણ
**યાર** પું૦ દોસ્ત (૨) આશક; જાર
**યારી** સ્ત્રી૦ પ્યાર (૨) સ્ત્રી પુરુષનો અનુચિત પ્રેમ કે સંબંધ (૩) મદદ
**યાલ(–ળ)** સ્ત્રી૦ સિંહની ગરદન પરના વાળ
**યુક્ત** વિ૦ જોડાયેલું (૨) યોગ્ય; ઘટતું
**યુક્તિ** સ્ત્રી૦ તદબીર; કરામત (૨) ન્યાય; તર્ક
**યુગ** પું૦ પૌરાણિક રીતે પાડેલા કાળના લાંબા ચાર વિભાગમાંનો દરેક (સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ) (૨) [લા.] જમાનો
**યુદ્ધ** ન૦ લડાઈ; સંગ્રામ
**યૂથ** ન૦ ટોળું
**યોગ** પું૦ મેળાપ (૨) ઉપાય (૩) પરમાત્મા સાથે સંબંધ કરવાનો ઉપાય (૪) અવસર; લાગ
**યોગી** પું૦ યોગસાધના કરનાર; તપસ્વી
**યોગ્ય** વિ૦ છાજતું; ઘટતું; લાયક
**યોદ્ધો** પું૦ લડવૈયો
**યોધ** પું૦ લડવૈયો; યોદ્ધો
**યોનિ(–ની)** સ્ત્રી૦ સ્ત્રીની જનનેંદ્રિય (૨) દેવ, મનુષ્ય, પશુ વગેરે જીવની જાતોમાંની દરેક

## ર

**રક્ત** વિ૦ લાલ (૨) ન૦ લોહી
**રક્ષા** સ્ત્રી૦ રક્ષણ (૨) રાખડી (૩) રાખોડી
**રખે** અ૦ કદાચ; કદાપિ
**રખ્યા** સ્ત્રી૦ રાખ; ભસ્મ
**રગ** સ્ત્રી૦ નસ (૨) [લા.] મનોવૃત્તિ; વલણ
**રજ** વિ૦ થોડું (૨) સ્ત્રી૦ ધૂળનો કણ (૩) કરતર (૪) ન૦ સ્ત્રીનો માસિક અટકાવ
**રજા** સ્ત્રી૦ પરવાનગી (૨) છુટ્ટી (૩) રૂખસદ
**રજી** સ્ત્રી૦ રેતી
**રજૂ** વિ૦ નજર સામે રાખેલું; હાજર કરેલું
**રજ્જુ** સ્ત્રી૦ દોરી; દોરડું
**રઢ** સ્ત્રી૦ લગની (૨) હઠ; આગ્રહ
**રણ** ન૦ રેતીનું મેદાન કે પ્રદેશ (૨) યુદ્ધ (૩) લડાઈનું મેદાન (૪) ઋણ; દેવું
**રણી** વિ૦ રણિયું; દેવાદાર
**રત** વિ૦ લીન (૨) આસક્ત (૩) સ્ત્રી૦ ઋતુ
**રતિ** સ્ત્રી૦ આસક્તિ (૨) આનંદ (૩) કામક્રીડા (૪) (સં.) કામદેવની સ્ત્રી
**રતી** સ્ત્રી૦ ચણોઠી
**રત્ન** ન૦ કીમતી પથ્થર (મણિ વગેરે) (૨) દરેક જાતિમાં ઉત્કૃષ્ટ વસ્તુ
**રથ** પું૦ ઉપર ઘુમ્મટ જેવા છત્રવાળું એક વાહન

**રથી** પું૦ રથમાં બેસી લડનાર યોદ્ધો (૨) એક હજાર યોદ્ધાઓ સાથે એકલો લડનાર યોદ્ધો
**રદ** વિ૦ નકામું; બાતલ કરેલું
**રદી** વિ૦ રદ કરેલું; નકામું
**રફુ** વિ૦ નાઠેલું; પલાયન કરી ગયેલું
**રમા** સ્ત્રી૦ લક્ષ્મી (૨) સુંદર સ્ત્રી
**રમ્ય** વિ૦ રમણીય
**રવ** પું૦ અવાજ
**રવિ** પું૦ સૂર્ય (૨) રવિવાર
**રવો** પું૦ દાણાદાર લોટ
**રશ્મિ** પું૦; ન૦ કિરણ (૨) લગામ; રાશ
**રસ** પું૦ જીભથી માલૂમ પડતો સ્વાદ (૨) કાવ્ય જોવા સાંભળવાથી સ્થાયીભાવોના ઉદ્રેક થતાં થતો અલૌકિક આનંદ (૩) વનસ્પતિ કે ફળનો પ્રવાહી (૪) સાર; સત્ત્વ
**રસી** સ્ત્રી૦ પરુ; તેના જેવું પાણી (૨) દોરડી
**રસો** પું૦ અથાણું, શાક અને મુરબ્બા વગેરેનો મસાલાવાળો જાડો રસ (૨) જાડું દોરડું
**રસ્તો** પું૦ માર્ગ; રાહ
**રળો** પું૦ કમાણી
**રંક** વિ૦ ગરીબ
**રંગ** પું૦ લાલ, પીળો વગેરે વર્ણ (૨) આનંદ; મસ્તી; તાન (૩) રંગભૂમિ
**રંજ** સ્ત્રી૦ દુઃખ; ખેદ; દિલગીરી
**રંડા** સ્ત્રી૦ રાંડ; રંડી (એક ગાળ)
**રંડી** સ્ત્રી૦ વેશ્યા
**રંદો(-ધો)** પું૦ લાકડું છોલી લીસું કરવાનું એક સુતારી ઓજાર
**રંભા** સ્ત્રી૦ એક અપ્સરા (૨) સુંદર સ્ત્રી
**રાઈ** સ્ત્રી૦ એક જાતનાં મસાલાનાં બી
**રાખ** સ્ત્રી૦ રાખોડી (૨) રખાત
**રાગ** પું૦ મોહ; આસક્તિ (૨) મનોરંજન થાય તેવી ગાવાની રીત (૩) અવાજ; સૂર
**રાગી** વિ૦ રંગેલું (૨) લાલ (૩) સંસાર સુખમાં આસક્તિવાળું (૪) પ્રેમી (૫) ક્રોધી
**રાચ** ન૦ ઓજાર (૨) રાચરચીલું
**રાજ** પું૦ રાજા (૨) ન૦ રાજ્ય
**રાજા** પું૦ રાજ્ય કરનાર આદમી
**રાજી** વિ૦ ખુશ (૨) સંમત
**રાજ્ય** ન૦ રાજાની હકૂમતનો પ્રદેશ
**રાજ્ઞી** સ્ત્રી૦ રાણી
**રાડ** સ્ત્રી૦ ચીસ; બૂમ (૨) કજિયો (૩) ફરિયાદ
**રાડું** ન૦ જુવાર, બાજરી કે સરકટનો સાંઠો
**રાણી** સ્ત્રી૦ રાજાની સ્ત્રી
**રાણો** પું૦ રજપૂત રાજા
**રાત** સ્ત્રી૦ રાત્રિ (૨) પું૦ વાળંદ
**રાતું** વિ૦ લાલ રંગનું (૨) આસક્ત; લીન
**રાત્રિ(-ત્રી)** સ્ત્રી૦ સૂર્ય આથમે ને ઊગે તેની વચ્ચેનો સમય; રાત
**રાન** ન૦ જંગલ (૨) ઉજ્જડ પ્રદેશ
**રાની** વિ૦ જંગલી
**રાબ** સ્ત્રી૦ ભરડકું; કાંજી; ઘેંશ
**રાબું** વિ૦ ગામડિયું; અણઘડ
**રામ** પું૦ જીવ; હોંશ (૨) આનો (વ્યાજ)
**રામા** સ્ત્રી૦ સ્ત્રી (૨) સુંદર સ્ત્રી
**રાય** પું૦ રાજા (૨) ધનવાન માણસ
**રાવ** પું૦ રાય (૨) સ્ત્રી૦ ફરિયાદ (૩) સહાયતા માટેની આજીજી (૪) ચાડી
**રાશ** સ્ત્રી૦ દોરડું (૨) લગામ (૩) સરાસરી
**રાશિ** પું૦ ઢગલો (૨) ગણિતનો આંકડો (૩) સ્ત્રી૦ નક્ષત્રનાં બાર ઝૂમખાંમાંનું પ્રત્યેક
**રાશી** વિ૦ ખરાબ; હલકું
**રાષ્ટ્ર** ન૦ દેશ; રાજ્ય
**રાસ** પું૦ ગાતાંગાતાં ગોળાકારે ફરતાં કરાતો નાચ (૨) જુઓ રાશ
**રાસો** પું૦ એક પ્રકારનું વીરરસ કાવ્ય
**રાસ્તી** વિ૦ રાસ્ત (૨) સ્ત્રી૦ રાસ્તાપણું; ઇમાનદારી
**રાહ** પું૦ રસ્તો (૨) સ્ત્રી૦ રીત (૩) વાટ
**રાહુ** પું૦ (સં.) પુરાણાનુસાર નવ ગ્રહોમાંનો એક; સૂર્યચંદ્રને ગ્રસનાર પીડાકારી ગ્રહ
**રાંક(-કું)** વિ૦ ગરીબ; સાલસ
**રાંગ** સ્ત્રી૦ કોટની દીવાલની બાજુ (૨) સવારી
**રાંટું** વિ૦ વાંકું; વળી ગયેલું (૨) ખોટું
**રાંડ** સ્ત્રી૦ રાંડેલી; વિધવા (૨) વેશ્યા
**રાંપી** સ્ત્રી૦ મોચીનું એક ઓજાર
**રિક્ષા** સ્ત્રી૦ માણસથી ખેંચાતી નાની બે પૈડાંની ગાડી
**રિદ્ધિ** સ્ત્રી૦ ઋદ્ધિ; સમૃદ્ધિ
**રિપુ** પું૦ શત્રુ
**રીઝ** સ્ત્રી૦ ખુશી; આનંદ
**રીડ** સ્ત્રી૦ બૂમ; પોકાર
**રીઢું** વિ૦ વપરાઈને મજબૂત થયેલું (૨) દુઃખ વેઠી કઠણ થયેલું (૩) સુધરે નહિ એવું

**રીત** સ્ત્રી૦ જુઓ રીતિ (૨) કરકરિયાવર
**રીતિ** સ્ત્રી૦ પ્રકાર; તરેહ (૨) પદ્ધતિ; રૂઢિ
**રીધ** સ્ત્રી૦ + રિદ્ધિ
**રીમ** ન૦ વીસ ઘા (કાગળ)
**રીર** સ્ત્રી૦ + રાડ; બૂમ
**રીસ** સ્ત્રી૦ રિસાવું તે; રોષ; ગુસ્સો
**રીંછ** ન૦ એક રાની હિંસ્ર પ્રાણી
**રુગ્ણ** વિ૦ માંદું
**રુચિ** સ્ત્રી૦ ઇચ્છા; ભાવ
**રુદ્ર** વિ૦ ભયંકર (૨) પું૦ (સં.) મહાદેવ
**રુદ્રી** સ્ત્રી૦ શિવની સ્તુતિનું વૈદિક સૂક્ત
**રૂએ** અ૦ પ્રમાણે
**રૂખ** સ્ત્રી૦ અટકળ (૨) વિચાર; અભિપ્રાય; વલણ (૩) યોગ્ય પ્રસંગ; મોખ
**રૂઝ** સ્ત્રી૦ રુઝાવું તે
**રૂડું** વિ૦ સારું; ઉત્તમ; સુંદર
**રૂઢ** વિ૦ ઘણા કાળથી પ્રચાર કે વપરાશમાં હોવાથી દૃઢ થયેલું
**રૂઢિ** સ્ત્રી૦ રૂઢ થયેલી રીતિ કે રિવાજ
**રૂપ** ન૦ આકાર; દેખાવ; સ્વરૂપ (૨) સૌંદર્ય (૩) વેશ
**રૂપું** ન૦ એક ધાતુ
**રૂવું** ન૦ શરીર ઉપરનો નાનો વાળ; રુવાંટું
**રૂહ** પું૦; ન૦ આત્મા; જીવાત્મા
**રૂંગું** ન૦ રુદન
**રૂંછું** ન૦ જુઓ રૂંછડું
**રૂંવું** ન૦ રુવાંટું
**રેખ** સ્ત્રી૦ રેખા (૨) દાંતે જડાવેલી સોનાની ટપકી
**રેખા** સ્ત્રી૦ લીટી; આંકો
**રેચ** પું૦ જુલાબ
**રેજો** પું૦ કાંચળીમાં વપરાતો સુતરાઉ કે રેશમી કાપડનો કકડો
**રેઢું** વિ૦ રખડતું; સંભાળ વિનાનું (૨) ગાઢું
**રેણ** ન૦ ધાતુની સાંધ કરવાનું ઝારણ
**રેત** સ્ત્રી૦ ઝીણી રેતી (૨) ન૦ વીર્ય
**રેતી** સ્ત્રી૦ પથ્થરનો ઝીણો ભૂકો; વાલુકા
**રેન** સ્ત્રી૦ રાત (૨) લગામ
**રેલ** સ્ત્રી૦ પૂર (૨) [લા.] આગગાડીના પાટા
**રેલો** પું૦ નાનો પ્રવાહ
**રેષા** સ્ત્રી૦ રેખા; લીટી
**રેસો** પું૦ તંતુ (વનસ્પતિ, ફળ વગેરેનો)
**રેંટ** પું૦ કૂવામાંથી પાણી કાઢવાનું ઢોચકાંવાળું ચક્કર
**રોક** વિ૦ રોકડું (૨) સ્ત્રી૦ રોકાણ
**રોગ** પું૦ શરીરનો વિકાર; વ્યાધિ
**રોગી** વિ૦ રોગવાળું; માંદું
**રોચું** વિ૦ (ફા.) નકરું; કેવળ; માત્ર
**રોચું** વિ૦ રોંચું
**રોજ** પું૦ દિવસ (૨) એક દિવસની મજૂરી (૩) અ૦ હંમેશ
**રોજી** સ્ત્રી૦ રોજગાર (૨) રોજની આવક
**રોજો** પું૦ મોટા અને ધાર્મિક મુસલમાનની કબર (૨) મુસલમાનનો દિવસનો ઉપવાસ
**રોઝ** ન૦ ઘોડાને મળતું એક જંગલી પશુ
**રોઝી** વિ૦ સ્ત્રી૦ (ફા.) એક જાતની ઘોડી
**રોટી** સ્ત્રી૦ રોટલી (૨) પાઉંરોટી
**રોડું** ન૦ ઈંટનો કકડો
**રોણું** ન૦ રુદન
**રોદો** પું૦ ખાડો
**રોધ** પું૦ અટકાવ
**રોન** સ્ત્રી૦ રાતની ચોકી
**રોપ** (–પો) પું૦ છોડ
**રોફ(–બ)** પું૦ દબદબો (૨) પ્રતાપ; દાબ
**રોફી** વિ૦ રોફવાળું
**રોમ** પું૦; ન૦ રૂવાંટું; રૂવું; શરીર ઉપરના વાળ
**રોયું** વિ૦ પીટયું; રડયું (સ્ત્રીઓની ગાળ)
**રોલ** પું૦ ચક્કર (૨) આંકણી
**રોલું** વિ૦ બાઘું; મૂર્ખ; મૂઢ
**રોવું** અ૦ ક્રિ૦ રડવું
**રોષ** પું૦ ગુસ્સો
**રોળો** પું૦ કમાઈ
**રોંચું** વિ૦ ગામડિયું; જંગલી; અસભ્ય
**રોંચો** પું૦ રાભો; જડસો
**રોંઢું** ન૦ ત્રીજે પહોર; સમીસાંજનો વખત
**રોંઢો** પું૦ ત્રીજા પહોરનું જમણ (૨) વાળુ (૩) રોઢું
**રૌદ્ર** વિ૦ રુદ્ર સંબંધી (૨) ભયંકર; ઉગ્ર (૩) કાવ્યના નવ રસમાંનો એક
**રૌપ્ય** વિ૦ રૂપાનું (૨) રૂપા જેવું

# લ

**લક્ષ** વિ૦ લાખ (૨) ન૦ ધ્યાન (૩) ઉદ્દેશ (૪) [તાકવાનું] નિશાન
**લક્ષ્મી** સ્ત્રી૦ (સં.) વિષ્ણુની પત્ની (૨) સ્ત્રી૦ ધન; દોલત
**લક્ષ્ય** વિ૦ લક્ષ આપવા જેવું (૨) તાકવાનું (૩) ન૦ ધ્યેય (૪) હેતુ
**લખ** વિ૦ લાખ (૨) સ્ત્રી૦ લત (૩) લક્ષ્મી
**લગ** સ્ત્રી૦ ટેકણુ; ટેકો (મોભનો)
**લગી** અ૦ સુધી
**લગે** અ૦ લાગ્યા! ફાવ્યા! હં!
**લગ્ન** વિ૦ લીન; આસક્ત (૨) પરણવું તે; વિવાહ
**લઘુ** વિ૦ નાનું (૨) હલકું (૩) સહેલું
**લજ્જા** સ્ત્રી૦ શરમ (૨) અપકીર્તિ
**લટ** સ્ત્રી૦ થોડા વાળની સેર (૨) મોતીની સેર
**લટ્ટુ** વિ૦ નરમઘેંશ (૨) પરવશ (૩) સ્તબ્ધ
**લઠ(–ઠ્ઠ)** વિ૦ જાડું અને મજબૂત (૨) પું૦ ઠંગોરો
**લડ્ડુ** પું૦ લાડુ
**લત** સ્ત્રી૦ લગની (૨) ટેવ; વ્યસન
**લતા** સ્ત્રી૦ વેલ
**લત્તા** સ્ત્રી૦ લાત
**લત્તો** પું૦ શહેરનો ભાગ; મહોલ્લો; ફળિયું
**લપ** સ્ત્રી૦ પીડા; ઉપાધિ; લફરું
**લપ્પી** વિ૦ જુઓ લપિયું
**લપ્પો** પું૦ ભરચક કસબવાળો લપેટો
**લબ્ધ** વિ૦ મળેલું
**લબ્ધિ** સ્ત્રી૦ પ્રાપ્તિ
**લય** પું૦ પ્રલય (૨) એકતાર થઈ જવું તે (૩) ગાવાનો ઢંગ; સ્વર કાઢવાનો ઢંગ
**લહે** સ્ત્રી૦ લગની; તાન (૨) લહેજત; આનંદ
**લંક** વિ૦ પૈસાદાર (૨) સ્ત્રી૦ લંકા
**લંકા** સ્ત્રી૦ (સં.) રાવણની નગરી (૨) સિલોન
**લંઘા** સ્ત્રી૦ રાજિયા ગાઈ કુટાવનારી (૨) જુઓ વડારણ
**લંઘો** પું૦ શરણાઈ વગાડવાનો ધંધો કરનાર
**લંબ** વિ૦ લાંબુ
**લાક્ષા** સ્ત્રી૦ લાખ
**લાખ** વિ૦ સો હજાર (૨) સ્ત્રી૦ ખાખરો, પીપળો, બોરડી વગેરે પર થતા કીડાઓએ બનાવેલો પદાર્થ
**લાખું** વિ૦ શરીર ઉપરનું જન્મથી પડેલું ચાઠું
**લાગ** પું૦ તાકડો; દાવ; પ્રસંગ (૨) આધાર; ટેકણુ (૩) યુક્તિ
**લાગુ** વિ૦ સંબંધ હોય તેવું (૨) બંધબેસતું (૩) અ૦ ચાલુ; જારી
**લાગો** પું૦ દાપું; હકસાઈ (૨) કર; વેરો (૩) સંબંધ; સગપણ (૪) પીછો; કેડો
**લાજ** સ્ત્રી૦ લજ્જા; શરમ (૨) મર્યાદા; મલાજો
**લાટી** સ્ત્રી૦ લાકડાંનું પીઠું
**લાટો** પું૦ સાબુ કે કોઈ ધાતુનો લાંબો ટુકડો
**લાઠી** સ્ત્રી૦ જાડી લાકડી; ડાંગ
**લાડ** ન૦ હસાવી ખેલાવી રાજી રાખવું તે
**લાડી** સ્ત્રી૦ કન્યા (૨) નવી પરણેલી વહુ
**લાડુ** પું૦ મોદક; એક મીઠી વાની
**લાડો** પું૦ વર (૨) લાડકવાયો છોકરો
**લાણી** સ્ત્રી૦ (લહાણી) કાપણી; લણણી
**લાત** સ્ત્રી૦ પગથી કરેલો આઘાત; પાટુ
**લાતી** સ્ત્રી૦ બંદર ઉપરની વખાર; કોઠી
**લાદ** સ્ત્રી૦ ઘોડાનું છાણ
**લાદી** સ્ત્રી૦ ફરસબંધી
**લાફો** પું૦ તમાચો
**લાભ** પું૦ ફાયદો
**લાય** સ્ત્રી૦ આગ (૨) બળતરા
**લાર** સ્ત્રી૦ લાંબી હાર
**લારી** સ્ત્રી૦ રેલના પાટાપર ઠેલીને ચલાવવાની ગાડી (૨) માલ વહી જવાની ગાડી
**લાલ** વિ૦ રાતા રંગનું (૨) પું૦ છેલ; રંગીલો
**લાલા** પું૦ લહેરી; ફક્કડ
**લાલી** સ્ત્રી૦ રતાશ (૨) ઘંટની જીભ-લોલક
**લાલો** પું લાલ; ફાંકડો
**લાશ(–સ)** વિ૦ બરબાદ (૨) સ્ત્રી૦ મડદું
**લાસુ** વિ૦ લૂખું; ઘી કે ચીકટ વિનાનું
**લાહી** સ્ત્રી૦ ઘઉંના લોટની ખેળ
**લાળ** સ્ત્રી૦ મોઢાનો ચીકણો પ્રવાહી
**લાંચ** સ્ત્રી૦ અમલદાર કે સત્તાધારીની અઘટિત કામગીરી માટે અપાતી કે લેવાતી રકમ
**લાંબું** વિ૦ લંબાઈ, વિસ્તાર, સમય વગેરેમાં ઘણું
**લિપિ(–પી)** સ્ત્રી૦ ભાષાના વર્ણો લખવાની રીત
**લિપ્સા** સ્ત્રી૦ મેળવવાની ઇચ્છા (૨) લાલસા

**લિંગ** ન૦ ચિહ્ન (૨) જાતિ (વ્યા.) (૩) મહાદેવની મૂર્તિ (૪) પુરુષની ઇંદ્રી
**લિંબુ** ન૦ એક ખાટું ફળ
**લીખ** સ્ત્રી૦ જૂનાં ઇંડાં
**લીટી** સ્ત્રી૦ પહોળાઇ વગરની રેખા (૨) હાર; ઓળ (૩) પદ; કડી (૪) લીક; હદ
**લીટો** પું૦ જાડી લીટી (૨) છેકો
**લીધે** અ૦ તેથી; તેટલા માટે; કારણે
**લીન** વિ૦ લય પામેલું (૨) ગરક; તલ્લીન
**લીરો** પું૦ (ફા.) લૂગડાનો લાંબો કકડો; ચીરો
**લીલ** સ્ત્રી૦ બંધિયાર પાણીમાં કે તેવી જગામાં થતી લીલી ચીકણી વનસ્પતિ (૨) ઊલ
**લીલા** સ્ત્રી૦ ક્રીડા; ખેલ (૨) અદ્ભુત ખેલ (૩) અવતારે કરેલાં કામ
**લીલું** વિ૦ કાચી કેરીના રંગનું (૨) ભીનું (૩) તાજું
**લીસું** વિ૦ ખરબચડું નહિ તેવું; સુંવાળું; સરકણું
**લીંટ** ન૦ નાકનો ચીકણો મળ
**લીંબુ** ન૦ લિંબુ
**લુચ્ચું** વિ૦ કપટી; ઢોંગું (૨) ખંધું; પક્કું
**લુબ્ધ** વિ૦ લોભિયું; લાલચુ (૨) લોભાયેલું
**લૂખું** વિ૦ ચીકટ વિનાનું (૨) નિર્ધન; ખાલી
**લૂટ** સ્ત્રી૦ લૂટવું તે (૨) લૂટેલો માલ
**લૂણ** ન૦ મીઠું; નિમક
**લૂણો** પું૦ ભીનાશથી ઇંટ, છો વગેરે ખવાઈને ઉપર વળતી છારી
**લૂમ** સ્ત્રી૦ ફળનું ઝૂમખું
**લૂલી** સ્ત્રી૦ જીભ
**લૂલું** વિ૦ લંગડું; ખોટું (૨) અશક્ત; નિર્બળ
**લૂંટ** સ્ત્રી૦ જુઓ લૂટ
**લૂંડી** સ્ત્રી૦ દાસી; ગુલામડી
**લૂંડો** પું૦ દાસ; ગુલામ
**લેખ** પું; લખાણ (૨) ખત (૩) ટૂંકો નિબંધ
**લેખા** સ્ત્રી૦ લીટી; રેખા
**લેખું** ન૦ મોંએ ગણાય એવો ટૂંકો સહેલો હિસાબ (૨) ગણતરી; હિસાબ (૩) ગજું
**લેખે** અ૦ હિસાબે; પ્રમાણે (૨) પ્રીત્યર્થે; વાસ્તે
**લેણ** વિ૦ 'લેનાર' એ અર્થમાં શબ્દને છેડે (ઉદા૦ જીવલેણ) (૨) ન૦ લેણું; લેવાનું તે
**લેણું** ન૦ આપેલું પાછું લેવાનું તે (૨) આગલા જન્મનું લેણું હોય તેવો સારો સંબંધ
**લેપ** પું૦ ઢીલા પદાર્થનો પાતળો થર
**લેવું** સ૦ ક્રિ૦ ગ્રહણ કરવું; સ્વીકારવું (૨) ખરીદવું
**લેશ** વિ૦ જરાક (૨) પું૦ અણુ; બહુ જ થોડો ભાગ
**લેસ** સ્ત્રી૦ જરીની કિનાર
**લેંઘો** પું૦ મોટું સૂંથણું; ચોરણો
**લોક** પું૦ જનસમૂહ (૨) વર્ગ
**લોચ** પું૦ માથાના વાળ પોતાને હાથે ચૂંટી કાઢવા તે (જૈન) (૨) ન૦ આંસુ
**લોચો** પું૦ લોંદો (૨) ડબૂચો (૩) ગોટાળો (૪) વાંધો
**લોટ** પું૦ બારીક ભૂકો; આટો
**લોટી** સ્ત્રી૦ નાનો લોટો
**લોટો** પું૦ જુઓ કળશિયો
**લોઢ** પું૦ પાણીનું મોજું
**લોઢાં** ન૦ બ૦ વ૦ લોઢાંના ઓજારો
**લોઢી** સ્ત્રી૦ લોઢાની તવી
**લોઢું** ન૦ એક ધાતુ; લોખંડ
**લોથ** સ્ત્રી૦ લાશ; મડદું (૨) [લા.] પીડા (૩) વિ૦ તદ્દન થાકી ગયેલું (૪) નકામું
**લોપ** પું૦ લુપ્ત થવું તે; નાશ પામવું તે (૨) દેખાતા બંધ થવું તે
**લોભ** પું૦ લાલચ; તૃષ્ણા
**લોભી** વિ૦ લોભિયું; લોભવાળું
**લોમ** પું૦; ન૦ વાળ; રૂવું; રોમ
**લોલ** વિ૦ ચંચળ (૨) સુંદર (૩) આતુર (૪) ન૦ ગરબાની લીટીને છેડે આવતો શબ્દ
**લોહ** ન૦ લોઢું
**લોહી** ન૦ રુધિર; ખૂન (૨) [ લા. ] કુળ
**લોંઠું** વિ૦ પૈસાદાર; માતબર
**લોંદો** પું૦ ચીકણા નરમ પદાર્થનો લોચો

## વ

**વકી** સ્ત્રી૦ સંભવ (૨) આશા; ઉમેદ
**વકતા** પું૦ બોલનાર; ભાષણ કે કથા કરનાર
**વક્ર** વિ૦ વાંકું
**વક્ષ** ન૦ છાતી
**વખો** પું૦ ભૂખમરાનું સંકટ (૨) સંકટ
**વગ** પું૦; સ્ત્રી૦ જુઓ વગવસીલો (૨) તક; અવસર (૩) પક્ષ; તરફેણ (૪) જગા
**વચ્ચે** અ૦ વચમાં

**વચ્છ** પું૰; ન૰ વાછરડું
**વજે** સ્ત્રી૰ પાકેલા અનાજમાં હિસ્સો પાડી લેવાતી મહેસૂલ
**વજ્ર** ન૰ દધિચિ ઋષિનાં હાડકાંનું બનેલું ઇંદ્રનું આયુધ
**વટ** વિ૰ મુખ્ય (૨) પું૰ વડ (૩) સ્ત્રી૰ ટેક (૪) આબરૂ
**વટી** વિ૰ ટેકવાળું (૨) ધીરધાર કરનારું
**વડ** પું૰ એક ઝાડ
**વડી** સ્ત્રી૰ ચોળાની દાળની એક બનાવટ
**વડું** વિ૰ મોટું (૨) ન૰ અડદની દાળની એક વાની
**વડે** અ૰ વતી; થી
**વણ** અ૰ વિના
**વતી** અ૰ વડે (૨) માટે; બદલે
**વતું** ન૰ હજામત
**વતે** અ૰ વડે; થી
**વત્તું** વિ૰ વધારે
**વત્સ** પું૰ બાળક (૨) ન૰ વાછરડું
**વત્સા** સ્ત્રી૰ પુત્રી
**વદ(-દિ,-દ્ય)** અ૰ કૃષ્ણપક્ષમાં
**વધ** પું૰ કાપીને મારી નાખવું તે (૨) સ્ત્રી૰ વધારો
**વધુ** વિ૰ વધારે
**વધૂ** સ્ત્રી૰ વહુ; જુવાન પત્ની (૨) છોકરાની વહુ
**વધ્ય** વિ૰ વધ કરવાયોગ્ય
**વન** ન૰ જંગલ
**વના** સ્ત્રી૰ વનિતા (૨) અ૰ વિના; સિવાય
**વનો** પું૰ વિવેક; વિનય
**વપુ** ન૰ શરીર
**વફા** સ્ત્રી૰ વચનને વળગી રહેવું તે; પ્રમાણિકપણું (૨) ભક્તિ; શ્રદ્ધા; વિશ્વાસ
**વભો** પું૰ સાહેબી (૨) મર્યાદા (૩) પ્રતિષ્ઠા; વજન
**વય** ન૰; સ્ત્રી૰ ઉમ્મર
**વર** વિ૰ ઉત્તમ (૨) પું૰ વરરાજા (૩) પતિ (૪) વરદાન
**વરુ** પું૰; ન૰ એક ચોપગું હિંસ્ર પ્રાણી
**વરો** પું૰ નાત જમાડવી તે (૨) વપરાશ; ખરચ
**વર્ગ** પું૰ મોટા સમુદાયનો એક ભાગ (૨) શ્રેણી
**વર્ણ** પું૰ રંગ (૨) રૂપ (૩) પું૰; સ્ત્રી૰ હિંદુ સમાજના ચાર વિભાગમાંનો દરેક
**વર્ય** વિ૰ પ્રધાન; શ્રેષ્ઠ
**વર્ષ** ન૰ બાર માસનો સમય
**વર્ષા** સ્ત્રી૰ વરસાદની ઋતુ—શ્રાવણ અને ભાદરવો
**વલે** સ્ત્રી૰ હાલ; દશા (૨) ભૂંડા હાલ (૩) ઉપાય
**વલ્વો** પું૰ વકાર (૨) વિવેક
**વશ** વિ૰ તાબે; શરણે (૧) મુગ્ધ
**વશા** સ્ત્રી૰ વાંઝણી સ્ત્રી (૨) હાથણી (૩) સ્ત્રી૰ પત્ની (૪) નણંદ
**વશ્ય** વિ૰ વશ કરાય તેવું (૨) તાબે; અધીન
**વષ્ટિ** સ્ત્રી૰ સમાધાનીની વાટાઘાટ
**વસુ** વિ૰ આઠ (૨) ન૰ સોનું (૩) પું૰; સ્ત્રી૰ ધન
**વસ્તિ** પું૰; સ્ત્રી૰ પેડુ; મૂત્રાશય
**વસ્તી** સ્ત્રી૰ જુઓ વસતી
**વસ્તુ** સ્ત્રી૰ પદાર્થ; ચીજ (૨) સત્ય (૩) ન૰ નાટક કે કથાનો વિષય
**વસ્ત્ર** ન૰ કપડું
**વસ્લ** પું૰ મેળાપ; સમાગમ (૨) સંબંધ
**વહી** સ્ત્રી૰ નામાનો ચોપડો (૨) વંશાવળીની ચોપડી (૩) ચોપડી (કોરી કે લખેલી)
**વહુ** સ્ત્રી૰ પત્ની (૨) છોકરાની સ્ત્રી
**વળ** પું૰ યુક્તિ; કરામત (૨) દાવ (૩) અંટસ
**વળી** સ્ત્રી૰ પાતળો લાંબો સોટો (૨) લાકડીને છેડે જડાતી ખોળી (૩) અ૰ વધારામાં
**વંઝા** સ્ત્રી૰ વંધ્યા; વાંઝણી સ્ત્રી
**વંઠ** પું૰ શરીરમાં વાયુના ગોળા આવવા તે
**વંડી** સ્ત્રી૰ ખુલ્લી જમીનની આસપાસની નાની ભીંત
**વંડો** પું૰ મોટી વંડી (૨) તેના વડે આંતરેલું મોટું સ્થાન (૩) પોળ
**વંદો** પું૰ એક જીવડું
**વંધ્ય** વિ૰ વાંઝિયું; નિષ્ફળ
**વંધ્યા** સ્ત્રી૰ વાંઝણી
**વંશ** પું૰ કુળ (૨) ઓલાદ (૩) વાંસ
**વાઇ** સ્ત્રી૰ મૃગી; ફેફરું; 'હિસ્ટીરિયા'
**વાક** પું૰ કસ; સત્ત્વ (૨) સ્ત્રી૰ વાણી
**વાક્ય** ન૰ પૂર્ણ અર્થ બતાવતો શબ્દસમૂહ
**વાગ** સ્ત્રી૰ વાણી (૨) લગામ
**વાઘ** પું૰ એક હિંસ્ર પ્રાણી; શેર
**વાઘો** પું૰ ડગલો; પોશાક (૨) ગાંસડી
**વાચ (-ચા)** સ્ત્રી૰ વાણી; ભાષા; બોલી
**વાજી** પું૰ ઘોડો (૨) બાણ
**વાજું** ન૰ વા, ઘા કે ઘસરકો એ ત્રણ પૈકી એક મારફતે અવાજ નીકળે તેવું સાધન

**વાટ** સ્ત્રી૦ રસ્તો (૨) રાહ (૩) દિવેટ

**વાડ** સ્ત્રી૦ જમીનની આજુબાજુ કાંટા વગેરેથી કરેલી આડ (૨) મહોલ્લો

**વાડી** સ્ત્રી૦ બાગ; બગીચો

**વાડો** પું૦ પછવાડે આંતરેલી ખુલ્લી જગા (૨) (૩) તડ; પક્ષ (૪) સંડાસ

**વાઢ** પું૦ જખમ (૨) શેરડીનું ખેતર (૩) ચૂંક (૪) કાપણી

**વાઢી** સ્ત્રી૦ ઘી ભરવાનું નાળચાવાળું માટીનું વાસણ

**વાણ** સ્ત્રી૦ બોલી; વાણી (૨) તંગી; કસર

**વાણી** સ્ત્રી૦ સરસ્વતી (૨) વચન; બોલી (૩) વાચા (૪) વાગિંદ્રિય; જીભ (૫) સ્વર; સૂર

**વાત** પું૦ પવન (૨) વાર્તા (૩) હકીકત (૪) ગપાટો

**વાદ** પું૦ ચર્ચા (૨) ભાંજગડ (૩) ચડસાચડસી

**વાદી** પું૦ વાદ કરનાર (૨) ફરિયાદી (૩) મદારી

**વાદ્ય** ન૦ વાજું

**વાન** પું૦ વર્ણ; રંગ

**વાની** સ્ત્રી૦ એક જાતની મીઠી જુવાર (૨) જણસ; ચીજ; પ્રકાર (જમણની)

**વાનું** ન૦ વસ્તુ; ચીજ; જણસ

**વામ** વિ૦ ડાબું (૨) સુંદર (૩) અધમ

**વામા** સ્ત્રી૦ નારી (૨) સુંદર સ્ત્રી

**વાય** પું૦ વાયુ (૨) સ્ત્રી૦ છત

**વાયુ** પું૦ પવન (૨) બાદી

**વાયું** ન૦ પવન લાગે નહિ એવું દીવો મૂકવાનું માટીનું ફાનસ

**વાર** પું૦ અઠવાડિયાનો દરેક દિવસ

**વારિ** ન૦ પાણી; નીર

**વારી** પું૦ ઘોડો (૨) સ્ત્રી૦ વારો (૩) બદલો લેવાનો અવસર

**વારુ** અ૦ ઠીક

**વારો** પું૦ વારી; ક્રમ; પાળી (૨) અગ્નોજે; પાકી

**વાર્તા (-ર્ત્તા)** સ્ત્રી૦ કથા (૨) બીના; હકીકત

**વાલ** ન૦ એક કઠોળ (૨) ત્રણ રતી જેટલું તોલ

**વાલી** પું૦ રક્ષક; પાલક

**વાવ** સ્ત્રી૦ અંદર ઊતરવાનાં પગથિયાંવાળો કૂવો

**વાવા** વિ૦ સારું; મજેનું

**વાવું** અ૦ ક્રિ૦ (પવનનું) ફૂંકાવું (૨) [ શરીરને પવનની ] અસર થવી

**વાસ** પું૦ વસવાટ (૨) મુકામ (૩) પોળ (૪) સ્ત્રી૦ ગંધ (૫) દુર્ગન્ધ (૬) ન૦ વસ્ત્ર

**વાસી** વિ૦ રહેનારું (૨) આગલા દિવસનું

**વાસુ** પું૦ ખેતરમાં રાતવાસો રહી ચોરી કરનાર

**વાસો** પું૦ વાસ કરવો તે (૨) દહાડો (પ્રસવ થયાનો) (૩) મુકામ

**વાસ્તુ** ન૦ ઘર બાંધવાની જગા

**વાસ્તે** અ૦ કાજે; અર્થે

**વાળ** પું૦ કેશ

**વાળી** સ્ત્રી૦ નથ (૨) કડી

**વાળુ** સ્ત્રી૦ રેતી; કાંકરી (૨) ન૦ રાત્રિભોજન

**વાળો** પું૦ ધાતુનો લાંબો પાતળો તાર (૨) એક રોગ

**વાંક** પું૦ અપરાધ (૨) વક્રતા; રાંટ

**વાંછા** સ્ત્રી૦ વાંછના; ઈચ્છા

**વાંઝ** સ્ત્રી૦ સંતતિ ન થતી હોય તેવી સ્ત્રી; વંધ્યા

**વાંઢી** વિ૦ સ્ત્રી૦ પરણ્યા વિનાની

**વાંઢો** વિ૦ પું૦ કન્યા ન મળવાથી કુંવારો રહેલો

**વાંદો** પું૦ એક જીવડો

**વાંધો** પું૦ હરકત; અડચણ (૨) વિરોધ; તકરાર

**વાંભ** સ્ત્રી૦ (કા.) જુઓ વામ

**વાંસ** પું૦ એક ઝાડ (૨) તેનો સોટો

**વાંસે** અ૦ પૂંઠે; પછવાડે

**વાંસો** પું૦ બરડો; પીઠ

**વિખ** ન૦ વિષ; ઝેર

**વિઘ્ન** ન૦ હરકત; સંકટ; મુશ્કેલી

**વિચિ(-ચી)** સ્ત્રી૦ મોજું; તરંગ

**વિણ** અ૦ વિના

**વિત્ત** ન૦ દ્રવ્ય (૨) શક્તિ (૩) સાર

**વિદ્યા** સ્ત્રી૦ જ્ઞાન (૨) તેનું શાસ્ત્ર કે કળા

**વિધા** સ્ત્રી૦ પ્રકાર

**વિધિ** પું૦ (સં.) બ્રહ્મા (૨) ભાગ્યદેવતા (૩) આજ્ઞા (૪) સંસ્કાર (૫) સ્ત્રી૦ ક્રિયા

**વિધુ** પું૦ ચંદ્રમા

**વિના** અ૦ સિવાય

**વિપ્ર** પું૦ બ્રાહ્મણ

**વિભા** સ્ત્રી૦ પ્રકાશ (૨) શોભા (૩) કિરણ

**વિભુ** વિ૦ સર્વવ્યાપી (૨) શક્તિમાન (૩) મહાન, શ્રેષ્ઠ

**વિશે(-ષે)** અ૦ સંબંધી

**વિશ્રી** વિ૦ શોભાહીન; કુરૂપ; બિહૂદું

**વિશ્વ** ન૦ જગત; સૃષ્ટિ

**વિષ** ન૦ ઝેર

**વિષે** અ૰ માં (૨) બાબત
**વિષ્ટા** સ્ત્રી૰ મળ; નરક
**વિષ્ટિ** સ્ત્રી૰ સમાધાનીની વાટાઘાટ
**વિષ્ણુ** પું૰ (સં.) ત્રિમૂર્તિમાં સૃષ્ટિનું પાલન કરનાર સ્વરૂપ
**વિંધ્ય** પું૰ (સં.) દક્ષિણાપથ અને ઉત્તરાપથની વચ્ચે આવેલી પર્વતમાળા
**વીઘું** ન૰ જમીનનું એક માપ (૪૦ ગુંઠા)
**વીઘો** પું૰ વીઘું
**વીચિ (-ચી)** પું૰; સ્ત્રી૰ તરંગ; મોજું
**વીછી(-છુ)** પું૰ એક ઝેરી જંતુ
**વીણુ** સ્ત્રી૰ પ્રસવની પીડા
**વીણા** સ્ત્રી૰ બીન; એક તંતુવાદ્ય
**વીમો** પું૰ વસ્તુ કે જિંદગીને નુકસાન પહોંચતાં તે બદલ પૈસાથી થતી ભરપાઈ
**વીર** વિ૰ શૂર; પરાક્રમી (૨) પું૰ ભાઈ
**વીરી** સ્ત્રી૰ બહેન
**વીરો** પું૰ ભાઈ
**વીર્ય** ન૰ શુક્ર; ધાતુ (૨) બળ; પરાક્રમ
**વીલ** ન૰ વસિયતનામું
**વીલું** વિ૰ શરમિંદું; ભોંઠું (૨) રઝળતું; છૂટું
**વીશ(-સ)** વિ૰ '૨૦'
**વીશી** સ્ત્રી૰ નાણું આપવાથી તૈયાર રસોઈ મળે તે જગા (૨) વીસનો સમૂહ
**વીંછી(-છુ)** પું૰ એક ઝેરી જંતુ; વીછી
**વીંટી** સ્ત્રી૰ આંગળી ઉપર પહેરવાનું ગોળ ઘરેણું
**વીંટો** પું૰ વીંટાળેલો ગોળ આકાર (૨) પથારીનો વીંટો
**વીંધ** ન૰ કાણું; નાકું
**વૃક્ષ** ન૰ ઝાડ
**વૃત્ત** ન૰ વર્તન (૨) સમાચાર (૩) વર્તુળ
**વૃત્તિ** સ્ત્રી૰ ચિત્તમાં ઊઠતો વિચાર; ચિત્તનો વ્યાપાર (૨) મનનું વલણ (૩) સ્વભાવ (૪) ધંધો
**વૃથા** અ૰ ફોગટ; નિષ્ફળ
**વૃદ્ધ** વિ૰ ઘરડું (૨) વડીલ
**વૃદ્ધા** વિ૰ સ્ત્રી૰ ઘરડી થયેલી (૨) સ્ત્રી૰ ડોસી
**વૃદ્ધિ** સ્ત્રી૰ વધારો (૨) આબાદી
**વૃષ** પું૰ આખલો
**વૃષ્ટિ** સ્ત્રી૰ વરસાદ
**વૃંદ** ન૰ ટોળું
**વૃંદા** સ્ત્રી૰ તુલસી (૨) (સં.) રાધિકા
**વેગ** પું૰ ઝડપ (૨) જુસ્સો
**વેજા** સ્ત્રી૰ નિશાન; નેજા (૨) વિપત્તિ (૩) પ્રજા
**વેજાં** ન૰ બ૰ વ૰ વલખાં; ફાંફાં
**વેઠ** સ્ત્રી૰ વગરદામનું વૈતરું (૨) ફરજિયાત વૈતરું (૩) [લા.] ભાર; પીડા; ઉપાધિ
**વેઢ** પું૰ આંગળી ઉપર સાંધા આગળનો કાપો (૨) બેથી વધારે આંટાની અંગૂઠી
**વેઢો** પું૰ આંગળી ઉપરનો સાંધા આગળનો કાપો (૨) લાકડાની ગાંઠ
**વેણ** સ્ત્રી૰ કપાસનો છોડ (૨) પ્રસવની પીડા; વીણ (૩) ન૰ વચન (૪) વેણી (પ.)
**વેણિ(-ણી)** સ્ત્રી૰ ચોટલો (૨) અંબોડે બાંધવાનો ફૂલનો ગજરો
**વેણુ** સ્ત્રી૰ વાંસળી
**વેણું** ન૰ પાણીની ગાડી
**વેત** પું૰ ઘાટ; મોખ (૨) તજવીજ; ત્રેવડ
**વેતા** પું૰ બ૰ વ૰ ભલીવાર; ડહાપણ; આવડ
**વેત્તા** પું૰ જાણનાર
**વેદ** પું૰ જ્ઞાન (૨) શાસ્ત્રીય જ્ઞાન
**વેદિ(-દી)** સ્ત્રી૰ હોમ વગેરે માટે તૈયાર કરેલી ઓટલી કે કુંડ
**વેદ્ય** વિ૰ જાણવાનું; જાણવાયોગ્ય
**વેધ** પું૰ છિદ્ર (૨) જખમ (૩) [લા.] ખાર
**વેધી** વિ૰ વીંધનારું (૨) વેધવાળું
**વેધુ** વિ૰ વીંધનારું
**વેન** ન૰ વાહન (૨) લંગાર; હાર (૩) વભો
**વેર** ન૰ શત્રુવટ (૨) દ્વેષ; ઝેર (૩) અ૰ સુધી
**વેરી** વિ૰ વેર રાખનારું (૨) પું૰ દુશ્મન; શત્રુ
**વેરે** અ૰ જોડે; સાથે
**વેરો** પું૰ કર; જકાત
**વેલ(-લી)** સ્ત્રી૰ વેલી; લતા
**વેલા** સ્ત્રી૰ જુઓ વેળા (૨) મર્યાદા (૩) વાણી
**વેલી** સ્ત્રી૰ વેલ
**વેલો** પું૰ મોટી વેલ (૨) વંશનો વેલો
**વેશ(-ષ)** પું૰ પોશાક; પહેરવેશ (૨) રૂપ; સોંગ
**વેશ્યા** સ્ત્રી૰ ગણિકા; પાતર
**વેહ** પું૰ વીંધ; શાર (૨) નાકું (૩) દર
**વેળ** સ્ત્રી૰ વેળા (૨) આંકડી (૩) મનનો તરંગ
**વેળા** સ્ત્રી૰ સમય (૨) વિલંબ
**વેળુ** સ્ત્રી૰ રેતી; ધૂળ
**વેળું** ન૰ ફુરસદ; નવરાશ

**વૈદ (-ઘ)** પું૦ રોગ જાણી દવા કરનાર
**વૈદું** ન૦ વૈદનો ધંધો
**વૈર** ન૦ વેર
**વૈરી** વિ૦ (૨) પું૦ વેરી
**વૈશ્ય** પું૦ ચાર વર્ણોમાંનો ત્રીજો—ખેતી, ગોરક્ષા અને વેપાર કરનારો વર્ણ
**વ્યક્ત** વિ૦ સ્પષ્ટ; ખુલ્લું
**વ્યકિત** સ્ત્રી૦ કોઈપણ વર્ગમાંનું એક (૨) માણસ (૩) વ્યક્ત થવું તે
**વ્યગ્ર** વિ૦ વ્યાકુળ; અસ્થિર; ગભરાયેલું
**વ્યથા** સ્ત્રી૦ દુ:ખ; પીડા
**વ્યય** પું૦ ખરચ; વાપર
**વ્યયી** વિ૦ વ્યયવાળું
**વ્યર્થ** વિ૦ ફોગટ; મિથ્યા (૨) અ૦ નિરર્થક
**વ્યંગ** વિ૦ એકાદ અંગ વિનાનું (૨) ન૦ કટાક્ષ
**વ્યાખ્યા** સ્ત્રી૦ વસ્તુનું પૂરતું અને આવશ્યક વર્ણન
**વ્યાઘ્ર** પું૦ વાઘ
**વ્યાજ** ન૦ નાણાં વાપરવા બદલ મૂળ રકમ ઉપર આપવો પડતો વધારો (૨) બહાનું
**વ્યાજુ** વિ૦ વ્યાજે ધીરેલું અથવા લીધેલું
**વ્યાધ** પું૦ પારધી
**વ્યાધિ** પું૦ સ્ત્રી૦ રોગ; મરજ
**વ્યાપ્ત** વિ૦ વ્યાપેલું
**વ્યાસ** પું૦ (સં.) મહાભારત અને પુરાણોના કર્તા ઋષિ (૨) પું૦ જાડાઈ; વિસ્તાર
**વ્યૂહ** પું૦ સૈન્યની ગોઠવણી
**વ્યોમ** ન૦ આકાશ
**વ્રજ** ન૦ (સં.) વૃંદાવન (ગોકુળ પાસે) (૨) ગોવાળોનું ગામ (૩) પું૦ સમૂહ
**વ્રણ** પું૦; ન૦ ઘા; નારું
**વ્રત** ન૦ નિયમપૂર્વક આચરવાનું પુણ્યકર્મ

## શ

**શક** પું૦ વહેમ; શંકા (૨) સંવત
**શકિત** સ્ત્રી૦ સામર્થ્ય; બળ (૨) દેવી
**શક્ય** વિ૦ કરી શકાય તેવું
**શક્ર** પું૦ ઇંદ્ર
**શગ** સ્ત્રી૦ શંકુ આકારની (૨) શંકુ આકારનો ઢગલો (૩) દીવાની જ્યોત
**શચિ(-ચી)** સ્ત્રી૦ (સં.) ઇંદ્રાણી
**શઠ** વિ૦ ધૂર્ત; લુચ્ચું (૨) પું૦ તેવો માણસ
**શણ** ન૦ ભીંડાની જાતનો એક છોડ
**શત** વિ૦ સો
**શત્રુ** પું૦ દુશ્મન
**શનિ** પું૦ એ નામનો ગ્રહ (જુઓ ગ્રહ) (૨) શનિવાર (૩) નીલમ
**શબ** ન૦ મડદું
**શબ્દ** પું૦ અવાજ (૨) બોલ; વચન
**શમ** પું૦ શાંતિ (૨) ક્ષમા
**શય્યા** સ્ત્રી૦ પથારી
**શર** પું૦; ન૦ બાણ
**શરૂ** ન૦ આરંભાયેલું; ચાલુ
**શલ્ય** ન૦ તીર (૨) કાંટો
**શવ** ન૦ શબ; મડદું
**શશી** પું૦ ચંદ્ર
**શસ્ત્ર** ન૦ (મારવાનું) હથિયાર
**શંકા** સ્ત્રી૦ શક; સંદેહ (૨) કલ્પિત ભય
**શંકુ** ન૦ ગોળ બેઠકની ઉપર જતાં અણિયાળી થતી જતી ઘન આકૃતિ (૨) હજાર અબજ
**શંખ** પું૦ એક જાતના દરિયાઇ પ્રાણીનું કોટલું, જેને ફૂંકવાથી અવાજ થાય છે (૨) [લા.] મૂર્ખ; ઠોઠ આદમી
**શંઢ** પું૦ ષંઢ; નપુંસક (૨) કંચુકી
**શંભુ** પું૦ (સં.) શિવ
**શાક** ન૦ રાંધીને ખાઇ શકાય તેવાં કંદ, ભાજી
**શાખ** સ્ત્રી૦ અટક (૨) આબરૂ; વટ (૩) સાક્ષી
**શાખા** સ્ત્રી૦ ડાળી (૨) વિભાગ
**શાણું** વિ૦ ચતુર; ડાહ્યું
**શાતા** સ્ત્રી૦ શાંતિ; ટાઢક; નિરાંત
**શાદી** સ્ત્રી૦ વિવાહ
**શાન** સ્ત્રી૦ ચહેરાનો દેખાવ; શિકલ (૨) પહેરવા ઓઢવાની છટા કે ભભકો
**શાપ** પું૦ બદદુવા
**શાલ** સ્ત્રી૦ ઊનનું ભરેલી કિનારનું ઓઢવાનું કીમતી વસ્ત્ર
**શાલા(-ળા)** સ્ત્રી૦ મકાન (૨) નિશાળ
**શાસ્ત્ર** ન૦ ધર્મગ્રંથ (૨) કોઈપણ વિષયનું તાત્વિક તેમજ વ્યવસ્થિત જ્ઞાન

**શાસ્ત્રી** પું૦ શાસ્ત્ર જાણનાર
**શાહ** પું૦ મુસલમાન રાજા; બાદશાહ (૨) શરાફ (૩) પ્રમાણિક; વટવાળો
**શાહી** વિ૦ શાહ સંબંધી (૨) સામ્રાજ્યનું,—ને લગતું (૩) સ્ત્રી૦ લખવામાં વપરાતો પ્રવાહી રંગીન પદાર્થ
**શાંત** વિ૦ શાંતિયુક્ત
**શાંતિ** સ્ત્રી૦ વેગ, ક્ષોભ કે ક્રિયાનો અભાવ (૨) કલેશકંકાસ કે યુદ્ધનો અભાવ (૩) ધીરજ; (૪) વિશ્રામ; નિવૃત્તિ
**શિક્ષા** સ્ત્રી૦ જ્ઞાન; બોધ; શિખામણ (૨) સજા
**શિખા** સ્ત્રી૦ ચોટલી (૨) છોગું (૩) જ્યોત
**શિયા** વિ૦ એ નામના મુસલમાની સંપ્રદાયનું
**શિર** ન૦ માથું (૨) ટોચ; મથાળું
**શિરા** સ્ત્રી૦ રક્તવાહિની; નસ
**શિલા** સ્ત્રી૦ પથ્થરની છાટ
**શિલ્પ** ન૦ કારીગરી; કળા (૨) બાંધકામની કળા
**શિલ્પી** વિ૦ શિલ્પને લગતું (૨) પું૦ શિલ્પશાસ્ત્રી (૩) કારીગર
**શિવ** વિ૦ શુભ (૨) પું૦ [સં.] શંકર (૩) ન૦ કલ્યાણ
**શિશુ** પું૦; ન૦ બાળક; બચ્ચું
**શિષ્ટ** વિ૦ વિદ્વાન; સુશિક્ષિત (૨) સંભાવિત
**શિષ્ય** પું૦ ચેલો; વિદ્યાર્થી
**શિષ્યા** સ્ત્રી૦ સ્ત્રી શિષ્ય
**શિસ્ત** વિ૦ લાયક (૨) સ્ત્રી૦ નિયમબદ્ધ વર્તન
**શિંગ** સ્ત્રી૦ કઠોળની કે તેના જેવી બીવાળી પાપડી (૨) ન૦ શિંગડું
**શીકું** ન૦ અદ્ધર લટકાવાય એવો ઝોળી જેવો ઘાટ
**શીખ** સ્ત્રી૦ શિખામણ (૨) વિદાયગીરીની ભેટ (૩) પું૦ ગુરુ નાનકના સંપ્રદાયનો અનુયાયી
**શીઘ્ર** વિ૦ સત્વર (૨) અ૦ જલદી
**શીત** વિ૦ ટાઢું (૨) ન૦ શરીર ઠંડું પડી જવું તે
**શીદ** અ૦ શા માટે
**શીદી(-ધી)** પું૦ હબસી; આફ્રિકાનો મૂળ વતની
**શીધું** ન૦ રસોઇની કાચી સામગ્રી; સીધું
**શીરો** પું૦ જમવાની એક વાની
**શીર્ષ** ન૦ માથું
**શીલ (-ળ)** ન૦ સ્વભાવ (૨) વર્તણૂક (૩) ચારિત્ર્ય (૪) શિયળ
**શીશ** ન૦ માથું
**શીશી** સ્ત્રી૦ બાટલી
**શીશો** પું૦ મોટી શીશી
**શીળી** સ્ત્રી૦ એક રોગ; શીતળા
**શીળું** વિ૦ ઠંડું
**શીળો** પું૦ છાંયો
**શીંકું** ન૦ જુઓ શીકું
**શીંગ** સ્ત્રી૦ જુઓ શિંગ
**શુક** પું૦ પોપટ
**શુક્ર** પું૦ એ નામનો ગ્રહ (૨) શુક્રવાર (૩) ન૦ વીર્ય
**શુચિ** વિ૦ પવિત્ર
**શુદ્ધ** વિ૦ સ્વચ્છ (૨) દોષરહિત (૩) ભેળસેળ વિનાનું
**શુદ્ધિ** સ્ત્રી૦ પવિત્રતા; સ્વચ્છતા (૨) પ્રાયશ્ચિત કરી પવિત્ર થવું તે
**શુની** સ્ત્રી૦ કૂતરી
**શુભ** વિ૦ મંગળપ્રદ (૨) ન૦ કલ્યાણ
**શુભ્ર** વિ૦ ઉજ્જવળ (૨) સફેદ
**શુષ્ક** વિ૦ સૂકું; રસ વગરનું; લૂખું
**શુંડ** પું૦ હાથીનો લાંબો નાસિકેંદ્રિયવાળો અવયવ; સૂંઢ
**શૂદ્ર** પું૦ ચોથી વર્ણનો માણસ (જુઓ વર્ણ)
**શૂદ્રી** સ્ત્રી૦ જુઓ શૂદ્રાણી
**શૂન** સ્ત્રી૦ શૂન્ય; મીંડું
**શૂન્ય** વિ૦ ખાલી (૨) ભાન વિનાનું (૩) ન૦ મીંડું
**શૂર** વિ૦ બહાદુર (૨) પું૦ શૂરવીર (૩) ન૦ શૌર્ય
**શૂરું** વિ૦ શૂરવાળું; શૂરવીર
**શૂલ(-ળ)** ન૦ શૂળી (૨) ત્રિશૂળ (૩) કાંટો
**શૂળી** સ્ત્રી૦ જમીનમાં રોપેલો અણીવાળો મોટો જાડો સળિયો, જેના પર પરોવી મોતની શિક્ષા કરવામાં આવે છે
**શૃંગ** ન૦ શિખર; ટોચ (૨) શિંગડું
**શેક** પું૦ શેકવું તે (શરીરના કોઇ ભાગને)
**શેખ** પું૦ આરબોની ટોળીનો ઉપરી (૨) મુસલમાનોની એક જાતનો આદમી
**શેખી** સ્ત્રી૦ જુઓ શેખાઈ
**શેઠ** પું૦ મોટો આબરૂદાર વેપારી; સાહુકાર; વાણિયો (૨) માલિક (નોકરનો)
**શેડ** સ્ત્રી૦ ધારા; ધાર
**શેઢો** પું૦ ખેતરની હદ ઉપરની પાળ; આંતરો
**શેર** પું૦ એક તોલ; મણનો ચાળીસમો ભાગ (૨) વાઘ; ચિત્તો (૩) સ્ત્રી૦ કવિતા; કવિતાની કડી
**શેરી** સ્ત્રી૦ સાંકડી ગલી (૨) ફળિયું; પોળ

**શેરો** પું૰ અરજી વગેરે પર અધિકારીએ ટૂંકમાં કરેલું ટિપ્પણ
**શેલું** ન૰ કસબી ઉપરણો—ખેસ
**શેવ** સ્ત્રી૰ ચણાના લોટની લાંબી સળી જેવી એક તળેલી વાની (૨) ઘઉંના મેંદાની એ જ આકારની ઓસાવીને ખાવાની વાની
**શેષ** વિ૰ બાકી રહેલું (૨) પું૰ (સં.) શેષનાગ (૩) સ્ત્રી૰ પ્રસાદ
**શેહ** સ્ત્રી૰ હરાવવું તે; દબાવવું તે (૨) દાબ; છાપ
**શૈલ** પું૰ પર્વત
**શૈલી** સ્ત્રી૰ ઢબ; રીત (૨) લખાણની રીત
**શૈવ** વિ૰ શિવ સંબંધી (૨) પું૰ શિવભક્ત
**શોક** પું૰ ખેદ; સંતાપ (૨) સ્ત્રી૰ પતિની બીજી સ્ત્રી
**શોખ** પું૰ હોંસ; ઇચ્છા; કોડ (૨) મોજમજા
**શોગ** પું૰ શોક
**શોચ** પું૰ શોક (૨) ફિકર (૩) પસતાવો
**શોધ** પું૰; સ્ત્રી૰ શોધવું તે; ખોળ; તપાસ
**શોભા** સ્ત્રી૰ સુંદર દેખાવ; સૌંદર્ય (૨) પ્રતિષ્ઠા
**શોર** પું૰ કોલાહલ; ઘોંઘાટ
**શોષ** પું૰ પ્યાસ; સોસ
**શૌચ** ન૰ સ્વચ્છતા; પવિત્રતા (૨) મલોત્સર્ગ
**શૌર્ય** ન૰ શૂરતા; પરાક્રમ; બહાદુરી
**શ્યામ** વિ૰ કાળું (૨) પું૰ [સં.] શ્રીકૃષ્ણ
**શ્યામા** સ્ત્રી૰ સોળ વર્ષની જુવાન સ્ત્રી
**શ્રદ્ધા** સ્ત્રી૰ આસ્થા; વિશ્વાસ
**શ્રમ** પું૰ મહેનત
**શ્રાદ્ધ** ન૰ પિતૃઓની તૃપ્તિ માટે શ્રદ્ધાથી કરાતી તર્પણક્રિયા
**શ્રાંત** વિ૰ થાકેલું
**શ્રુત** વિ૰ સાંભળેલું
**શ્રેણિ(–ણી)** સ્ત્રી૰ પંક્તિ; હાર
**શ્રેય** ન૰ મોક્ષ (૨) કલ્યાણ; હિત; શુભ
**શ્રેષ્ઠ** વિ૰ સર્વોત્તમ; ઉત્કૃષ્ટ
**શ્રેષ્ઠિ** પું૰ શેઠ; મહાજનનો આગેવાન
**શ્રોતા** પું૰ સાંભળનાર
**શ્લાઘા** સ્ત્રી૰ પ્રશંસા
**શ્લેષ્મ** ન૰ કફ
**શ્લોક** પું૰ ચાર ચરણનું પદ
**શ્વાન** પું૰ કૂતરો
**શ્વાસ** પું૰ નાકથી વાયુ લેવો મૂકવો તે (૨) દમ; હાંફ
**શ્વેત** વિ૰ સફેદ

## ષ

**ષટ** વિ૰ છ
**ષષ્ઠ** વિ૰ છઠ્ઠો
**ષષ્ઠી** સ્ત્રી૰ છઠ (૨) બાળકના જન્મનો છઠ્ઠો દિવસ
**ષંઢ** પું૰ નપુંસક

## સ

**સઇ** પું૰ દરજી
**સખ** ન૰ સુખ; જંપ
**સખા** પું૰ મિત્ર
**સખી** વિ૰ દાની; ઉદાર (૨) સ્ત્રી૰ સાહેલી
**સખ્ત** વિ૰ જુઓ સખત
**સખ્તી** સ્ત્રી૰ જુઓ સખતી
**સખ્ય** ન૰ મિત્રતા; પ્રીતિ
**સગ** સ્ત્રી૰ (કા.) દીવાની જ્યોત; શગ
**સગું** વિ૰ એક લોહીનું કે લગ્નસંબંધથી જોડાયેલું (૨) તેવું માણસ
**સચ્ચું** વિ૰ સાચું
**સજજ(–જ્જ)** વિ૰ (સજીને) તૈયાર થયેલું
**સજા** સ્ત્રી૰ શિક્ષા; દંડ; નસિયત
**સજ્જા** સ્ત્રી૰ શય્યા (૨) તેરમાને દિવસે અપાતું ખાટલા અને પથારીનું દાન
**સટ** પું૰ સમાન વસ્તુઓનો સમૂહ (૨) અ૰ ઝટ; એકદમ
**સટ્ટો** પું૰ લાભનું લેખું માંડીને કરેલું સોદાનું સાહસ
**સડો** પું૰ બગાડો (૨) [લા.] દુરાચરણ
**સઢ** પું૰ પવન ભરાઇને વહાણને ગતિ મળે તે માટે વહાણના થાંભલાને બાંધવામાં આવતું કપડું
**સત** ન૰ સાચાપણું (૨) સતીત્વનો જુસ્સો
**સતી** સ્ત્રી૰ પતિવ્રતા (૨) મૃત પતિ સાથે ચિતામાં બળનારી સ્ત્રી

**સતું** વિ૦ સાચું (૨) હયાત; ચાલતું
**સત્તા** સ્ત્રી૦ સ્વામિત્વ; માલકી (૨) અધિકાર; હક (૩) અમલ (૪) બળ; જોર
**સત્ત્વ** ન૦ સાર (૨) બળ; પરાક્રમ
**સત્ય** વિ૦ સાચું; વાસ્તવિક; ખરું (૨) ન૦ ખરાપણું; તથ્ય; સાચી વાત
**સત્ર** ન૦ યજ્ઞ શરૂ થઇ પૂરો થાય ત્યાંસુધીનો (૧૩ થી ૧૦૦ દિવસનો) સમય (૨) શાળાનો અભ્યાસનો સમય (૩) સદાવ્રત
**સદા** અ૦ હંમેશાં
**સદી** સ્ત્રી૦ સૈકો
**સન** પું૦ શક; સંવત (ખ્રિસ્તી કે હિજરી)
**સપ્ત** વિ૦ સાત
**સફા** વિ૦ સાફ; સ્વચ્છ
**સભા** સ્ત્રી૦ પરિષદ (૨) મંડળી; સમાજ
**સભ્ય** વિ૦ વિવેકી; સંભાવિત (૨) પું૦ સભાસદ
**સમું** વિ૦ સરખું; દુરસ્ત; વ્યવસ્થિત
**સમો** પું૦ સમય; વખત
**સર** પું૦ (વ્યાજ ગણવામાં) મુદ્દલ અને મુદતના મહિનાનો ગુણાકાર (૨) સ્ત્રી૦ સેર (૩) ન૦ સરોવર
**સર્ગ** પું૦ સૃષ્ટિ (૨) અધ્યાય (કાવ્યનો)
**સર્પ** પું૦ સાપ
**સર્વ** વિ૦ બધું; સઘળું
**સવા** વિ૦ '૧।' (૨) અનુકૂળ (પવન)
**સહ** અ૦ સાથે
**સહી** સ્ત્રી૦ (ખત, કાગળમાં) નીચે પોતાનું નામ લખવું તે . (૨) અ૦ કબૂલ; નક્કી (૩) સ્ત્રી૦ સખી
**સહુ** વિ૦ સૌ
**સળ** પું૦ ગેડ કે દબાણનો આંકો–કાપો (૨) સોળ
**સળી** સ્ત્રી૦ ઘાસની, લાકડાની કે ધાતુની લાંબી પાતળી ગોળ ચીપ
**સળો** પું૦ સળવું તે
**સંખ્યા** સ્ત્રી૦ રકમ; આંકડો
**સંગ** પું૦ સહવાસ
**સંઘ** પું૦ ટોળું (૨) યાત્રાળુઓનો સમૂહ (૩) સંગઠિત અને વ્યવસ્થિત સમુદાય
**સંચો** પું૦ યંત્ર (૨) સંચ
**સંજ્ઞા** સ્ત્રી૦ ભાન; ચેતના (૨) જ્ઞાન; સમજ (૩) સાન; નિશાની (૪) નામ
**સંત** વિ૦ સાધુ; પવિત્ર (૨) પું૦ સાધુ પુરુષ
**સંત્રી** પું૦ પહેરેગીર
**સંધ** પું૦ + સાંધો
**સંધિ** પું૦; સ્ત્રી૦ જોડાવું તે (૨) સાંધો (૩) સુલેહ (૪) અણીનો વખત (૫) બે યુગ કે વિશિષ્ટ સમયો વચ્ચેનો સમય
**સંધું** વિ૦ સઘળું; તમામ
**સંધ્યા** સ્ત્રી૦ બે સમયને જોડનારો–વચગાળેનો ટૂંકો વખત (૨) સાંજ (૩) સંધ્યા વખતે કરાતું નિત્યકર્મ
**સંપ** પું૦ ઐક્ય; મેળ
**સંસ્થા** સ્ત્રી૦ રચના; વ્યવસ્થા (૨) સ્થાપિત વ્યવસ્થા કે રૂઢિ (૩) મંડળ
**સાકી** પું૦ મદ્ય પાનાર (૨) માશૂકનું સંબોધન
**સાક્ષી** સ્ત્રી૦ શાહેદી
**સાખ** સ્ત્રી૦ સાક્ષી; શાહેદી (૨) ઝાડ ઉપર જ પાકેલું ફળ (૩) [લા.] બારણું
**સાખી** સ્ત્રી૦ બે ચરણનો એક પ્રકારનો દોહરો કે પદ
**સાગ** પું૦ જેનાં ઈમારતી લાકડાં બને છે તે ઝાડ
**સાચ** ન૦ સત્ય
**સાચું** વિ૦ ખરું; સત્ય; હોય તેવું (૨) સત્ય બોલનારું (૩) એકવચની
**સાચે** અ૦ ખરે; નક્કી (૨) વાજબી રીતે
**સાજ** પું૦ ઉપયોગી સરસામાન (૨) શણગાર (૩) ન૦ સારંગી જેવું એક વાદ્ય
**સાજું** વિ૦ તંદુરસ્ત (૨) ભાંગેલું નહિ એવું
**સાટું** ન૦ કરાર; કબાલો (૨) મૂલ ઠેરવવું તે (૩) બહાનાની રકમ (૪) બદલો; અવેજ
**સાટે** અ૦ બદલે; અવેજમાં; ભારોભાર
**સાટો** પું૦ ઘીથી મોયેલો ચોખાનો લોટ
**સાઠ** વિ૦ '૬૦'
**સાઠી** સ્ત્રી૦ સાઠ વર્ષની વય (૨) ઘડપણ
**સાડી** સ્ત્રી૦ કીમતી સાડલો
**સાડુ** (–ઢુ) પું૦ સાળીનો વર
**સાત** વિ૦ '૭'
**સાથ** પું૦ સોબત (૨) સહકાર
**સાથી** પું૦ જોડીદાર (૨) ખેડ માટે રાખેલો નોકર
**સાથે** અ૦ જોડે; સંગાથે
**સાદ** પું૦ અવાજ; ઘાંટો; સૂર (૨) બૂમ
**સાદું** વિ૦ આડંબર, દંભ કે કૃત્રિમતા વિનાનું

**સાધુ** વિ૦ સદાચરણી (૨) પું૦ તેવો પુરુષ (૩) ત્યાગી; બાવો; વૈરાગી
**સાધ્વી** વિ૦ સ્ત્રી૦ શીલવતી; પતિવ્રતા (૨) સ્ત્રી૦ બાવી; સાધુડી
**સાન** સ્ત્રી૦ ઇશારો; આંખમચકારો (૨) સમજણ (૩) સ્વમાન (૪) છટા (૫) ન૦ ગોરો મૂકવું તે; અંત્રેજ
**સાપ** પું૦ સર્પ; ભુજંગ
**સાફ** વિ૦ સ્વચ્છ (૨) નિષ્કપટી (૩) અ૦ બિલકુલ ઘસીને
**સાફી** સ્ત્રી૦ પતરાજી (૨) વિ૦ વળતર વગરનું
**સાફો** પું૦ ફેંટો
**સાબુ** પું૦ ક્ષાર અને તેલની મેળવણીથી બનાવેલો મેલ કાપે તેવો પદાર્થ
**સામું** વિ૦ સામે આવેલું (૨) વિરુદ્ધ
**સામે** અ૦ રૂબરૂ (૨) વિરુદ્ધમાં
**સામ્ય** ન૦ સમાનતા
**સાયો** પું૦ મદદ; આશરો (૨) ફકીરનો ઝભ્ભો
**સાર** પું૦ કસ (૨) તાત્પર્ય; સારાંશ (૩) [લા.] લાભ (૪) વિ૦ સારું
**સારુ** અ૦ ને માટે
**સારું** વિ૦ સુંદર (૨) અ૦ (જવાબમાં) ઠીક; ભલે
**સાલ** સ્ત્રી૦ વર્ષ (૨) ન૦ નડતર; આડખીલી
**સાલ્લો** પું૦ સ્ત્રીઓને પહેરવાનું વસ્ત્ર
**સાવ** અ૦ તદ્દન
**સાસ** પું૦ શ્વાસ; દમ (૨) [લા.] જીવ
**સાસુ** સ્ત્રી૦ વર કે વહુની મા
**સાહી** સ્ત્રી૦ શાહી; રુશનાઈ
**સાળ** સ્ત્રી૦ કપડાં વણવાનું યંત્ર
**સાળુ** પું૦ સ્ત્રીઓને પહેરવાનું ઝીણું રંગીન વસ્ત્ર
**સાંઈ** પું૦ પરમેશ્વર; ખુદા (૨) ફકીર
**સાંચો** પું૦ સંચો (૨) બીબું
**સાંજ(-ઝ)** સ્ત્રી૦ સંધ્યાકાળ
**સાંજી** સ્ત્રી૦ સાંજે ગાવાનાં લગ્નગીત
**સાંઠો** પું૦ જુવાર, શેરડી વગેરેનો પેરાઇવાળો દાંડો
**સાંઢ** પું૦ ગોધો; આખલો (૨) [લા.] માતેલો–નિરંકુશ માણસ
**સાંતી** સ્ત્રી૦ એક હળથી ખવાય તેટલી જમીન (૨) ન૦ સાંતીડું
**સાંથ** સ્ત્રી૦ ગણોત; જમીન ખેડવા આપ્યા બદલ લેવાનું ભાડું
**સાંથી** વિ૦ સાંથે રાખનાર (૨) પું૦ સાંથીડો
**સાંધો** પું૦ જ્યાં બે વસ્તુઓ જોડાઈ કે સિવાઈ હોય તે ભાગ
**સાંસા** પું૦ બ૦ વ૦ તંગી (૨) તંગીનાં ફાંફાં
**સિકકે** અ૦ સુધ્ધાં
**સિક્કો** પું૦ છાપ; મહોર (૨) ચલણી નાણું
**સિદ્ધ** વિ૦ સફળ; પ્રાપ્ત (૨) સાબિત (૩) નિષ્ણાત (૪) સિદ્ધિ પ્રાપ્ત કરી હોય તેવું (૫) પું૦ સિદ્ધિઓ મેળવી હોય તેવો યોગી
**સિદ્ધિ** સ્ત્રી૦ પરિપૂર્ણ, સફળ કે સાબિત થવું તે (૨) સાબિતી (૩) ફલપ્રાપ્તિ (૪) છેવટની મુક્તિ (૫) યોગથી મળતી આઠ શક્તિઓમાંની દરેક
**સિર** ન૦ માથું
**સિંગ** સ્ત્રી૦ સીંગ
**સિંધુ** પું૦ સમુદ્ર (૨) સ્ત્રી૦ (સં.) એ નામની હિંદુસ્તાનની પ્રસિદ્ધ નદી
**સિંહ** પું૦ રાની હિંસક પ્રાણી; પશુઓનો રાજા
**સીટી** સ્ત્રી૦ ઓઠ કે ભૂંગળી જેવા સાધનથી પવન ફૂંકીને કરાતો તીણો અવાજ
**સીડી** સ્ત્રી૦ નિસરણી
**સીદી** પું૦ આફ્રિકાનો મૂળ વતની; હબસી
**સીધું** વિ૦ પાંશરું; પાધરું (૨) સરળ (૩) ન૦ રાંધીખાવા જેટલું કાચું અનાજ વગેરે
**સીમ** સ્ત્રી૦ ખેતર કે ગામની હદ
**સીમા** સ્ત્રી૦ હદ; મર્યાદા
**સીસી** સ્ત્રી૦ શીશી; બાટલી
**સીસું** ન૦ એક ધાતુ
**સીસો** પું૦ શીશો; બાટલો
**સીંગ** સ્ત્રી૦ શિંગ
**સુખી** વિ૦ સુખવાળું; દુઃખ વિનાનું
**સુજ્ઞ** વિ૦ ડાહ્યું; ચતુર; વિદ્વાન
**સુત** પું૦ પુત્ર
**સુતા** સ્ત્રી૦ પુત્રી
**સુદ(-દિ)** અ૦ શુક્લ પક્ષમાં
**સુધા** સ્ત્રી૦ અમૃત
**સુધી** અ૦ લગી; પર્યંત
**સુધ્ધાં** અ૦ પણ (બાકી રહ્યા વિના)
**સુન્ની** પું૦ એક મુસલમાની સંપ્રદાય
**સુપ્ત** વિ૦ સૂતેલું; ઊંઘેલું
**સુર** પું૦ દેવ (૨) સૂર; અવાજ; સ્વર

**સુરા** સ્ત્રી૦ મદિરા; દારૂ
**સુસ્ત** વિ૦ આળસુ (૨) મંદ; ધીમું
**સુસ્તી** સ્ત્રી૦ આળસ; ઊંઘનું ઘેન
**સૂકું** વિ૦ શુષ્ક; ભીનાશ વિનાનું (૨) કૃશ
**સૂકો** પું૦ તમાકુનો ભૂકો; જરદો
**સૂક્ષ્મ** વિ૦ ઝીણું; બારીક
**સૂગ** સ્ત્રી૦ અતિશય અણગમો; ચીતરી
**સૂચિ(–ચી)** સ્ત્રી૦ યાદી; સાંકળિયું (૨) સોય
**સૂજ** સ્ત્રી૦ સોજો
**સૂઝ** સ્ત્રી૦ સૂઝવું તે; સમજ; ગમ; પહોંચ
**સૂડી** સ્ત્રી૦ સોપારી કાતરવાનું સાધન
**સૂડો** પું૦ મોટી સૂડી (૨) એક જાતનો પોપટ
**સૂત** પું૦ સારથિ; રથ હાંકનાર
**સૂત્ર** ન૦ દોરો; તાંતણો (૨) પ્રાચીન શાસ્ત્રકારોએ રચેલાં મૂળ સંક્ષિપ્ત વાક્ય કે તેવો ગ્રંથ (૩) ધ્યેય તરીકે સ્વીકારેલું ટૂંકું વાક્ય
**સૂધ** સ્ત્રી૦ શુદ્ધિ; ભાન (૨) ભાળ; ખબર
**સૂન** વિ૦ શૂન્ય (૨) ન૦ કળી (૩) ફૂલ
**સૂનું** વિ૦ નિર્જન; ઉજ્જડ; વસતી કે સહવાસ વિનાનું (૨) સંભાળ કે રક્ષણ વિનાનું
**સૂબો** પું૦ ઈલાકા કે પ્રાંતનો હાકેમ
**સૂમ** વિ૦ (૨) પું૦ કંજૂસ; બખીલ
**સૂર** પું૦ અવાજ; સુર; કંઠ; સ્વર (સંગીત)
**સૂરિ(–રી)** પું૦ વિદ્વાન; પંડિત; આચાર્ય
**સૂર્ય** પું૦ સૂરજ
**સૂળ** ન૦ જુઓ શૂળ
**સૂળી** સ્ત્રી૦ જુઓ શૂળી
**સૂંઠ** સ્ત્રી૦ સૂકવેલું આદું
**સૂંઢ** સ્ત્રી૦ હાથીનો લાંબો નાકવાળો અવયવ
**સૃષ્ટિ** સ્ત્રી૦ સરજેલું તે; વિશ્વ; જગત
**સેજ** સ્ત્રી૦ પથારી
**સેતુ** પું૦ પુલ
**સેન** ન૦ સૈન્ય (૨) સ્ત્રી૦ આંખનો ચાળો; સાન
**સેના** સ્ત્રી૦ લશ્કર; ફોજ (૨) ન૦ બખ્તર
**સેર** સ્ત્રી૦ જે દોરામાં મોતી, મણકા વગેરે પરોવ્યાં હોય તે (૨) ધારા (૩) નસ
**સેવ** સ્ત્રી૦ સેવા; ચાકરી (૨) શેવ
**સેવા** સ્ત્રી૦ ચાકરી (૨) બરદાસ્ત
**સેંથી(–થો)** પું૦ માથાના વાળના બે ભાગ પાડી વચ્ચે પાડેલી લીટી
**સેંથો** પું૦ જુઓ સેંથી
**સૈકો** પું૦ સો વર્ષનો સમય
**સૈન્ય** ન૦ લશ્કર; ફોજ
**સોઈ** સ્ત્રી૦ સગવડ; વ્યવસ્થા (૨) દરજી
**સોગ** પું૦ શોક
**સોજ** પું૦ સોજો; દરદ (૨) [લા.] લાગણી
**સોજું** વિ૦ સારું; ઉત્તમ (૨) સ્વચ્છ
**સોજો** પું૦ લોહીનો જમાવ થઇ ચામડી ઊપસી આવવી તે
**સોટી** સ્ત્રી૦ નેતર અથવા ઝાડની પાતળી લાકડી
**સોટો** પું૦ મોટી જાડી સોટી; ડંગોરો
**સોડ** સ્ત્રી૦ પાસું (૨) પું૦; સ્ત્રી૦ વાસ (૩) બો
**સોણું** ન૦ સ્વપ્નું
**સોત(–તું)** અ૦ સુધ્ધાં; સહિત
**સોદો** પું૦ વેચવાનો ધંધો; વેપાર (૨) [લા.]ખરીદી
**સોની** પું૦ સોનાના ઘાટ ઘડવાનું કામ કરનાર
**સોનું** ન૦ પીળા રંગની એક કીમતી ધાતુ
**સોપો** પું૦ રાત્રીના પહેલા પહોરમાં પ્રાણીઓ નિદ્રાવશ થતાં વળતો જંપ કે શાંતિ
**સોફા** પું૦ લાંબો અને નીચો ગાદીવાળો બેસવાનો કોચ
**સોય** સ્ત્રી૦ સીવવાનું નાકાવાળું પાતળું અણીદાર સાધન
**સોયો** પું૦ મોટી સોય
**સોવું** સ૦ ક્રિ૦ સૂપડામાં નાંખી આમતેમ ફેરવીને ઝાટકવું
**સોસ** પું૦ અતિશય તરસ; ગળે પડતી સૂક
**સોળ** વિ૦ '૧૬' (૨) પું૦ મારનો પડેલો આંકો
**સોંઘું** વિ૦ સસ્તું
**સૌમ્ય** વિ૦ સુશીલ; શાંત (૨) મનોહર; સુંદર
**સ્કંધ** પું૦ ખભો (૨) ડાળી (૩) વિભાગ
**સ્તન** ન૦ થાન; ધાઈ
**સ્તબ્ધ** વિ૦ આશ્ચર્યચકિત થયેલું; દિઙ્મૂઢ (૨) જડ; નિશ્ચેષ્ટ
**સ્તંભ** પું૦ થાંભલો; ટેકો
**સ્તુતિ** સ્ત્રી૦ ગુણપ્રશંસા; તારીફ; વખાણ
**સ્તુત્ય** વિ૦ પ્રશંસા કરવાયોગ્ય
**સ્તોત્ર** ન૦ કોઇ પણ દેવની છંદોબદ્ધ સ્તુતિ
**સ્થલ (–ળ)** ન૦ જગા; સ્થાન (૨) જમીન
**સ્થાન** ન૦ સ્થળ (૨) રહેઠાણ (૩) પદ; પદવી
**સ્થાયી** વિ૦ ઘણીવાર ટકે તેવું (૨) સ્થિર
**સ્થિત** વિ૦ રહેલું (૨) સ્થિર

**સ્થિતિ** સ્ત્રી૦ એક સ્થાન કે અવસ્થામાં સ્થિર રહેવું તે (૨) અવસ્થા; દશા (૩) પદ
**સ્થિર** વિ૦ હાલતું ચાલતું ન હોય તેવું (૨) અટલ (૩) સ્થાયી (૪) નિશ્ચિત
**સ્થૂલ(-ળ)** વિ૦ જાડું; મોટું (૨) મૂર્ખ; જડ
**સ્નાન** ન૦ નાવણુ (૨) મરણુ નિમિત્તે નાહવું તે
**સ્નાયુ** પું૦ માંસના તંતુ
**સ્નિગ્ધ** વિ૦ લીસું; કોમળ (૨) ચીકણું
**સ્નેહ** પું૦ પ્રેમ; પ્રીતિ; વહાલ
**સ્નેહી** વિ૦ પ્રેમી (૨) પું૦ મિત્ર
**સ્પર્ધા** સ્ત્રી૦ હરીફાઇ (૨) ઇર્ષા
**સ્પર્શ** પું૦ અડવું તે; સંસર્ગ
**સ્પષ્ટ** વિ૦ સહેલાઈથી દેખી કે સમજી શકાય તેવું
**સ્પૃશ્ય** વિ૦ અડકવા યોગ્ય
**સ્પૃહા** સ્ત્રી૦ ઈચ્છા; તૃષ્ણા (૨) દરકાર; પરવા
**સ્ફૂર્તિ(-ર્ત્તિ)** સ્ત્રી૦ જાગૃતિ; તેજી; ચંચળાઇ
**સ્મિત** ન૦ મંદ હાસ્ય
**સ્મૃતિ** સ્ત્રી૦ સ્મરણુ; યાદ
**સ્રષ્ટા** પું૦ બનાવનાર; રચનાર
**સ્લેટ** સ્ત્રી૦ પથ્થરપાટી
**સ્વચ્છ** વિ૦ ચોખ્ખું; સાફ
**સ્વત્વ** ન૦ પોતાનું હોવાનો ભાવ (૨) પોતાપણું
**સ્વપ્ન** ન૦ ઊંઘમાં ભાસતો દેખાવ; સમણું
**સ્વયં** અ૦ પોતાની મેળે; આપોઆપ
**સ્વર** પું૦ અવાજ; ધ્વનિ
**સ્વર્ગ** ન૦ દેવોનો લોક
**સ્વલ્પ** વિ૦ થોડું; કિંચિત્
**સ્વસ્તિ** અ૦ 'કલ્યાણુ થાઓ' એવો આશીર્વાદાત્મક ઉચ્ચાર
**સ્વસ્થ** વિ૦ નીરોગી; તંદુરસ્ત (૨) ગભરાટ કે ઉદ્વેગ વિનાનું; શાંત; સાવધાન
**સ્વાદ** પું૦ રસનેંદ્રિયથી થતો અનુભવ (૨) ચાખવું તે
**સ્વાદુ** વિ૦ સ્વાદિષ્ટ
**સ્વામી** પું૦ પતિ (૨) માલિક (૩) રાજા (૪) સાધુસંતને બોલાવતાં વપરાતું સંબોધન
**સ્વાર્થ** પું૦ પોતાની મતલબ; પોતાનું હિત
**સ્વાર્થી** વિ૦ આપમતલબી; એકલપેટું
**સ્વાંગ** પું૦ સોંગ; બનાવટી વેશ
**સ્વેચ્છા** સ્ત્રી૦ પોતાની ઇચ્છા

## હ

**હક(-ક્ક)** પું૦ દાવો (૨) દસ્તૂરી; લાગો (૩) વિ૦ વાજબી; સાચું
**હજ** સ્ત્રી૦ જાત્રા (મક્કાની)
**હજી(-જુ)** અ૦ અત્યારલગી (૨) હવે પણુ
**હટ** અ૦ 'દૂર ખસ' એ અર્થનો ઉદ્‌ગાર
**હઠ** પું૦; સ્ત્રી૦ જક; જીદ; ખોટો આગ્રહ
**હડી** સ્ત્રી૦ દોટ
**હત** વિ૦ મરાયેલું; ઘવાયેલું (૨) હલકું
**હત્યા** સ્ત્રી૦ વધ; જીવ લેવો તે (૨) પ્રાણીને મારવાથી લાગતો દોષ
**હસ્તુ** અ૦ હસ્તક; મારફત
**હદ** સ્ત્રી૦ મર્યાદા; સીમા (૨) છેડો
**હય** પું૦ ઘોડો; અશ્વ
**હર** પું૦ શંકર (૨) વિ૦ હરનાર (૩) અ૦ દરેક
**હરિ** પું૦ (સં.) વિષ્ણુ (૨) ઘોડો (૩) સિંહ
**હર્ષ** પું૦ હરખ; આનંદ
**હલ(-ળ)** ન૦ જમીન ખેડવાનું ઓજાર
**હલ્લો** પું૦ હુમલો (૨) [લા.] નુકશાન; ઉદ્યોગ
**હવા** સ્ત્રી૦ પવન; વાયુ (૨) વાતાવરણુ
**હવે** અ૦ અમુક પછી; અત્યારે (૨) અત્યારપછી
**હશે** અ૦ ખેર; કંઇ ચિંતા નહિ
**હસી** સ્ત્રી૦ હાંસી; મશ્કરી
**હસ્ત** પું૦ હાથ (૨) તેરમું નક્ષત્ર
**સ્હતી** પું૦ હાથી (૨) સ્ત્રી૦ હયાતી; અસ્તિત્વ
**હંસ** પું૦ એક પક્ષી (૨) જીવ; આત્મા
**હાઉ** પું૦ બાળકને ભય ઉપજાવનારો કાલ્પનિક બિહામણો જીવ (૨) સાપ
**હાક** સ્ત્રી૦ હોકારો; બૂમ (૨) દોર; પ્રતાપ; છાપ
**હાજી** પું૦ હજ કરી આવેલો મુસલમાન; મક્કાનો જાત્રાળુ (૨) અ૦ જી હા; હા સાહેબ
**હાટ** સ્ત્રી૦; ન૦ દુકાન (૨) ગુજરી; બજાર
**હાડ** ન૦ હાડકું (૨) કાઠું (૩) અ૦ અતિશય
**હાણુ** સ્ત્રી૦ હાનિ; નુકસાન
**હાથ** પું૦ હસ્ત (૨) દાવ (રમતમાં)
**હાથી** પું૦ હસ્તી; ગજ

**હાથો** પું૦ હથિયાર કે ઓજાર જ્યાંથી પકડાય તે ભાગ; મૂઠ કે દસ્તો (૨) સહાય
**હાનિ** સ્ત્રી૦ નુકસાન (૨) પાયમાલી; નાશ
**હામ** સ્ત્રી૦ હિંમત
**હામી** પું૦ હામીદાર (૨) સ્ત્રી૦ જામીન; બાંયધરી
**હાય** અ૦ દુઃખ, ત્રાસ કે અફસોસનો ઉદ્‌ગાર (૨) સ્ત્રી૦ અંતરના ઊંડા દુઃખની બદદુવા
**હાર** પું૦ ફૂલની મોટી માળા (૨) સ્ત્રી૦ પરાજય (૩) ઓળ; પંક્તિ
**હારે** અ૦ જોડે; સાથે
**હાર્દ** ન૦ હૃદય (૨) મર્મ; રહસ્ય (૩) ભાવાર્થ
**હાલ** પું૦ બ૦ વ૦ દશા; સ્થિતિ (૨) અવદશા (૩) અ૦ હમણાં; અત્યારે
**હાલો** પું૦ હાલરડું
**હાવ** પું૦ શૃંગારયુક્ત ચેષ્ટા કે ચાળો (સ્ત્રીનો)
**હાશ** અ૦ સંતોષ અથવા નિવૃત્તિનો ઉદ્‌ગાર
**હાસ્ય** ન૦ હસવું તે
**હાહો** સ્ત્રી૦ હોહાર (૨) ધામધૂમ
**હાઉં** અ૦ હાં; બસ
**હાંક** સ્ત્રી૦ બોલાવવા માટેની બૂમ
**હાંજા** પું૦ બ૦ વ૦ હિંમત; શક્તિ
**હાંડી** સ્ત્રી૦ હાંલ્લી (૨) દીવો મૂકવાનું લટકતું વાસણ
**હાંડો** પું૦ મોટો દેગડો (૨) એક વાની
**હાંફ** સ્ત્રી૦ ઉતાવળો શ્વાસ ચાલવો તે (૨) તેથી થતી છાતીની રૂંધામણ; અમૂંઝણ
**હાંસી** સ્ત્રી૦ મજાક; મશ્કરી (૨) ફજેતી
**હિત** ન૦ કલ્યાણ; શ્રેય (૨) લાભ; ફાયદો
**હિમ** ન૦ બરફ (૨) ઘણો સખત ઠાર
**હિસ્સો** પું૦ ભાગ; ફાળો
**હિંગ** સ્ત્રી૦ વઘારણી
**હિંદ** પું૦; સ્ત્રી૦; ન૦ (સં.) હિંદુસ્તાન
**હિંદી** વિ૦ હિંદનું (૨) પું૦ ઉત્તર હિંદુસ્તાનમાં બોલાતી ભાષા; હિંદની રાષ્ટ્રભાષા
**હિંદુ** વિ૦ (૨) પું૦ હિંદુધર્મનો અનુયાયી
**હિંસા** સ્ત્રી૦ જીવનો વધ કે પીડા
**હીણુ** વિ૦ અધમ (૨) ઊતરતું (૩) ભેગવાળું (૪) વિનાનું; કમ
**હીણું** વિ૦ નીચ; હલકું (૨) નરસું; ભેગવાળું
**હીન** વિ૦ વગરનું, વિનાનું
**હીર** ન૦ રેશમ (૨) કાંતિ (૩) સત્વ (૪) હિંમત
**હીરો** પું૦ એક કીમતી પથ્થર; ધોળા રંગનું રત્ન
**હીહી** અ૦ (રવ૦) હસવાનો અવાજ
**હીંચ** સ્ત્રી૦ એક તાલવાળો ઠેકો
**હુક્કો** પું૦ તમાકુ પીવાનું એક સાધન
**હૂકો** પું૦ જુઓ હુક્કો
**હૂરી** સ્ત્રી૦ સ્વર્ગની સુંદરી; અપ્સરા
**હૂંડી** સ્ત્રી૦ દેશપરદેશ વચ્ચે નાણાંની આપલે કરવા ચલાવવામાં આવતી શાહુકારી ચિઠ્ઠી
**હૂંફ** સ્ત્રી૦ ગરમાવો (૨) સહાયતા; આશ્રય
**હેઠ(–ઠે)** અ૦ નીચે
**હેઠું** વિ૦ જુઓ હેઠાણું (૨) અ૦ હેઠે; નીચે
**હેડ** સ્ત્રી૦ (૨) [લા.] જેલ; કેદ
**હેડી** સ્ત્રી૦ બરાબરી
**હેડો** પું૦ એડો; અતિશય પ્યાર; આસક્તિ
**હેત** ન૦ પ્રીતિ; સ્નેહ
**હેતુ** પું૦ ઉદ્દેશ (૨) સબબ
**હેમ** ન૦ સોનું
**હેર** પું૦ બાતમીદાર; જાસૂસ
**હેલ** સ્ત્રી૦ બોજો (૨) ઊંચકવાની મજૂરી
**હેલી** સ્ત્રી૦ સતત વરસાદ (૨) સાહેલી
**હેવા** પું૦ બ૦ વ૦ આદત; મહાવરો
**હેવ** સ્ત્રી૦ હેવા; મહાવરો
**હૈડું** ન૦ હૈયું
**હૈયું** ન૦ દિલ; મન; અંતઃકરણ
**હોકો** પું૦ હુક્કો (૨) હોકાયંત્ર
**હોજ** પું પાણીનો કુંડ
**હોઠ** પું૦ ઓઠ
**હોડ** સ્ત્રી૦ શરત
**હોડી** સ્ત્રી૦ મછવો; પનાઈ
**હોત્ર** ન૦ હવનનો કુંડ
**હોદ્દો** પું પદવી; અધિકાર (૨) અંબાડી
**હોમ** પું૦ હવન; યજ્ઞ
**હોય** અ૦ હશે ! ખેર !
**હોરી** સ્ત્રી૦ એક તાલ (૨) હોળીના દિવસોમાં ગવાતું એક ગાયન (૩) વહોરી
**હોરો** પું૦ જુઓ વહોરો
**હોલી** સ્ત્રી૦ હોલાની માદા (૨) હોળી
**હોલો** પું૦ એક પંખી
**હોવું** અ૦ ક્રિ૦ થવું; બનવું; હયાતીમાં આવવું
**હોવે** અ૦ હા
**હોશ** પું૦ ભાન; શુદ્ધિ (૨) શક્તિ; રામ
**હોહા** સ્ત્રી૦ ગડબડ; ઘોંઘાટ; ધમાલ (૨) ગભરાટ; ખળભળાટ
**હોળી** સ્ત્રી૦ ફાગણ પૂર્ણિમાનો તહેવાર; તે દિવસે લાકડાં વગેરેનો ઢગલો સળગાવવામાં આવે છે તે
**હોંશ(–સ)** સ્ત્રી૦ ઊલટ; ઉમંગ

# ત્રણ અક્ષરના શબ્દો

## અ

**અકતો** પું૦ કારીગરોની છુટ્ટીનો દિવસ; અણૂજો
**અકથ્ય** વિ૦ અકથનીય
**અકર્મ** ન૦ કર્મનો અભાવ (૨) ખોટું કામ
**અકલ(-ળ)** વિ૦ ન કળી શકાય એવું
**અકલી** વિ૦ અક્કલવાળું (૨) કસબી; હિકમતી
**અકલ્પ્ય** વિ૦ ન કલ્પી શકાય એવું
**અકાક** વિ૦ સુખદુઃખથી પર
**અકાજ** વિ૦ નકામું (૨) લાચાર
**અકામ** ન૦ ન કરવા જેવું–ખરાબ કામ
**અકારું** વિ૦ અપ્રિય; અળખામણું
**અકાર્ય** વિ૦ ન કરવા જેવું (૨) ન૦ ખોટું કામ
**અકાલ(-ળ)** વિ૦ કવખતનું
**અકાલી** પું૦ શીખ સંપ્રદાયનો એક ફાંટો
**અકીર્તિ(-ર્ત્તિ)** સ્ત્રી૦ અપયશ; નામોશી
**અકૃત્ય** ન૦ ન કરવા જેવું કામ; અપકૃત્ય
**અકૃપા** સ્ત્રી૦ કૃપાનો અભાવ; અવકૃપા
**અકેક(-કું)** વિ૦ એક પછી એક (૨) પ્રત્યેક; દરેક
**અક્કડ** વિ૦ કડક (૨) ટટાર (૩) મગરૂબીવાળું
**અક્કર્મી** વિ૦ જુઓ અકર્મી
**અક્કલ** સ્ત્રી૦ બુદ્ધિ
**અક્રિય** વિ૦ નિષ્ક્રિય (૨) નિરુદ્યોગી; સુસ્ત
**અક્રૂર** વિ૦ ક્રૂર નહિ તેવું; દયાળુ
**અક્રોધ** પું૦ ક્રોધનો અભાવ; શાન્તિ
**અક્રોધી** વિ૦ શાન્ત
**અક્ષત** વિ૦ ઈજા પામ્યા વિનાનું; અખંડ (૨) અણિશુદ્ધ અનાજના દાણા–ચોખા વગેરે
**અક્ષમ્ય** વિ૦ ક્ષમ્ય નહિ એવું
**અક્ષય(-યી,-ય્ય)** વિ૦ અખૂટ (૨) અવિનાશી
**અક્ષાંશ** પું૦ વિષુવવૃત્તથી સમાંતરે ઉત્તર દક્ષિણ દોરેલી ગોળ રેખાઓમાંની કોઈ પણ એક
**અક્ષીણ** વિ૦ ક્ષીણ નહિ થયેલું એવું
**અક્ષુબ્ધ** વિ૦ ક્ષોભ પામ્યા વિનાનું; સ્વસ્થ
**અખંડ** વિ૦ આખું
**અખાજ(-દ્ય)** વિ૦ ન ખાવા યોગ્ય (૨) ન૦ માંસ
**અખાડો** પું૦ કસરતશાળા (૩) સમવ્યસનીઓને એકઠા થવાની જગા
**અખાત** વિ૦ નહિ ખોદેલું (૨) પું૦ જમીનની અંદર ગયેલો સમુદ્રનો ફાંટો
**અખિલ** વિ૦ આખું; સમસ્ત
**અખૂટ** વિ૦ ખૂટે નહિ એવું
**અગત્ય** સ્ત્રી૦ જરૂર (૨) મહત્ત્વ
**અગન** સ્ત્રી૦ અગ્નિ (૨) બળતરા; ઝાળ; લાહ્ય
**અગમ** ન૦ ભવિષ્ય
**અગમો** પું૦ અણગમો
**અગમ્ય** વિ૦ ગૂઢ
**અગર** પું૦ મીઠું પકવવાની જમીન (૨) અગરુ; ચંદન (૩) અ૦ અથવા; જો
**અગાઉ** અ૦ પૂર્વે; પહેલાં
**અગાડી** અ૦ આગળ
**અગાધ** વિ૦ અતિ ઊંડું
**અગાશી(-સી)** સ્ત્રી૦ ઘરના ઉપલા ભાગમાં કરેલી ખુલ્લી છાબંધ જગા
**અગૂઢ** વિ૦ ગૂઢ નહિ તેવું
**અગ્રજ** પું૦ મોટો ભાઈ (૨) બ્રાહ્મણ
**અગ્રજા** વિ૦ સ્ત્રી૦ પહેલી જન્મેલી–મોટી બહેન
**અગ્રણી** પું૦ આગેવાન
**અગ્રાહ્ય** વિ૦ ગ્રહણ ન કરવા યોગ્ય
**અઘરું** વિ૦ મુશ્કેલ
**અઘાટ** વિ૦ [દસ્તાવેજમાં] કુલ હક્ક સાથેનું (૨) ઓવારો
**અઘામું** વિ૦ + ભયંકર, ત્રાસદાયક (૨) અઘરું
**અઘોર** વિ૦ અતિ ભયાનક (૨) ઘાતકી
**અઘોરી** વિ૦ એદી (૨) જુગુપ્સા ઉપજાવે એવું
**અચલ** વિ૦ અવિકારી (ગ.)

**અચલ(-ળ)** વિ૦ દૃઢ; સ્થિર (૨) પું૦ પર્વત
**અચંબો** વિ૦ નવાઈ
**અચાર** ન૦ અથાણું
**અચિંતું** વિ૦ ઓચિંતું
**અચિંત્ય** વિ૦ ચિંતવી ન શકાય એવું
**અચૂક** વિ૦ ચૂકે નહિ એવું
**અચેત** વિ૦ જડ (૨) બેભાન
**અચ્છેર** વિ૦ અર્ધા શેરના વજનનું
**અચ્છેરો** પું૦ અર્ધા શેરનું વજન
**અછત** સ્ત્રી૦ તંગી; તાણ
**અછતું** વિ૦ અણછતું; ગુપ્ત
**અછૂત** વિ૦ અસ્પૃશ્ય
**અછોડો** પું૦ ગળામાં પહેરવાનો સોનારૂપાનો દોરો
**અજન્મા** વિ૦ પું૦ જેને જન્મ નથી એવું; (ઈશ્વર)
**અજબ** વિ૦ નવાઇ ઊપજે એવું; આશ્ચર્યકારક
**અજમો** પું૦ એક વનસ્પતિ-ઓષધિ
**અજય(-ય્ય)** વિ૦ ન જિતાય એવું
**અજર** વિ૦ ઘરડું ન થાય એવું; અક્ષય
**અજંપ(-પો)** પું૦ જંપનો અભાવ; અશાંતિ
**અજાણ** વિ૦ વાકેફ-માહિતગાર નહિ તે
**અજાણે(-ણ્યે)** અ૦ અજાણતાં
**અજાત** વિ૦ નહિ જન્મેલું
**અજિત** વિ૦ નહિ જિતાયેલું (૨) ન જિતાય તેવું
**અજીઠું** વિ૦ એઠું
**અજીર્ણ** ન૦ અજીરણ
**અજેય** વિ૦ જીતી ન શકાય તેવું
**અજોગ** પું૦ કમુરત (૨) દુશ્મનાવટ
**અજોડ** વિ૦ જેની જોડ ન હોય એવું
**અજ્ઞાત** વિ૦ જ્ઞાત નહિ તેવું (૨) ગુપ્ત
**અજ્ઞાન** ન૦ અબુધપણું (૨) અવિદ્યા (૩) અભણ
**અજ્ઞાની** વિ૦ મૂર્ખ (૨) અભણ
**અજ્ઞેય** વિ૦ જાણી ન શકાય તેવું
**અટક** સ્ત્રી૦ અડક (૨) નડતર (૩) કાચી કેદ (૪) પ્રતિજ્ઞા; સંકલ્પ
**અટવિ(-વી)** સ્ત્રી૦ જંગલ
**અટંક(-કું)** વિ૦ ટેકીલું
**અટાણે** અ૦ (કા૦) આ વખતે; હમણાં
**અટારી(-લી,-ળી)** સ્ત્રી૦ ઝરૂખો; છજું
**અટાવું** અ૦ ક્રિ૦ અટવાવું; પિલાવું
**અઠંગ** વિ૦ પાકો; ઉસ્તાદ
**અઠીક** વિ૦ ખોટું (૨) અસ્વસ્થ
**અઠ્ઠમ** પું૦ એકસાથે આઠ ટંક નહિ ખાવાનું વ્રત
**અઠ્ઠાઇ** સ્ત્રી૦ આઠ દિવસ સુધી ચાલતી ધાર્મિક પ્રવૃત્તિ (જૈનોમાં)
**અઠ્ઠાણુ(-ણું)** વિ૦ '૯૮'
**અડક** સ્ત્રી૦ નામ જોડે મૂકવામાં આવતું ગોત્ર ધંધો કે વતન ઇત્યાદિ બતાવતું ઉપનામ
**અડગ** વિ૦ દૃઢ
**અડદ** પું૦ બ૦ વ૦ એક અનાજ
**અડધ** વિ૦ અડધું
**અડધી** સ્ત્રી૦ પાઇ
**અડધું** વિ૦ અર્ધ
**અડધો** પું૦ આઠ આનાનો ચલણી સિક્કો
**અડ(-ડી)નું** વિ૦ નજીકનું
**અડપ** સ્ત્રી૦ ધૈર્ય (૨) ખંત (૩) આગ્રહ
**અડવું** વિ૦ શણગાર વિનાનું (૨) ઉઘાડપગું
**અડવું** સ૦ ક્રિ૦ અડકવું (૨) મંડયા રહેવું (૩) [લા.] નુકસાન થવું
**અડંગો** પું૦ ધામો
**અડાયું** ન૦ પડયું પડયું સુકાઈ ગયેલું ગાય ભેંસના છાણનું પોચકું
**અડીનું** વિ૦ અડનું; નજીકનું
**અઢાર** વિ૦ '૧૮'
**અણુ(-ણો)જો** પું૦ કારીગરોનો રજાનો દિવસ
**અતડું** વિ૦ ભળી ન જાય એવું (૨) તોછડું
**અતથ્ય** વિ૦ ખોટું; અસત્ય
**અતર્ક** વિ૦ ન્યાયવિરુદ્ધ (૨) પું૦ ખોટો તર્ક
**અતલ(-ળ)** વિ૦ તળિયા વિનાનું; ઊંડું
**અતંગ** વિ૦ તંગ વિનાનું (૨) તંગ નહિ તેવું
**અતાગ** વિ૦ તાગ વિનાનું; બહુ જ ઊંડું
**અતિથિ** પું૦ મહેમાન (૨) અભ્યાગત; ભિક્ષુક
**અતિશે** વિ૦ અતિશય
**અતીત** વિ૦ પર થયેલું (૨) ગત (૩) પું૦ વેરાગી
**અતીવ** વિ૦ અત્યંત
**અતુલ(-લ્ય)** વિ૦ અનુપમ (૨) ઘણું જ
**અતૂટ** વિ૦ સળંગ (૨) તોડયું તૂટે નહિ એવું
**અતૃપ્ત** વિ૦ અસંતુષ્ટ (૨) ભૂખ્યું
**અતૃપ્તિ** સ્ત્રી૦ તૃપ્તિનો અભાવ
**અતૃષ્ણા** સ્ત્રી૦ તૃષ્ણાનો અભાવ
**અતોલ** વિ૦ જુઓ અતુલ
**અત્તર** ન૦ પુષ્પાદિક સુગંધીદાર પદાર્થનો અર્ક
**અત્યંત** વિ૦ જેનો અંત-છેડો ન હોય તેવું; ઘણું જ

**અત્યાજ્ય** વિ૦ ત્યાજ્ય નહિ તેવું
**અત્યાર** અ૦ ચાલુ ઘડી
**અત્યારે** અ૦ હમણાં જ; ચાલુ ઘડીએ
**અત્યુક્તિ** સ્ત્રી૦ વધારીને બોલવું તે
**અથવા** અ૦ કિંવા
**અથાક(–ગ)** વિ૦ અતાગ (૨) પાર વિનાનું
**અથાણું** ન૦ મીઠા કે મસાલામાં આથી રાખેલાં ફળ, મૂળ ઈત્યાદિ
**અદકું** વિ૦ અધિક; વધારે
**અદક્ષ** વિ૦ અકુશળ
**અદગ્ધ** વિ૦ નહિ બળેલું
**અદના** વિ૦ મામૂલી; રંક
**અદબ** સ્ત્રી૦ વિવેક (૨) બંને હાથને કોણીથી વાળી છાતી આગળ એક ઊપર એક ગોઠવેલા તે
**અદમ્ય** વિ૦ દબાઈ જાય નહિ તેવું
**અદલ** વિ૦ બરાબર; ખરું; યથાર્થ
**અદાહ્ય** વિ૦ બળે નહિ તેવું
**અદીઠ(–ઠું)** વિ૦ દીઠેલું નહિ તેવું
**અદૃશ્ય** વિ૦ દેખાય નહિ એવું; ગુપ્ત (૨) અલોપ
**અદેખું** વિ૦ અદેખાઈવાળું
**અદેહી** વિ૦ શરીર વિનાનું
**અદ્દલ** અ૦ બરાબર
**અદ્યાપી** અ૦ હજુ પણ
**અદ્વૈત** ન૦ એકતા (૨) જીવાત્મા અને પરમાત્માની એકતા (૩) બ્રહ્મ
**અધન(–ની)** વિ૦ નિર્ધન; પૈસા વિનાનું
**અધન્ય** વિ૦ ધન્ય નહિ એવું; નિર્ભાગી (૨) તુચ્છ
**અધમ** વિ૦ નીચ; નઠારું (૨) ધિક્કારવા યોગ્ય
**અધર** વિ૦ નીચેનું (૨) પું૦ હોઠ
**અધ(–દ્ધ)ર** અ૦ હવામાં લટકતું; ટેકા વિનાનું
**અધર્મ** પું૦ પાપ; અનીતિ (૨) અન્યાય
**અધર્મી** વિ૦ ધર્મ વિરુદ્ધ વર્તનારું; પાપી
**અધિક** વિ૦ વધારે; વધારાનું
**અધિકું** વિ૦+ વધારે; બહુ જ; પુષ્કળ
**અધિપ** પું૦ રાજા; ઉપરી; સૂબો
**અધીન** વિ૦ વશ; તાબેદાર
**અધીર** વિ૦ ઉતાવળું (૨) સ્ત્રી૦ અધીરાઈ
**અધીરું** વિ૦ ધીરજ ખોઈ બેઠેલું
**અધુના** અ૦ હમણાં
**અધૂરું** વિ૦ અપૂર્ણ
**અધેડ** વિ૦ આધેડ
**અધેલી** સ્ત્રી૦ અડધો રૂપિયો
**અધેલો** પું૦ અડધો પૈસો
**અધોળ** વિ૦ અઢી રૂપિયાભાર
**અદ્ધર** અ૦ આધાર વગર
**અધ્યક્ષ** પું૦ ઉપરી; મુખ્ય અધિકારી; પ્રમુખ
**અધ્યાય** પું૦ પ્રકરણ
**અધ્યારુ** પું૦ અધ્વર્યુ (૨) મહેતાજી (૩) પારસીઓનો ધર્મગુરુ (૪) નોતરિયો
**અધ્રુવ** વિ૦ અસ્થિર
**અધ્વર્યુ** પું૦ યજ્ઞક્રિયા કરાવનાર યજુર્વેદ જાણનારો બ્રાહ્મણ
**અનથ** વિ૦ અનાથ (૨) નાથ્યા વિનાનું; નિરંકુશ
**અનન્ય** વિ૦ અન્ય–જુદું નહિ તેવું (૨) અજોડ
**અનમ્ર** વિ૦ નમ્ર નહિ એવું; ઉદ્ધત; મિજાજી
**અનર્થ** પું૦ ખોટો અર્થ (૨) જુલમ
**અનલ(–ળ)** પું૦ અગ્નિ
**અનંગ** વિ૦ અંગ વિનાનું (૨) પું૦ કામદેવ
**અનંત** વિ૦ અપાર
**અનાજ** ન૦ ધાન્ય; દાણા
**અનાડી** વિ૦ મૂર્ખ; ગમાર
**અનાથ** વિ૦ નિરાધાર
**અનાદિ** વિ૦ આદિરહિત (૨) પહેલું નહિ એવું
**અનામ** વિ૦ નામ વિનાનું
**અનામી** વિ૦ નામ વિનાનું (૨) સ્ત્રી૦ ડાઠડી
**અનાર** ન૦ દાડમ
**અનાર્ય** વિ૦ અસભ્ય (૨) પું૦ આર્ય નહિ તે–યવન
**અનિચ્છા** સ્ત્રી૦ ઇચ્છાનો અભાવ (૨) નાખુશી
**અનિત્ય** વિ૦ નશ્વર
**અનિદ્રા** સ્ત્રી૦ નિદ્રા–ઊંઘનો અભાવ
**અનિલ** પું૦ પવન
**અનિષ્ટ** વિ૦ નહિ ઈચ્છેલું (૨) નહિ ઇચ્છવા જોગ; ભૂંડું (૩) ન૦ ભૂંડું
**અનિંદ્ય** વિ૦ નિર્દોષ (૨) સુંદર
**અનીતિ** સ્ત્રી૦ દુરાચરણ; પાપ (૨) અન્યાય
**અનુગ્ર** વિ૦ ઉગ્ર નહિ એવું; શાંત; સૌમ્ય
**અનુજ** વિ૦ પછી જન્મેલું (૨) પું૦ નાનો ભાઈ
**અનુજા** વિ૦ પાછળ જન્મેલી (૨) સ્ત્રી૦ નાની બ્હેન
**અનુજ્ઞા** સ્ત્રી૦ પરવાનગી
**અનુપ** વિ૦ અનુપમ; શ્રેષ્ઠ
**અનૃત** ન૦ અસત્ય

**અનેક** વિ૦ એક નહિ તે; બહુ
**અનેરું** વિ૦ બીજું (૨) અસાધારણ
**અનૈક્ય** ન૦ જુદાઈ (૨) કુસંપ
**અનોખું** વિ૦ અનેરું
**અન્યત્ર** અ૦ બીજે ઠેકાણે
**અન્યથા** અ૦ બીજી રીતે (૨) આડું; ઊલટું
**અન્યાય** પું૦ ન્યાય વિરુદ્ધનું કર્મ; ગેરઈન્સાફ
**અન્યાયી** વિ૦ અન્યાયયુક્ત
**અન્યાય્ય** વિ૦ ન્યાય્ય નહિ તેવું
**અન્યોન્ય** સ૦ પરસ્પર; એકમેક
**અપક્વ** વિ૦ પક્વ નહિ તેવું; કાચું
**અપક્ષ** વિ૦ પાંખ વિનાનું (૨) નિષ્પક્ષ
**અપચો** પું૦ બદહજમી; અજીરણ
**અપત્ય** ન૦ સંતાન
**અપથ** પું૦ કુમાર્ગ (૨) પાખંડી મત
**અપથ્ય** વિ૦ પથ્ય નહિ એવું (૨) ન૦ કુપથ્ય
**અપર** વિ૦ ભિન્ન (૨) ઓરમાન
**અપંગ** વિ૦ પાંગળું (૨) [લા.] લાચાર
**અપાત્ર** વિ૦ પાત્ર નહિ તેવું; અયોગ્ય
**અપાર** વિ૦ પાર વિનાનું
**અપુણ્ય** વિ૦ અધર્મ્ય; અપવિત્ર; મલિન
**અપુત્ર** વિ૦ પુત્રહીન
**અપૂજ** વિ૦ ન પૂજાતું
**અપૂજ્ય** વિ૦ પૂજ્ય નહિ એવું
**અપૂત** વિ૦ અપવિત્ર
**અપૂર્ણ** વિ૦ પૂર્ણ નહિ એવું
**અપૂર્વ** વિ૦ અવનવું (૨) અસામાન્ય
**અપેક્ષા** સ્ત્રી૦ ઈચ્છા (૨) [વ્યા.] આકાંક્ષા
**અપ્રક(-ગ)ટ** વિ૦ છાનું
**અપ્રાપ્ત** વિ૦ નહિ મળેલું; ન આવેલું
**અપ્રાપ્તિ** સ્ત્રી૦ પ્રાપ્તિનો અભાવ
**અપ્રાપ્ય** વિ૦ પ્રાપ્ય નહિ એવું
**અપ્રિય** વિ૦ પ્રિય નહિ એવું
**અપ્રીત(-તિ)** સ્ત્રી૦ અણગમો; વેર
**અપ્સરા** સ્ત્રી૦ સ્વર્ગની વારાંગના; પરી
**અફર** વિ૦ નિશ્ચિત; અચળ
**અફવા** સ્ત્રી૦ ઊડતી ખબર; ગામગપાટો
**અફળ** વિ૦ નિષ્ફળ; નકામું (૨) વાંઝિયું
**અફાટ** વિ૦ ખૂબ વિશાળ (૨) અ૦ ધસારાબંધ
**અફીણ** ન૦ ખસખસનાં ડોડવામાંથી નીકળતો ઝેરી-માદક પદાર્થ
**અફીણી** વિ૦ જુઓ અફીણિયું
**અબ(-ભ)ખો** પું૦ અણગમો; અરુચિ; અભાવો
**અબજ** વિ૦ સો કરોડ
**અબળા** વિ૦ સ્ત્રી૦ અલ્પ બળવાળી
**અબીર(-લ)** ન૦ સુગંધીદાર ધોળી ભૂકી
**અબુ(-બો)ધ** વિ૦ અણસમજુ (૨) મૂર્ખ
**અબુદ્ધિ** સ્ત્રી૦ મૂર્ખતા
**અબૂ(-બુ)જ(-ઝ)** વિ૦ અણસમજુ; મૂર્ખ
**અબોટ** પું૦ રસોઈ અને જમવાની જગાને છાણ માટીથી લીંપવી તે
**અબોલ** વિ૦ મૂગું (૨) બેભાન
**અબોલા** પું૦ બ૦ વ૦ રિસાઈને અમુકની સાથે ન બોલવું તે
**અભક્ષ્ય** વિ૦ ન ખાવા જેવું
**અભગ** વિ૦ અભાગી
**અભણ** વિ૦ ભણેલું નહિ તેવું; નિરક્ષર
**અભદ્ર** વિ૦ અશુભ (૨) ખરાબ; દુષ્ટ
**અભય** વિ૦ નીડર (૨) પું૦; ન૦ ભયનો અભાવ
**અભંગ** વિ૦ અખંડ (૨) પું૦ એક મરાઠી છંદ
**અભાગી** વિ૦ અભાગિયું
**અભાગ્ય** ન૦ દુર્ભાગ્ય; કમનસીબ
**અભાવ** પું૦ અસ્તિત્વ ન હોવું તે (૨) અણગમો
**અભાવો** પું૦ અણગમો
**અભિધા** સ્ત્રી૦ શબ્દનો મૂળ અર્થ (૨) એ અર્થની બોધક શબ્દશક્તિ
**અભિન્ન** વિ૦ જુદું નહિ તેવું; એક
**અભુક્ત** વિ૦ અણભોગવ્યું (૨) નહિ જમેલું
**અભૂજ(-ઝ)** વિ૦ અબૂઝ
**અભૂત** વિ૦ નહિ થયેલું
**અભેદ** વિ૦ એકરૂપ (૨) પું૦ અદ્વૈત
**અભેદ્ય** વિ૦ ભેદી ન શકાય એવું
**અભોગ્ય** વિ૦ ભોગ્ય નહિ એવું
**અભોજ્ય** વિ૦ ભોજ્ય નહિ એવું
**અભ્યાસ** પું૦ અધ્યયન (૨) મહાવરો
**અભ્યાસી** વિ૦ મહાવરાવાળું (૨) પું૦ વિદ્યાર્થી
**અમથું** વિ૦ વ્યર્થ; નકામું
**અમન** ન૦ શાંતિ (૨) સુખચેન; આરામ
**અમર** વિ૦ મરે નહિ એવું (૨) પું૦ દેવ
**અમર્ત્ય** વિ૦ અમર
**અમલ(-ળ)** વિ૦ નિર્મળ; શુદ્ધ
**અમલ** પું૦ સત્તા (૨) હુકમ (૩) કેફ

**અમલી** વિ૦ અમલમાં મુકાયેલું અથવા મૂકવાનું
**અમસ્તું** વિ૦ અમથું
**અમાત્ય** પું૦ પ્રધાન; મંત્રી
**અમાન્ય** વિ૦ માન્ય નહિ એવું; નામંજૂર
**અમાપ** વિ૦ બેહદ
**અમારું** સ૦ 'હું'નું છઠ્ઠી વિભક્તિનું બહુવચન
**અમાસ** સ્ત્રી૦ કૃષ્ણપક્ષનો–અંધારિયાનો છેલ્લો દિવસ (૨) [લા.] સંપૂર્ણ અંધકાર
**અમીર** પું૦ ઉમરાવ (૨) ખાનદાન કુટુંબનો માણસ (૩) પૈસાદાર માણસ
**અમીરી** વિ૦ અમીરના જેવું
**અમુક** વિ૦ વિશેષ અર્થમાં મુકરર કરેલું; ચોક્કસ; ફલાણું (૨) અનિશ્ચિત (૩) સ૦ અમુક (જણ)
**અમુલ(લ્ય)** વિ૦ અમૂલ્ય
**અમૂલું** વિ૦ અમૂલ્ય
**અમૂલ્ય** વિ૦ ઘણું જ કીમતી
**અમૃત** વિ૦ અમર (૨) ન૦ અમર કરે એવો રસ
**અમોઘ** વિ૦ અમૂક; રામબાણ
**અમોલ(–લું)** વિ૦ અમૂલ્ય
**અયોગ્ય** વિ૦ અઘટિત (૨) અપાત્ર
**અરજ** સ્ત્રી૦ વિનંતી; અર્જ (૨) ફરિયાદ
**અરજી** સ્ત્રી૦ જેમાં અરજ લખી હોય એવો કાગળ (૨) અરજ; અર્જ
**અરણ્ય** ન૦ જંગલ
**અરથ** પું૦ જુઓ અર્થ
**અરધું** વિ૦ અડધું
**અરર(–રેરે)** અ૦ ચિંતા, દિલગીરી, દુઃખ બતાવનાર ઉદ્ગાર
**અરાગ** વિ૦ નિર્વિકાર (૨) પું૦ અપ્રીતિ (૩) ટંટો
**અરીસો** પું૦ આયનો; દર્પણ
**અરુચિ** સ્ત્રી૦ અણગમો (૨) ભૂખ ન હોવી તે
**અરુણ** પું૦ સૂર્યનો સારથિ (૨) પરોઢ
**અરૂપ(–પી)** વિ૦ આકારરહિત
**અરેરે** અ૦ શોક અથવા ભયને લીધે થતો ઉદ્ગાર
**અર્ચન** ન૦ અર્ચના
**અર્ચના** સ્ત્રી૦ પૂજા (૨) કપાળે ચંદન લગાડવું તે
**અર્ચવું** સ૦ ક્રિ૦ પૂજા કરવી
**અર્ચિત** વિ૦ પૂજેલું; સન્માનેલું
**અર્જન** ન૦ મેળવવું–કમાવું તે
**અર્જિત** વિ૦ મેળવેલું; કમાયેલું
**અર્ણવ** પું૦ સમુદ્ર
**અર્થાર્થી** વિ૦ ધનલોભી (૨) સ્વાર્થી
**અર્ધાંગ** ન૦ અડધું અંગ
**અર્પણ** ન૦ આપવું તે (૨) ભેટ કરવું તે
**અર્પવું** સ૦ ક્રિ૦ આપવું (૨) ભેટ કરવું
**અર્પિત** વિ૦ અર્પેલું
**અર્બુદ** પું૦ વાદળ; મેઘ (૨) [સં.] આબુ પર્વત
**અર્ભક** પું૦ બાળક
**અલગ** વિ૦ જુદું (૨) અ૦ દૂર; છેટું
**અલભ(–ભ્ય)** વિ૦ અપ્રાપ્ય; ન મળે એવું
**અલાભ** પું૦ નુકસાન
**અલાવા** અ૦ તે સિવાય; ઉપરાંત
**અલિપ્ત** વિ૦ લિપ્ત નહિ તેવું
**અલિંગ(–ગી)** વિ૦ જાતિરહિત (૨) પું૦ પરમાત્મા
**અલૂણું** વિ૦ લૂણ–મીઠા વિનાનું (૨) ન૦ એવું ખાવાનું વ્રત
**અલોક** પું૦ બ્રહ્મ; અહાલેક
**અલેખું** વિ૦ લેખા વિનાનું (૨) નકામું; અફળ
**અલેખે** અ૦ અફળ; એળે
**અલેણું** ન૦ લેણાદેણી ન હોવી તે; અણબનાવ
**અલોપ** વિ૦ અદૃશ્ય; લુપ્ત
**અલ્પજ્ઞ** વિ૦ થોડું જાણનાર
**અલ્પતા** સ્ત્રી૦ ઓછાપણું
**અલ્પાયુ** વિ૦ ટૂંકી આવરદાવાળું
**અલ્લડ** વિ૦ નાદાન (૨) ઉચ્છૃંખળ
**અવજ્ઞા** સ્ત્રી૦ અવગણના
**અવધ** સ્ત્રી૦ અવધિ; હદ (૨) નિશ્ચિત વેળા
**અવધિ** પું૦; સ્ત્રી૦ હદ (૨) અંત (૩) નિશ્ચય સમય
**અવનિ(–ની)** સ્ત્રી૦ પૃથ્વી
**અવર** સ૦ ઇતર (૨) વિ૦ બીજું; અન્ય
**અવર્ણ** વિ૦ રંગહીન (૨) વર્ણહીન; અંત્યજ
**અવર્ણ્ય** વિ૦ વર્ણવી ન શકાય એવું
**અવલ** વિ૦ પહેલું; મુખ્ય (૨) ઉત્તમ
**અવશ** વિ૦ પરતંત્ર (૨) લાચાર
**અવશ્ય** અ૦ ખચીત
**અવસ્થા** સ્ત્રી૦ સ્થિતિ; દશા (૨) ઉમર (૩) ઘડપણ
**અવળું** વિ૦ ઊંધું (૨) પ્રતિકૂલ (૩) ખોટું
**અવાક(–ચ)** વિ૦ મૂક; સ્તબ્ધ
**અવાજ** પું૦ ધ્વનિ; શબ્દ (૨) ઘાંટો; નાદ
**અવાસ** પું૦ + આવાસ
**અવાળુ** પું૦; ન૦ દાંતના પારા–પીઢિયાં
**અવિદ્યા** સ્ત્રી૦ અજ્ઞાન (૨) માયા (વેદાંત)

**અવેજ** પું૦ બદલો (૧) નાણું; મૂડી
**અવેજી** વિ૦ બદલામાં કામ કરનારું; હંગામી
**અવ્યક્ત** વિ૦ અસ્પષ્ટ (૨) અદશ્ય (૩) [ગ.] અજ્ઞાત
**અવ્યય** વિ૦ શાશ્વત (૨) ન૦ (વ્યા.) જાતિ, વચન કે વિભક્તિના પ્રત્યય ન હોય તેવો શબ્દ
**અવ્યાજ** વિ૦ નિષ્કપટ; સરળ
**અશક્ત** વિ૦ નબળું; કમતાકાત
**અશક્તિ** સ્ત્રી૦ શક્તિનો અભાવ; નબળાઇ
**અશક્ય** વિ૦ અસંભવિત
**અશન** ન૦ ખાવું તે; ભોજન
**અશસ્ત્ર** વિ૦ હથિયાર વિનાનું; નિઃશસ્ત્ર
**અશાતા** સ્ત્રી૦ અશાત
**અશાંત** વિ૦ શાંતિરહિત; ઉદ્વિગ્ન (૨) તોફાની (૩) ચંચળ (૪) આતુર
**અશાંતિ** સ્ત્રી૦ ઉદ્વેગ (૨) બખેડો
**અશિષ્ટ** વિ૦ શિષ્ટ નહિ એવું; અસંસ્કારી; ગ્રામ્ય
**અશુચિ** વિ૦ અપવિત્ર; અશુદ્ધ (૨) સૂતકી
**અશુદ્ધ** વિ૦ અપવિત્ર (૨) મલિન (૩) અપ્રામાણિક (૪) સદોષ; ભૂલભરેલું
**અશુદ્ધિ** સ્ત્રી૦ અશુદ્ધ હોવું તે
**અશુભ** વિ૦ અમંગલ (૨) મરણને લગતું
**અશૌચ** ન૦ અશુદ્ધિ; મલિનતા (૨) સૂતક
**અશ્રદ્ધા** સ્ત્રી૦ અનાસ્થા; અવિશ્વાસ
**અશ્રાંત** વિ૦ થાક્યા વિનાનું (૨) સતત
**અશ્રુત** વિ૦ નહિ સાંભળેલું
**અશ્લીલ** વિ૦ બીભત્સ; નઠારું
**અષ્ટક** ન૦ આઠનો સમુદાય
**અષ્ટાંગ** વિ૦ આઠ અંગવાળું
**અસત** વિ૦ ખોટું (૨) ખરાબ (૩) ન૦ અસત્ય
**અસત્ય** વિ૦ જૂઠું (૨) ન૦ જૂઠાણું (૩) માયા
**અસભ્ય** વિ૦ અવિનયી; જંગલી
**અસર** સ્ત્રી૦ લાગણી (૨) પરિણામ (૩) છાપ
**અસલ** વિ૦ મૂળ (૨) પ્રાચીન (૩) ખરું
**અસહ(–હ્ય)** વિ૦ સહન ન થઇ શકે તેવું
**અસંખ્ય (–ખ્યાત)** વિ૦ બેશુમાર; અગણિત
**અસંત** વિ૦ અધર્મી; અપવિત્ર
**અસાધ્ય** વિ૦ સિદ્ધ ન થઈ શકે એવું
**અસામ્ય** ન૦ સામ્યનો અભાવ; તફાવત
**અસાર** વિ૦ સાર વિનાનું (૨) નિરર્થક (૩) તુચ્છ
**અસીમ** વિ૦ સીમા વિનાનું; બેહદ
**અસીલ** વિ૦ જાતવાન (૨) પું૦ કુળ (વકીલનો)
**અસુખ** ન૦ દુઃખ (૨) બેચેની
**અસુખી** વિ૦ દુઃખી (૨) બેચેન
**અસુર** પું૦ દૈત્ય; રાક્ષસ
**અસૂયા** સ્ત્રી૦ અદેખાઈ
**અસૂર(–રું)** અ૦ મોડું
**અસ્તર** ન૦ અંદરનું પડ (ડગલા ઈત્યાદિનું)
**અસ્તરો** પું૦ વાળ કાઢવાનું ઓજાર; અસ્ત્રો
**અસ્તિત્વ** ન૦ અસ્તિ
**અસ્થાન** ન૦ અયોગ્ય સ્થળ-પ્રસંગ
**અસ્થાયી** વિ૦ ટકે નહિ એવું; ચંચળ
**અસ્થિર** વિ૦ ડગમગતું (૨) ચંચળ (૩) ઢચુપચુ
**અસ્નિગ્ધ** વિ૦ સ્નેહ–ચીકાશ વિનાનું
**અસ્પષ્ટ** વિ૦ સ્પષ્ટ નહિ એવું
**અસ્પૃશ્ય** વિ૦ ન અડકાય એવું
**અસ્મિતા** સ્ત્રી૦ અહંતા (૨) પોતાપણાનું ભાન
**અસ્વચ્છ** વિ૦ સ્વચ્છ નહિ એવું
**અસ્વસ્થ** વિ૦ અશાંત (૨) સહેજ બીમાર
**અહહ** અ૦ દુઃખ, શોક, આશ્ચર્ય, દયા, સંબોધન, શ્રમ ઇત્યાદિ સૂચવતો એક ઉદ્‌ગાર
**અહંતા** સ્ત્રી૦
**અહાહા** અ૦ અહા
**અહિત** ન૦ ભૂંડું; અકલ્યાણ (૨) નુકસાન
**અહિંસા** સ્ત્રી૦ મન, વાણી અથવા કર્મથી હિંસા ન કરવી તે
**અહિંસ્ર** વિ૦ હિંસા ન કરે એવું; નિર્દોષ
**અહીર** પું૦ આહીર; ભરવાડની એક જાત
**અહીંયાં** અ૦ અહીં
**અહુણા** અ૦ + અધુના; હમણાં
**અહોહો** અ૦ આશ્ચર્ય, ખેદ ઇત્યાદિ સૂચક ઉદ્‌ગાર
**અળગું** વિ૦ છેટેનું (૨) જુદું
**અળશી(–સી)** સ્ત્રી૦ એક તેલી બી
**અળાઇ** સ્ત્રી૦ ઉનાળામાં શરીરે થતી ઝીણી ફોલ્લી
**અંકિત** વિ૦ અંકાયેલું; પ્રસિદ્ધ
**અંકુર** પું૦ ફણગો (૨) [લા.] મૂળ
**અંકુશ** પું૦ દાબ; કાબૂ (૨) હાથીને હાંકવાનો લોઢાનો પરોણો
**અંકોડો** પું૦ બેઉ છેડે વાળેલો ધાતુનો સળિયો; સાંકળનો આંકડો (૨) સાણસો
**અંગત** વિ૦ ખાનગી; જાતને લગતું
**અંગના** સ્ત્રી૦ સ્ત્રી (૨) સુંદર સ્ત્રી

**અંગનું** વિ૦ પોતાનું; ખાસ સંબંધ ધરાવનારું; વિશ્વાસુ (૨) નજીકનું (સગું)
**અંગાર(-રો)** પું૦ સળગતો કોલસો (૨) બળતરા; અગન (૩) [લા.] કપૂત
**અંગારી** સ્ત્રી૦ નાનો અંગારો; ચિનગારી
**અંગુલિ(-લી)** સ્ત્રી૦ આંગળી
**અંગુષ્ઠ** પું૦ અંગૂઠો
**અંગૂઠી** સ્ત્રી૦ પગને અંગૂઠે પહેરવાનું સ્ત્રીઓનું ઘરેણું; વીંટલા
**અંગૂઠો** પું૦ હાથ અથવા પગનું જાડામાં જાડું પહેલું આંગળું
**અંગ્રેજ** પું૦ ઇંગ્લંડનો વતની
**અંગ્રેજી** વિ૦ અંગ્રેજ લોકોનું (૨) સ્ત્રી૦ તેની ભાષા
**અંચળો** પું૦ અંચળવો
**અંજન** ન૦ આંજવાનો પદાર્થ; કાજળ; સુરમો
**અંજલિ(-ળિ)** સ્ત્રી૦ ખોબો (૨) [લા.] માન
**અંજળ** ન૦ અન્નજળ; દાણોપાણીનું નિર્માણ
**અંજામ** પું૦ અંત (૨) પરિણામ
**અંજાવું** અ૦ ક્રિ૦ તેજને લીધે આંખનું મીંચાઈ જવું (૨) બીજાના મુકાબલામાં ઝાંખા પડી જવું
**અંજીર** ન૦ એક મેવો
**અંટસ** પું૦ વેર; પાદાખાર
**અંતર** વિ૦ અંદરનું (૨) ન૦ અંતઃકરણ; મન (૩) છેટું (૪) વચલો કાળ (૫) તફાવત (૬) ભેદ
**અંતિમ** વિ૦ છેવટનું (૨) જાહાલ
**અંત્યંજ** વિ૦ અસ્પૃશ્ય ગણાતી વર્ણનું
**અંત્યેષ્ટિ** સ્ત્રી૦ અંત્યક્રિયા; અગ્નિસંસ્કાર
**અંદર** અ૦ માં; મહીં
**અંદાજ** પું૦ અડસટ્ટો
**અંદાજી** વિ૦ અંદાજથી નક્કી કરેલું
**અંદેશ(-શો)** પું૦ સંદેહ; વહેમ
**અંધતા** સ્ત્રી૦
**અંધત્વ** વિ૦ આંધળાપણું
**અંધાપો** પું૦ આંધળાપણું
**અંધાર** પું૦ અંધકાર; અંધારું
**અંધારાં** ન૦ બ૦ વ૦ મગજમાં ઉપરાઉપરી અંધારું થવું તે; તમ્મર
**અંધારું** ન૦ અંધકાર (૨) અવ્યવસ્થા (૩) અજ્ઞાન
**અંધેર** ન૦ અવ્યવસ્થા; અરાજકતા
**અંધેરી** સ્ત્રી૦ (સં) અરાજકતાના ધામરૂપ એક કલ્પિત નગરી
**અંબર** ન૦ વસ્ત્ર (૨) કસબી બુટ્ટાવાળી રેશમી સાડી (૩) એક સુગંધી પદાર્થ
**અંબાડી** સ્ત્રી૦ હાથી ઉપરની બેઠક
**અંબાર** પું૦ ઢગલો; ભંડાર
**અંબાવું** અ૦ કિ૦ ખટાઈ જવું
**અંબોડી** સ્ત્રી૦ નાનો અંબોડો
**અંબોડો** પું૦ સ્ત્રીઓના માથાના વાળ ગૂંથીને પાછળ વાળવામાં આવતી ગાંઠ
**અંશતઃ** અ૦ કાંઈક અંશે; અમુક દરજ્જે
**અંશાંશ** પું૦ ભાગનો ભાગ (૨) ઈશ્વરની વિભૂતિના અંશનો પણ અંશ હોય તેવો અવતાર

## આ

**આઇજી** સ્ત્રી૦ સાસુ
**આકરું** વિ૦ સખત (૨) મુશ્કેલ (૩) ગરમ સ્વભાવનું (૪) ભાવમાં આકરું-મોંઘું
**આકળું** વિ૦ ઝટ ગુસ્સે થઈ જાય એવા સ્વભાવનું
**આકંપ** પું૦ સહેજ ધ્રુજારી
**આકાર** પું૦ આકૃતિ; ઘાટ (૨) વિઘોટી
**આકાશ** ન૦ ગગન; આસમાન
**આકાશી** વિ૦ આકાશનું (૨) દિવ્ય
**આકાંક્ષા** સ્ત્રી૦ ઇચ્છા; આશા
**આકાંક્ષી** વિ૦ આકાંક્ષા રાખનારું
**આકીન** પું૦; ન૦ શ્રદ્ધા
**આકુલ(-ળ)** વિ૦ અસ્વસ્થ; ગભરાયેલું
**આકૃતિ** સ્ત્રી૦ આકાર (૨) મૂર્તિ
**આક્રંદ** ન૦ રુદન; વિલાપ
**આક્ષેપ** પું૦ આરોપ
**આખડી** સ્ત્રી૦ બાધા; માનતા
**આખર** સ્ત્રી૦ અંત (૨) અ૦ અંતે
**આખરે** અ૦ છેવટે (૨) નિરુપાયે
**આખલો** પું૦ સાંઢ; ખસી કર્યા વિનાનો બેલ
**આખ્યાન** ન૦ કથા; વૃત્તાંત
**આગમ** પું૦ આગમન (૨) ધર્મશાસ્ત્ર
**આગલું** વિ૦ પહેલાંનું

**આગવું** વિ૦ ઈલાયદું; પોતીકું
**આગળ** અ૦ અગાઉ (૨) પ્રથમ (૩) પાસે (૪) સન્મુખ (૫) બહાર (૬) હવે પછી
**આગળી** સ્ત્રી૦ ઉલાળી (૨) મલમની પટી
**આગળો** પું૦ આગળિયો
**આગામી** વિ૦ આગામિક
**આગાર** ન૦ ઘર; નિવાસ સ્થાન
**આગાહી** સ્ત્રી૦ ભવિષ્યનું સૂચન
**આગિયું** વિ૦ આગવાળું (૨) જલદ; મિજાજી
**આગિયો** પું૦ ખદ્યોત
**આગ્રહ** પું૦ ખંત (૨) જિદ; મમત (૩) આજીજી
**આગ્રહી** વિ૦ આગ્રહવાળું; નિશ્ચયી (૨) હઠીલું
**આઘાત** પું૦ પ્રહાર (૨) દુઃખની તીવ્ર લાગણી
**આઘેરું** વિ૦ આઘું
**આચકી** સ્ત્રી૦ તાણ
**આચકો** પું૦ ધક્કો (૨) સંકોચ (૩) ધ્રાસકો
**આચાર** પું૦ વર્તન (૨) રૂઢિ; રિવાજ
**આચાર્ય** પું૦ ધર્મ–સંપ્રદાય ચલાવનાર; ધર્માધ્યક્ષ (૨) ગુરુ; મુખ્ય શિક્ષક (૩) ગોર (૪) વિદ્વાન
**આછેરું** વિ૦ ઘણું–વધારે ઓછું
**આજન્મ** અ૦ જન્મથી જ (૨) જિંદગીભર
**આજમ** વિ૦ મોટું (૨) માનનીય
**આજાર** પું૦ મંદવાડ (૨) ઉપદ્રવ; મરજ
**આજારી** વિ૦ દરદી; રોગી
**આજીજી** સ્ત્રી૦ કાલાવાલા; આગ્રહભરી વિનંતી
**આઝાદ** વિ૦ સ્વતંત્ર
**આઝાદી** સ્ત્રી૦ સ્વતંત્રતા
**આટલું** વિ૦ અમુક દેખાડેલા પ્રમાણ જેટલું
**આટોપ** પું૦ આડંબર
**આડત** સ્ત્રી૦ એજન્સી (૨) હકસાઈ; દલાલી
**આડશ** સ્ત્રી૦ આંતરો; પડદો; ભીંત
**આડાઇ** સ્ત્રી૦ વાંકાપણું (૨) દુરાગ્રહ
**આઢવું** અ૦ ક્રિ૦ ચરવા–રખડવા જવું
**આણંદ** પું૦+ આનંદ
**આતપ** પું૦ તાપ
**આતમ(–મા)** પું૦ + આત્મા
**આતશ(–સ)** પું૦ અગ્નિ
**આતિથ્ય** ન૦ પરોણાચાકરી
**આતુર** વિ૦ અધીરું (૨) ઉત્સુક
**આત્મજ્ઞ** વિ૦ આત્મજ્ઞાની
**આત્મત્વ** ન૦ પોતાપણું; સ્વત્વ
**આત્મીય** વિ૦ આત્માનું (૨) અંગત; સગું
**આથણું** ન૦ અથાણું
**આર્થિક** વિ૦ નાણાં સંબંધી
**આદત** સ્ત્રી૦ ટેવ; મહાવરો
**આદમ** પું૦ આદિ પુરુષ; સૃષ્ટિમાં સૌથી પ્રથમ ઉત્પન્ન થયેલો પુરુષ (૨) માણસ
**આદમી** પું૦ માણસ; પુરુષ
**આદર** પું૦ સન્માન
**આદર્શ** પું૦ દર્પણ (૨) ધ્યેય
**આદિત્ય** પું૦ સૂર્ય
**આદેશ** પું૦ આજ્ઞા (૨) ઉપદેશ
**આદ્યંત** અ૦ આદિથી તે અંત સુધી
**આધણ** ન૦ અનાજને બાફવા માટે ઊકળવા મૂકેલું પાણી
**આધાર** પું૦ ટેકો (૨) આશ્રય (૩) સાબિતી
**આધીન** વિ૦ અધીન; વશ
**આધેડ** વિ૦ પ્રૌઢ વયનું
**આનંદ** પું૦ હર્ષ; પ્રસન્નતા
**આનંદી** વિ૦ ખુશમિજાજી; મોજી
**આપણ(–ણે)** સ૦ હું અને તમે (૨) [વ્યંગમાં] હું (૩) તમે; આપ. ઉદા૦ "આપણે કારભાર કરો ત્યારે સરત રાખજો" (સરસ્વતીચંદ્ર)
**આપત** સ્ત્રી૦ જુઓ આપત્તિ (૨) આયપત
**આપત્તિ** સ્ત્રી૦ આફત (૨) દુઃખ
**આપદ(–દા)** સ્ત્રી૦ જુઓ આપત્તિ
**આપલે** સ્ત્રી૦ આપવું અને લેવું તે; લેવડદેવડ
**આપવું** સ૦ ક્રિ૦ અર્પવું (૨) હવાલે કરવું
**આફત** સ્ત્રી૦ જુઓ આપત્તિ
**આફરો** પું૦ પેટ ચડવું તે
**આફૂડું(–રું)** અ૦ જુઓ આફણિયે
**આફૂસ** સ્ત્રી૦ એક જાતની કેરી
**આફ્રિદી** વિ૦ હિંદની સરહદ ઉપરની એક ટોળીનું
**આબરૂ** સ્ત્રી૦ પ્રતિષ્ઠા; કીર્તિ; શાખ
**આબાદ** વિ૦ સમૃદ્ધ (૨) સલામત (૩) ભારે (૪) સરસ (૫) અ૦ અચૂક
**આબાદી** સ્ત્રી૦ આબાદ—સમૃદ્ધ હોવું તે
**આભલું** ન૦ આકાશ; આભ (૨) દર્પણ
**આભાર** પું૦ ઉપકાર; અહેસાન
**આભારી** વિ૦ આભારયુક્ત
**આભાસ** પું૦ બે વસ્તુ વચ્ચે સરખાપણાનો દેખાવ (૨) ભ્રમ (૩) ઝાંખો પ્રકાશ

**આમટી** સ્ત્રી૦ આમલીના પાણીની કઢી
**આમન્યા** સ્ત્રી૦ આજ્ઞાપાલન (૨) મર્યાદા
**આમળ** સ્ત્રી૦; ન૦ આંતરડાંનો નીચલો ભાગ
**આમળું** ન૦ એક ફળ
**આમળો** પું૦ વળ (૨) ટેક (૩) દ્વેષ
**આમાત્ય** પું૦ અમાત્ય
**આમીન** અ૦ તથાસ્તુ
**આમુખ** ન૦ પ્રસ્તાવના; ઉપોદ્ઘાત
**આમેજ** વિ૦ સામેલ; ભેળવેલું
**આમોદ** પું૦ આનંદ (૨) સુગંધ
**આય(-વ)ખું** ન૦ આયુષ્ય; આવરદા
**આયનો** પું૦ દર્પણ; અરીસો
**આયંદે** અ૦ હવે પછી; ભવિષ્યમાં (૨) સરવાળે
**આયાત** વિ૦ બહારગામથી આવેલું
**આયાસ** પું૦ પ્રયત્ન
**આયુધ** ન૦ હથિયાર
**આયુષ(-ષ્ય)** ન૦ આવરદા
**આરજા** સ્ત્રી૦ જૈન સાધ્વી; ગોરાણીજી
**આરજૂ** સ્ત્રી૦ ઇચ્છા (૨) ઉમેદ (૩) આતુરતા
**આરતી** સ્ત્રી૦ દેવની મૂર્તિ સમક્ષ દીવો ઉતારવો તે (૨) એવો દીવો ઉતારતી વખત ગવાતું પદ
**આરસ** પું૦ આરસપહાણ
**આરસી** સ્ત્રી૦ નાનો અરીસો
**આરસો** પું૦ અરીસો
**આરંભ** પું૦ શરૂઆત; તૈયારી
**આરામ** પું૦ વિશ્રાન્તિ (૨) નિવૃત્તિ
**આરિયું** ન૦ કાકડી; ચીભડું
**આરૂઢ** વિ૦ ઉપર ચડેલું—બેઠેલું
**આરોગ્ય** ન૦ તંદુરસ્તી
**આરોપ** પું૦ આક્ષેપ; તહોમત (૨) આરોપવું તે
**આરોપી** પું૦ તહોમતદાર
**આર્જવ** ન૦ સરળતા (૨) કાલાવાલા
**આર્થિક** વિ૦ નાણાં સંબંધી
**આર્દ્રતા** સ્ત્રી૦
**આલમ** સ્ત્રી૦ દુનિયા; જગત
**આલય** ન૦ ઘર; સ્થાન; રહેઠાણ
**આલવું** સ૦ ક્રિ૦ આપવું
**આલંબ** પું૦ આધાર; ટેકો (૨) લંબરેખા
**આલાપ** પું૦ વાતચીત (૨) ગાયનની પૂર્વે અને વચ્ચે રાગની ધૂનમાં 'આ આ' એમ ગાવામાં આવે છે તે (૩) ગુંજન
**આલેક** પું૦ અહાલેક
**આલેખ** પું૦ લખાણ (૨) દસ્તાવેજ
**આલોક** પું૦ જોવું તે (૨) દેખાવ (૩) દૃષ્ટિમર્યાદા
**આવક** સ્ત્રી૦ કમાણી
**આવખું** ન૦ આયુષ્ય
**આવજા** સ્ત્રી૦ આવવું અને જવું તે
**આવડ** સ્ત્રી૦ કુશળતા
**આવડું** વિ૦ અમુકના જેવડું; આટલું
**આવરો** પું૦ આવકની નોંધપોથી
**આવવું** અ૦ ક્રિ૦ આગમન થવું
**આવશ્ય** વિ૦ અગત્યનું
**આવાસ** પું૦ ઘર
**આવૃત્તિ** સ્ત્રી૦ પુસ્તકનું પ્રકાશન; 'એડિશન'
**આવેગ** પું૦ જુસ્સો (૨) આવેશ (૩) ઉતાવળ
**આવેશ** પું૦ જુસ્સો; ઊભરો (૨) ગુસ્સો
**આશક** પું૦ પ્રેમી (૨) વિ૦ મોહિત
**આશય** પું૦ ઈરાદો (૨) ન૦ સ્થાન
**આશરે** અ૦ શુમારે; લગભગ
**આશરો** પું૦ આશ્રય (૨) અંદાજ
**આશંકા** સ્ત્રી૦ શંકા; વહેમ
**આશિષ** સ્ત્રી૦ દુવા; આશીર્વાદ
**આશ્ચર્ય** ન૦ નવાઈ (૨) ચમત્કાર
**આશ્રમ** પું૦ ન૦ સાધુનો નિવાસ; પર્ણકુટી (૨) જીવનનો વિભાગ (હિંદુધર્મમાં ધર્માચરણ માટે જીવનના જે ચાર વિભાગ પાડ્યા છે તેમાંનો કોઈ પણ) (૩) છાત્રાલય સાથેની શાળા—મહાશાળા (૪) રાષ્ટ્રીય યા ધાર્મિક હિલચાલનું મથક
**આશ્રય** પું૦ આશરો; આધાર (૨) શરણું
**આશ્રિત** વિ૦ આશ્રયે રહેલું
**આસન** ન૦ બેસવાની જગા
**આસવ** પું૦ સત્ત્વ; અર્ક (૨) ગાળેલો દારૂ
**આસાન** વિ૦ સહેલું; નરમ
**આસાની** સ્ત્રી૦ સહેલાઇ
**આસામી** પું૦ વ્યક્તિ (૨) પૈસાદાર-પ્રતિષ્ઠિત માણસ (૩) ઘરાક
**આસુર(-રી)** વિ૦ રાક્ષસી; જંગલી
**આસ્તિક** વિ૦ શ્રદ્ધાળુ
**આસ્વાદ** પું૦ ચાખવું-સ્વાદ લેવો તે
**આહાર** પું૦ ખોરાક (૨) ખાવાનું માપ
**આહીર** પું૦ ભરવાડ; રબારી

**આહુતિ** સ્ત્રી૦ હોમવું તે (૨) બલિદાન
**આળસ** સ્ત્રી૦; ન૦ આલસ્ય; એદીપણું; સુસ્તી
**આળસુ** વિ૦ આળસવાળું; મંદ; સુસ્ત
**આંકડી** સ્ત્રી૦ કડી; 'હૂક' (૨) ચૂંક (૩) તાણ
**આંકડો** પું૦ સંખ્યા (૨) લેણદેણનો હિસાબ (૩) છેડેથી વળેલો સળિયો; 'હૂક' (૪) ડંખ (૫) વળ (મૂછનો) (૬) પરઠણ
**આંકણી** સ્ત્રી૦ આંકવાનું-લીટી દોરવાનું સાધન (૨) કસ-કિંમતનો અડસટ્ટો કાઢવો તે
**આંકવું** સ૦ ક્રિ૦ લીટી દોરવી (૨) અડસટ્ટો કાઢવો
**આંગડી** સ્ત્રી૦ અંગરખી; ઝભલું
**આંગળ** ન૦ આંગળી (૨) તસુ (૩) દસની સંજ્ઞા
**આંગળી** સ્ત્રી૦ હાથપગના પંજા આગળના પાંચ અવયવોમાંનો દરેક અવયવ
**આંગળું** ન૦ આંગળી
**આંચકી** સ્ત્રી૦ તાણ; આંકડી (૨) હેડકી
**આંચકો** પું૦ જુઓ આચકો
**આંચળ** પું૦ પશુમાદાના આઉનો અગ્રભાગ
**આંચળી** સ્ત્રી૦ છેડો; પાલવ
**આંજણુ** ન૦ અંજન; કાજળ (૨) છેતરપિંડી
**આંજણી** સ્ત્રી૦ પાંપણના મૂળ આગળ થતી ફોલ્લી
**આંજવું** સ૦ ક્રિ૦ આંખમાં લગાડવું (૨) અતિ પ્રકાશથી આંખનું તેજ હરી લેવું (૩) શેહમાં નાખવું; છક કરી દેવું
**આંટવું** સ૦ ક્રિ૦ તાકવું (૨) ટપી જવું
**આંતર** વિ૦ અંદરનું; માંહોમાંહેનું; આંતરિક
**આંતર** ન૦ આંતરડું
**આંતરો** પું૦ અંતર; ગાળો (૨) પડદો (૩) જુદાઈ
**આંધણુ** ન૦ [ કા. ] આધણુ
**આંધળું** વિ૦ અંધ (૨) વિચારહીન
**આંબવું** અ૦ ક્રિ૦ પહોંચવું; પકડી પાડવું
**આંબેલ** ન૦ એક ટંક અલૂણું જમવાનું વ્રત (જૈન)

## ઇ

**ઇચ્છવું** સ૦ ક્રિ૦ ઈચ્છા કરવી
**ઇચ્છિત** વિ૦ ઈચ્છેલું
**ઇજન** ન૦ નોતરું; આમંત્રણ
**ઇજાર** સ્ત્રી૦ સુરવાળ; લેંઘી
**ઇજારો** પું૦ ઠરાવેલી શરત પ્રમાણેનો કોઇ હક્કનો એકહથ્થુ ભોગવટો; ઠેકો
**ઇજ્જત** સ્ત્રી૦ આબરૂ
**ઇતર** સ૦; વિ૦ અન્ય; બીજું
**ઇતિશ્રી** સ્ત્રી૦ સમાપ્તિ
**ઇત્યાદિ** વિ૦ વગેરે
**ઇનામ** ન૦ બક્ષિસ
**ઇનામી** વિ૦ ઇનામ તરીકે આપેલું-મળેલું
**ઇન્સાન** પું૦; ન૦ માણસ (૨) માણસજાત
**ઇન્સાફ** પું૦ ન્યાય (૨) ચુકાદો
**ઇમામ** પું૦ મુસલમાનોનો વડો ધર્મગુરુ (૨) મુલ્લાં
**ઇયળ** સ્ત્રી૦ એક કીડો
**ઇરાદો** પું૦ ધારણા; ઉદ્દેશ; આશય
**ઇલમ** પું૦ શાસ્ત્ર; કળા (૨) મેલીવિદ્યા (૩) ઉપાય
**ઇલાકો(-ખો)** પું૦ પ્રાંત (૨) હકૂમતનો પ્રદેશ
**ઇલાજ** પું૦ ઉપાય (૨) ઉપચાર; દવા
**ઇલાહી** વિ૦ ખુદા-ઇશ્વર સંબંધી (૨) વંદનીય
**ઇશક** પું૦ જુઓ ઇશ્ક
**ઇશારો** પું૦ ઇશારત (૨) સૂચન
**ઇસમ** પું૦ માણસ; વ્યક્તિ
**ઇસ્તરી** સ્ત્રી૦ સફાઈ અથવા કડકપણું લાવવા માટે ધોયેલાં કપડાં પર ફેરવવાનું અગ્નિ ભરેલું પાત્ર
**ઇસ્લામ** પું૦ મુસલમાની ધર્મ
**ઈંગ્રેજ** પું૦ અંગ્રેજ
**ઈંગ્રેજી** વિ૦ (૨) સ્ત્રી૦ જુઓ અંગ્રેજી
**ઇંદ્રિય** સ્ત્રી૦ જ્ઞાન તથા કર્મનું સાધન (૨) મન (૩) જનનેંદ્રિય; લિંગ
**ઇંધન** ન૦ બાળવાનું લાકડું; કાઠી

## ઈ

**ઈજત** સ્ત્રી૦ ઇજ્જત; આબરૂ
**ઈમાન** પું૦; ન૦ શ્રદ્ધા (૨) દીન (૩) પ્રમાણિકતા
**ઈશાન** સ્ત્રી૦ ઉત્તર અને પૂર્વ વચ્ચેની દિશા
**ઈશ્વર** પું૦ પરમેશ્વર (૨) માલેક
**ઈસવી** વિ૦ ઈસુ ખ્રિસ્તનું
**ઈંટાળો** પું૦ ઈંટનો કકડો (૨) તે બનાવવાનું ઓજાર
**ઈંઢોણી** સ્ત્રી૦ ઉઢાણી
**ઈંધણુ(-ણું)** ન૦ ઈંધન

# ઉ

**ઉકાળો** પું૦ ઓસડિયાં કે તેજાનાનો કાવો (૨) ઘામ (૩) સંતાપ
**ઉકેલ** પું૦ સ્ત્રી૦ સૂઝ; સમજ (૨) નિકાલ
**ઉખાણું** ન૦ સમસ્યા (૨) કહેવત; દૃષ્ટાંત
**ઉગમ** પું૦ મૂળ (૨) આરંભ (૩) ઊગવું તે
**ઉગાર** પું૦ બચાવ; છુટકો (૨) બચત; લાભ
**ઉગારો** પું૦ જુઓ ઉગાર (૨) ઉગાવો
**ઉગ્રતા** સ્ત્રી૦
**ઉઘાડ** પું૦ આકાશ વાદળાં વિનાનું થઈ તડકો નીકળે તે (૨) [લા.] ઉદય; લાભ
**ઉઘાડું** વિ૦ નહિ ઢાંકેલું (૨) છડેચોક
**ઉચાટ** પું૦ ચિંતા; ફિકર (૨) અધીરાઈ
**ઉચાળો** પું૦ ઘરવાખરો
**ઉચિત** વિ૦ યોગ્ય; ઘટિત
**ઉચ્ચતા** સ્ત્રી૦
**ઉચ્ચાર** પું૦ બોલવાની ઢબ
**ઉચ્છવ** પું૦ + ઉત્સવ
**ઉચ્છં(-છં)ગ** પું૦ ખોળો
**ઉચ્છિષ્ટ** વિ૦ એઠું; બોટેલું
**ઉચ્છેદ** પું૦ જડમૂળથી ઉખાડી નાખવું તે
**ઉછાળો** પું૦ એકાએક વધારો (૨) ઊબકો
**ઉછીતું(-નું)** વિ૦ થોડા દિવસ પછી પાછું આપવાની શરતે આપેલું–લીધેલું
**ઉછેર** પું૦; સ્ત્રી૦ ઉછેરવું તે
**ઉજાણી** સ્ત્રી૦ જાફત; મિજબાની
**ઉજાશ(-સ)** પું૦ અજવાળું
**ઉજ્જડ** વિ૦ ઊજડ; વેરાન
**ઉજ્જન** ન૦ (સં.) પ્રાચીન ઉજ્જયની
**ઉજ્જવલ(-ળ)** વિ૦ ઊજળું; દેદીપ્યમાન
**ઉટાંકો** પું૦ અડસટ્ટો
**ઉઠાઉ** વિ૦ નજર ચુકાવી પારકી વસ્તુ ઉઠાવનારું–ચોરનારું
**ઉઠાવ** પું૦ ઊઠવું–ઊપસવું તે (૨) ખપત (૩) બુટ્ટો (૪) દેખાવ; ભભક
**ઉડાઉ** વિ૦ અતિ ખર્ચાળ
**ઉતાર** પું૦ ઉતરાણ (૨) ઉપાય (૩) [લા.] તદ્દન નકામું અથવા ભૂંડામાં ભૂંડું માણસ
**ઉતારુ** પું૦ ઊતરી જનાર અથવા ઊતરેલો મુસાફર
**ઉતારો** પું૦ ઊતરવાનો મુકામ (૨) ટાંચણ
**ઉત્કટ** વિ૦ તીવ્ર; જલદ
**ઉત્કર્ષ** પું૦ ઉન્નતિ
**ઉત્કંઠ** વિ૦ અતિ ઉત્સુક; આતુર
**ઉત્કંઠા** સ્ત્રી૦ તીવ્ર ઇચ્છા; આતુરતા (૨) આશા
**ઉત્કૃષ્ટ** વિ૦ શ્રેષ્ઠ; ઉત્તમ
**ઉત્ક્રાંતિ** સ્ત્રી૦ વિકાસ; ખિલવણી
**ઉત્તમ** વિ૦ સૌથી સારું; શ્રેષ્ઠ
**ઉત્તર** પું૦; ન૦ જવાબ; સ્ત્રી૦ ઉત્તરદિશા
**ઉત્તીર્ણ** વિ૦ પાસ થયેલું (પરીક્ષામાં)
**ઉત્તુંગ** વિ૦ ઊંચું
**ઉત્થાન** ન૦ ઊઠવું–ઊભા થવું તે (૨) ઉદય; જાગૃતિ
**ઉત્પત્તિ** સ્ત્રી૦ પેદાશ (૨) જન્મ (૩) મૂળ
**ઉત્પન્ન** વિ૦ નીપજેલું (૨) ન૦ નીપજ
**ઉત્પાત** પું૦ ધાંધલ
**ઉત્પ્રેક્ષા** સ્ત્રી૦ ધારણા; કલ્પના
**ઉત્સવ** પું૦ તહેવાર (૨) ઓચ્છવ
**ઉત્સંગ** પું૦ ઉછંગ; ખોળો
**ઉત્સાહ** પું૦ ઉમંગ
**ઉત્સુક** વિ૦ આતુર (૨) અધીરું
**ઉદધિ** પું૦ સમુદ્ર
**ઉદય** પું૦ ઊગવું તે (૨) ઉન્નતિ (૩) જન્મ
**ઉદર** ન૦ પેટ
**ઉદાત્ત** વિ૦ ઉદાર; સખી દિલનું
**ઉદામ** વિ૦ + ઉદ્દામ
**ઉદાર** વિ૦ સખી દિલનું (૨) ખુલ્લા મનનું
**ઉદાસ** વિ૦ ગમગીન
**ઉદાસી** વિ૦ ઉદાસ (૨) પું૦ ઉદાસીપંથનો સાધુ (૩) સ્ત્રી૦ ઉદાસીનતા
**ઉદ્દામ** વિ૦ અંકુશ કે બંધન વિનાનું (૨) સ્વચ્છંદી; ઉચ્છૃંખલ (૩) ઉગ્ર; જહાલ
**ઉદ્દેશ** પું૦ ધારણા
**ઉદ્ધત** વિ૦ ઉચ્છૃંખલ; અસભ્ય
**ઉદ્ધાર** પું૦ મુક્તિ (૨) છુટકારો
**ઉદ્ધૃત** વિ૦ અવતરણ તરીકે લીધેલું
**ઉદ્યત** વિ૦ ખંતીલું (૨) કૃતનિશ્ચય; તત્પર
**ઉદ્યમ** પું૦ યત્ન; મહેનત (૨) ઉદ્યોગ; ધંધો
**ઉદ્યમી** વિ૦ મહેનતુ; ખંતીલું (૨) ધંધાદારી
**ઉદ્યાન** પું૦; ન૦ બગીચો; વાડી
**ઉદ્યોગ** પું૦ રોજગાર (૨) મહેનત

**ઉદ્યોગી** વિ૦ ધંધાદારી (૨) મહેનતુ; ખંતીનું
**ઉદ્વિગ્ન** વિ૦ વ્યાકુળ; ખિન્ન; દુઃખી
**ઉદ્વેગ** પું૦ વ્યાકુળતા (૨) ચિંતા
**ઉધામો** પું૦ પ્રયત્ન (૨) વલખું
**ઉધાર(-રું)** વિ૦ પૈસા આપ્યા વિના નામે લખાવીને લીધેલું-આપેલું
**ઉધારો** પું૦ ઉધાર હિસાબ (૨) વાયદો (૩) વિલંબ (૪) સાંસા; ખોટ
**ઉધેઇ** સ્ત્રી૦ એક જીવડું
**ઉદ્ધડ** વિ૦ ઊધડ
**ઉનાળુ** વિ૦ ઉનાળામાં વવાતું-પાકતું (૨) ઉનાળાને લગતું
**ઉનાળો** પું૦ ફાગણથી જેઠ માસ સુધીનો સમય
**ઉન્નત** વિ૦ ઊંચું (૨) ટટાર
**ઉન્નતિ** સ્ત્રી૦ ચડતી (૨) મોટાઇ
**ઉન્મત્ત** વિ૦ ભાન વગરનું (૨) કેફી (૩) ક્રોધી (૪) અહંકારી (૫) ઉદ્ધત
**ઉન્માદ** પું૦ ગાંડપણ (૨) નોર (૩) એક રોગ
**ઉપમા** સ્ત્રી૦ સરખામણી
**ઉપર** અ૦ ઊંચે (૨) વધારે
**ઉપરી** પું૦ ઉપરના અધિકારી
**ઉપલું** વિ૦ ઉપરનું (૨) આગળ જણાવેલું
**ઉપાડ(-ડો)** પું૦ આવેશ (૨) આરંભ (૩) મૂકેલાં નાણાંમાંથી પાછું લેવું તે; પાછી લીધેલી રકમ (૪) ઉઠાવ; માગ
**ઉપાધિ** સ્ત્રી૦ આપદા (૨) જંજાળ (૩) ખિતાબ
**ઉપાન** ન૦ પગરખું; જોડો
**ઉપાય** પું૦ ઇલાજ (૨) ચિકિત્સા
**ઉપાસી** વિ૦ ભક્ત (૨) ઉપવાસી
**ઉપેક્ષા** સ્ત્રી૦ અનાદર (૨) ઉદાસીનતા (૩) બેદરકારી
**ઉફાણો** પું૦ ઊભરો; જોશ; આવેશ
**ઉફાન** ન૦ ઉફાણો
**ઉફાળો** પું૦ કૂદકો; ઉછાળો
**ઉમાન** વિ૦ છાતીચલું; હિંમતવાળું; બહાદુર
**ઉભય** વિ૦ બન્ને
**ઉમદા(-દું)** વિ૦ શ્રેષ્ઠ (૨) કીંમતી
**ઉમ(-મ્મ)ર** સ્ત્રી૦ વય (૨) ઊમરો (ઘરનો)
**ઉમંગ** પું૦ ઉત્સાહ(૨) આનંદ (૩) ખુશી
**ઉમંગી** વિ૦ ઉમંગવાળું
**ઉમેદ** સ્ત્રી૦ આશા (૨) ઇચ્છા
**ઉરદૂ** સ્ત્રી૦ ઉર્દૂ
**ઉર્ફે** અ૦ બીજે નામે; કિંવા
**ઉરસ** પું૦ ઓલિયાની મરણતિથિનો ઉત્સવ
**ઉલ(-લે)મા** પું૦ ઇસ્લામી પંડિત—શાસ્ત્રી
**ઉલાળુ(-ળ)** વિ૦ ઊલળતું (૨) પું૦ ગાડા ઈત્યાદિના પાછળના ભાગમાં વધારે વજન હોવું તે
**ઉલાળો** પું૦ ઊભો આગળો (૨) ઉછાળો
**ઉલેચ(-ચો)** પું૦ રૂમાલ (૨) ચંદરવો
**ઉલ્લાસ** પું૦ આનંદ
**ઉલ્લેખ** પું૦ નિર્દેશ
**ઉવેખ** પું૦ ઉપેક્ષા; અનાદર
**ઉશીકું(-સું)** ન૦ ઓશીકું
**ઉષ્ણતા** સ્ત્રી૦
**ઉસ્તાદ** વિ૦ કાબેલ (૨) પું૦ વિદ્યાગુરુ
**ઉંદર** પું૦
**ઉંબર(-રો)** પું૦ ઘરનો ઊમરો

## ઊ

**ઊગમ** પું૦ ઊગવું તે (૨) મૂળ; ઉદ્‌ભવસ્થાન
**ઊગર** સ્ત્રી૦ બચાવ (૨) બચત
**ઊગવું** અ૦ ક્રિ૦ ફૂટવું (બીજમાંથી)
**ઊચક** અ૦ ઉચ્ચક
**ઊજડ** વિ૦ ઉજ્જડ; વેરાન
**ઊજમ** પું૦ હોંશ; ઉમંગ (૨) ઉદ્યમ
**ઊજળું** વિ૦ ધોળું (૨) તેજસ્વી (૩) ઊંચ વર્ણનું
**ઊઠવું** અ૦ ક્રિ૦ ઊભા થવું (૨) જાગવું અને પથારી છોડી ઊભા થવું
**ઊડણુ** વિ૦ ઊડે એવું (૨) ચપળ
**ઊડવું** અ૦ ક્રિ૦ હવામાં અધ્ધર જવું
**ઊણપ(-મ)** સ્ત્રી૦ ઓછપ (૨) અપૂર્ણતા
**ઊણાશ** સ્ત્રી૦ ઊણાપણું
**ઊથલો** પું૦ ઊંધાચત્તા થઈને બીજી બાજુ પર પડવું (૨) ગયેલો મંદવાડ પાછો આવે તે
**ઊધઈ** સ્ત્રી૦ એક જીવડું
**ઊધડ(-ડું)** વિ૦ ભાવતાલ કે વજન કર્યા વગર એમનું એમ આપેલું
**ઊધડું** ન૦ ઊધડું કામ (૨) ધમકાવવું તે
**ઊધડો** પું૦ જુઓ ઊધડું

**ઊનવા** પું૦ એક મૂત્રરોગ
**ઊપજ** સ્ત્રી૦ પેદાશ (૨) આવક; મળતર (૩) નફો
**ઊબક** સ્ત્રી૦ બકારી; ઊબકો
**ઊબકો** પું૦ ઊલટી થવાનો ઉછાળો; બકારી
**ઊબળ** પું૦ ઊલટો વળ
**ઊભડ** પું૦ દહાડિયો; મજૂર
**ઊભણી** સ્ત્રી૦ ઘરના પરથારથી મેડા લગીની ઊંચાઈ
**ઊભરો** પું૦ ઊભરાવું તે (૨) લાગણીનો ઉછાળો
**ઊભવું** અ૦ ક્રિ૦ ઊભા રહેવું-થવું (૨) થંભવું
**ઊમરો** પું૦ ઉંબરો (ઘરનો)
**ઊર્મિલ** વિ૦ લાગણીપ્રધાન; તરંગવશ
**ઊલટ** સ્ત્રી૦ હોંશ; ઉમંગ
**ઊલટી** સ્ત્રી૦ ઓકવું તે; વમન
**ઊલટું** વિ૦ અવળું (૨) વિરુદ્ધ
**ઊંકારો** પું૦ જુઓ ઊહકારો
**ઊંઘવું** અ૦ ક્રિ૦ નિદ્રા લેવી (૨) અજાણમાં રહ્યા કરવું
**ઊંઘાળ** વિ૦ ઊંઘણશી
**ઊંચાઈ** સ્ત્રી૦ ઊંચાપણું
**ઊંચાણ** ન૦ ઊંચાઈ (૨) ઊંચી જગા; ટેકરી
**ઊંચેરું** વિ૦ ઊંચું દેખાતું
**ઊંટડી** સ્ત્રી૦ સાંઢણી; ઊંટની માદા
**ઊંડાઈ** સ્ત્રી૦ ઊંડાપણું
**ઊંદર** પું૦ ઉંદર
**ઊંધિયું** ન૦ અમુક રીતે બાફેલાં સીંગ-કંદનું ખાણું

## ઋ

**ઋગ્વેદ** પું૦ (સં.) ચતુર્વેદમાંનો પહેલો વેદ
**ઋગ્વેદી** વિ૦ ઋગ્વેદને જાણનારું
**ઋત્વિજ** પું૦ યજ્ઞ કરાવનાર બ્રાહ્મણ; પુરોહિત
**ઋષભ** પું૦ આખલો

## એ

**એકઠું** વિ૦ ભેગું (૨) અ૦ એક જગાએ-સાથે
**એકડો** પું૦ એકનો સંજ્ઞાસૂચક આંકડો (૨) સહી (૩) જ્ઞાતિનો ગોળ
**એકતા** સ્ત્રી૦ ઐક્ય
**એકત્ર** અ૦ એક જગાએ-સાથે (૨) એકંદર
**એકદા** અ૦ એક વખતે
**એકધા** અ૦ એક રીતે
**એકમ** પું૦ ગણતરી વગેરે હેતુઓ માટે એક અને આખી પૂર્ણ માનેલી વસ્તુ અથવા સમૂહ
**એકર** પું૦ ૪૮૪૦ ચોરસ ફૂટ જમીનનું માપ
**એકલ** વિ૦ એકલું
**એકલું** વિ૦ કોઈના સાથ વિનાનું; એકાકી
**એકાકી** વિ૦ સાથ વિનાનું (૨) નિરાધાર
**એકાક્ષ(-ક્ષી)** વિ૦ કાણું (૨) પું૦ કાગડો
**એકાગ્ર** વિ૦ એકલક્ષી (૨) તલ્લીન
**એકાદ(-દું)** વિ૦ કોઈ એક (૨) એક અથવા બે (૩) ભાગ્યે એક
**એકાર્થ (-ર્થી)** વિ૦ એક-સરખા અર્થનું (૨) એક આશયવાળું
**એકાંત** વિ૦ કોઇના અવરજવર વિનાનું
**એકૂકું** વિ૦ + એક પછી એક
**એકેક** વિ૦ છૂટું; નોખું (૨) અ૦ એકી વખતે એક એમ
**એકેકું** વિ૦ એક પછી એક
**એટલું** વિ૦ જણાવેલા માપ કે સંખ્યાનું
**એટલે** અ૦ અર્થાત્ (૨) એ ઉપરથી
**એધાણ** ન૦ એંધાણી
**એધાણી** સ્ત્રી૦ સંજ્ઞા; નિશાની
**એરણ** સ્ત્રી૦ અમુક આકારનું લોખંડનું ગચિયું
**એલચી** પું૦ એક રાજ્યનો બીજા રાજ્યમાં મોકલેલો પ્રતિનિધિ-વકીલ
**એલ(-ળ)ચી** ન૦; સ્ત્રી૦ ઇલાયચી
**એવડું** વિ૦ એટલા કદનું (૨) એટલું બધું
**એંટાળ** વિ૦ જક્કી; આડું
**એંધાણ** ન૦ એધાણ
**એંધાણી** સ્ત્રી૦ એંધાણી

## ઐ

**ઐચ્છિક** વિ૦ પોતાની ઈચ્છાનું
**ઐશ્વર્ય** ન૦ પ્રભુતા (૨) સાહેબી (૩) સંપત્તિ
**ઐહિક** વિ૦ સાંસારિક
**ઐંદ્રીય** વિ૦ ઇંદ્રિયોને લગતું

## ઓ

**ઓઇયાં** અ૦ ઓડકાર આવતાં થતો સંતોષજનક ઉદ્‌ગાર (૨) ન૦ પચાવી પડલું–પાડલું તે
**ઓકવું** સ૦ ક્રિ૦ ઊલટી કરવી (૨) લીધેલું પાછું આપવું (૩) કહી નાખવું
**ઓકારી** સ્ત્રી૦ બકારી; ઊલટી
**ઓખર** ન૦ નરક; ગંદવાડ
**ઓખાત(-દ)** સ્ત્રી૦ ગુંજાશ (૨) વિસાત
**ઓઘડ** વિ૦ અણઘડ; બેથડ
**ઓચિંતુ** વિ૦ અણચિંતવ્યું
**ઓચ્છવ** પું૦ ઉત્સવ
**ઓછંગ** પું૦ + ઉછંગ; ખોળો
**ઓછાડ** પું૦ ચાદર
**ઓછાયો** પું૦ પડછાયો (૨) સંકોચ
**ઓજસ** ન૦ પ્રકાશ (૨) પ્રતિભા (૩) ચૈતન્ય
**ઓજસ્વી** વિ૦ તેજવાળું (૨) પરાક્રમી
**ઓજાર** ન૦ રાચ; હથિયાર
**ઓઝલ** પું૦; સ્ત્રી૦; ન૦ બુરખો (૨) જનાનો
**ઓટલો** પું૦
**ઓટવું** સ૦ ક્રિ૦ બખિયો દેવો
**ઓઢણ(-ણું)** ન૦ સ્ત્રીઓ અને છોકરીઓને માથે નાંખવાનું વસ્ત્ર
**ઓઢણી** સ્ત્રી૦ છોકરીઓને માથે ઓઢવાનું વસ્ત્ર
**ઓઢવું** સ૦ ક્રિ૦ શરીર કે માથું ઢાંકવું [લા.] વહોરવું; માથે લેવું
**ઓણકું** વિ૦ આ સાલનું
**ઓતાર** પું૦ ઉતાર
**ઓત્તારી** શ૦ પ્ર૦ ઓહો ! વાહરે !
**ઓધાન** ન૦ ગર્ભ રહેવો તે
**ઓપવું** સ૦ ક્રિ૦ માંજી ઘસીને ચળકતું કરવું (૨) [સોનારૂપાનો] ઢોળ ચડાવવો
**ઓયરે** અ૦ ઓય
**ઓરડી** સ્ત્રી૦ નાનો ઓરડો
**ઓરડો** પું૦ ઘરની અંદરનો મોટો–મુખ્ય ખંડ
**ઓરત** સ્ત્રી૦ સ્ત્રી; બૈરી
**ઓરતો** પું૦ લાડાવાની ઉમેદ
**ઓરમું** ન૦ એક મિષ્ટાન્ન
**ઓરવું** સ૦ ક્રિ૦—માં નાખવું; દરેડો કરવો
**ઓરસ** પું૦ જુઓ ઉરસ
**ઓલાદ** સ્ત્રી૦ સંતતિ (૨) વંશ
**ઓલિયો** પું૦ ખુદાનો બંદો; ભક્ત
**ઓવારો** પું૦ કિનારો; નાહવાધોવાનો ઘાટ
**ઓશ(-સ)રી** સ્ત્રી૦ અડાળી; માંડવી
**ઓશી(-સી)કું** ન૦ ઉશીકું
**ઓસડ** ન૦ દવા
**ઓળખ** સ્ત્રી૦ ઓળખાણ
**ઓળવું** સ૦ ક્રિ૦ હોળવું
**ઓળાયો** પું૦ અમુક હદ દેખાડનારી, લખવામાં વપરાતી ) આવી નિશાની
**ઓંજણું** ન૦ (કા.) ગરાસિયાની કન્યાને પરણીને તેડી લાવવા માટે જતું ખાંડા સાથેનું વેલડું

## ઔ

**ઔચિત્ય** ન૦ ઉચિતપણું; યોગ્યતા
**ઔત્સુક્ય** ન૦ ઉત્સુકતા
**ઔદાર્ય** ન૦ ઉદારતા
**ઔદાસ્ય** ન૦ ઔદાસીન્ય
**ઔદીચ(-ચ્ય)** વિ૦ ઉત્તરદિશાનું (૨) એક જ્ઞાતિ
**ઔષધ** ન૦ ઓસડ
**ઔષધિ(-ધી)** સ્ત્રી૦ વનસ્પતિ (૨) ઓસડ

## ક

**કચરો** પું૦ નકામું અને ફેંકી દેવા જેવું જે હોય તે
**કચાલ** પું૦ ખરાબ-અયોગ્ય વર્તણૂક (૨) કુટેવ
**કચાશ** સ્ત્રી૦ કાચાપણું (૨) ન્યૂનતા
**કચેરી** સ્ત્રી૦ કોર્ટ (૨) કાર્યાલય
**કચોરી** સ્ત્રી૦ ખાવાની એક બનાવટ
**કચ્ચર** વિ૦ કચરાઈ-છુંદાઈ ગયું હોય એવું
**કચ્ચાઈ** સ્ત્રી૦ કાચાપણું
**કછોટી** સ્ત્રી૦ લંગોટી
**કછોટો** પું૦ કાછડો
**કછોરુ(-રું)** ન૦ નઠારું છોકરું
**કજાત** વિ૦ હલકા કુટુંબનું; નીચ
**કજિયો** પું૦ તકરાર; કંકાસ
**કજોડ** વિ૦ અણુસરખું (૨) સ્ત્રી૦ અયોગ્ય જોડી
**કજોડું** ન૦ સ્વભાવ, રૂપ કે ઉમ્મર ઇત્યાદિમાં અસમાન-અયોગ્ય જોડું (વરવહુનું)
**કટક** ન૦ સૈન્ય (૨) છાવણી
**કટ(-ડ)કી** સ્ત્રી૦ નાનો ટુકડો
**કટ(-ડ)કો** પું૦ ટુકડો
**કટાક્ષ** સ્ત્રી૦; ન૦ પ્રેમ, સંકેત કે કોપભરી વક્રદૃષ્ટિ (૩) [લા.] વક્રોક્તિ
**કટાણું** વિ૦ કાટ ખાધા જેવું બગડેલું (મોં); અણગમાભર્યું (૨) ન૦ કવેળા
**કટાર(-રી)** સ્ત્રી૦ એક બેધારું શસ્ત્ર (૨) વર્તમાનપત્રનું કૉલમ
**કટાવ** પું૦ પત્તાંની રમતમાં અમુક પત્તાં ન હોવાં તે (૨) પતંગોના પેચ થવા-કરવા તે
**કટાવું** અ૦ ક્રિ૦ કાટ ચડવો
**કટુતા** સ્ત્રી૦
**કટેવ** સ્ત્રી૦ કુટેવ
**કટોરો** પું૦ વાડકો
**કટ્ટર** વિ૦ ચુસ્ત; ઝનૂની
**કઠણ** વિ૦ સખત (૨) મજબૂત (૩) નિર્દય
**કઠવું** અ૦ ક્રિ૦ દુઃખ થવું; મૂંઝાવું
**કઠિન** વિ૦ કઠણ
**કઠેડો (-રો)** પું૦ બારી, ઇત્યાદિ સ્થાનોએ પડી ન જવાય તે માટે કરેલી આડ (૨) ગોખ
**કઠોર** વિ૦ કઠણ (૨) નિર્દય
**કઠોળ** ન૦ દાળ પડે એવું—દ્વિદલ અનાજ
**કડક** વિ૦ આકરું (૨) કાચું
**કડકો** પું૦ કકડો
**કડછી** સ્ત્રી૦ રસોઈ પીરસવાના કામમાં આવતું છેડે વાટકી જેવું લાંબી દાંડીનું એક સાધન
**કડદો** પું૦ ઓછું આપવું તે (૨) ભેગ
**કડપ** પું૦ જુઓ કરપ (૨) કડબ
**કડબ** સ્ત્રી૦ જારબાજરીના સૂકા સાંઠા
**કડલું** ન૦ પગનું એક ઘરેણું; કલ્લું
**કડવું** વિ૦ કટુ (૨) અપ્રિય
**કડાક** અ૦ કડાક એવો અવાજ કરીને
**કડાકો** પું૦ મોટો અવાજ (૨) નકોરડો; ઉપવાસ
**કડિયો** પું૦ છાવાચણવાનું કામ કરનાર કારીગર
**કડોળ** વિ૦ બેડોળ; કદરૂપું
**કઢવું** સ૦ ક્રિ૦ ખૂબ ઉકાળવું
**કઢંગું** વિ૦ ઢંગ વગરનું; બેડોળ
**કઢાયું** ન૦ મોટી કડાઈ
**કણક** સ્ત્રી૦ બાંધેલો લોટ
**કણકી** સ્ત્રી૦ ચોખાના ભગાર
**કણબી** વિ૦ એક જ્ઞાતિ
**કતલ** સ્ત્રી૦ કાપાકાપી
**કતાર** સ્ત્રી૦ હાર
**કથન** ન૦ કહેવું તે (૨) વર્ણન
**કથની** સ્ત્રી૦ કથા; વાત (૨) કહેણી
**કથવું** સ૦ ક્રિ૦ કહેવું; બોલવું
**કથીર** ન૦ હલકી—તુચ્છ વસ્તુ
**કથોરું** વિ૦ (કા.)
**કથ્થાઇ** વિ૦ કાથાના જેવા રંગનું
**કદમ** ન૦ પગ (૨) પગલું
**કદર** સ્ત્રી૦ બૂજ
**કદલી(-ળી)** સ્ત્રી૦ કેળ
**કદાચ** અ૦ રખેને (૨) કોઈ વાર
**કદાપિ** અ૦ કદાચિત્
**કદીક** અ૦ જવલ્લે
**કદુવા** સ્ત્રી૦ શાપ
**કદ્રુપું** વિ૦ કૂબડું
**કધોણું(-તું)** વિ૦ ધોયું ન ધોવાય એટલું મેલું
**કનક** ન૦ સોનું
**કનાત** સ્ત્રી૦ તંબુની કપડાની ભીંત
**કનિષ્ઠ** વિ૦ સૌથી નાનું (૨) હલકામાં હલકું
**કન્યકા** સ્ત્રી૦ નાની અને કુંવારી છોકરી

**કપટ** ન૦ છળ; પ્રપંચ
**કપટી** વિ૦ કપટ કરનારું
**કપડું** ન૦ કાપડ (૨) પહેરવાનું લૂગડું
**કપરું** વિ૦ મુશ્કેલ
**કપાલ(-ળ)** ન૦ લલાટ (૨) ભાગ્ય
**કપાલી** પું૦ ખોપરીનો હાર રાખનાર (૨) એક જાતનો અઘોરી બાવો
**કપાસ** પું૦ કપાસનો છોડ (૨) બી સાથેનું રૂ
**કપૂત** પું૦ ખરાબ—નામ બોળે એવો પુત્ર
**કપૂર** ન૦ એક સુગંધી પદાર્થ
**કપોત** ન૦ કબૂતર
**કફન** ન૦ શબને ઓઢાડવાનું લૂગડું
**કફોડું** વિ૦ વિષમ (૨) કઢંગું (૩) મુશ્કેલ
**કબજ** વિ૦ બંધકોશવાળું
**કબજો** પું૦ હવાલો; ભોગવટો (૨) પકડ (૩) બાંય વગરનું અથવા ટૂંકી બાંયનું બદન
**કબર** સ્ત્રી૦ દાટેલા મડદા ઉપર કરેલું ચણતર
**કબાટ** પું૦; ન૦ કપાટ
**કબાડ** વિ૦ કદરૂપું; ખરાબ (૨) લાકડું
**કબાડી** વિ૦ કબાડાં કરનારું (૨) પું૦ કઠિયારો
**કબાડું** વિ૦ બેડોળ (૨) નઠારું
**કબાલો** પું૦ સાટું
**કબીલો** પું૦ કુટુંબ; પરિવાર
**કબૂચ** સ્ત્રી૦ કુબુદ્ધિ
**કબૂલ** વિ૦ મંજૂર; માન્ય
**કમખો** પું૦ કાપડું; કાંચળી
**કમત** સ્ત્રી૦ કુમતિ; કુબુદ્ધિ
**કમ (-મ્મ)ર** સ્ત્રી૦ કેડ
**કમલ(-ળ)** ન૦ એક ફૂલ
**કમલા(-ળા)** સ્ત્રી૦ લક્ષ્મી (૨) સુંદરી
**કમળો** પું૦ જેમાં આંખો ને શરીર પીળાં પડી જાય છે એવો એક રોગ
**કમાઈ** સ્ત્રી૦ કમાણી
**કમાઉ** વિ૦ રળતું
**કમાડ** ન૦ બારણું
**કમાણી** સ્ત્રી૦ રળતર
**કમાન** સ્ત્રી૦ કામઠું
**કમાલ** વિ૦ સંપૂર્ણ (૨) ઘણું સારું
**કમાવું** સ૦ ક્રિ૦ રળવું
**કમીના** સ્ત્રી૦ ઓછપ
**કમોત** ન૦ અસ્વાભાવિક મોત
**કમોદ** સ્ત્રી૦ એક ઊંચી જાતની ડાંગર
**કરજ** ન૦ દેવું
**કરડું** વિ૦ આકરું (૨) કઠોર
**કરણ** ન૦ કર્મ (૨) એક ફૂલઝાડ
**કરણી** સ્ત્રી૦ કરતૂક
**કરપ(-બ)** પું૦ દાબ; ધાક
**કરમ** ન૦ કર્મ; કૃત્ય (૨) વિધાતા (૩) એક જીવ
**કરમી** વિ૦ નસીબદાર (૨) ધનાઢ્ય
**કરાર** પું૦ કબૂલાત; નિરાંત
**કરાળ** વિ૦ ભયંકર (૨) ઉગ્ર
**કરુણ** વિ૦ દયાજનક
**કરુણા** સ્ત્રી૦ અનુકંપા
**કરૂપ(-પું)** વિ૦ કદરૂપું
**કરેણ** સ્ત્રી૦ એક ફૂલઝાડ
**કરોડ** વિ૦ સો લાખ (૨) સ્ત્રી૦ બરડાનું ઊભું હાડકું
**કર્કશ** વિ૦ કઠોર (૨) કડવાબોલું
**કર્કશા** વિ૦ સ્ત્રી૦ કંકાસિયણ
**કર્તાર** પું૦ કિરતાર; સ્રષ્ટા
**કલગી** સ્ત્રી૦ મુગટ અથવા મસ્તક પર મૂકવાનો એક શણગાર (૨) ફૂલોનો ગોટો
**કલપ(-ફ)** પું૦ વાળ રંગવાની એક બનાવટ
**કલમ** સ્ત્રી૦ લેખણ (૨) કલમની પેઠે ત્રાંસી કાપીને ઉગાડેલી ઝાડની ડાળી (૩) કરારની શરત
**કલમો** પું૦ કુરાનનું મૂળ સૂત્ર-ફરમાન
**કલ(-ળ)શ** પું૦ લોટો (૨) દહેરા ઉપર ઘડાના આકારનું ધાતુ કે છોનું શિખર-ટોચ
**કલહ** પું૦ કજિયો; લડાઈ
**કલંક** ન૦ લાંછન (૨) આળ
**કલાઈ** સ્ત્રી૦ એક ધાતુ
**કલાક** પું૦ ૬૦ મિનિટ જેટલો સમય
**કલાપ** પું૦ સમૂહ (૨) મોરનાં પીંછાંનો સમૂહ
**કલાલ** પું૦ દારૂનો દુકાનદાર
**કલિકા** સ્ત્રી૦ અણખીલેલું ફૂલ; કળી
**કલેજું** ન૦ કાળજું (૨) મન
**કલ્પના** સ્ત્રી૦ નવું ચિંતવી કે ઉપજાવી કાઢવાની શક્તિ (૨) ધારણા (૩) તરંગ
**કલ્પવું** સ૦ ક્રિ૦ કલ્પના કરવી
**કલ્પાંત** ન૦ રડારોળ
**કલ્પિત** વિ૦ જોડી કાઢેલું
**કલ્યાણ** ન૦ સુખ (૨) શ્રેય
**કવચ** ન૦ બખતર

**કવર** ન૦ પરબીડિયું (૨) પૂંઠું
**કવાસ** સ્ત્રી૦ કટેકાણું
**કવિત** ન૦ એક જાતની કવિતા; મનહર છંદ
**કવિતા** સ્ત્રી૦ કાવ્ય
**કવિદ્યા** સ્ત્રી૦ ખોટી વિદ્યા
**કવીંદ્ર** પું૦ કવિઓમાં ઇંદ્ર–શ્રેષ્ઠ
**કવેણુ** ન૦ ખોટું–અઘટિત વેણ
**કવેળા** સ્ત્રી૦ કવખત
**કસબ** પું૦ રેશમ સાથે વણેલા સોનારૂપાનો તાર (૨) રોજગાર (૩) હુન્નર
**કસબી** વિ૦ કળાકુશળ; કારીગર
**કસબો** પું૦ મુસલમાનોની વિશેષ વસ્તીવાળું ગામ
**કસમ** પું૦ સોગન
**કસર** સ્ત્રી૦ ઘટ (૨) કસૂર (૩) કરકસર
**કસવું** સ૦ ક્રિ૦ ખૂબ ખેંચવું (૨) કસોટી કરવી (૨) સતાવવું
**કસાઈ** પું૦ ખાટકી (૨) ખૂની
**કસાણું** વિ૦ કટાણું
**કસૂર** સ્ત્રી૦ ભૂલચૂક
**કસૂંબી** સ્ત્રી૦ કસૂંબાના ફૂલનો રંગ
**કસૂંબો** પું૦ પાણીમાં ઘોળેલું અફીણ
**કસોટી** સ્ત્રી૦ સોનાનો કસ જોવાની પથરી (૨) તપાસ–પરીક્ષા
**કસ્તર** ન૦ તણખલું
**કહાણી** સ્ત્રી૦ વાર્તા (૨) કહેવત
**કહીંક** અ૦ કોઈ અનિશ્ચિત સ્થળે–સ્થાને; ક્યાંક
**કહેણ** ન૦ સંદેશો (૨) તેડું; નાતરું
**કહેણી** સ્ત્રી૦ કહેવત (૨) લોકાપવાદ
**કહેવું** સ૦ ક્રિ૦ બોલવું
**કળવું** સ૦ ક્રિ૦ સમજવું
**કળશ** પું૦ ઘૂમટની ટોચ; કલશ
**કળશી** સ્ત્રી૦ સોળ મણનું માપ
**કંઈક** વિ૦ (૨) સ૦ જુઓ કંઈ
**કંકણ** ન૦ કાચની કે સોનાની બંગડી
**કંકાસ** પું૦ કજિયો; કલેશ
**કંગન** ન૦ કંગણ; કંકણ
**કંગાલ(–ળ)** વિ૦ દરિદ્રી; નિર્માલ્ય
**કંચન** ન૦ સોનું
**કંચની** સ્ત્રી૦ ગણિકા
**કંચુકી** સ્ત્રી૦ કાંચળી; કમખો
**કંજૂસ** વિ૦ કૃપણ
**કંટક** પું૦ કાંટો (૨) [લા.] નડતર
**કંટાળો** પું૦ અવિવિધતા અથવા થાકને લીધે ઊપજતો અણગમો
**કંઠાગ્ર** અ૦ મોઢે
**કંડાર** પું૦ (કા.) નકસી; કોતરણી
**કંડિકા** સ્ત્રી૦ નાનું પ્રકરણ
**કંડિયો** પું૦ કરંડિયો
**કંતાન** ન૦ શણનું કપડું
**કંદરા** સ્ત્રી૦ ગુફા; ખો; બખોલ
**કંદર્પ** પું૦ કામદેવ
**કંદોઇ** પું૦ સુખડિયો
**કંદોરો** પું૦ કમરે પહેરેલો કે પહેરવાનો કોઈ પણ દોરો–સેર
**કંપવું** અ૦ ક્રિ૦ ધ્રુજવું (૨) બીવું
**કંપારી** સ્ત્રી૦ ધ્રુજારી (૨) કમકમારી
**કંપારો** પું૦ થરેરાટ (૨) કમકમાટ
**કંપિત** વિ૦ કંપેલું
**કંસાર** પું૦ એક ખાવાની વાની
**કંસારી** સ્ત્રી૦ એક જીવડું
**કંસારો** પું૦ ધાતુનું વાસણ ઘડવા વેચવાનો ધંધો કરનારો પુરુષ
**કાકડી** સ્ત્રી૦ આરિયું
**કાકડો** પું૦ ચીંથરાની મોટી કાકડી (૨) ગળાની બારીની આસપાસનો એક અવયવ
**કાકરી** સ્ત્રી૦ નાનો કાકરો (૨) કરકર
**કાકીડો** પું૦ કાચંડો
**કાખલી** સ્ત્રી૦ બગલ
**કાગજ(–ઝ,–ળ)** પું૦ કાગળ (૨) પત્ર
**કાગડો** પું૦ કાક; એક કાળું પક્ષી
**કાગદી** પું૦ કાગળ વેચનારો–બાંધનારો વેપારી
**કાચબી** સ્ત્રી૦ કાચબાની માદા
**કાચરી** સ્ત્રી૦ સુકવણી
**કાચલું** ન૦ નાળિયેરનું ભાગેલું કોટલું
**કાછડો** પું૦ ધોતિયું કે સાલ્લો ઊંચો લઈ બે પગની વચ્ચેથી પાછળ ખોસવો તે
**કાછિયો** પું૦ શાક વેચવાનો ધંધો કરનાર
**કાજળ(–ળી)** ન૦ મેશ
**કાટલું** ન૦ તોલવાનું અમુક નક્કી વજનનું સાધન (૨) ઘડી–ટીપી મારી નાખવું તે
**કાઢવું** સ૦ ક્રિ૦ બહાર ખેંચવું–લાવવું (૨) દૂર કરવું (૩) રદ કરવું

**કાતર** સ્ત્રી૰ કાતરવાનું ઓજાર
**કાતરો** પું૰ આમલીનો કાતરો
**કાતળી** સ્ત્રી૰ પાતળી–ચપટી કકડી
**કાતિલ** વિ૰ કતલ કરનારું–કરે એવું (૨) ઘાતક
**કાદવ** પું૰ ધૂળ–મટોડીમાં પાણી મળીને બનતો ગારો
**કાનન** ન૰ વન
**કાનસ** સ્ત્રી૰ અતરડી
**કાનુડો** પું૰ (સં.) કૃષ્ણ
**કાનૂન** પું૰ કાયદો; રિવાજ
**કાનૂની** વિ૰ કાનૂનને લગતું
**કાપડ** ન૰ કોરું કપડું
**કાપડું** ન૰ કાંચળી
**કાપણી** સ્ત્રી૰ લણણી
**કાપલી** સ્ત્રી૰ કાગળ કે કપડાનો નાનો કકડો
**કાપવું** સ૰ ક્રિ૰ વાઢવું
**કાફર** વિ૰ અધર્મી (૨) હરામખોર
**કાફલો** પું૰ સમુદાય (૨) લડાયક વહાણોનો સમૂહ
**કાબર** સ્ત્રી૰ એક પંખી
**કાબેલ** વિ૰ પહોંચેલું (૨) બાહોશ
**કામઠું** સ્ત્રી૰ ધનુષ
**કામણ** ન૰ વશીકરણ (૨) જંતરમંતર
**કામના** સ્ત્રી૰ વાસના (૨) ઇચ્છા
**કામ(–મિ)ની** સ્ત્રી૰ સ્ત્રી (૨) સુંદરી
**કામવું** સ૰ ક્રિ૰ ઇચ્છા કરવી (૨) મેળવવું; સંપાદન કરવું; કમાવું
**કામળ(–ળી)** સ્ત્રી૰ ઊનની ધાબળી
**કામળો** પું૰ ધાબળો; મોટી કામળી
**કામાગ્નિ** પું૰ કામવાસના રૂપી અગ્નિ
**કામાંધ** વિ૰ કામાવેશથી આંધળું બનેલું
**કામેચ્છા** સ્ત્રી૰ કામની –વિષયભોગની ઇચ્છા
**કાયદો** પું૰ નિયમ
**કાયમ(–મી)** વિ૰ હમેશ માટેનું
**કાયર** વિ૰ ડરકણ; બાયલું
**કારજ** ન૰ વિવાહ અથવા મૃત્યુ સંબંધીનો વરો
**કારણ** ન૰ કાર્યની ઉત્પત્તિ કે પ્રવૃત્તિનું મૂળ
**કારમું** વિ૰ કૂટ સ્વરૂપવાળું (૨) ભયંકર
**કારસો** પું૰ હિકમત
**કારુણ્ય** ન૰ કરુણા
**કારેલી** સ્ત્રી૰ જેને કારેલાં બેસે છે એ વેલો
**કારેલું** ન૰ શાક તરીકે વપરાતું એક કડવું ફળ
**કાલિમા** સ્ત્રી૰ કાળપ (૨) અંધારું
**કાવડ(–ડી)** સ્ત્રી૰ ખાંધે બોજો ઉપાડવાની તુલા
**કાસદ** પું૰ ખેપિયો
**કાસળ** ન૰ નડતર
**કાળકા** સ્ત્રી૰ (સં.) કાલિકા
**કાળજી** સ્ત્રી૰ ચીવટ
**કાળાશ** સ્ત્રી૰ કાળાપણું
**કાળિયું** વિ૰ કાળા રંગનું
**કાંકરી** સ્ત્રી૰ ઝીણો કાંકરો
**કાંકરો** પું૰ ઝીણો પથ્થર (૨) કંટક; ફાંસ
**કાંગરો** પું૰ શિખર (૨) કોટના કોરાણ ઉપરનું એક ચણતર
**કાંચન** ન૰ સોનું
**કાંચળી** સ્ત્રી૰ કાપડું
**કાંટાળું** વિ૰ કાંટાવાળું
**કાંઠલો** પું૰ ગળાને બેસતો આવતો અંગરખાનો કાપ (૨) હાંસડી (૩) ઘડા, ગાગર વગેરેના પેટાની ઉપરનો–કંઠના ભાગનો ગોળ ભાગ
**કાંતણ** ન૰ કાંતવું તે; કાંતવાની ક્રિયા
**કાંતવું** સ૰ ક્રિ૰ વળ દઈને તાર કાઢવો
**કાંધિયો** પું૰ મૂડદું ઊંચકનાર આદમી (૨) સાગરીત
**કાંબળો** પું૰ ધાબળો
**કાંસકી** સ્ત્રી૰ વાળ ઓળવાનું એક સાધન
**કિતાબ** સ્ત્રી૰ ચોપડી
**કિનારો** પું૰ કાંઠો
**કિન્નર** પું૰ એક જાતનો દેવ
**કિરણ** ન૰; પું૰ તેજની રેખા
**કિરાત** પું૰ ભીલ
**કિરીટ** પું૰ મુગટ
**કિશોર** વિ૰ સગીર
**કિશોરી** સ્ત્રી૰ ૧૧ થી ૧૫ વર્ષ સુધીની છોકરી; કુમારી
**કિસમ** સ્ત્રી૰ જાત; પ્રકાર
**કિસ્મત** ન૰ નસીબ
**કિંકરી** સ્ત્રી૰ ચાકરડી
**કિંમત** સ્ત્રી૰ મૂલ્ય (૨) કદર; બૂજ
**કીટલી** સ્ત્રી૰ ચાદાની
**કીમતી** વિ૰ ભારે કિંમતનું
**કીમિયો** પું૰ હલકી ધાતુને કીમતી બનાવવાની ગુપ્ત રસાયણવિદ્યા (૨) ઇલમ
**કીર્ત(–ર્ત્ત)ન** ન૰ ગુણ–વર્ણન (૨) ગાયન અને સંગીત સાથેનું ઇશ્વરનું ગુણ–વર્ણન
**કુકર્મ** ન૰ ખોટું—ખરાબ કમ

**કુકર્મી** વિ૦ કુકર્મ કરનારૂં
**કુગ્રામ** ન૦ નકામું ગામ
**કુચાલ** સ્ત્રી૦ ખરાબ ચાલ
**કુચેષ્ટા** સ્ત્રી૦ ખરાબ ચેષ્ટા
**કુછંદ** પું૦ ખરાબ છંદ; લંપટપણું
**કુછંદી** વિ૦ કુછંદે ચડેલું; દુરાચારી
**કુટાવું** અ૦ ક્રિ૦ ખંડાવું (૨) પીટાવું
**કુટિલ** વિ૦ છળવાળું; કપટી
**કુટુંબ** ન૦ એક બાપનો પરિવાર–વંશ
**કુટુંબી** વિ૦ કુટુંબનું
**કુટેવ** સ્ત્રી૦ નઠારી ટેવ–આદત
**કુડછું** ન૦ કુલ્લું
**કુતર્ક** પું૦ ખોટો તર્ક
**કુથલી** સ્ત્રી૦ નિંદા
**કુધારો** પું૦ ખોટો–ખરાબ રિવાજ
**કુનેહ** સ્ત્રી૦ હિકમત (૨) ચતુરાઇ
**કુપથ** પું૦ ખરાબ–અનિતિનો માર્ગ
**કુપાત્ર** વિ૦ નાલાયક
**કુપુત્ર** પું૦ કપૂત
**કુબજા** સ્ત્રી૦ કુબડી સ્ત્રી (૨) ખરાબ સ્ત્રી
**કુબુદ્ધિ** સ્ત્રી૦ નઠારી બુદ્ધિ
**કુબેર** પું૦ (સં.) ઇંદ્રના ધનનો ભંડારી
**કુબોધ** પું૦ નઠારી શિખામણ
**કુભાંડ** ન૦ જૂઠું તહોમત
**કુમક** સ્ત્રી૦ મદદ
**કુમતિ** સ્ત્રી૦ નઠારી મતિ
**કુમળું** વિ૦ જુઓ કોમળ
**કુમાર** પું૦ પાંચ વર્ષની ઉમ્મરનો બાળક
**કુમારી** સ્ત્રી૦ જુઓ કુમારિકા
**કુમાર્ગ** પું૦ નઠારો–આડો રસ્તો
**કુમાર્ગી** વિ૦ કુમાર્ગે જનારું
**કુમાશ** સ્ત્રી૦ સુંવાળપ
**કુમુદ** ન૦ ધોળું કમળ; પોયણું
**કુરતું** ન૦ કુડતું; પહેરણ
**કુરૂપ** વિ૦ કદરૂપું
**કુર્નિશ** સ્ત્રી૦ નમીને–ઝૂકીને કરેલી સલામ
**કુલટા** સ્ત્રી૦ ખરાબ ચાલની સ્ત્રી
**કુલડી** સ્ત્રી૦ કસલી જેવું નાનું માટીનું વાસણ
**કુલીન** વિ૦ ઊંચા કુળનું; ખાનદાન
**કુવાસ** સ્ત્રી૦ ખરાબ વાસ–ગંધ
**કુશકા** પું૦ બ૦ વ૦ ડાંગર, કોદરા ઈત્યાદિનાં છોડાં
**કુશકી** સ્ત્રી૦ ખાંડેલી ડાંગરનું ઝીણું ઝટકામણ
**કુશલ(–ળ)** વિ૦ આરોગ્યવાન
**કુસંગ** પું૦ નઠારો સંગ
**કુસંપ** પું૦ સંપ નહિ તે
**કુસુમ** ન૦ ફૂલ
**કુહાડી** સ્ત્રી૦ નાનો કુહાડો
**કુંકુમ** ન૦ કંકુ
**કુંજડી** સ્ત્રી૦ એક પક્ષી
**કુંજર** પું૦ હાથી
**કુંઠિત** વિ૦ બૂઠું (૨) રૂંધાયેલું
**કુંડલ(–ળ)** ન૦ કાને પહેરવાનું એક ઘરેણું
**કુંડલી(–ળી)** સ્ત્રી૦ નાનું કુંડાળું
**કુંદન** ન૦ શુદ્ધ સોનું
**કુંભાર** વિ૦ માટીનાં વાસણ ઘડનાર; એક જ્ઞાતિ (૨) [લા.] અણઘડ અથવા મૂર્ખ માણસ
**કુંવર** પું૦ રાજકુમાર
**કૂકડી** સ્ત્રી૦ મરઘી
**કૂચડો** પું૦ વાસણને અંદરથી માંજવાનો એક છેડેથી કચરેલો લાકડાનો કકડો
**કૂટવું** સ૦ ક્રિ૦ મૂએલાની પાછળ છાતી પીટવી
**કૂણપ** સ્ત્રી૦ કૂણાશ
**કૂણાશ** સ્ત્રી૦ કૂણાપણું
**કૂતરી** સ્ત્રી૦ કૂતરાની માદા
**કૂતરો** પું૦ કૂતરાનો નર
**કૂદવું** અ૦ ક્રિ૦ છલંગ મારવી
**કૂબડું** વિ૦ કદરૂપું
**કૂંડાળું** ન૦ વર્તુલ
**કૃતઘ્ન(–ઘ્ની)** વિ૦ નિમકહરામ
**કૃતજ્ઞ(–જ્ઞી)** વિ૦ નિમકહલાલ
**કૃપણ** વિ૦ કંજૂસ
**કૃપાણ** પું૦ તરવાર; ખડ્ગ
**કેટલું** વિ૦ સંખ્યા–માપ પૂછતાં વપરાતો શબ્દ
**કેડિયું** ન૦ કેડ સુધી આવે એવું બદન; બંડી
**કેમકે(–જે)** અ૦ કારણ કે
**કેમરે** અ૦ (ધમકાવવા માટે) કેમ અલ્યા ?
**કેવડું** વિ૦ કેટલા માપનું ?
**કેવડો** પું૦ એક ઝાડ
**કેવલ(–ળ)** વિ૦ નિર્મળ (૨) માત્ર
**કેશ(–સ)ર** ન૦ એક વનસ્પતિ
**કેસરી** વિ૦ કેસરના રંગનું (૨) પું૦ કેશરી; સિંહ
**કેંદ્રસ્થ** વિ૦ કેંદ્રવર્તી

**કેંદ્રિત** વિ૦ કેંદ્રમાં સ્થિત કરેલું
**કૈલાસ** પું૦ હિમાલયનું એક શિખર
**કૈવલ્ય** ન૦ બ્રહ્મસ્વરૂપ થવું તે (૨) મોક્ષ
**કોકડું** ન૦ [લા.] ગૂંચવણભર્યું કામકાજ–રચના
**કોકમ** ન૦ એક ખાટું ફળ
**કોકિલ** પું૦ કોયલનો નર
**કોકિલા** સ્ત્રી૦ કોકિલની માદા; કોયલ
**કોગળો** પું૦ મોં ભરાય એટલું પાણી
**કોચલું** ન૦ કોટલું
**કોટડી** સ્ત્રી૦ ઓરડી
**કોટડું** ન૦ દીવાલ
**કોઠાર** પું૦ અનાજ ભરવાનો ઓરડો; ભોયરું કે ચાર ભીંતોવાળી ચણેલી ઊંચી કોઠી
**કોઠારી** પું૦ કોઠારનો ઉપરી
**કોડિયું** ન૦ માટીનું નાનું શકોરું
**કોડીલું** વિ૦ કોડવાળું
**કોઢયું** ન૦ ઢોરને બાંધવાની જગા; કોઢ
**કોઢિલું** વિ૦ કોઢના રોગવાળું
**કોતર** ન૦ જમીન કે પર્વતોમાંનો ઊંડો, પહોળો ખાડો અથવા બખોલ
**કોથળી** સ્ત્રી૦ થેલી (૨) હજારની સંજ્ઞા
**કોથળો** પું૦ થેલો
**કોદાળી** સ્ત્રી૦ ખોદવાનું એક ઓજાર
**કોપરું** ન૦ નાળિયેરની અંદરનો ગર; ટોપરું
**કોપવું** અ૦ ક્રિ૦ કોપ–ગુસ્સો કરવો
**કોમલ(–ળ)** વિ૦ કુમળું
**કોય(–ર)ડો** પું૦ ગૂંથેલો ચાબકો (૨) દોર; સત્તા (૩) ત્રાસ
**કોયલ** સ્ત્રી૦ એક પક્ષી; કોકિલા
**કોરવું** અ૦ ક્રિ૦ વીંધવું
**કોરાકું(–ણું,–ળું)** વિ૦ ભીનું નહિ એવું; કોરું
**કોલસો** પું૦ લાકડાનો અડધો બળેલો ભાગ
**કૉલેરા** પું૦ ઝાડા અને ઊલટીનો એક રોગ
**કોશેટો** પું૦ રેશમના કીડાનું ઘર–કોકડું
**કોષ્ઠક** ન૦ કોઠો
**કોહવું** અ૦ ક્રિ૦ સડવું (૨) કોહ થવો
**કોહેલું** વિ૦ સડેલું
**કોળિયો** પું૦ મોંમાં માય એટલો ખોરાક–ગ્રાસ
**કૌટિલ્ય** પું૦ (સં.) કુટિલ રાજનીતિજ્ઞ ચાણક્ય
**કૌત(–તુ)ક** ન૦ કુતૂહલ
**કૌપીન** ન૦ લંગોટી; કોપીન
**કૌભાંડ** ન૦ કાવતરું
**કૌમાર(–ર્ય)** ન૦ કુમારપણું
**કૌરવ** પું૦ (સં.) કુરુનો વંશજ
**કૌવત** ન૦ તાકાત
**કૌશલ(–લ્ય)** ન૦ પ્રવીણતા
**કયામત** સ્ત્રી૦ ઈશ્વર આગળના ઇન્સાફનો દિવસ
**ક્રંદન** ન૦ રડવું તે; રુદન
**ક્રુધિત** વિ૦ ક્રોધે ભરાયેલું
**ક્રૂરતા** સ્ત્રી૦
**ક્ષણિક** વિ૦ ક્ષણનું
**ક્ષત્રિય** વિ૦ જેનો ધર્મ પ્રજાનું સંરક્ષણ કરવાનો છે તે વર્ણ
**ક્ષિતિજ** સ્ત્રી૦ દૃષ્ટિમર્યાદા
**ક્ષુધિત** વિ૦ ભૂખ્યું
**ક્ષુલ્લક** વિ૦ થોડું (૨) તુચ્છ

## ખ

**ખગોલ(–ળ)** પું૦ ગગનમંડળ
**ખગ્રાસ** પું૦ આખા ગ્રહનું ઢંકાઈ જવું તે
**ખચ્ચ(–ચ્ચ)ર** ન૦ ઘોડો અને ગધાડું એ બંનેની મિશ્ર જાતિનું પ્રાણી
**ખચિત** વિ૦ જડેલું; બેસાડેલું
**ખચીત** અ૦ જરૂર; અવશ્ય
**ખઁજા(–જી)નો** પું૦ ભંડાર (૨) [લા.] ધન
**ખજૂર** ન૦ એક ફળ
**ખજૂરી** સ્ત્રી૦ ખજૂરનું ઝાડ
**ખટક** સ્ત્રી૦ ખટકો (૨) ચાનક
**ખટકો** પું૦ ખટકવું તે (૨) હરકત (૩) અંદેશો (૪) ચાનક
**ખટલો** પું૦ કુટુંબકબીલો; પરિવાર (૨) મુકદ્દમો
**ખટારો** પું૦ ભાર ભરવાનું ગાડું
**ખટાશ** સ્ત્રી૦ ખટાઈ (૨) [લા.] અણબનાવ
**ખડક** પું૦ ખરાબો; ધારદાર ભેખડ
**ખડકી** સ્ત્રી૦ ડેલી
**ખડકું** ન૦ પથ્થરનો કે લાકડાનો લૂગડાં ધોવામાં વપરાતો નાનો કકડો
**ખડગ** ન૦ તલવાર (૨) ગેંડાનું શિંગડું

**ખડતું** ન૦ રજા; બરતરફી
**ખડપું** ન૦ ખટપવાનું ઓજાર; ખરપડી
**ખડવું** સ૦ ક્રિ૦ લેપ કરવો (૨) ખરડવું (૩) સંડોવવું (૪) અ૦ ક્રિ૦ હાથ પગ ઇત્યાદિ અવયવનું ઊતરી જવું (૫) અટકી પડવું
**ખડંગ** અ૦ ખડંગ એવો અવાજ કરીને
**ખડિયો** પું૦ લખવાની શાહી રાખવાનું પાત્ર; ખલતો; વાટવો
**ખણુકો** પું૦ રણુકો (૨) સણુકો
**ખણવું** સ૦ ક્રિ૦ ખોતરવું (૨) ખોદવું
**ખણુસ** સ્ત્રી૦ અંદેશો (૨) ઝાડાપેશાબની હાજત
**ખતમ** અ૦ ખલાસ; સમાપ્ત
**ખતરી** વિ૦ કાપડ રંગવાનો ધંધો કરતી એક ન્યાતનું
**ખતરો** પું૦ ભય; જોખમ (૨) અંદેશો
**ખદડો** પું૦ હીજડો; રાંડવો
**ખનિ(–ની)જ** વિ૦ ખાણમાંથી નીકળેલું (૨) ન૦ તેવી ધાતુ (સોનું, લોઢું વગેરે)
**ખપત** સ્ત્રી૦ વેચાણ
**ખપતું** વિ૦ વપરાય એવું ઉપયોગી
**ખપવું** અ૦ ક્રિ૦ વેચાવું (૨) કામમાં આવવું (૩) કામ આવવું (જેમકે લડાઈમાં)
**ખપાટ** સ્ત્રી૦ વાંસની–લાકડાની ચીપ
**ખપેડો** પું૦ ખપરડો; વાંસની ટટ્ટી
**ખપ્પર** ન૦ જેમાં આવેલું બધું નાશ પામે એવું પાત્ર (દેવીનું)
**ખફગી** સ્ત્રી૦ નાખુશી; ઇતરાજી
**ખબર** પું૦ બ૦ વ૦; સ્ત્રી૦ સમાચાર (૨) સંદેશો
**ખમણ** ન૦ છીણીને કરેલો દૂદો
**ખમણી** સ્ત્રી૦ ખમણવાનું ઓજાર
**ખમતું** વિ૦ ખમી શકે એવું (૨) સધ્ધર
**ખમવું** સ૦ ક્રિ૦ સહન કરવું
**ખમીર** ન૦ જોશ; તાકાત
**ખમીસ** ન૦ એક જાતનું પહેરણ
**ખરચ** ન૦; પું૦ ખર્ચ; વાપર
**ખરચી** સ્ત્રી૦ ખરચવાને માટે જોઈતી રકમ
**ખરચુ** ન૦ ઝાડે જવું તે; મળત્યાગ
**ખરડો** પું૦ મુસદ્દો (૨) યાદી (૩) ખરડ; લેપ
**ખરલ** પું૦ ખલનો બત્તો (૨) ખરડ
**ખરવ** વિ૦ ખર્વ; હજાર કરોડ
**ખરવું** અ૦ ક્રિ૦ ઉપરથી નીચે પડવું (૨) [લા.] હારીને દૂર થવું

**ખરાબ** વિ૦ નઠારું
**ખરાબી** સ્ત્રી૦ બગાડ; નુકસાન
**ખરાબો** પું૦ ખેડવા લાયક ન હોય તેવી જમીન
**ખરીતો** પું૦ સરકારી કાગળિયાંનો લખોટો—થેલો
**ખરીદ(–દી)** સ્ત્રી૦ ખરીદવું તે
**ખરીફ** સ્ત્રી૦ ચોમાસુ પાક
**ખરેરી** સ્ત્રી૦ ખખરી (૨) ગળામાં ખરખર થવું તે
**ખરેરો** પું૦ ઘોડા, બળદ વગેરેના શરીરને માલિસ કરવાનું ઓજાર
**ખર્ચવું** સ૦ ક્રિ૦ ખરચવું
**ખર્ચાઉ(–ળ,–ળુ)** વિ૦ ખરચાઉ
**ખલક** સ્ત્રી૦ જગત; દુનિયા
**ખલતો** પું૦ ખાનાંખાનાંવાળી થેલી
**ખલાસ** વિ૦ સમાપ્ત; પૂરું
**ખલાસ(–સી)** પું૦ ખારવો
**ખલીતો** પું૦ લખોટો; પરબીડિયું
**ખલીફ** પું૦ મહંમદ પેગંબરની ગાદીએ બેસનાર
**ખલેલ** સ્ત્રી૦ હરકત; અડચણ (૨) નુકશાન
**ખવાબ** પું૦ ખ્વાબ; સ્વપ્ન
**ખવાસ** પું૦ હજૂરિયો (૨) સ્વભાવ; મિજાજ
**ખવીસ** પું૦ એક જાતનું ભૂત-પ્રેત
**ખસમ** પું૦ પતિ; ધણી
**ખસવું** અ૦ ક્ર૦ સરકવું (૨) લપસવું
**ખસૂસ** ન૦ અ૦ ખચીત; જરૂર
**ખંબોળા** પું૦ બ૦ વ૦ બોળંબોળા
**ખંચાવું** અ૦ ક્રિ૦ ખમચાવું; અટકવું
**ખંજર** ન૦ કટાર જેવું, બેધારું એક હથિયાર
**ખંજરી** સ્ત્રી૦ એક વાદ્ય; ઘૂઘરીઓવાળી નગારી
**ખંડણી** સ્ત્રી૦ તાબેદાર રાજ્ય ઉપરી રાજ્યને જે રકમ દર વર્ષે ભરે તે
**ખંડન** ન૦ તોડવું તે
**ખંડિત** વિ૦ ભાંગેલું; ખાંડું
**ખંડિયું** વિ૦ ખંડણી ભરનારું
**ખંડેર** ન૦ ખંડિયેર
**ખંધાઇ** સ્ત્રી૦ લુચ્ચાઈ
**ખંધોલું** ન૦ ખભો; ખાંધ
**ખંધોલો** પું૦ ખંધોલું
**ખંપાલી(–ળી)** સ્ત્રી૦ ખેતીનું એક ઓજાર
**ખાઉકી** સ્ત્રી૦ લાંચ (૨) ખોરાકી
**ખાએશ** સ્ત્રી૦ ખાહિશ; ઇચ્છા; મરજી
**ખાકટી** સ્ત્રી૦ કેરીનો મરવો; ખાખઠી

**ખાખર(-રો)** પું૦ એક ઝાડ
**ખાખરી** સ્ત્રી૦ નાનો ખાખરો; રોટલી
**ખાખરો** પું૦ શેકીને કડક કરેલી રોટલી
**ખાચર** વિ૦ કાઠી લોકોની એક જાતનું
**ખાજલી** ન૦ નાનું ખાજું
**ખાટકી** પું૦ કસાઈ
**ખાટલી** સ્ત્રી૦ નાનો ખાટલો; માંચી
**ખાટલો** પું૦ ચારપાઇ (૨) [લા.] મંદવાડ
**ખાટવું** સ૦ ક્રિ૦ ફાયદો મેળવવો
**ખાટાઇ** સ્ત્રી૦ ખાટાપણું (૨) ખાટી વસ્તુ
**ખાતર** ન૦ ખેતર સુધારવા સારુ તેમાં નખાતા છાણ, કાંપ, લીંડી વગેરે પદાર્થો (૨) ચોરી
**ખાતરી** સ્ત્રી૦ ભરોંસો; પતીજ (૨) સાબિતી
**ખાધરું** વિ૦ ખાઉધરું; ખાઉં ખાઉં કરનારું
**ખાનગી** વિ૦ ગુપ્ત
**ખાપરું** વિ૦ કોઈથી ગાંજ્યું ન જાય એવું; બહુ જ પહોંચેલું
**ખાયકી** સ્ત્રી૦ કોઈનું છાનું ખાવું–મેળવવું તે
**ખારવો** પું૦ ખલાસી
**ખારાશ** સ્ત્રી૦ ખારાપણું; ખારાટ
**ખારિયું** વિ૦ ખારવાળું; ખારીલું
**ખારીલું** વિ૦ દ્વેષીલું
**ખારેક** સ્ત્રી૦ સૂકવેલી ખજૂર
**ખાલસા** વિ૦ પોતાની કુલ માલિકીનું; આગવું (૨) સરકારના વહીવટનું; સરકારી
**ખાવ(-વિં)દ** પું૦ માલિક (૨) ઈશ્વર
**ખાવાનું** વિ૦ ખાવા જેવું (૨) ન૦ ભોજન
**ખાસડું** ન૦ જૂતું; જોડો (૨) [લા.] ઠપકો
**ખાળવું** સ૦ ક્રિ૦ અટકાવવું; રોકવું
**ખાંચરો** પું૦ નાનો ખૂણો; ખાંચો
**ખાંચાળું** વિ૦ ખાંચાવાળું
**ખાંજરું** ન૦ ફૂટાબૂખાનું
**ખાંડણી** સ્ત્રી૦ ખાંડવાનું પાત્ર; નાનો ખાંડણિયો
**ખાંડવું** સ૦ ક્રિ૦ કચરવું
**ખાંતીલું** વિ૦ ખાંતવાળું
**ખિતાબ** પું૦ ઈલકાબ
**ખિન્નતા** સ્ત્રી૦
**ખિલાફ** વિ૦ વિરૂદ્ધ
**ખીચડી** સ્ત્રી૦
**ખીચડો** પું૦ આખા મગને ચોખાની અથવા આખા ઘઉં ને દાળની ખીચડી (૨) ગોટાળો
**ખીજડો** પું૦ એક વનસ્પતિ
**ખીજવું** સ૦ ક્રિ૦ ગુસ્સે થવું
**ખીલડો** પું૦ ઘંટીના હેઠલા પડમાં વચ્ચોવચ્ચ આવેલી ખીલી, જેના પર ઉપલું પડ ફરે છે
**ખીલવું** અ૦ ક્રિ૦ વિકસવું (૨) ખુશીમાં આવવું
**ખુડ(-ર)દો** પું૦ પરચૂરણ
**ખુદાઇ** વિ૦ ઈશ્વરનું–ને લગતું (૨) પવિત્ર
**ખુન્નસ** સ્ત્રી૦; ન૦ ઝેરી લાગણી; વેરઝેર
**ખુમારી** સ્ત્રી૦ ઘેન; મસ્તી (૨) ગર્વ
**ખુરશી(-સી)** સ્ત્રી૦ એક જાતનું આસન
**ખુલાસો** પું૦ ચોખવટ (૨) નિકાલ; રસ્તો
**ખુવાર** વિ૦ હેરાનહેરાન (૨) પાયમાલ
**ખુવારી** સ્ત્રી૦ પાયમાલી; નાશ
**ખુશકી** સ્ત્રી૦ જમીનમાર્ગ
**ખુશબો** સ્ત્રી૦ સુગંધી
**ખુશાલ** વિ૦ ખુશ હાલતમાં હોય એવું; સુખી
**ખુશાલી** સ્ત્રી૦ હરખ
**ખૂજલી(-ળી)** સ્ત્રી૦ ખંજવાળ
**ખૂટવું** અ૦ ક્રિ૦ ઘટવું
**ખૂટલ** વિ૦ (કા.) અપ્રમાણિક
**ખૂટેલ** વિ૦ ફૂટેલું; વિશ્વાસઘાતી
**ખૂનસ** સ્ત્રી૦ ન૦ ખૂનની–વેરની તરસ
**ખૂમચો** પું૦ ટાટ; તાસક
**ખૂલવું** અ૦ ક્રિ૦ ખુલ્લું થવું; ઊઘડવું
**ખૂંખારો** પું૦ ખૂંખરાવું તે
**ખૂંચવું** અ૦ ક્રિ૦ નડવું; ભોંકાવું
**ખૂંટડું** ન૦ બળદ
**ખૂંટિયો** પું૦ આખલો; સાંઢ
**ખૂંતવું** અ૦ ક્રિ૦ ખૂપવું; કાદવમાં ઊતરી જવું
**ખૂંદણું** ન૦ ધમ્માચકડી; ધિંગાણું
**ખૂંદવું** સ૦ ક્રિ૦ કચરવું
**ખૂંધિયું** વિ૦ વાંસે ખૂંધ નીકળી હોય એવું
**ખેચરી** સ્ત્રી૦ દેવી; ભૂતડી; જોગણી
**ખેડવું** સ૦ ક્રિ૦ જમીનને હળ વડે ખોદી, ચાસીને પોચી કરવી (૨) [લા.] સુધારવું
**ખેડાણ** વિ૦ ખેડેલું
**ખેડૂત** પું૦
**ખેતર** ન૦ જેમાં ખેતી થતી હોય એવો જમીનનો ભાગ–ટુકડો (૨) અવકાશ
**ખેપટ** સ્ત્રી૦ ધૂળ (૨) અ૦ મૂઠીઓ વાળીને
**ખેપિયો** પું૦ કાસદ

**ખેરાત** સ્ત્રી૦ સખાવત
**ખેલન** ન૦ ખેલવું-રમવું તે
**ખેલવું** અ૦ ક્રિ૦ રમવું; ગમ્મત કરવી
**ખેલાડી** વિ૦ ચતુર; મુત્સદ્દી (૨) પું૦ ખેલ કરે તે; નટ
**ખેવના** સ્ત્રી૦ કાળજી; ચાનક
**ખેંચવું** સ૦ ક્રિ૦ તાણવું (૨) આગ્રહ કરવો
**ખેંચાણ** ન૦ તાણ (૨) આગ્રહ
**ખોઈયું** ન૦ ધોતિયે કપડું બાંધીને બાળકને ઊંઘાડવા માટે કરેલી-બાંધેલી ઝોળી
**ખોખરું** વિ૦ અડધુંપડધું ભાંગેલું-ફૂટેલું
**ખોખલું** વિ૦ ખોખળી ગયેલું; વૃદ્ધ
**ખોજવું** સ૦ ક્રિ૦ ખોળવું
**ખોટકો** પું૦ ખોટ; ઘટ
**ખોટારું** વિ૦ જૂઠું
**ખોટીપો** પું૦ ખોટી થવું તે; રોકાણ
**ખોટીલું** વિ૦ આળસુ
**ખોડવું** સ૦ ક્રિ૦ દાટવું; રોપવું
**ખોડિયું** વિ૦ ખોડવાળું; અપંગ
**ખોદવું** સ૦ ક્રિ૦; અ૦ ક્રિ૦ ભોંય ઉખેડવી
**ખોદાણ** ન૦ ખોદાયેલું તે; ખોદકામ
**ખોરડું** ન૦ માટીની ભીંતનું નાનું ઘર
**ખોરાક** પું૦ ખાવાનો પદાર્થ
**ખોરાકી** સ્ત્રી૦ ગુજરાનની વસ્તુ
**ખોરાશ** સ્ત્રી૦ ખોરાપણું
**ખોલકી** સ્ત્રી૦ ખોલકુંનું સ્ત્રીલિંગ
**ખોલકું** ન૦ ગધેડાનું નાનું બચ્ચું
**ખોલકો** પું ગધેડો
**ખોલવું** સ૦ ક્રિ૦ ઉઘાડવું
**ખોસવું** સ૦ ક્રિ૦ જોરથી દાખલ કરવું; ઘાલવું
**ખોળવું** સ૦ ક્રિ૦ તપાસ કરવી
**ખોળિયું** ન૦ ખોલ (૨) શરીર; કલેવર
**ખોંખારો** પું૦ ખૂંખારો

## ગ

**ગગન** ન૦ આકાશ; આભલું
**ગચ્છંતી** સ્ત્રી૦ નાસી જવું તે
**ગજબ** પું૦ કેર (૨) આશ્ચર્ય
**ગજરો** પું૦ ગજરું; ફૂલનો હાર-તોરો
**ગજવું** ન૦ ખીસું
**ગજ્જર** પું૦ મિસ્ત્રી
**ગઝલ** સ્ત્રી૦ એક ફારસી રાગ
**ગટર** સ્ત્રી૦ ગંદું પાણી જવાની નીક-મોરી; ખાળ
**ગઠડી** સ્ત્રી૦ પોટલી; બચકી
**ગઠિયું** વિ૦ લુચ્ચું; પાકું
**ગડદો** પું૦ ઠોંસો; ધીબકો
**ગડાકુ** પું૦; સ્ત્રી૦ ગોળ ભેળવી કચરેલી તમાકુ
**ગઢવી** વિ૦ ચારણની જ્ઞાતિનું
**ગઢેરો** પું૦ મોટેરો-મુખ્ય માણસ
**ગણતી(-ના)** સ્ત્રી૦ જુઓ ગણતરી
**ગણવું** સ૦ ક્રિ૦ સંખ્યા કાઢવી
**ગણિકા** સ્ત્રી૦ ગુણકા
**ગણિત** ન૦ ગણિતવિદ્યા
**ગણેશ** પું૦ (સં.) ગણપતિ
**ગણોત** સ્ત્રી૦; ન૦ સાંથ (૨) ગણોતનામું
**ગદેલું** ન૦ ગાદલું (૨) જાડી ગાદી
**ગધા(-ધે)ડો** પું૦
**ગદ્ધાઈ** સ્ત્રી૦ ગદ્ધાપણું; મૂર્ખતા
**ગપાટો** પું૦ ગપ
**ગપોડું** ન૦ ગપ્પું
**ગબારો** પું૦ નાનું બલૂન (૨) હવાઈ
**ગબ્બર** વિ૦ સંગીન (૨) પૈસાદાર
**ગભરુ** વિ૦ નિર્દોષ; ભોળું
**ગભા(-મા)ણ** સ્ત્રી૦ ઢોરના ખીલા આગળ આડું લાકડું રાખી ચાર નાંખવાને કરેલી જગા
**ગભાણ** ન૦ ગામના પાદર પરની ગોચર જમીન; ચરો
**ગભાર(-રો)** પું૦ દેવાલયની અંદરનો ભાગ, જ્યાં મૂર્તિ હોય છે; ગર્ભાગાર
**ગમતી** વિ૦ વિનોદી (૨) આનંદી
**ગમન** ન૦ જવું-ચાલવું તે
**ગમવું** અ૦ ક્રિ૦ મનને સારું લાગવું
**ગમાર** વિ૦ અણસમજુ (૨) ગામડિયું
**ગમ્મત** સ્ત્રી૦ જુઓ ગમત
**ગરક** વિ૦ ડૂબેલું (૨) મગ્ન; લીન
**ગરજ** સ્ત્રી૦ ખપ (૨) સ્વાર્થ
**ગરજુ** વિ૦ ગરજાઉ
**ગરથ** પું૦ નાણું; પૈસો
**ગરદી** સ્ત્રી૦ ગિરદી; ભીડ
**ગરબી** સ્ત્રી૦ સ્ત્રીઓના રાગમાં ગાવાની એક જાતની કવિતા

**ગરબો** પું૦ નોરતામાં અથવા માતા આવે છે તે પ્રસંગે કાણાંવાળી માટલી જેમાં ચાલુ ઘીનો દીવો રખાય છે તે (૨) મોટી ગરબી; રાસડો
**ગરભ** પું૦ ગર્ભ
**ગરમ** વિ૦ ઊનું (૨) જોસમાં કે ક્રોધમાં આવેલું
**ગરમી** સ્ત્રી૦ ઉષ્ણતા; તાપ
**ગરલ** ન૦ વિષ; ઝેર
**ગરાસ** પું૦ ગામનું રક્ષણ કરવાના બદલામાં કાઢી આપેલી જમીન અથવા ઉચક રકમ
**ગરીબ** વિ૦ નિર્ધન (૩) સાલસ; રાંક
**ગરીબી** સ્ત્રી૦ જુઓ ગરીબાઈ
**ગરુડ** પું૦; ન૦ એક પક્ષી
**ગરૂરી** સ્ત્રી૦ મગરૂરી
**ગરેડી** સ્ત્રી૦ ગરગડી
**ગરોડો** પું૦ ઢેડનો ગોર
**ગરોળી** સ્ત્રી૦ એક ઝેરી જનાવર
**ગર્જન** ન૦ ગર્જવું તે
**ગર્જના** સ્ત્રી૦ ગર્જવું તે
**ગર્દભ (-વ)** પું૦ ગધેડો
**ગર્ભિણી** સ્ત્રી૦ જેના પેટમાં ગર્ભ રહ્યો હોય તેવી સ્ત્રી
**ગર્ભિત** વિ૦ છૂપું
**ગલત** વિ૦ ભૂલભરેલું; જૂઠું
**ગલતી** સ્ત્રી૦ ભૂલ; ચૂક
**ગલીચ** વિ૦ ગંદું–અતિ ગંદું
**ગલેફ** પું૦ ગાદીતકિયા વગેરેની ખોલ
**ગલોકું** ન૦ ગાલનો અંદરનો ભાગ
**ગલોલ** સ્ત્રી૦ ગોફણ જેવું એક સાધન
**ગલોલો** પું૦ ગલોલ વડે મારવાનો ગોળ કાંકરો
**ગવલી** પું૦ ગોવાળિયો
**ગવાર** પું૦ એક વનસ્પતિ
**ગવાવું** અ૦ ક્રિ૦ નિંદાવું; ફજેત થવું
**ગવાહ** પું૦ સાક્ષી પૂરનાર; સાક્ષી
**ગવાહી** સ્ત્રી૦ સાક્ષી; પુરાવો
**ગવૈયો** પું૦ ગાનારો
**ગહન** વિ૦ ઊંડું; ગાઢ (૨) અકળ; ગૂઢ
**ગળચી** સ્ત્રી૦ ઘીચી; ડોક; ગરદન
**ગળણી** સ્ત્રી૦ ગાળવાનું કાંણાંવાળું સાધન
**ગળણું** ન૦ પાણી વિ. ગાળવાનો કપડાનો કકડો
**ગળફો** પું૦ બળખો
**ગળવું** સ૦ ક્રિ૦ ગળામાં ઉતારી જવું (૨) ગાળવું
**ગંગોત્રી** સ્ત્રી૦ ગંગાનદીના મૂળ આગળનું તીર્થ
**ગંજન** ન૦ જુલમ (૨) ચઢિયાતાપણું
**ગંજીફો** પું૦ રમવાનાં પાનાંનો જથ્થો
**ગંજેટી(-રી)** વિ૦ ભાંગગાંજાનો વ્યસની
**ગંડેરી** સ્ત્રી૦ નાના નાના કકડા (શેરડી કે લાકડાના)
**ગંદકી** સ્ત્રી૦ અસ્વચ્છતા
**ગંધક** પું૦ એક ખનિજ પદાર્થ
**ગંધર્વ** પું૦ સ્વર્ગનો ગવૈયો
**ગાફ(-ફે)લ** વિ૦ અસાવધ
**ગાબડું** ન૦ બાકું (૨) ખાડો (૩) [લા.] નુકસાન
**ગાભણી** વિ૦ સ્ત્રી૦ ગર્ભવાળી (મનુષ્યેતર પશુની માદા)
**ગાભરું** વિ૦ ગભરાયેલું
**ગામઠી** વિ૦ ગામડિયું
**ગામડું** ન૦ નાનું ગામ
**ગામેતી** પું૦ ગામનો મુખ્ય માણસ; મુખી
**ગામોટ(-ટી)** પું૦ ગામનો ગોર
**ગાયક** પું૦ ગાનારો; ગવૈયો
**ગાયત્રી** સ્ત્રી૦ એક વૈદિક છંદ
**ગાયન** ન૦
**ગારુડી** પું૦ મદારી
**ગાલીચો** પું૦ ઊનનું એક જાતનું પાથરણું
**ગાળવું** સ૦ ક્રિ૦ કચરો કાઢી શુદ્ધ કરવું
**ગાંગડો** પું૦ કોઈ પણ વસ્તુનો બાઝી ગયેલો નક્કર કકડો–કાંકરો
**ગાંગલું** વિ૦ કાંગલું; નમાલું
**ગાંઠનું** વિ૦ પોતાનું
**ગાંઠડી** સ્ત્રી૦ ગાંસડી (૨) ધન; સંપત્તિ
**ગાંઠડો** પું૦ મોટી ગાંઠડી; ગાંસડો
**ગાંઠવું** સ૦ ક્રિ૦ તાબે રહી હુકમ માનવો
**ગાંઠિયો** પું૦ સૂકવેલી હળદરનો કાંકરો (૨) ચણાના લોટની એક તળેલી વાની
**ગાંડાઈ** સ્ત્રી૦ ઘેલછા
**ગાંડિયું** વિ૦ ગાંડું; ગાંડા જેવું
**ગાંડિ(-ડી)વ** ન૦ (સં.) અર્જુનનું ધનુષ્ય
**ગાંદરો** પું૦ ગામની ભાગોળ
**ગાંધર્વ** પું૦ સ્વર્ગનો ગવૈયો
**ગાંભીર્ય** ન૦ ગંભીરતા
**ગાંસડો** પું૦ મોટી ગાંસડી; પોટલો
**ગિરદી** સ્ત્રી૦ ભીડ
**ગીરણી** સ્ત્રી૦ મિલ
**ગીરવી** વિ૦ ગીરવેલું

**ગીર્વાણ** પું૦ દેવ; સુર
**ગુજરી** સ્ત્રી૦ શહેર–કસબામાં ભરાતું બજાર
**ગુજારો** પું૦ નિર્વાહ; ગુજરાન
**ગુજ્જર** વિ૦ સુતારવાણિયાની એક ન્યાત
**ગુટિકા** સ્ત્રી૦ ગોળી (દવાની)
**ગુણકા** સ્ત્રી૦ ગણિકા; વેશ્યા
**ગુણજ્ઞ** વિ૦ કદરદાન
**ગુણવું** સ૦ ક્રિ૦ એક સંખ્યાને બીજી સંખ્યા જેટલી વાર વધારવી
**ગુણાંક** પું૦ ગુણાકાર કરવાથી આવેલી રકમ
**ગુમાન** ન૦ અભિમાન; ગર્વ
**ગુમાની** વિ૦ અભિમાની
**ગુરખો** પું૦ નેપાળદેશનો વતની
**ગુરુતા** સ્ત્રી૦
**ગુરુત્વ** ન૦ ગુરુપણું (૨) મોટાઈ (૩) ભારેપણું
**ગુર્જર** વિ૦ ગુજરાતનું
**ગુર્જરી** સ્ત્રી૦ ગુજરાતણ
**ગુલાબ** ન૦ એક ફૂલઝાડ (૨) તેનું ફૂલ
**ગુલાબી** વિ૦ ગુલાબના રંગનું (૨) મજેદાર
**ગુલામ** પું૦ ખરીદ કરેલો ચાકર (૨) [લા.] પરતંત્ર માણસ
**ગુલામી** સ્ત્રી૦ ગુલામપણું (૨) પરાધીનતા
**ગુલાલ** પું૦; ન૦ રાતા રંગનો સુગંધીદાર ભૂકો
**ગુલાંટ** સ્ત્રી૦ ગોટીમડું (૨) [લા.] ઊલટું ફરી જવું
**ગુવાર** પું૦ ગવાર
**ગુંજન** ન૦ ગણગણાટ
**ગુંજવું** અ૦ ક્રિ૦ ગણગણવું
**ગુંજાર** પું૦ ગુંજવાનો અવાજ (૨) [લા.] અવ્યક્ત મધુર અવાજ
**ગુંજાશ** સ્ત્રી૦ ગજું; તાકાત
**ગુંદર** પું૦ જુઓ ગુંદ
**ગુંદિયું** ન૦ ગુંદરિયું
**ગુંબજ** પું૦ ઘુમટ
**ગૂગળ** પું૦ ડુંગરી ઝાડનો ગુંદર
**ગૂડવું** સ૦ ક્રિ૦ કાપવું (૨) ખોદવું
**ગૂઢતા** સ્ત્રી૦
**ગૂણિયું** ન૦ ગુણપાટનો બનાવેલો થેલો
**ગૂર્જર** વિ૦ (૨) પું૦ જુઓ ગુર્જર
**ગૂર્જરી** સ્ત્રી૦ ગુર્જરી
**ગૂંચ(–છ)ળું** ન૦ ગોળ આકારમાં વળેલું હોય તે
**ગૂંચાવું** અ૦ ક્રિ૦ જુઓ ગૂંચવાવું
**ગૂંથણ** ન૦ ગૂંથવું તે
**ગૂંથવું** સ૦ ક્રિ૦
**ગૂંદવું** સ૦ ક્રિ૦ પગ તળે કચરવું; ખૂંદવું
**ગૃહસ્થ** પું૦ સારો ખાનદાન માણસ; સજ્જન
**ગૃહિણી** સ્ત્રી૦ ગૃહસ્થની સ્ત્રી; ઘરધણિયાણી
**ગોકળી** પું૦ ગાયોનો ગોવાળ
**ગોકીરો** પું૦ શોરબકોર
**ગોખલી** સ્ત્રી૦ નાનો ગોખલો
**ગોખલો** પું૦ ગોખ
**ગોખવું** સ૦ ક્રિ૦ મોઢે કરવું
**ગોચર** ન૦ ગૌચર; ચરો
**ગોચરી** સ્ત્રી૦ ભિક્ષા
**ગોઝારું** વિ૦ પાપી (૨) જ્યાં હત્યા થઈ હોય એવું
**ગોઝારો** પું૦ ગાયની હત્યા કરનારો; હત્યારો
**ગોટલી** સ્ત્રી૦ નાનો ગોટલો
**ગોટલો** પું૦ ફળની અંદરનું કોટલાવાળું બીજ
**ગોટાવું** અ૦ ક્રિ૦ ધુમાવું (૨) ગૂંચાવું
**ગોટાળો** પું૦ અવ્યવસ્થા (૨) ગૂંચવાણ
**ગોઠડી** સ્ત્રી૦ છાની–અંતરની વાતચીત
**ગોઠણ** પું૦ ઘૂંટણ (૨) સ્ત્રી૦ સ્ત્રી મિત્ર
**ગોઠવું** અ૦ ક્રિ૦ અનુકૂળ આવવું; ગમવું
**ગોઠિયો** પું૦ મિત્ર; દોસ્ત
**ગોતર** ન૦ ગોત્ર; કુળ
**ગોતવું** સ૦ ક્રિ૦ શોધવું
**ગોદડું** ન૦ પાથરણું
**ગોદાન** ન૦ ગાયનું દાન
**ગોદામ** સ્ત્રી૦; ન૦ ગોડાઉન; ગોદી
**ગોધણ** ન૦ ગાયોનું ટોળું
**ગોધન** ન૦ ગાયોરૂપી ધન–દોલત
**ગોપન** ન૦ ગુપ્ત રાખવું તે
**ગોપિકા** સ્ત્રી૦ ગોવાળણી
**ગોફણ** સ્ત્રી૦ ગોળા–પથરા ફેંકવાનું ચામડાનું કે સૂતરનું જોતર
**ગોબર** ન૦ (ગાયનું) છાણ (૨) છાણાંનો ભૂકો
**ગોબરું** વિ૦ ગંદું (૨) ન૦ ગોબર
**ગોમાંસ** ન૦ ગાયનું માંસ
**ગોમુખ** ન૦ ગાયનું મોઢું
**ગોમુખી** સ્ત્રી૦ માળા જપવાની ગાયના મુખના આકારની કોથળી
**ગોમૂત્ર** ન૦ ગાયનું મૂતર; ગૌમૂત્ર
**ગોરક્ષા** સ્ત્રી૦ ગૌરક્ષા

**ગોરજ** સ્ત્રી૦ સમીસાંજ
**ગોરજી** પું૦ જૈન સાધુ-ધર્મોપદેશક
**ગોરમા** સ્ત્રી૦ કુમારીકાઓનું ગૌરીપૂજનનું વ્રત
**ગોરસ** ન૦ દૂધ, દહીં વગેરે
**ગોરસી** સ્ત્રી૦ દહીં દૂધ રાખવાનું માટીનું વાસણ
**ગોલોક** પું૦ વિષ્ણુ વા કૃષ્ણનું નિવાસસ્થાન
**ગોવધ** પું૦ ગાયનો વધ
**ગોવાળ** પું૦ ગાય-ઢોર ચરાવનારો
**ગોસાંઈ** પું૦ એક જાતનો સાધુ-વેરાગી
**ગોહત્યા** સ્ત્રી૦ ગાયને મારી નાંખવી તે
**ગોંદરો** પું૦ જુઓ ગાંદરો
**ગોંધવું** સ૦ ક્રિ૦ બંધ જગામાં પૂરવું
**ગૌગ્રાસ** પું૦ ગવાનિક
**ગૌચર** ન૦ ગોચર; ચરો
**ગૌદાન** ન૦ ગાયનું દાન
**ગૌધન** ન૦ ગાયોરૂપી ધન
**ગૌમુખ** ન૦ ગાયનું મોં; ગોમુખ
**ગૌમુખી** સ્ત્રી૦ જુઓ ગોમુખી
**ગૌમૂત્ર** ન૦ ગાયનું મૂતર
**ગૌરક્ષા** સ્ત્રી૦ ગાયની રક્ષા
**ગૌરવ** ન૦ ભાર (૨) મોટાઈ; મહત્તા
**ગૌરાંગ** વિ૦ ગોરા અંગવાળું
**ગૌશાલા(-ળા)** સ્ત્રી૦ ગાયો રાખવાનું મકાન
**ગૌહત્યા** સ્ત્રી૦ જુઓ ગોહત્યા
**ગ્રહણ** ન૦ ગ્રહવાની ક્રિયા (જુઓ ગ્રહવું) (૨) [જ્યો.] સૂર્ય અને ચંદ્રનું ઘેરાવું તે
**ગ્રહવું** સ૦ ક્રિ૦ લેવું; પકડવું (૨) સમજવું
**ગ્રામીણ** વિ૦ ગામડાંનું-ને લગતું (૨) પું૦ ગામડિયો
**ગ્રામ્યતા** સ્ત્રી૦
**ગ્રાહક** વિ૦ ગ્રહણ કરનારું
**ગ્રાહ્યતા** સ્ત્રી૦

## ઘ

**ઘટના** સ્ત્રી૦ બનાવ
**ઘટવું** અ૦ ક્રિ૦ છાજવું (૨) ઓછું થવું
**ઘટાડો** પું૦ ઘટ
**ઘટિકા** સ્ત્રી૦ ઘડી; સાઠ પળ-૨૪ મિનિટ જેટલો વખત
**ઘાટત** વિ૦ યોગ્ય; ઉચિત
**ઘડવું** સ૦ ક્રિ૦ ઘાટ-આકાર આપવો
**ઘડિયો** પું૦ આંકનો પાડો
**ઘડૂલી** સ્ત્રી૦ નાનો ઘડૂલો
**ઘણૂંક** વિ૦ ('ઘાણું'થી જરાક ઓછો અર્થ બતાવે છે)
**ઘણેરું** વિ૦ ઘણું (કવિતામાં વપરાય છે)
**ઘનિષ્ઠ** વિ૦ ગાઢ; ખૂબ વધારે
**ઘમંડ** પું૦ અહંકાર
**ઘમંડી** વિ૦ ઘમંડવાળું (૨) સ્ત્રી૦ અભિમાન
**ઘરડ** સ્ત્રી૦ ચીલો (૨) [લા.] ચાલુ પ્રણાલી કે રૂઢિ
**ઘરડું** વિ૦ પાકી ઉમ્મરે પહોંચેલું
**ઘરણ** ન૦ સૂર્યચંદ્રનું ગ્રહણ (જુઓ ગ્રહણ)
**ઘરાક** પું૦; ન૦ ખરીદ કરનાર
**ઘરાકી** સ્ત્રી૦ દુકાન પર ઘરાકોનો આવરો (૨) ખપત; ઉઠાવ
**ઘરૂણી** સ્ત્રી૦ ગૃહિણી; પત્ની
**ઘરેડ** સ્ત્રી૦ જુઓ ઘરડ (૨) કુવા પરના પથ્થર ઉપર દોરડાના ઘસારાથી પડેલો ખાડો
**ઘરેડી** સ્ત્રી૦ ગરગડી (૨) મરતી વખતનો શ્વાસ
**ઘરેડો** પું૦ મરતી વખતના શ્વાસથી થતો અવાજ
**ઘરેણું** ન૦ દાગીનો; આભૂષણ
**ઘરેણે** અ૦ આંટમાં-ગીરો આપેલું લીધેલું હોય તેમ
**ઘરોપું** ન૦ ગાઢ સંબંધ
**ઘર્ષણ** ન૦ ઘસારો (૨) [લા.] બોલાચાલી
**ઘવાવું** અ૦ ક્રિ૦ ઘાયલ થવું
**ઘસવું** સ૦ ક્રિ૦ ચોળવું (૨) માંજવું
**ઘસાવું** અ૦ ક્રિ૦ ઘસારો-નુકસાન વેઠવું
**ઘસારો** પું૦ જુઓ ઘસારણ
**ઘંટડી** સ્ત્રી૦ છેક નાનો ઘંટ; ટોકરી
**ઘંટલો** પું૦ ભરડવાની થાળા વિનાની ઘંટી
**ઘાઘરી** સ્ત્રી૦ નાનો ઘાઘરો
**ઘાઘરો** પું૦ ચણિયો
**ઘાટણ** સ્ત્રી૦ ઘાટીની સ્ત્રી
**ઘાટીલું** વિ૦ ઘાટદાર; રૂપાળું
**ઘાતક** વિ૦ મોત નિપજાવે એવું; નાશક
**ઘાતકી** વિ૦ ખૂની (૨) ક્રૂર
**ઘાયલ** વિ૦ જખમી
**ઘારણ** ન૦ ઘોર નિદ્રા
**ઘાલવું** સ૦ ક્રિ૦ ખોસવું; અંદર મૂકવું
**ઘાંચણ** સ્ત્રી૦ ઘાંચી સ્ત્રી

**ઘિસોડું** ન૦ ઘિસોડીનું ફળ; એક શાક
**ઘીકાંટો** પું૦ ઘીનું બજાર
**ઘીકેળાં** ન૦ બ૦ વ૦ [લા.] ભારે લાભ
**ઘુવડ** પું૦; ન૦ રાત્રે જ દેખી શકતું એક પક્ષી
**ઘુંમટ(–ઘુ)** પું૦ ગુંબજ
**ઘુઘરી** સ્ત્રી૦ એક રમકડું; નાનો ઘુઘરો
**ઘૂઘરો** પું૦ અંદર કાંકરા જેવી વસ્તુ ભરીને કરેલો ખખડે તેવો ધાતુ વગેરેનો પોલો ગોળો (૨) એક મીઠાઈ
**ઘૂમટો** પું૦ ઘૂઘટ
**ઘૂમરી** સ્ત્રી૦ વમળ; ભમરો
**ઘૂમવું** અ૦ ક્રિ૦ ગોળ ફરવું
**ઘૂસવું** અ૦ ક્રિ૦ ગમે તેમ કરી પેસી જવું
**ઘૂંઘટ(–ટો)** પું૦ ઘૂંમટો
**ઘૂંટડો** પું૦ ગળાવાટે એકી સાથે ઊતરી શકે તેટલો પ્રવાહી પદાર્થ
**ઘૂંટણ** ન૦ ઢીંચણ
**ઘૂંટવું** સ૦ ક્રિ૦ લસોટવું
**ઘેઘૂર** વિ૦ મસ્ત; ચકચૂર
**ઘેરવું** સ૦ ક્રિ૦ ચારે તરફનો વિસ્તાર
**ઘેરાવ(–વો)** પું૦ ચારે તરફથી વીંટળાઇ વળવું
**ઘેરાવું** અ૦ ક્રિ૦ ચારે બાજુ વીંટળાવું
**ઘેરૈયો** પું૦ હોળી ખેલવા નીકળેલો, ઘેરમાંનો માણસ
**ઘેલછા** સ્ત્રી૦ ગાંડપણ (૨) ધૂન
**ઘોઘરું** વિ૦ ખોખરું–ભારે સાદવાળું
**ઘોઘરો(–ળો)** પું૦ ભારે સાદ; ઘાંટો
**ઘોડાર** સ્ત્રી૦ ઘોડા બાંધવાની જગા; તબેલો
**ઘોડિયું** ન૦ એક જાતનું પારણું
**ઘોરણ** ન૦ ઘોરવું—ખૂબ ઊંઘવું તે
**ઘોરવું** અ૦ ક્રિ૦ ઘસઘસાટ ઊંઘવું
**ઘોલકું** ન૦ નાનકડું અંધારું ઘર
**ઘોષણા** સ્ત્રી૦ ઢંઢેરો
**ઘોળવું** સ૦ ક્રિ૦ ફરતેથી દાબીને નરમ કરવું (૨) ઓગાળવું
**ઘોંઘાટ** પું૦ શોરબકોર; ગરબડાટ
**ઘોંચવું** સ૦ ક્રિ૦ ભોંકવું
**ઘોંટવું** અ૦ ક્રિ૦ ઘોરવું; ઊંઘવું

## ચ

**ચકતું** વિ૦ સાવચેત (૨) ન૦ ગોળ કે ખૂણાદાર ચોરસ ટેકું (૩) [લા.] ચકામું
**ચકરી** વિ૦ ગોળ આકારનું (૨) સ્ત્રી૦ તમ્મર
**ચકલી** સ્ત્રી૦ ચકલાની માદા (૨) [લા.] પાણીનો નળ ખોલવાની ચાવી
**ચકલું** ન૦ એક પંખી (૨) ચાર રસ્તા મળતા હોય એવું નાકું
**ચકલો** પું૦ એક પંખી (૨) મહોલ્લાનું ચકલું
**ચકવું** વિ૦ લાગ જોતું બેઠેલું; તત્પર
**ચકવો** પું૦ એક પંખી; ચક્રવાક
**ચકામું(–ચું)** ન૦ ચામડી પર પડેલું ચાંદું કે ચાઠું
**ચકિત** વિ૦ છક થઈ ગયેલું
**ચકોર** વિ૦ ચાલાક
**ચક્કર** વિ૦ ચસકેલું (૨) ન૦ પૈડું (૩) ચકરી
**ચગવું** અ૦ ક્રિ૦ આકાશમાં–ઊંચે ઊડવું (૨) [લા.] રંગમાં આવવું; ખીલવું
**ચચ્ચાર** વિ૦ ચાર ચાર
**ચટક** વિ૦ સ્વાદ (૨) ડંખ (૩) ચાનક
**ચટકી** સ્ત્રી૦ તીવ્ર લાગણી (૨) ચૂંટી
**ચટકો** પું૦ દંશ; ડંખ
**ચટણી** સ્ત્રી૦
**ચટાઈ** સ્ત્રી૦ સાદડી
**ચડતી** સ્ત્રી૦ ઉન્નતિ (૧) બઢતી
**ચડતું** વિ૦ વધતું (૨) ચડિયાતું
**ચડવું** સ૦ ક્રિ૦; અ૦ ક્રિ૦ નીચેથી ઉપર જવું (૨) ચડાઈ કરવી (૩) બફાવું (૪) ગર્વથી ફૂલવું (૫) સંકોચાવું (૬) –ના કરતાં શ્રેષ્ઠ ઠરવું
**ચડાઇ** સ્ત્રી૦ હુમલો
**ચડાઉ** વિ૦ ફૂલણજી
**ચડાણ** ન૦ ચડાવવાળો માર્ગ
**ચડાવ** પું૦ ઊંચાણ
**ચડાવો** પું૦ જુઓ ચડાવ (૨) ઉશ્કેરણી
**ચણવું** સ૦ ક્રિ૦ મકાન વગેરે ચણવું (૨) વીણીને ખાવું (પક્ષી માટે)
**ચણો(–નો)ઠી** સ્ત્રી૦ વાલના ત્રીજા ભાગનું વજન
**ચતુર** વિ૦ ચાલાક
**ચતુરા** સ્ત્રી૦ ચતુર સ્ત્રી
**ચપટી** સ્ત્રી૦ હાથનો અંગૂઠો અને આંગળી ભીડવાં તે (૨) પકડ; ચીમટી

**ચપટું** વિ૦ બેઠેલું; દબાયેલું
**ચપલ(–ળ)** વિ૦ ચંચળ (૨) હોશિયાર
**ચપલા (–ળા)** સ્ત્રી૦ ચપળ સ્ત્રી (૨) વીજળી
**ચપાટી(–તી)** સ્ત્રી૦ ચાર પટવાળી રોટલી
**ચમક** સ્ત્રી૦ ચમકારો (૨) ધ્રૂજારી
**ચમચી** સ્ત્રી૦ નાનો ચમચો
**ચમચો** પું૦
**ચમડી** સ્ત્રી૦ ચામડી
**ચમન** પું૦; ન૦ બાગ (૨) આનંદ
**ચમર** સ્ત્રી૦ વાળ કે પીંછાં (૨) સ્ત્રી૦; ન૦ ચમ્મર
**ચમરી** સ્ત્રી૦ મચ્છર વગેરે ઉડાડવાની ઘોડાના વાળની બનાવેલી ચામર
**ચમાર** વિ૦ ચામડિયાની જ્ઞાતિનું
**ચમેલી** સ્ત્રી૦ એક ફૂલવેલ; ચંપેલી
**ચમ્મર** સ્ત્રી૦; ન૦ ચમરી ગાયના પૂંછડાના કે બીજા વાળની બનેલી ચમરી; ચામર
**ચરક** સ્ત્રી૦ પંખીની અઘાર
**ચરકું(–ખું)** વિ૦ સહેજ તમતમું તથા કડવું
**ચરખો** પું૦ કપાસ લોઢવાનો સંચો
**ચરડ** અ૦ (રવ૦) કપડું વગેરે ફાટતાં થતો અવાજ
**ચરણ** પું૦ પગ (૨) ન૦ કડી (કવિતાની)
**ચરબી** સ્ત્રી૦ પ્રાણીઓના માંસમાં રહેલો તૈલી પદાર્થ (૨) અભિમાન
**ચરમ** વિ૦ અંતિમ (૨) ન૦ મગદળ
**ચરવું** અ૦ ક્રિ૦ ઘાસ, દાણો વગેરે ફરીને શોધી ખાવો (પશુપંખીએ) (૨) રળવું
**ચરસ** પું૦ ચડસ
**ચરાઈ** સ્ત્રી૦ ઢોર વગેરે ચારવાનું મહેનતાણું
**ચરાઉ** વિ૦ ચરવા માટે યોગ્ય
**ચરાણ** ન૦ ગોચર
**ચરિત્ર** ન૦ આચરણ (૨) જીવનચરિત્ર
**ચરૂડી** સ્ત્રી૦ નાનો ચરુ; દેગડી
**ચરૂડો** પું૦ માટીનો લોટો
**ચરેડો(–રો)** પું૦ ચરડકો; ધ્રાસકો (૨) ચીરો
**ચર્ચવું** સ૦ ક્રિ૦ ચર્ચા કરવી
**ચર્ચાવું** અ૦ ક્રિ૦ ચર્ચા થવી
**ચલણ** ન૦ અમલ (૨) ચલણી નાણું (૩) રિવાજ
**ચલણી** વિ૦ વ્યવહારમાં પ્રચલિત-વપરાતું હોય એવું
**ચલતી** સ્ત્રી૦ સંગીતની એક ઢબ
**ચલન** વિ૦ હાલતું (૨) ન૦ ચાલવાની ક્રિયા
**ચલમ** સ્ત્રી૦ તમાકુ વગેરે પીવા માટેનું માટીનું પાત્ર
**ચલાણું** ન૦ પડઘીવાળી નાની પ્યાલી
**ચવડ** વિ૦ મુશ્કેલીથી તૂટે, ફાટે કે ચવાય એવું
**ચવડું** વિ૦ ચવડ
**ચવલી** સ્ત્રી૦ બેઆની
**ચવાણું** ન૦ કાચુંકોરું કે શેકેલું ખાવાનું
**ચસકો** પું૦ ચસક; સળક
**ચસમું** ન૦ જુઓ ચશ્મું
**ચસવું** અ૦ ક્રિ૦ ચળવું; ખસવું
**ચહેરો** પું૦ મોંનો ઘાટ; શિક્લ; સૂરત
**ચળક** સ્ત્રી૦ ચળકાટ
**ચળવું** અ૦ ક્રિ૦ ડગવું (૨) [લા.] પતિત થવું
**ચળાઈ** સ્ત્રી૦ ચળામણી
**ચંચલ(–ળ)** વિ૦ ડગમગતું (૨) અધીરું (૩) ચકોર
**ચંચલા(–ળા)** સ્ત્રી૦ લક્ષ્મી (૨) વીજળી
**ચંડાલ(–ળ)** વિ૦ ઘાતકી (૨) પાપી
**ચંડિકા** સ્ત્રી૦ ઉગ્ર સ્વભાવની સ્ત્રી
**ચંડૂલ** પું૦ અફીણનું સત્ત્વ (ચલમમાં પીવાનું)
**ચંડોલ(–ળ)** પું૦ એક પક્ષી (૨) ચકડોળ
**ચંદન** ન૦ સુખડનું ઝાડ—લાકડું
**ચંદની** સ્ત્રી૦ ચાંદની (૨) ચંદરવો
**ચંદાવા** વિ૦ ચંદ્રના જેવું—જેટલું
**ચંદ્રક** પું૦ ચાંલ્લો
**ચંદ્રમા** પું૦ ચાંદો
**ચંદ્રિકા** સ્ત્રી૦ ચાંદની
**ચંપક** પું૦ ચંપો
**ચંપલ** પું૦; સ્ત્રી૦; ન૦
**ચંપાવું** અ૦ ક્રિ૦ 'ચાંપવું'નું કર્મણિ રૂપ
**ચંપે(–બે)લી** સ્ત્રી૦ એક ફૂલવેલ
**ચાઊસ** પું૦ લશ્કરમાં ડંકા વિ. ની ટુકડીનો જમાદાર
**ચાકડો** પું૦ કુંભારનો ચાક
**ચાકર** પું૦ દાસ; નોકર
**ચાકરી** સ્ત્રી૦ સેવા; સારવાર
**ચાકળો** પું૦ ગોળ નાની ગાદી
**ચાખવું** સ૦ ક્રિ૦ જીભથી સ્વાદ જોવો
**ચાગલું (–ળું)** વિ૦ પવિત્ર હોવાનો ઢોંગ કરતું (૨) પ્યારું; લાડીલું
**ચાટણું** ન૦ ચાટણ
**ચાટલું** ન૦ દર્પણ
**ચાટવું** સ૦ ક્રિ૦
**ચાડિયું** વિ૦ ચાડી ખાનારું

**ચાડિયો** પું૰ નિંદાપાત્ર માણસનું પૂતળું (૨) પંખી, વાંદરા વગેરેને બિવરાવવા માટે કરેલો માણસ જેવો આકાર
**ચાડીલું** વિ૰ (કા.) ચાડ રાખનારું (૨) ચડસીલું
**ચાણક્ય** પું૰ (સં.) અર્થશાસ્ત્રનો લેખક–કૌટિલ્ય
**ચાતક** પું૰; ન૰ એક પંખી
**ચાતુરી** સ્ત્રી૰ ચતુરાઈ
**ચાતુર્ય** ન૰ ચતુરાઈ
**ચાદર** સ્ત્રી૰
**ચાદાની** સ્ત્રી૰ ચાની કીટલી
**ચાનક** સ્ત્રી૰ કાળજી (૨) ચાલાકી
**ચાનકી** સ્ત્રી૰ નાનો રોટલો; ભાખરી
**ચાપડો** પું૰ સજ્જડ રાખે એવો બંધ–પટો
**ચાપાણી** ન૰ બ૰ વ૰ ચા વગેરેનો નાસ્તો
**ચાબખો** પું૰ કોરડો
**ચાબુક** પું૰ ચાબખો; કોરડો
**ચામઠું** વિ૰ વાંધાખોરિયું (૨) ન૰ ચાઠું; સોળ
**ચામડી** સ્ત્રી૰ ત્વચા (શરીર પરની)
**ચામર** પું૰; ન૰ ચમ્મર; ચમરી (૨) એક છંદ
**ચારણ** વિ૰ રાજાનાં ગુણકીર્તન અને વખાણ કરવાનો ધંધો કરનારી એક જાતિનું
**ચારણી** વિ૰ ચારણનું–ને લગતું
**ચારવું** સ૰ ક્રિ૰ (ઢોર) ચરાવવું
**ચારિત્ર(–ત્ર્ય)** ન૰ આચરણ (૨) શીલ; સદાચાર
**ચાર્વાક** પું૰ (સં.) નાસ્તિક મતનો પ્રવર્તક
**ચાલક** વિ૰ ચલાવનારું; પ્રવર્તક
**ચાલન** ન૰ ચલાવવાની ક્રિયા (૨) હલાવવું તે
**ચાલવું** અ૰ ક્રિ૰ હીંડવું
**ચાલાક** વિ૰ ચતુર (૨) ધૂર્ત
**ચાલાકી** સ્ત્રી૰ ચાલાકપણું
**ચાવડી** સ્ત્રી૰ પોલીસથાણું
**ચાવડો** પું૰ ચાવડા વંશનો રજપૂત
**ચાવણું** ન૰ કાચુંકોરું ખાવાનું; ચવાણું
**ચાવલ** પું૰ બ૰ વ૰ ચોખા
**ચાવળું** વિ૰ દોઢડહાપણ કરનારું (૨) ચિબાવલું
**ચાસકો** પું૰ (કા.) બૂમ; રાડ
**ચાસણી** સ્ત્રી૰ ખાંડનું પાણી ઉકાળીને કરેલો પ્રવાહી
**ચાહના** સ્ત્રી૰ પસંદગી (૨) પ્યાર
**ચાહવું** સ૰ ક્રિ૰ ઈચ્છવું (૨) પ્રેમ કરવો
**ચાળણ** ન૰ જુઓ ચળામણ
**ચાળણી** સ્ત્રી૰ ચાળવાનું બારીક છિદ્રોવાળું સાધન
**ચાળણો** પું૰ મોટી ચાળણી
**ચાળવું** સ૰ ક્રિ૰ ચાળણી વડે ચોખ્ખું કરવું (૨) સંચારવું (છાપરું)
**ચાંચડ** પું૰
**ચાંચિયો** પું૰ દરિયાઈ લુટારો
**ચાંડાલ(–ળ)** વિ૰ (૨) પું૰ ચંડાળ
**ચાંદની** સ્ત્રી૰ ચંદની
**ચાંદલો** પું૰ ચાંલ્લો
**ચાંપતી** સ્ત્રી૰ તાકીદ; ચેતવણી
**ચાંપતું** વિ૰ આકરું (૨) ઝટ અસર કરે તેવું
**ચાંપલું** વિ૰ દોઢડાહ્યું; ચિબાવલું
**ચાંપવું** સ૰ ક્રિ૰ દબાવવું (૨) [લા.] લાંચ આપવી
**ચિકાર** વિ૰ ભરપૂર
**ચિકિત્સા** સ્ત્રી૰ વૈદકનો ઉપચાર
**ચિચૂકો (–ડો)** પું૰ આંબલીનો ઠળિયો
**ચિડાવું** અ૰ ક્રિ૰ ખીજવાવું
**ચિતાર** પું૰ ચિત્ર (૨) આબેહૂબ વર્ણન
**ચિતારો** પું૰ ચિત્રકામ કરનારો
**ચિત્કાર** પું૰ ચીસ
**ચિબુક** સ્ત્રી૰ હડપચી; દાઢી
**ચિમેડ(–મો)ડ** સ્ત્રી૰ એક વનસ્પતિ–ઓષધિ
**ચિરાગ** પું૰ દીવો; બત્તી
**ચિરાડો** પું૰ ચીરો
**ચિરાયુ** વિ૰ દીર્ઘાયુ
**ચિરાવું** અ૰ ક્રિ૰ 'ચીરવું'નું કર્મણિ રૂપ
**ચિંતક** વિ૰ ચિંતન કરનારું (૨) પું૰ વિચારક
**ચિંતન** ન૰ વિચાર; મનન
**ચિંતવું** સ૰ ક્રિ૰ મનન કરવું; વિચારવું
**ચીકટ** વિ૰ ચીકણું
**ચીકટું** વિ૰ ચીકટવાળું
**ચીકણું** વિ૰ ચોંટી રહે તેવું (૨) [લા.] ચિંગુસ
**ચીકાશ** સ્ત્રી૰ ચીકણાઇ
**ચીડિયું** વિ૰ સહેજ સહેજમાં ચિડાઇ જતું
**ચીતરી(–ળી)** સ્ત્રી૰ સૂગ કે અણગમાની કંપારી
**ચીથરી** સ્ત્રી૰ જુઓ ચીંથરી
**ચીથરું** ન૰ જુઓ ચીંથરું
**ચીપટી** સ્ત્રી૰ ચપટી
**ચીપડું** ન૰ સુકાઇ ગયેલો આંખનો મેલ; ચીપડો
**ચીપડો** પું૰ આંખનો મેલ; પિયો
**ચીપવું** સ૰ ક્રિ૰ દાબી ખેંચીને ચીપ બનાવવી (૨) ગંજીફાનાં પત્તાંને છૂટાં પાડવા ઉપરતળે કરવાં

**ચીપિયો** પું૦ દેવતા વગેરે ઝાલવા બનાવેલી પકડ
**ચીબડી** સ્ત્રી૦ એક પક્ષી
**ચીભડી** સ્ત્રી૦ એક વેલો
**ચીભડું** ન૦ ચીભડીનું ફળ
**ચીમની** સ્ત્રી૦ ધુમાડિયું (૨) ફાનસની બત્તીનું રક્ષણ કરનારી કાચની નળી
**ચીરવું** સ૦ ક્રિ૦ ફાડવું
**ચીરિયું** ન૦ ફાડ; ચીરી (૨) અથાણાનો કકડો
**ચીવટ** સ્ત્રી૦ કાળજી
**ચીંથરી** સ્ત્રી૦ નાનું ચીંથરૂં; ચંદરડી
**ચીંથરું** ન૦ ફાટી ગયેલું કપડું કે તેનો ટુકડો
**ચીંધવું** સ૦ ક્રિ૦ આંગળી કરીને દેખાડવું
**ચુકાદો** પું. ફેંસલો
**ચુગલ(–લી)** સ્ત્રી૦ પીઠ પાછળ કરેલી નિંદા
**ચુડેલ** સ્ત્રી૦ ડાકણ
**ચુનંદું** વિ૦ ખાસ પસંદ કરેલું; ઉત્તમ
**ચુનારો** પું૦ ચૂનો પકવનાર
**ચુસાવું** અ૦ ક્રિ૦ 'ચૂસવું'નું કર્મણિરૂપ
**ચુંગ(–ગા)લ** સ્ત્રી૦ સકંજો
**ચુંબક** વિ૦ ચુંબન કરનારું (૨) લોહચુંબક
**ચુંબન** ન૦ બચ્ચી
**ચુંબવું** સ૦ ક્રિ૦ બચ્ચી કરવી
**ચુંમાળાં** ન૦ બ૦ વ૦ ૪૪ વર્ષની ઉમ્મર થતાં આંખે ઝાંખ પડવી–નબળાઇ આવવી તે
**ચૂકતું** વિ૦ ચૂકવી દીધેલું (ઉદા૦ દેવું)
**ચૂગવું** સ૦ ક્રિ૦ ચાંચ મારીને ખાવું
**ચૂડલો** પું૦ ચૂડો
**ચૂપકી** સ્ત્રી૦ શાંતિ; મૌન
**ચૂમવું** સ૦ ક્રિ૦ બચ્ચી કરવી
**ચૂરણ** ન૦ ભૂકો (૨) ઔષધિનો ભૂકો
**ચૂરમું** ન૦ ભોજનની એક વાની-છૂટો લાડુ
**ચૂસણી** સ્ત્રી૦ ધાવણી (૨) ચૂસી ખાવું તે
**ચૂસવું** સ૦ ક્રિ૦ મોં વડે રસ ખેંચવો
**ચૂંટણી** સ્ત્રી૦ પસંદગી; ઇલેક્શન
**ચૂંટવું** સ૦ ક્રિ૦ તોડવું (૨) પસંદ કરવું
**ચૂંથવું** સ૦ ક્રિ૦ ફેંદવું
**ચૂંથાણ** ન૦ ચૂંથાવું તે; ચૂંથારો
**ચૂંથારો** પું૦ ચૂંથાઈ ગયેલી વસ્તુ (૨) ગભરામણ
**ચૂંથાવું** અ૦ ક્રિ૦ 'ચૂંથવું'નું કર્મણિ રૂપ
**ચૂંદડી** સ્ત્રી૦ એક જાતનું ભાતીગર રેશમી લૂગડું
**ચેટક** ન૦ ભૂત; વળગણ (૨) જાદુ
**ચેતન** વિ૦ સજીવ (૨) હોશ; સૂધ
**ચેતના** સ્ત્રી૦ જીવનશક્તિ
**ચેતવું** અ૦ ક્રિ૦ ઈશારતમાં સમજી જવું (૨) સાવધાન થવું
**ચેરવું** સ૦ ક્રિ૦ છેકવું
**ચેલકું** ન૦ છોકરું (વહાલમાં)
**ચેલકો** પું૦ છોકરો (વહાલમાં)
**ચેષ્ટક** વિ૦ ચેષ્ટા કરનારું
**ચેષ્ટાળી** સ્ત્રી૦ ઠેકડી; મશ્કરી
**ચૈતન્ય** ન૦ ચેતના
**ચોકઠું** ન૦ બારીનાં બારણાં બેસાડવા ચાર લાકડાં સાલવીને કરેલો ચોખંડો ઘાટ (૨) (લા.) યુક્તિ; બાજી
**ચોકડી** સ્ત્રી૦ × આવી આકૃતિ (૨) ઓરડામાં પાણી ઢોળવા કરવામાં આવતું ખાળવાળું કડિયાકામ.(૨) ચારની ટોળી
**ચોકડું** ન૦ ઘોડાના મોંમાં રહેતો લગામનો લોઢાનો ભાગ (૨) (લા.) અંકુશ
**ચોક(–ક્ક)સ** વિ૦ નક્કી (૨) સાવધાન
**ચોકસી** પું૦ સોનારૂપાનો કસ કાઢનાર
**ચોખંડ** વિ૦ ચોખંડું
**ચોખંડું** વિ૦ ચારખૂણિયું (૨) ચોરસ
**ચોખામું** વિ૦ જુઓ ચોખલિયાત; વટાળ વિનાનું
**ચોખૂંટ** વિ૦ ચારે દીશાની મર્યાદામાં આવતું
**ચોખ્ખાઈ** સ્ત્રી૦ સ્વચ્છતા (૨) પ્રમાણિકતા
**ચોગણું** વિ૦ ચારગણું
**ચોગમ** અ૦ ચારે દિશામાં; ચોમેર
**ચોગાન** ન૦ ખુલ્લી જગા
**ચોટલી** સ્ત્રી૦ શિખા
**ચોટલો** પું૦ વેણી; અંબોડો
**ચોટવું** સ૦ ક્રિ૦ વળગવું
**ચોટ્ટાઈ** સ્ત્રી૦ ચોટ્ટાપણું
**ચોઢવું** સ૦ ક્રિ૦ ચોટાડવું (૨) જડવું
**ચોડાઇ** સ્ત્રી૦ પહોળાઇ
**ચોતરો** પું૦ ચબૂતરો (૨) પોલીસચોકી
**ચોતારો** પું૦ ચોતારા વણાટનું કપડું
**ચોથાઈ** સ્ત્રી૦ ખંડણી તરીકે આપવાના મહેસૂલનો ચોથો ભાગ
**ચોથિયું** વિ૦ ચોથો ભાગ
**ચોધરી** પું૦ સારથી
**ચોધાર** વિ૦ (૨) અ૦ પુષ્કળ (આંસુ માટે)

**ચોધારું** વિ૦ ચાર ધારવાળું
**ચોપગું** વિ૦ ચાર પગવાળું (૨) ન૦ જાનવર
**ચોપ(-પા)ટ** સ્ત્રી૦ સોગઠાંની રમત
**ચોપડી** સ્ત્રી૦ પુસ્તક
**ચોપડો** પું૦ હિસાબ લખવાની વહી
**ચોપાઈ** સ્ત્રી૦ એક છંદ (૨) ચારપાઈ
**ચોપાસ** અ૦ ચારેબાજુ
**ચોફાળ** પું૦ જાડી મોટી પિછોડી
**ચોભીલું** વિ૦ છોભીલું; ભોંઠું
**ચોમગ** અ૦ ચોપાસ; ચોમેર
**ચોમાસુ** વિ૦ ચોમાસામાં થતું
**ચોમાસું** ન૦ વરસાદના ચાર મહિના
**ચોમુખ(-ખું)** વિ૦ ચાર મોં કે બાજુઓવાળું
**ચોમેર** અ૦ ચારે તરફ
**ચોરટું** વિ૦ ચોટ્ટું
**ચોરણી** સ્ત્રી૦ લેંઘી; સૂંથણી
**ચોરણો** પું૦ સાથળ આગળનો ખૂલતો લેંઘો
**ચોરવું** સ૦ ક્રિ૦ પારકાનું છૂપી રીતે લઈ જવું
**ચોરસ** પું૦ ચોરસ આકૃતિ
**ચોરસો** પું૦ જાડા કપડાનો ચોરસ કકડો
**ચોરાઉ** વિ૦ ચોરાયેલું
**ચોરાશી(-સી)** વિ૦ '૮૪' (૨) સ્ત્રી૦ બ્રાહ્મણોની ચોરાશી—બધી નાતોનું જમણ
**ચોવટ** પું૦; ન૦ ચકલું (૨) પંચનો નિર્ણય-ચુકાદો
**ચોવડું** વિ૦ ચાર પડવાળું (૨) ચારગણું
**ચોવાટ(-ટે)** અ૦ ચોતરફ; બધી બાજુએ
**ચોવાડ** વિ૦ ચારે બાજુએ વાડવાળું
**ચોસલું** ન૦ ગચિયું
**ચોહાણ** પું૦ ચૌહાણ
**ચોળવું** સ૦ ક્રિ૦ ઘસવું-મસળવું (૨) ચૂંથવું
**ચોંકવું** અ૦ ક્રિ૦ ભટકવું
**ચોંટિયા** પું૦ બ૦ વ૦ ચૂંટીઓ; ચૂંટલા
**ચૌદશ(-સ)** સ્ત્રી૦ પખવાડિયાની ચૌદમી તિથિ
**ચૌહાણ** પું૦ એ નામની રજપૂત શાખાનો પુરુષ

## છ

**છકડી** સ્ત્રી૦ છ કાગળની થોકડી
**છકડું** ન૦ છનો જથો
**છકવું** અ૦ ક્રિ૦ બહેકી જવું
**છકાઈ** સ્ત્રી૦ છ ઉપવાસ કરવાનું એક જૈન વ્રત
**છકેલ(-લું)** વિ૦ છકી ગયેલું
**છક્કડ** સ્ત્રી૦ તમાચ; થપ્પડ (૨) ભૂલથાપ
**છચોક** અ૦ ખુલ્લી રીતે; જાહેરમાં
**છટકું** ન૦ દાવપેચ; જાળ
**છટેલ** વિ૦ જુઓ છકેલ
**છટાંક** ન૦ નવટાંક
**છઠિયું** ન૦ છઠ્ઠીને દિવસે બાળકને ઓઢાડવામાં આવતું લૂગડું
**છડવું** સ૦ ક્રિ૦ ખાંડીને છોડાં જુદાં કરવાં
**છડિયું** ન૦ મુસાફર; ઉતારુ
**છણકો** પું૦ ગુસ્સાનો બોલ (૨) તરછોડ
**છણવું** સ૦ ક્રિ૦ બારીક કપડાથી ચાળવું કે ગાળવું
**છત્તર** ન૦ જુઓ છત્ર
**છધારું** વિ૦ છ ધાર-બાજુઓવાળું
**છપગું** વિ૦ છ પગવાળું
**છપગો** વિ૦ પું૦ વ્યભિચારી
**છપ(-પ્પ)ર** ન૦ છાપરું
**છપાઈ** સ્ત્રી૦ છાપવાનું મહેનતાણું (૨) છાપ; છાપણી
**છપ્પન** વિ૦ '૫૬'
**છપ્પય** પું૦ છ પદનો એક છંદ
**છબવું** અ૦ ક્રિ૦ પહોંચવું (૨) છુપાવું
**છબીલું** વિ૦ મોહક છબીવાળું; રૂપાળું
**છલક** સ્ત્રી૦ છાલક
**છલંગ** સ્ત્રી૦ ઠેકડો; ફલંગ
**છલ(-લિ)ત** વિ૦ છેતરાયેલું (૨) ચમકેલું
**છળના** સ્ત્રી૦ દગલબાજી; છેતરપીંડી
**છળવું** સ૦ ક્રિ૦ છેતરવું
**છંટાવ** પું૦ છંટકાવ
**છંટાવું** અ૦ ક્રિ૦ 'છાંટવું'નું કર્મણિરૂપ
**છંડાવું** અ૦ ક્રિ૦ તજવું (૨) જમતા ભાણામાં વધવું
**છાકટું** વિ૦ દારૂ પીને ભાન ભૂલેલું
**છાકટો** પું૦ છાકટનું પુંલ્લિંગ
**છાકોટો** પું૦ જુઓ છાક
**છાજલી** સ્ત્રી૦ છજા ઉપરની નાની અગાસી
**છાજવું** સ૦ ક્રિ૦ લાયક હોવું
**છાજિયું** ન૦ શોકના આવેશમાં છાતી કૂટવી તે
**છાપણી** સ્ત્રી૦ છાપવાની રીત-સફાઈ
**છાપરી** સ્ત્રી૦ નાનું છાપરું (૨) ઝૂંપડું

**છાપરું** ન૦ મકાન પર કરેલું ઢાંકણ (૨) ઝૂંપડું
**છાપવું** સ૦ ક્રિ૦
**છાબડી** સ્ત્રી૦ વાંસની છાછરી ટોપલી
**છાયલ** ન૦ એક જાતનો છાપેલો સાલ્લો
**છાલક** સ્ત્રી૦ પાણીની છોળ
**છાલકું** વિ૦ છાછરું (૨) ન૦ ગધેડા ઉપર નાખવાની બે પાસિયાંવાળી ખુલ્લી ગૂણ–કોથળો
**છાલિયું** ન૦ પહોળાં મોંની વાટકી
**છાવણી** સ્ત્રી૦ લશ્કરનો પડાવ
**છાંટણું** ન૦ (કંકુ–કેસર વગેરેથી) છાંટવું તે
**છાંટવું** સ૦ ક્રિ૦ છાંટાછાંટા થઇને પડે એમ નાખવું
**છાંડવું** સ૦ ક્રિ૦ તજવું (૨) ફારગતી આપવી
**છાંદવું** સ૦ ક્રિ૦ છાંદા વડે થેપવું–જાડું લીંપવું
**છાંયડો** પું૦ છાંયો
**છીછરું** વિ૦ થોડી ઊંડાઈવાળું
**છીપર** સ્ત્રી૦ પથ્થરની છાટ; શિલા
**છીપવું** અ૦ ક્રિ૦ શમવું; શાંત થવું (તરસનું)
**છીંકણી** સ્ત્રી૦ સૂંઘવા માટેની ઘૂંટેલી તમાકુ
**છીંકવું** અ૦ ક્રિ૦ છીંક ખાવી
**છુપાવું** અ૦ ક્રિ૦ સંતાવું
**છૂટક** વિ૦ છૂટુંછૂટું
**છૂટકો** પું૦ છૂટકારો; મુક્તિ
**છૂટવું** અ૦ ક્રિ૦ બંધનમાંથી છૂટા થવું
**છૂપવું** અ૦ ક્રિ૦ સંતાવું; છુપાવું
**છૂંદણું** ન૦ શરીર પર છૂંદીને પાડેલું ટપકું
**છૂંદવું** સ૦ ક્રિ૦ સોય કે તેવા અણીવાળા હથિયાર વડે ટોચવું
**છેકવું** સ૦ ક્રિ૦ લખેલું રદ છે એમ જણાવવાને ઉપર લીટો ખેંચવો
**છેડતી** સ્ત્રી૦ છિદ્ર; દોષ (૨) અડપલું; અટકચાળું
**છેડવું** સ૦ ક્રિ૦ અટકચાળું કરવું; ખીજવવું
**છેદન** ન૦ છેદવું–કાપવું તે
**છેદવું** સ૦ ક્રિ૦ કાપવું (૨) છિદ્ર–કાણું પાડવું
**છેલડો** પું૦ છેલ
**છેલણુ** સ્ત્રી૦ છેલડી
**છેવટ** ન૦ અંત; છેડો
**છેવટ(–ટે)** અ૦ અંતે; છેડે
**છેવાડું** વિ૦ છેલ્લું; છેડા ઉપરનું
**છોકરી** સ્ત્રી૦
**છોકરું** ન૦
**છોકરો** પું૦
**છોગાળ(–ળું)** વિ૦ છેલ છબીલું
**છોડવું** સ૦ ક્રિ૦ છૂટું કરવું (૨) તજવું
**છોડવો** પું૦ છોડ; રોપો
**છોડિયું** ન૦ સૂકા લાકડાની છાલનો કકડો
**છોતરું** ન૦ છોડું; ફોતરું
**છોબંધ** વિ૦ જેના પર છો કરી હોય એવું
**છોભીલું** વિ૦ ખસિયાણું; ઝંખવાણું; શરમિંદું
**છોલણી** સ્ત્રી૦ છોલવાનું ઓજાર (૨) છોલવાની રીત
**છોલવું** સ૦ ક્રિ૦ ઉપરઉપરથી ઉખેડવું (૨) [ફળની] છાલ કાઢવી (૩) [લાકડું] ઘડવું
**છોલાવું** અ૦ ક્રિ૦ 'છોલવું'નું કર્મણિરૂપ

## જ

**જઇફ** વિ૦ વૃદ્ધ (૨) અશક્ત
**જઇફી** સ્ત્રી૦ ઘડપણ (૨) અશક્તિ
**જકાત** સ્ત્રી૦ નાકાવેરો; દાણ
**જકાતી** વિ૦ જકાતનું–ને લગતું (૨) પું૦ જકાતદાર
**જખમ** પું૦ ઘા
**જખમી** વિ૦ જખમ થયો હોય એવું
**જગત** ન૦ વિશ્વ; બ્રહ્માંડ (૨) દુનિયા; પૃથ્વી
**જગન** પું૦ યજ્ઞ
**જટિલ** વિ૦ જટાવાળું (૨) ગૂંચાયેલું
**જઠર** ન૦ હોજરી
**જડતા** સ્ત્રી૦
**જડબું** ન૦ દાંતવાળો મોંનો નીચલો ભાગ
**જડવું** સ૦ ક્રિ૦ સજ્જડ બેસાડવું (૨) અ૦ ક્રિ૦ મળવું
**જડસું** વિ૦ શરીરે મોટું પણ અક્કલમાં ઓછું
**જડાઉ(–વ)** વિ૦ જડેલું–બેસાડવું
**જડાવ** વિ૦ જડાઉ; જટિત (૨) પું૦; ન૦ હીરામાણેક વગેરે જડ્યા હોય તેવો દાગીનો
**જણવું** સ૦ ક્રિ૦ (બચ્ચાંને) જન્મ આપવો
**જણસ** સ્ત્રી૦ વસ્તુ; ચીજ
**જણસી** સ્ત્રી૦ રોકડ નાણું
**જતન** ન૦ સંભાળ; સાચવણી
**જતના** સ્ત્રી૦ જુઓ જતન
**જનક** વિ૦ ઉત્પન્ન કરનાર(૨) પું૦ બાપ

**જનતા** સ્ત્રી૦ લોકોનો સમૂહ; સમાજ
**જનન** ન૦ ઉત્પત્તિ; જન્મ
**જનમ** પું૦ જન્મ
**જનાજો** પું૦ મુસલમાનોમાં મડદું દાટવા લઈ જવાની ખાટલી
**જનાનો** પું૦ ઓઝલમાં રહેનારો સ્ત્રીસમુદાય
**જનાબ** વિ૦ મહેરબાન; કૃપાળુ
**જનેતા** સ્ત્રી૦ જન્મ આપનારી—મા
**જનોઈ** સ્ત્રી૦; ન૦ જુઓ યજ્ઞોપવીત
**જન્નત** ન૦ સ્વર્ગ; જિન્નત
**જન્મવું** અ૦ ક્રિ૦ ઉત્પન્ન થવું
**જન્મારો** પું૦ જન્મથી મરણ લગીનો કાળ; ભવ
**જન્માંધ** વિ૦ જન્મથી આંધળું
**જન્મોત્રી** સ્ત્રી૦ જન્મોતરી
**જપતી** સ્ત્રી૦ ગુનાના દંડરૂપે સરકારે કે માગતા પેટે કોઈએ લીધેલો કબજો (૨) ટાંચ
**જપવું** સ૦ ક્રિ૦ જપ કરવો
**જબ(—બ્બ)ર** વિ૦ જુઓ જબરું
**જબરી** સ્ત્રી૦ જબરજસ્તી
**જબરું** વિ૦ જોરાવર; બળવાન
**જબાન** સ્ત્રી૦ જીભ (૨) બોલી; ભાષા
**જબાની** સ્ત્રી૦ જુબાની
**જબ્બર** વિ૦ જુઓ જબરું
**જમડો** પું૦ જમ; જમદૂત
**જમણ** ન૦ ભોજન (૨) નાતવરો
**જમણું** વિ૦
**જમવું** સ૦ ક્રિ૦ ભોજન કરવું; ખાવું
**જમાઇ** પું૦ દીકરીનો વર
**જમાત** સ્ત્રી૦ (એક નાતના કે પંથના લોકોનો) સમુદાય; સમૂહ (૨) બાવાઓનો સમૂહ
**જમાન** પું૦ જામીન
**જમાનો** પું૦ યુગ; લાંબો સમય
**જમાવ** પું૦ ભરાવો; ભીડ
**જયશ્રી** પું૦ વિજયની દેવી (૨) એક રાગિણી
**જયંતી** સ્ત્રી૦ મહાન વ્યક્તિનો જન્મદિવસ
**જરઠ** વિ૦ વૃદ્ધ; ઘરડું (૨) કઠણ
**જરદ** વિ૦ પીળું; ઝાંખુંપીળું
**જરદો** પું. તમાકુનો ભૂકો
**જરાક** વિ૦ (૨) અ૦ થોડું; લગાર
**જરિત** વિ૦ જીર્ણ; ખખળી ગયેલું
**જરીક** વિ૦ (૨) અ૦ સહેજ; થોડું
**જરીફ** સ્ત્રી૦ જમીનમાપણીનું કામ (૨) પું૦ મોજણીદાર
**જરૂર** સ્ત્રી૦ જરૂરત (૨) અ૦ અવશ્ય; અલબત
**જરૂરી** વિ૦ જરૂરનું; અગત્યનું
**જલજ** વિ૦ પાણીમાં ઉત્પન્ન થતું (૨) ન૦ કમળ
**જલદ** વિ૦ ઉગ્ર (૨) પું૦ વાદળ; મેઘ
**જલદી** અ૦ ઉતાવળથી; સત્વર
**જલસો** પું૦ આનંદ યા ઉત્સવનો મેળાવડો
**જલ્લાદ** પું૦ ગરદન મારનાર (૨) કસાઈ
**જવલ્લે** અ૦ કવચિત્; ભાગ્યે
**જવાબ** પું૦ ઉત્તર
**જસત** ન૦ એક ધાતુ
**જહાજ** ન૦ મોટું વહાણ
**જહાન** સ્ત્રી૦ દુનિયા; આલમ
**જહાલ** વિ૦ ઉદ્દામ; આકળું
**જહેજ** ન૦ કન્યાદાન
**જળણ** ન૦ બળતણ; લાકડાં
**જળવું** અ૦ ક્રિ૦ બળવું; સળગવું
**જળસ** ન૦ ઝાડા વાટે પડતો પરુ જેવો પદાર્થ
**જળાઉ** વિ૦ બાળવાના કામનું (લાકડું)
**જંગમ** વિ૦ એક ઠેકાણેથી બીજે ખસી શકે એવું
**જંગલ** ન૦ વન
**જંગલી** વિ૦ જંગલનું (૨) [લા.] સંસ્કાર
**જંજાળ** સ્ત્રી૦ ઉપાધિ; ખટપટ
**જંજાળી** વિ૦ જંજાળવાળું
**જંજીર** સ્ત્રી૦ સાંકળ (૨) નાની તોપ
**જંતર** પું૦; ન૦ યંત્ર; તાંત્રિક આકૃતિ
**જંતુઘ્ન** વિ૦ જંતુઓનો નાશ કરે એવું
**જંપવું** અ૦ ક્રિ૦ નિરાંત વાળવી; શાંત પડવું
**જંબૂર** ન૦ ખીલા ખેંચી કાઢવાનું ઓજાર
**જાગતું** વિ૦ જાગ્રત (૨) સાવધાન
**જાગવું** અ૦ ક્રિ૦ ઊંઘમાંથી ઊઠવું
**જાગીર** સ્ત્રી૦ સરકાર તરફથી બક્ષિસ તરીકે મળેલી જમીન કે ગામ
**જાગૃત** વિ૦ જાગેલું; જાગતું; જાગ્રત
**જાગૃતિ** સ્ત્રી૦ જાગતાપણું (૨) [લા.] ચપળતા
**જાજમ** સ્ત્રી૦ પહોળું, જાડું પાથરણું
**જાજરૂ** પું૦; ન૦ સંડાસ; પાયખાનું
**જાણીતું** વિ૦ ઓળખીતું (૨) અનુભવી (૩) પ્રસિદ્ધ
**જાતક** ન૦ જન્માક્ષર; જન્મકુંડળી
**જાતીય** વિ૦ જાતિનું—ને લગતું

**જાત્રાળુ** પું૦; ન૦ જાત્રા કરવા જનાર
**જાથુ(-થૂક)** અ૦ હમેશ રહે–ચાલ્યા કરે એમ
**જાદવી** સ્ત્રી૦ યાદવી; જાદવાસ્થળી (૨) દુર્ગા
**જાદુ(-દૂ)ઇ** વિ૦ જાદુથી થયેલું; ચમત્કારિક
**જાનૈયો** પું૦ જાનમાં જનાર પુરુષ
**જાપતો** પું૦ પાકો બંદોબસ્ત
**જાફત** સ્ત્રી૦ મિજબાની
**જામવું** અ૦ ક્રિ૦ બંધાવું; બાઝવું (૨) બરાબર
**જામાતા(-તૃ,-ત્ર)** પું૦ જમાઈ
**જામીન** પું૦ બીજાની જોખમદારી પોતા પર લઈ તે વિષે કબૂલાત આપનારો
**જાલિમ** વિ૦ જુલમી; નિર્દય
**જાવક** વિ૦ બહાર જતું (૨) સ્ત્રી૦ ઉધારેલી રકમ
**જાસૂસ** પું૦ શત્રુની છૂપી રીતે બાતમી જાણી લાવનાર (૨) કાસદ
**જાસૂસી** સ્ત્રી૦ છૂપી બાતમી લાવવાનું કામ
**જાહેર** વિ૦ ગુપ્ત નહિ એવું (૨) સાર્વજનિક
**જાંગડ** વિ૦ જોવા દેખાડવા મૂલ્ય આપ્યા કે સોદો કર્યા સિવાય લીધેલું (૨) અ૦ ઘેરા અવાજથી
**જાંઘિયો** પું૦ જાંઘ ઢંકાય એવડો તંગિયો –ચડ્ડી
**જાંબુડું** વિ૦ જાંબુના રંગનું (૨) ન૦ જાંબુ
**જિકર** સ્ત્રી૦ આગ્રહ; હઠ; મમત
**જિગર** ન૦ દિલ; હૈયું
**જિગીષુ** વિ૦ જીતવાની ઇચ્છાવાળું
**જિજ્ઞાસા** સ્ત્રી૦ જાણવાની ઇચ્છા; જ્ઞાનપ્રાપ્તિની ઈચ્છા
**જિજ્ઞાસુ** વિ૦ જિજ્ઞાસાવાળું
**જિન્નત** ન૦ સ્વર્ગ; જન્નત
**જિવારો** પું૦ જન્મારો
**જિંદગી** સ્ત્રી૦ જીવન (૨) આયુષ્ય
**જીજીમા** સ્ત્રી૦ ઘરડી મા; દાદી
**જીતવું** સ૦ ક્રિ૦ ફતેહ મેળવવી
**જીલબ્બે** અ૦ અતિશય તાબેદારી સૂચવતો ઉદ્ગાર
**જીવડો** પું૦ જીવ; આત્મા (૨) કીડો
**જીવન** ન૦ જીવવું તે (૨) આયુષ્ય
**જીવંત** વિ૦ જીવતું
**જીવાત** સ્ત્રી૦ જીવડા કે કીડાનો સમૂહ
**જીવાત્મા** પું૦ જીવ; જીવદશાવાળો આત્મા
**જીવિકા** સ્ત્રી૦ આજીવિકા; ગુજરાનનું સાધન
**જીવિત** વિ૦ જીવતું (૨) ન૦ જીવતર; જિંદગી
**જુઆ(-વા)રું** ન૦ સંયુક્ત કુટુંબમાંથી છૂટા પડી નવો માંડેલો ગૃહસંસાર
**જુઆ(-વા)ળ** પું૦ ભરતી; ઝાર
**જુગાર** પું૦ જૂગટું; દ્યુત
**જુગારી** વિ૦ જુગાર રમવાની લતવાળું
**જુગુપ્સા** સ્ત્રી૦ નિંદા (૨) ચીતરી
**જુદાઇ** સ્ત્રી૦ જુદાપણું
**જુબાની** સ્ત્રી૦ બોલીને જણાવેલી હકીકત; સાક્ષી
**જુલકું** ન૦ વાળની લટ–ગૂંછળું
**જુલમ** પું૦ જબરદસ્તી; બળાત્કાર
**જુલમી** વિ૦ જુલમ કરનારું
**જુલાબ** પું૦ (૨) દસ્ત; ઝાડો
**જુવાળ** પું૦ ભરતી; ઝાર
**જૂગટું** ન૦ જુગાર
**જૂજવું** વિ૦ જુદું; નોખું
**જૂઠણ** ન૦ એઠું; છાંડામણ (૨) પું૦ રંગલો
**જૂઠાણું** ન૦ જૂઠી વાત
**જૂતવું** સ૦ ક્રિ૦ જોડવું (ગાડું, બળદ વગેરે)
**જૂતિયું** ન૦ પગરખું; ખાસડું
**જેટલે** અ૦ જે વખતે; જ્યારે
**જેઠાણી** સ્ત્રી૦ જેઠની વહુ
**જેમકે** અ૦ દાખલા તરીકે
**જેવારો** પું૦ જયનો વારો–વખત
**જેષ્ટિકા** સ્ત્રી૦ લાકડી; સોટી
**જેહાદ** સ્ત્રી૦ ધર્મ ખાતર કરેલું યુદ્ધ; ક્રુસેડ
**જોઇતું** વિ૦ જરૂર જેટલું; જરૂરી; આવશ્યક
**જોખમ** ન૦ નુકસાન; ધોકો (૨) જવાબદારી
**જોખવું** સ૦ ક્રિ૦ તોળવું; વજન કરવું
**જોગટો** પું૦ જોગી; બાવો (તિરસ્કારમાં)
**જોજન** પું૦; ન૦ ચાર ગાઉનું અંતર
**જોડકું** ન૦ એકબીજાની સાથે વળગેલી બે વસ્તુઓ
**જોડવું** સ૦ ક્રિ૦ ભેગું કરવું; વળગાડવું (૨) ન૦ જોડું; યુગ્મ
**જોડિયો** પું૦ સાથી
**જોતર(-રું)** ન૦ ધુંસરીની સાથે બળદને જોડવાનો પટો
**જોબન** ન૦ જુવાની; યૌવન
**જૌહર** ન૦ સામુદાયિક આત્મહત્યા (૨) જવેરાત
**જ્ઞાતવ્ય** વિ૦ જાણવાયોગ્ય
**જ્ઞાપક** વિ૦ જણાવનારું

## ઝ

**ઝગવું** અ૦ ક્રિ૦ ઝગમગ થવું
**ઝગાર(-રો)** પું૦ ઝગઝગાટ
**ઝઘડો** પું૦ લડાઈ; ટંટો
**ઝટક** સ્ત્રી૦ ઝટકો (૨) સપાટો
**ઝટકો** પું૦ ઘા (૨) આંચકો
**ઝડતી** સ્ત્રી૦ બારીક તપાસ (૨) ઢાંચ; જપ્તી
**ઝડપ** સ્ત્રી૦ વેગ (૨) ઝડપવાની ક્રિયા
**ઝનૂન** સ્ત્રી૦; ન૦ ગાંડો જુસ્સો
**ઝનૂની** વિ૦ ઝનૂનવાળું
**ઝપા(-પે)ટો** પું૦ ઝડપ; વેગ (૨) અડફટ
**ઝભ(-ભ)લું** ન૦ નાના છોકરાનું પહેરણ
**ઝબા(-બૂ)કો** પું૦ ઝબકારો
**ઝરણ(-ણું)** ન૦ જમીન કે પહાડમાંથી ઝરતો પાણીનો રેલો
**ઝલ(-ળ)ક** સ્ત્રી૦ ઓપ; ચળકાટ
**ઝવેર** ન૦ જવાહિર (૧) [લા.] પાણી; દમ
**ઝવેરી** પું૦ ઝવેરના વેપારી
**ઝંકાર** પું૦ (રવ૦) ઝણકાર
**ઝંખના** સ્ત્રી૦ વારંવાર સ્મરણ (૨) ચિંતા; ધખારી
**ઝંખવું** સ૦ ક્રિ૦ ઝંખના કરવી (જુઓ ઝંખના)
**ઝાકળ** સ્ત્રી૦; ન૦ ઓસ; તુષાર
**ઝાડવું** સ૦ ક્રિ૦ ઝાડુથી ઝાટકવું; ખંખેરવું
**ઝાપ(-પો)ટ** સ્ત્રી૦ ઝપટ; અડફટ
**ઝાપટું** ન૦ થોડા સમય માટે વરસાદનું એકદમ તૂટી પડવું તે
**ઝામરી** સ્ત્રી૦ હથેલીમાં થતો ફોલ્લો
**ઝારણ** ન૦ રેણ (ધાતુનાં વાસણ સાંધવાનું)
**ઝારવું** સ૦ ક્રિ૦ ઊના પાણીની ધાર વડે ધોવું
**ઝાલક** સ્ત્રી૦ છોળ; છાલક
**ઝાલ(-ળ)ણ** ન૦ ઝારણ; રેણ (૨) તેના વડે કરેલું ધાતુનું સાંધણ (૩) મોભ; પાટડી
**ઝાલરી** સ્ત્રી૦ વગાડવાની નાની ઝાલર
**ઝાલવું** સ૦ ક્રિ૦ પકડવું
**ઝાંખપ** સ્ત્રી૦ ઝાંખાપણું
**ઝાંખાશ** સ્ત્રી૦ ઝાંખાપણું
**ઝાંઝર** ન૦ નૂપુર (૨) [લા.] બેડી; જંજીર
**ઝાંઝવાં** ન૦ બ૦ વ૦ મૃગજળ
**ઝીકણ** ન૦ પજવણી; માથાઝીક
**ઝીકવું** સ૦ ક્રિ૦ જોરથી ફેંકવું
**ઝીણાશ** સ્ત્રી૦ બારીકી (૨) ચતુરાઈ; ડહાપણ
**ઝીલવું** સ૦ ક્રિ૦ પકડી લેવું
**ઝુંબેશ** સ્ત્રી૦ જોશપૂર્વકની ચળવળ-હિલચાલ
**ઝૂમખું** ન૦ ઝૂમખો; લૂમખું
**ઝૂમખો** પું૦ અનેક વસ્તુઓના જથો; લૂમખો
**ઝૂલતું** વિ૦ ઝોલાં ખાતું; લટકતું
**ઝૂંટવું** સ૦ ક્રિ૦ ઝડપ મારી ખૂંચવી-પડાવી લેવું
**ઝૂંપડી** સ્ત્રી૦ ઘાસ વગેરેથી બનાવેલું છાપરું
**ઝૂંપડું** ન૦ ઝૂંપડી; છાપરું
**ઝૂંસરી** સ્ત્રી૦ ધૂંસરી
**ઝેરણી** સ્ત્રી૦ દહીં વલોવવાની નાની હાથ-રવાઈ
**ઝેરીલું** વિ૦ ઝેરવાળું (૨) અદેખું
**ઝોંટવું** સ૦ ક્રિ૦ ઝૂંટવું; ખૂંચી લેવું

## ટ

**ટકાઉ** વિ૦ લાંબો વખત રહે તેવું; મજબૂત
**ટકોર** સ્ત્રી૦ વક્રોક્તિ (૨) ટોક; ટોકણી
**ટકોરી** સ્ત્રી૦ નાનો ટકોરો (૨) નાની ઘડિયાળ
**ટચકું** ન૦ ટેરવું (૨) ટાણુંટચકું; નાનો પ્રસંગ
**ટચકો** પું૦ (રવ૦) ઝટકો; ઘા (૨) તેનો અવાજ
**ટટા(-ટ્ટા)ર** વિ૦ અક્કડ (૨) [લા.] સશક્ત
**ટપકું** ન૦ ટીપું (૨) નાનું ગોળ બિંદુ-ચિહ્ન
**ટપકો** પું૦ જન્મપત્રિકા; જન્માક્ષર
**ટપલી** સ્ત્રી૦ ધીમેથી મારેલી થપાટ
**ટપલો** પું૦ મોટી જોરની ટપલી
**ટપાલ** સ્ત્રી૦ ડાક; પોસ્ટ
**ટપાલી** પું૦ ટપાલવાળો
**ટબૂડી** સ્ત્રી૦ નાની લોટી; કસલી
**ટમેટું** ન૦ એક શાકફળ
**ટશ(-સ)ર** સ્ત્રી૦ આંખમાં દેખાતી ઝીણી લાલ રગ
**ટહુકો** પું૦ મોરનો બોલવાનો અવાજ (૨) ટૌકો (૩) હુંકારો
**ટહેલ** સ્ત્રી૦ માગવા જતાં જાચક રોજ સંભળાવે છે તે ઉક્તિ— કહેણ
**ટળવું** અ૦ ક્રિ૦ દૂર થવું

**ટંકાર** પું૦ ધનુષ્યની પણછનો અવાજ
**ટંગાવું** અ૦ ક્રિ૦ લટકાવું
**ટાઢક** સ્ત્રી૦ ઠંડક (૨) [લા.] નિરાંત
**ટાપલી** સ્ત્રી૦ ટપલી
**ટાપશી(-સી)** સ્ત્રી૦ ચાલતી વાતમાં પુરાતો હાજિયો
**ટાપુવો** પું૦ રોટલો
**ટાયલું** ન૦ વગર જરૂરની દોઢડહાપણની અથવા
આપવડાઈની વાત-વચન
**ટાલકું** ન૦ તાલકું
**ટાળવું** સ૦ ક્રિ૦ દૂર કરવું; નિવારવું
**ટાંકણી** સ્ત્રી૦ કાગળ ઇત્યાદિમાં ખોસવાની માથાદાર
ઝીણી ખીલી
**ટાંકણું** ન૦ ટાંકવાનું ઓજાર (૨) જોગ; પ્રસંગ
**ટાંકવું** સ૦ ક્રિ૦ ખણવું (૨) સાંધવું
**ટાંગવું** સ૦ ક્રિ૦ લટકાવવું
**ટાંચણ** ન૦ ટૂંકી નોંધ
**ટાંચણી** સ્ત્રી૦ ટાંકણી (૨) ટાંચણ
**ટાંચવું** સ૦ ક્રિ૦ ટાંકા મારવા (૨) ખોસવું
**ટાંટિયો** પું૦ પગ
**ટાંપવું** સ૦ ક્રિ૦ તાકી રહેવું; તલપી રહેવું
**ટિકિટ** સ્ત્રી૦
**ટિચાવું** અ૦ ક્રિ૦ અફળાવું; કુટાવું
**ટિંગાવું** અ૦ ક્રિ૦ ટંગાવું; લટકાવું
**ટીકડી** સ્ત્રી૦
**ટીખળ** ન૦ આનંદ ખાતર કરેલી મશ્કરી
**ટીપણું** ન૦ પંચાંગ
**ટીલડી** સ્ત્રી૦ નાનો ચાંલ્લો
**ટુકડી** સ્ત્રી૦ ટોળી
**ટુકડો** પું૦ નાનો ભાગ; કકડો
**ટુચકો** પું૦ રસ ઉપજે તેવી ટૂંકી વાત (૨) સંકેત
**ટુવાલ** પું૦ અંગૂછો
**ટૂંટિયું** ન૦ કોકડું વળીને સૂવાની રીત (૨) એક
પ્રકારના તાવનો રોગ
**ટેકણ** ન૦ ટેકો; આધાર
**ટેકરી** સ્ત્રી૦ ઊંચી જગા (૨) ડુંગરી; નાનો પર્વત
**ટેકવું** અ૦ ક્રિ૦ ટેકો-આધાર લેવો
**ટેકીલું** વિ૦ ટેક-વટવાળું
**ટેબલ** ન૦ મેજ
**ટોકણી** સ્ત્રી૦ વારંવાર કહેવું-ઠપકો આપવો તે
**ટોકરી** સ્ત્રી૦ ઘંટડી
**ટોડર** પું૦ ડમરો; ડમરાની મંજરી
**ટોપરું** ન૦ જુઓ કોપરું
**ટોપલો** પું૦ મોટી ટોપલી
**ટોળકી** સ્ત્રી૦ ટોળી
**ટોળિયો** પું૦ મશ્કરો; વિદૂષક

## ઠ

**ઠગારું** વિ૦ ઠગારું; લુચ્ચું
**ઠગવું** સ૦ ક્રિ૦ ભોળવીને છેતરવું; ધૂતવું
**ઠગાઇ** સ્ત્રી૦ ઠગવાની ક્રિયા; ઠગબાજી
**ઠઠારો** પું૦ ઠઠારવું તે; ઠાઠમાઠ
**ઠણકો** પું૦ ઠણકારો (૨) ઠમકો (૩) કંપ
**ઠપકો** પું૦
**ઠમક** સ્ત્રી૦ ચાલવાની છટા (૨) ઠમકતી ચાલ
**ઠરાવ** પું૦ ઠરાવેલી-નક્કી કરેલી વાત (૨) નિશ્ચય
**ઠરેલ** વિ૦ પુખ્ત વિચારનું; ડાહ્યું; શાણું
**ઠસક(-કો)** પું૦ ભભકો; રોફ (૨) લટકો
**ઠળિયો** પું૦ ફળનું કઠણ બી
**ઠંડક** સ્ત્રી૦ શીતળતા (૨) [લા.] શાંતિ
**ઠંડાઈ(-શ)** સ્ત્રી૦ શીતળતા (૨) [લા.] ધીમાશ; સુસ્તી
**ઠંસાવું** અ૦ ક્રિ૦ ઠાંસીને ભરાવું
**ઠાકોર** પું૦ નાનો રાજા (૨) ઠાકોરજી
**ઠાઠડી** સ્ત્રી૦ શબને લઈ જવાની વાંસની એક બનાવટ
**ઠામ(-મૂ)કું** અ૦ સાવ; તદ્દન
**ઠાવકું** વિ૦ ગંભીર; ડાહ્યું; વિવેકી
**ઠાંગરું(-ણું)** ન૦ પીરસેલું ભાણું
**ઠીકરું** ન૦ માટીના વાસણનો ભાંગેલો કકડો (૨)
[લા.] માટીનું વાસણ
**ઠીંગણું** વિ૦ પ્રમાણમાં ઓછી ઊંચાઈનું-ગઠ્ઠું
**ઠૂમકો** પું૦ જોરથી મારેલી ઠૂમકી
**ઠેકડી** સ્ત્રી૦ મશ્કરી
**ઠેકડો** પું૦ કૂદકો; છલંગ
**ઠેકાણું** ન૦ મુકામ (૨) સ્થાન; સ્થળ (૩) [લા.]
સ્થિરતા (૪) ઢંગ
**ઠોકર** સ્ત્રી૦ ઠેસ (૨) [લા.] ભૂલ (૩) ખોટ
**ઠોકવું** સ૦ ક્રિ૦ માર મારવો (૨) ગપ મારવી
**ઠોબારી** વિ૦ મૂર્ખ; ઠોઠ

## ડ

**ડખલ** સ્ત્રી૦ જુઓ દખલ
**ડગર** સ્ત્રી૦ વાટ; રાહ (૨) ઘરડ; ચીલો
**ડગરું** ન૦ ઘરડું માણસ; ડોસલું
**ડગરો** પું૦ ડોકરો; ડોસો
**ડગલું** ન૦ જુઓ ડગ (૨) જાડું બદન
**ડગલો** પું૦ મોટો અંગરખો; કોટ
**ડગવું** અ૦ ક્રિ૦ ડગમગવું
**ડચૂરો** પું૦ ગળા કે છાતીમાં રૂંધામણ
**ડઝન** વિ૦ બાર (૨) ન૦ બારનો સમૂહ
**ડપ(-બ)કો** પું૦ ધાબું; ડાઘો (૨) [લા.] વહેમ; શંકા (૩) ફાળ
**ડપટ** વિ૦ બેવડું; દોપટ (૨) સંતાડેલું
**ડફણું** ન૦ નાનો, જાડો દંડુકો–ધોકો
**ડફાંસ** સ્ત્રી૦ ખોટી બડાશ; ડંફાસ
**ડફોળ** વિ૦ જડસું; બેવકૂફ
**ડબલું** ન૦ ચામડાનું વાસણ; કુલ્લું (૨) લોટું
**ડબણી** સ્ત્રી૦ ડબણિયું (૨) નાની લાકડી
**ડમરુ** ન૦ એક વાદ્ય; ડાકલું
**ડમાક** પું૦ રોફ; ભપકો; ઠાઠ
**ડરવું** અ૦ ક્રિ૦ બીવું
**ડસકું** ન૦ ડૂસકું
**ડસવું** સ૦ ક્રિ૦ કરડવું; દંશ દેવો
**ડહોળું** વિ૦ ડહોળાયેલું
**ડંખવું** સ૦ ક્રિ૦ દંશ દેવો; કરડવું
**ડંખીલું** વિ૦ ડંખવાળું
**ડંગોરો** પું૦ જાડી ટૂંકી લાકડી; ધોકો
**ડંડી(-ડૂ)કો** પું૦ નાનો ડંડો; દંડૂકો
**ડંફાશ(-સ)** સ્ત્રી૦ જુઓ ડફાંસ
**ડાકણ** સ્ત્રી૦ એક જાતની ભૂતડી; મેલી વિદ્યા જાણનારી સ્ત્રી
**ડાકિયો** પું૦ ખાઉધરો માણસ
**ડાગળી** સ્ત્રી૦ સમજશક્તિ (૨) થીંગડી; ડગળી
**ડાટવું** સ૦ ક્રિ૦ દાટવું (૨) સંતાડવું
**ડાબડો(-લો)** પું૦ દાબડો
**ડાબેરી** વિ૦ ડાબોડિયું
**ડામર** પું૦ કોલટાર
**ડામવું** સ૦ ક્રિ૦ ડામ દેવો (૨) મહેણું મારવું
**ડામીજ(-સ)** વિ૦ ગુનેગાર તરીકે પંકાયેલું; બદમાશ
**ડાયરી** સ્ત્રી૦ રોજનીશી; તે નોંધવાની ચોપડી
**ડાયરો** પું૦ નાત; જમણ (રજપૂતોમાં)
**ડારવું** સ૦ ક્રિ૦ ડરાવવું; ધમકી દેવી
**ડાહ્યલું** વિ૦ દોઢડાહ્યું; ચાંપલું
**ડાળખું** ન૦ નાનું ડાળું
**ડાંખળી** સ્ત્રી૦ ડાળમાંથી ફૂટેલી નાની ડાળી
**ડાંગ(-ગે)ર** સ્ત્રી૦ એક ધાન્ય
**ડાંડલી** સ્ત્રી૦ ઝીણી ડાળી (૨) પાનની ડાંખળી
**ડાંડાઈ** સ્ત્રી૦ ડાંડપણું; નાગાઈ
**ડાંડિયો** પું૦ ડાંડ આદમી (૨) દાંડી પીટનાર
**ડિંગળ** ન૦ ડિંગ; જૂઠો તડાકો
**ડીમચું** ન૦ લાકડાનું ઠૂણકું; ઢીમચું
**ડીંટડી** સ્ત્રી૦ સ્તનનું ટોચકું; ડીંટી
**ડુકાવું** અ૦ ક્રિ૦ ભુલાવામાં પડવું
**ડુક્કર** ન૦ એક પશુ—ભૂંડ
**ડુબાસ** પું૦ વહાણનો દલાલ—આરફતિયો
**ડુમાસ** ન૦ એક જાતનું કાપડ
**ડુંગર(-રો)** પું૦ નાનો પર્વત (૨) મોટો ઢગ
**ડુંગળી** સ્ત્રી૦ એક શાક-કંદ; દુંગળી
**ડૂકવું** અ૦ ક્રિ૦ થાકવું (૨) રહી જવું; બંધ પડવું
**ડૂબકી** સ્ત્રી૦ પાણીમાં પેસવું તે
**ડૂબવું** અ૦ ક્રિ૦ પાણીની અંદર જવું (૨) [લા.] દેવાળું કાઢવું
**ડૂસકું** ન૦ રડતા રહી રહીને જોરથી ખેંચાતો શ્વાસ
**ડોકરી** સ્ત્રી૦ ડોસી (તુચ્છકારમાં)
**ડોજરું** ન૦ હોજરું; પેટ (તિરસ્કારમાં)
**ડોલચી** સ્ત્રી૦ નાની ડોલ (૨) ચામડાની ડોલ
**ડોલન** ન૦ ડોલવાની ક્રિયા (૨) 'રીધમ'
**ડોળિયું** ન૦ રૂપરેખા; નમૂનો; મુસદો

## ઢ

**ઢગલો** પું૦ પુંજ; ખડકલો
**ઢચરો** પું૦ ઘરડો માણસ (તિરસ્કારમાં)
**ઢચ્ચર** વિ૦ બહુ ઘરડું; ખોખા જેવું-જીર્ણ
**ઢબુવો** પું૦ બેવડિયો પૈસો (૨) જુઓ ઢબો

**ઢરડો** પું૦ ઢસરડો; વેઠ; અરસિક વૈતરું
**ઢળવું** અ૦ ક્રિ૦ આડું થવું; એક બાજુ નમવું
**ઢંઢેરો** પું૦ જાહેરનામું (૨) સરકારી જાહેરનામું
**ઢાકળો** પું૦ ઢંગ (૨) ડહાપણ (૩) ભલીવાર
**ઢાળવું** સ૦ ક્રિ૦ નીચે નાખવું; પાથરવું
**ઢાંકણ** ન૦ ઢાકણું (૨) સંરક્ષણ
**ઢાંકણું** ન૦ વસ્તુને ઢાંકવા તેને બેસતો કરેલો ઘાટ
**ઢાંકવું** સ૦ ક્રિ૦
**ઢીબવું** સ૦ ક્રિ૦ ધીબવું; માર મારવો
**ઢીમચું (-સું)** ન૦ જાડો અને ટૂંકો લાકડાનો કકડો
**ઢીમણું** ન૦ ગાંઠ જેવો કઠણ સોજો
**ઢીમર** પું૦ માછી (૨) ખારવો
**ઢીંકણું** વિ૦ ફલાણું; અમુક
**ઢીંકવો** પું૦ નદી કે તળાવના સૂકા તળિયામાં પાણી માટે ખોદેલો ખાડો
**ઢીંગલી** સ્ત્રી૦ નારીરૂપની પૂતળી
**ઢીંચવું** સ૦ ક્રિ૦ હદથી વધારે પીવું
**ઢૂકવું** અ૦ ક્રિ૦ નજીક જવું; ઢૂંકવું
**ઢૂંઢવું** સ૦ ક્રિ૦ શોધવું; ખોળવું
**ઢેખાળો** પું૦ ઈંટનો કકડો; રોડું
**ઢેઢણ** સ્ત્રી૦ ઢેડની કે ઢેડ જાતની સ્ત્રી
**ઢેપલું** ન૦ રોડું; ઢેફું (૨) ચોસલું; દગડું
**ઢેબરું** ન૦ એક ખાવાની વાની
**ઢોકળી** સ્ત્રી૦ એક ખાવાની બનાવટ
**ઢોચકું** ન૦ સાંકડા મોંનો માટીનો ઘડો (૨) [લા.] માથું
**ઢોલક(-કી)** સ્ત્રી૦ નાનું ઢોલ; પખાજ
**ઢોલિયો** પું૦ ખાટલો; પલંગ
**ઢોળવું** સ૦ ક્રિ૦ રેડવું
**ઢોળાણ** ન૦ ઢોળાવ; ઢાળ
**ઢોળાવ** પું૦ ઢોળાણ; ઢાળ

## ત

**તક્ષક** પું૦ સૂત્રધાર (૨) સુતાર
**તગડું** વિ૦ ખૂબ જાડું; હૃષ્ટપુષ્ટ
**તગણું** વિ૦ ત્રણગણું
**તગાદો** પું૦ ચાંપતી ઉઘરાણી
**તગારું** ન૦ છાબડા ઘાટનું લોઢાનું એક પાત્ર
**તગાવી** સ્ત્રી૦ સરકાર તરફથી ખેડૂતને ધીરવામાં આવતા નાણાં
**તજવું** સ૦ ક્રિ૦ છોડવું; ત્યાગવું
**તડકો** પું૦ તાપ
**તડાક** અ૦ (રવ૦) તૂટવાનો અવાજ
**તડાકો** પું૦ જૂઠી વાત
**તણખો** પું૦ દેવતાની ચિનગારી કે અંગારો
**તતૂડું** ન૦ (રવ) એક જાતનું રણશિંગું
**તત્કાલ(-ળ)** અ૦ તે જ વખતે; તરતજ
**તત્ક્ષણ** અ૦ તે જ ક્ષણે; તાબડતોબ
**તત્ત્વજ્ઞ** વિ૦ તત્ત્વને જાણનારું (૨) પું૦ ફિલસૂફ
**તત્પર** વિ૦ એકધ્યાન (૨) તૈયાર
**તથાપિ** અ૦ તોપણ
**તથાસ્તુ** શ૦ પ્ર૦ 'તેમ થાઓ'; 'એવું હો'
**તદપિ** અ૦ તોપણ
**તદ્દન** અ૦ બિલકુલ (૨) નર્યું
**તદ્રૂપ** વિ૦ તેના જેવું
**તનખો** પું૦ તણખો
**તનય** પું૦ પુત્ર
**તનયા** સ્ત્રી૦ પુત્રી
**તનુજ** પું૦ પુત્ર
**તન્મય** વિ૦ એકાગ્ર; લીન
**તપવું** અ૦ ક્રિ૦ ઊનું-ગરમ થવું
**તપસી(-સ્વી)** વિ૦ તપ કરનારું
**તપસ્યા** સ્ત્રી૦ તપ; તપશ્ચર્યા
**તપાસ** સ્ત્રી૦ તપાસવાની ક્રિયા
**તપેલી** સ્ત્રી૦ પહોળા મોંનું એક વાસણ
**તપેલું** વિ૦ ઊનું થયેલું (૨) [લા.] ક્રોધે ભરાયેલું
**તબક્કો** પું૦ સ્થિતિ; દશા
**તબલું** ન૦ એક વાદ્ય; નરઘું
**તબીબ** પું૦ વૈદ્ય; હકીમ
**તબીબી** વિ૦ તબીબને લગતું (૨) સ્ત્રી૦ વૈદું
**તબેલો** પું૦ ઘોડા, બળદ વગેરે બાંધવાનું તથા ગાડી રાખવાનું ડેલું કે મકાન
**તમણું** વિ૦ ત્રણગણું
**તમરું** ન૦ રાતે તીણા અવાજથી બોલતું જીવડું
**તમસ** ન૦ અંધારું (૨) અજ્ઞાન (૩) તમોગુણ
**તમંચો** પું૦ પિસ્તોલ
**તમાકુ** સ્ત્રી૦ તંબાકુ

**તમાચો** પું૦ થપ્પડ; લપડાક
**તમામ** વિ૦ (૨) અ૦ બધું; સંપૂર્ણ
**તમાશો(-સો)** પું૦ ઘણા લોકો જોવા મળે એવો ખેલ કે રમત
**તમ્મર** સ્ત્રી૦ આંખે આવતાં ચક્કર; અંધારાં
**તરડ** સ્ત્રી૦ તડ; ફાટ
**તરણું** ન૦ તૃણ; તરખલું
**તરત** અ૦ એકદમ; ઝટ
**તરફ** સ્ત્રી૦ બાજુ; પક્ષ (૨) અ૦ બાજુ; ભણી
**તરવું** સ૦ ક્રિ૦ ઓળંગવું
**તરશ(-સ)** સ્ત્રી૦ પાણી પીવાની ઈચ્છા
**તરસ** ન૦ એક જંગલી જાનવર-ઝરખ
**તરસ્યું** વિ૦ પ્યાસું
**તરંગ** પું૦ મોજું (૨) બુટ્ટો
**તરંગી** વિ૦ મનના તરંગ પ્રમાણે વર્તનારું
**તરાપ** સ્ત્રી૦ છલંગ (૨) એકદમ મારેલી ઝુંટ
**તરાપો** પું૦ ત્રાપો
**તરિયો** પું૦ એકાંતરિયો તાવ
**તરુણ** વિ૦ જુવાન
**તરુણી** વિ૦ સ્ત્રી૦ યુવાન સ્ત્રી; યૌવના
**તરેહ** સ્ત્રી૦ રીત; પ્રકાર (૨) ભાત; જાત
**તર્પણ** ન૦ તૃપ્તિ (૨) જુઓ જલાંજલિ
**તલખાં** ન૦ બ૦ વ૦ ઝંખના
**તલપ(-બ)** સ્ત્રી૦ તાલાવેલી
**તલા(-લ્લા)ક** સ્ત્રી૦ છૂટાછેડા; ફારગતી
**તલાટી** પું૦ મહેસૂલ વસૂલ કરનાર સરકારી મહેતો
**તલાશ** સ્ત્રી૦ શોધ; તપાસ
**તલ્લીન** વિ૦ ગરક; લીન; એકાકાર
**તવાઇ** સ્ત્રી૦ કમબખ્તી; આફત; ધાડ
**તવેથો** પું૦ રસોઈમાં ઉપરતળે કરવાનું સાધન
**તસ્કર** પું૦ ચોર
**તળાઇ** સ્ત્રી૦ ખૂબ રૂ ભરીને બનાવેલું ગાદલું
**તળિયું** ન૦ છેક નીચેનો ભાગ
**તળેટી** સ્ત્રી૦ પર્વતની આજુબાજુનો નીચાણનો પ્રદેશ
**તંગડી** સ્ત્રી૦ ટંગડી; ઠાંટિયો (૨) ટૂંકી ચોરણી
**તંગાશ** સ્ત્રી૦ તંગી; અછત
**તંબૂરો** પું૦ એક તંતુવાદ્ય
**તંબોળી** પું૦ પાનસોપારી વેચનારો
**તાકડો** પું૦ તાક; લાગ (૨) તાગડો; દોરો
**તાકવું** સ૦ ક્રિ૦ એકી નજરે જોયા કરવું
**તાકાત** સ્ત્રી૦ શક્તિ; સામર્થ્ય; મગદૂર
**તાકીદ** સ્ત્રી૦ ઉતાવળ (૨) ચેતવણી; ધમકી
**તાજગી** સ્ત્રી૦ તાજાપણું
**તાજણ** સ્ત્રી૦ ઘોડી
**તાજવું** ન૦ ત્રાજવું
**તાજિયો** પું૦ તાબૂત
**તાજુબ** વિ૦ આશ્ચર્યચકિત; દંગ
**તાજુબી** સ્ત્રી૦ આશ્ચર્ય; નવાઈ
**તાજૂડી** સ્ત્રી૦ તાજાકલમ
**તાડન** ન૦ તાડવું તે; માર
**તાડવું** સ૦ ક્રિ૦ મારવું (૨) ત્રાડવું
**તાણવું** સ૦ ક્રિ૦ ખેંચવું (૨) ઘસડવું
**તાત્પર્ય** ન૦ ભાવાર્થ; મતલબ (૨) હેતુ
**તાદૃશ** વિ૦ તેના જેવું જ; આબેહૂબ
**તાપણી** સ્ત્રી૦ તાપવા માટે કરેલો અગ્નિ
**તાપણું** ન૦ જુઓ તાપણી
**તાપવું** અ૦ ક્રિ૦ અગ્નિથી ટાઢ ઉડાડવી
**તાપસ** વિ૦ તપ કરનાર (૨) પું૦ તપસ્વી
**તાપસી** સ્ત્રી૦ તપ કરનાર સ્ત્રી
**તાપોટો** પું૦ સખત તાપ; કઠારો (૨) તાપને લીધે થયેલો ફોલ્લો
**તાબૂત** પું૦; ન૦ તાજિયો
**તામસી** વિ૦ ક્રોધી
**તાયફો** પું૦ ટોળી; સમૂહ; મંડળ (૨) ગાવા બજાવવાનું કામ કરનાર રામજણી
**તારણ** ન૦ ઉદ્ધાર
**તારાજ** વિ૦ બેદાનમેદાન; જમીનદોસ્ત; ફના
**તારીખ** સ્ત્રી૦ એક આખો દિવસ (ઈસ્વી કે મુસલમાની મહિનામાં)
**તારીજ** સ્ત્રી૦ જમેઉધારનું તારણ
**તારીફ** સ્ત્રી૦ વખાણ; પ્રશંસા
**તારુણી** સ્ત્રી૦ તરુણી; જુવાન સ્ત્રી
**તારુણ્ય** ન૦ તરુણાવસ્થા; જુવાની
**તાર્કિક** વિ૦ તર્કને લગતું
**તાલકું** ન૦ ટાલકું
**તાલીમ** સ્ત્રી૦ શિક્ષણ (૨) શિરસ્ત
**તાલુકો** પું૦ જીલ્લાનો નાનો ભાગ; પરગણું
**તાવડી** સ્ત્રી૦ પેણી; કઢાઈ
**તાવડો** પું૦ ખૂબ મોટી પેણી; કઢાયું
**તાવણ(-ણી)** સ્ત્રી૦ તાવવાની-કકડાવીને શુદ્ધ કરવાની ક્રિયા (૨) [લા.] કસોટી
**તાવલું** વિ૦ તાવવાળું (માણસ)

**તાવલી** સ્ત્રી૰ થોડો ધીમો તાવ
**તાવવું** સ૰ ક્રિ૰ શુદ્ધ કરવા માટે ખૂબ તપાવવું (૨) ઓગાળવું (૩) [લા.] કસવું
**તાવીજ** ન૰ મંતરજંતરનો દોરો કે માદળિયું
**તાસક** સ્ત્રી૰ ધાતુના પતરાની છીછરી થાળી
**તાસીર** સ્ત્રી૰ છાપ; અસર (૨) રૂપ; ઘાટ
**તાળવું** ન૰
**તાંડવ** ન૰ શિવનું નૃત્ય
**તાંતણો** પું૰ તંતુ
**તાંત્રિક** વિ૰ તંત્રશાસ્ત્રને લગતું
**તાંદુલ** પું૰ બ૰ વ૰ ચોખા (૨) તાંદળાં
**તાંબડી** સ્ત્રી૰ નાનો તાંબડો; વટલોઇ
**તાંબિયો** પું૰ તાંબાનો લોટો, વાટકો કે સિક્કો
**તાંબૂલ** ન૰ નાગરવેલનું પાન (૨) પાનબીડું
**તાંબૂલી** સ્ત્રી૰ નાગરવેલ
**તાંસળી** સ્ત્રી૰ નાનું તાંસળું
**તિજોરી** સ્ત્રી૰ કીમતી માલમત્તા ઇત્યાદિ રાખવાની લોખંડની મજબૂત પેટી
**તિતિક્ષા** સ્ત્રી૰ સહનશીલતા
**તિમિર** વિ૰ અંધારું (૨) ન૰ અંધકાર
**તિલક** ન૰ ટીલું
**તિલાટ** વિ૰ ગાદીનું વારસ
**તીક્ષ્ણતા** સ્ત્રી૰
**તીખાશ** સ્ત્રી૰ તીખાપણું
**તીરછું** વિ૰ વાંકું; આડું; કતરાતું
**તીવ્રતા** સ્ત્રી૰
**તુમાર** પું૰ બે પક્ષ વચ્ચેનો લાંબો પત્રવ્યવહાર
**તુમુલ** વિ૰ દારુણ (યુદ્ધ)
**તુરક** પું૰ તુર્કસ્તાનનો રહેવાસી
**તુરત** અ૰ તરત
**તુરંગ** પું૰ ઘોડો (૨) ન૰ કેદખાનું
**તુલના** સ્ત્રી૰ સરખામણી
**તુલ(-ળ)સી** સ્ત્રી૰ એક વનસ્પતિ
**તુવેર** સ્ત્રી૰ એક કઠોળ
**તુંકાર(-રો)** પું૰ તું કહી બોલાવવું તે; તુંકારો
**તુંબડું** ન૰ તુંબડીનું ફળ
**તૂટક** વિ૰ છૂટું પડી ગયેલું (૨) ખંડિત
**તૂટવું** અ૰ ક્રિ૰ ભાગવું (૨) [લા.] દેવાળું
**તૂતક** સ્ત્રી૰; ન૰ વહાણના ઉપલા ભાગમાં કરેલી સપાટી-અગાસી
**તૂરાશ** સ્ત્રી૰ તૂરાપણું
**તૂંબડી** સ્ત્રી૰ તુંબડી
**તૃષાર્ત(-ર્ત્ત)** વિ૰ તૃષાથી પીડાતું; તૃષાતુર
**તેજસ્વી** વિ૰ તેજ-પ્રકાશવાળું (૨) પ્રભાવશાળી
**તેજાનો** પું૰ તજ, લવિંગ વગેરે ગરમ મસાલો
**તેજાબ** પું૰ ઍસિડ
**તેટલું** વિ૰
**તેડવું** સ૰ ક્રિ૰ નોતરવું
**તેરીખ** સ્ત્રી૰ વ્યાજનો દર
**તેવડું** વિ૰ તેના જેવડું (૨) ત્રણગણું
**તેવાર(-રે)** અ૰ તે સમયે-પ્રસંગે; ત્યારે
**તૈયાર** વિ૰
**તૈયારી** સ્ત્રી૰
**તોખાર** પું૰ ઘોડો
**તોછડું** વિ૰ અસભ્ય; ઉદ્ધત
**તોડવું** સ૰ ક્રિ૰ ચૂંટવું; છૂટું પાડવું
**તોતલું(-ણું)** વિ૰ (૨) અ૰ અડધા અને કાલા બોલ બોલતું
**તોતિંગ** વિ૰ (કા.) બહુ મોટા કદનું
**તોપચી** પું૰ ગોલંદાજ
**તોફાન** ન૰ ધાંધલ (૨) મારામારી
**તોફાની** વિ૰ તોફાન કરનારું
**તોબરો** પું૰ ઘોડાને ચંદી ખવડાવવાની ચામડાની કોથળી (૨) [લા.] રીસથી ચડેલું મોં
**તોરણ** ન૰ કમાનવાળો દરવાજો (૨) શોભા માટે બંધાતો કાગળ, પાન વગેરેનો હાર
**તોલડી** સ્ત્રી૰ રાંધવાનું માટીનું વાસણ
**તોળવું** સ૰ ક્રિ૰ જોખવું; વજન કરવું
**ત્રમણું** વિ૰ ત્રણગણું
**ત્રાગડો** પું૰ તાંતણો; દોરો
**ત્રાજવું** ન૰ ત્રાજૂડું
**ત્રાડવું** અ૰ ક્રિ૰ ગર્જના કરવી
**ત્રાહિત** વિ૰ અજાણ્યું
**ત્રિકાલ(-ળ)** પું૰ ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળ
**ત્રિકોણ** પું૰ ત્રણ ખૂણાવાળી આકૃતિ
**ત્રિતાલ** પું૰ સંગીતના એક તાલ
**ત્રિદંડ** પું૰ વાગ્દંડ; મનોદંડ અને કાયાદંડ એ ત્રણ સંયમ ધારણ કર્યાની નિશાનીરૂપ સંન્યાસીનો દંડ
**ત્રિદોષ** પું૰ સંનેપાત
**ત્રિનેત્ર** પું૰ (સં.) ત્રણ નેત્રવાળા-મહાદેવ

**ત્રિપક્ષી** ન૦ ત્રણ પખવાડિયાં બાદ મરનાર પાછળ કરવાનું શ્રાદ્ધ
**ત્રિપથ** પું૦ બ૦ વ૦ સ્વર્ગ, મૃત્યુ અને પાતાલ
**ત્રિપુટી** સ્ત્રી૦ ત્રણનો સમૂહ
**ત્રિપુંડ** ન૦ ત્રણ લીટીનું તિલક
**ત્રિફલા(-ળા)** સ્ત્રી૦ હરડાં, બેડાં ને આમળાંનું ચૂર્ણ
**ત્રિભેટો** પું૦ જ્યાં ત્રણ રસ્તા મળતા હોય એવી જગા; ત્રિપથ
**ત્રિરાશિ** સ્ત્રી૦ આપેલી ત્રણ સંખ્યા ઉપરથી ચોથી સંખ્યા કાઢવાની રીત (ગ.)
**ત્રિલોક** પું૦ ત્રિભોવન
**ત્રિવર્ગ** પું૦ ત્રણનો સમૂહ ધર્મ, અર્થ અને કામ (૨) ક્ષય, સ્થિતિ અને વૃદ્ધિ
**ત્રિવિધ** વિ૦ ત્રણ પ્રકારનું
**ત્રિવેદી** પું૦ ત્રણ વેદ જાણનારો (૨) એક અટક
**ત્રિશૂલ(-ળ)** ન૦ ત્રણ ફણાંવાળું એક હથિયાર
**ત્રૂઠવું** અ૦ ક્રિ૦ પ્રસન્ન થવું
**ત્રેખડ** સ્ત્રી૦ (૨) ન૦ તેખડ
**ત્રેવડ** સ્ત્રી૦ કરકસર (૨) તજવીજ; ગોઠવણ
**ત્રેવડું** વિ૦ ત્રણ પડવાળું (૨) ત્રણગણું
**ત્વરિત** વિ૦ ત્વરાવાળું

## થ

**થડક** સ્ત્રી૦ બીક
**થડકો** પું૦ થડકારો
**થપાટ** સ્ત્રી૦ થપ્પટ; લપડાક
**થપ્પડ** સ્ત્રી૦ તમાચો; લપડાક
**થંભવું** અ૦ ક્રિ૦ થોભવું
**થાકવું** અ૦ ક્રિ૦ કામ કર્યાને લીધે શિથિલ થવું
**થાનક** ન૦ સ્થાન; રહેઠાણ
**થાનેલો** પું૦ (કા.) સ્તન; ધાઈ
**થાપટ** સ્ત્રી૦ હાથના પંજાનો પ્રહાર
**થાપણ** સ્ત્રી૦ મૂડી; પૂંજી (૨) લીંપણ
**થાપના** સ્ત્રી૦ સ્થાપના
**થાપવું** સ૦ ક્રિ૦ સ્થાપવું
**થાંભલી** સ્ત્રી૦ નાનો થાંભલો
**થાંભલો** પું૦ લાકડાનો ઊભો ટેકો; સ્તંભ
**થીગડી** સ્ત્રી૦ થીંગડી
**થીગડું** ન૦ થીંગડું
**થીજવું** અ૦ ક્રિ૦ ઠરી જવું; જામવું
**થીરતા** સ્ત્રી૦ સ્થિરતા
**થૂંકવું** સ૦ ક્રિ૦ થૂંક બહાર કાઢી નાખવું
**થેપલું** ન૦ થેપીને બનાવેલી ચીજ
**થોકડી** સ્ત્રી૦ નાનો ખરકલો
**થોડુંક** વિ૦ જરાક; થોડું
**થોથર** સ્ત્રી૦ મોં પરનો સોજો અથવા ફિક્કાશ
**થોભવું** અ૦ ક્રિ૦ નહિ ચાલતાં ઊભા રહેવું

## દ

**દક્ષ(-ક્ષિ,-ખ)ણા** સ્ત્રી૦ દક્ષિણા
**દક્ષતા** સ્ત્રી૦
**દક્ષિણ** વિ૦ જમણું
**દક્ષિણી** વિ૦ દક્ષિણનું, –ને લગતું
**દખલ** સ્ત્રી૦ ડખલ
**દગડું** વિ૦ દગડ (૨) પું૦ પથ્થર
**દટણ** વિ૦ (૨) ન૦ ડટણ
**દટાવું** અ૦ ક્રિ૦ 'દાટવું'નું કર્મણિ રૂપ
**દટ્ટન** વિ૦ દટાયેલું; ડટણ (૨) ન૦ દટાવાથી થતો નાશ; ડટંતર
**દડબું** ન૦ ઢેફું; ચોસલું
**દડિયો** પું૦ પડિયો
**દત્તક** પું૦ શાસ્ત્રવિધિ પ્રમાણે પોતાનો કરેલો બીજાનો પુત્ર
**દધીચ(-ચિ)** પું૦ (સં.) વજ્ર બનાવવા દેવોને પોતાનાં હાડકાં આપનાર પ્રસિદ્ધ ઋષિ
**દનુજ** પું૦ દાનવ; દૈત્ય
**દનૈયું** ન૦ કાચો રોજમેળ
**દફન** ન૦ મુડદાને દાટવું તે
**દબાણ** ન૦ વજન (૨) [લા.] અંકુશ
**દબ(-બા)વું** અ૦ ક્રિ૦ ધમકથી નરમ થવું
**દમડી** સ્ત્રી૦ પૈસાનો ચોથો ભાગ
**દમડો** પું૦ દમ; જીવ (૨) દમડી
**દમામ** પું૦ દબદબો; ભપકો; રોફ

**દયાર્દ્ર** વિ૦ દયાથી પીગળી ગયેલું
**દયાલુ(-ળ,-ળુ)** વિ૦ દયાવાળું; કૃપાળુ
**દરજી** પું૦ લૂગડાં શીવવાનો ધંધો કરનારો
**દરજ્જો(-જ્જો)** પું૦ પાયરી; કોટી; હોદ્દો; અધિકાર
**દરદ** ન૦ દુઃખ; પીડા; વ્યથા
**દરદી** વિ૦ દરદવાળું; માંદું
**દરાજ** સ્ત્રી૦ ચામડીના એક રોગ (૨) રદો
**દરિદ્ર(-દ્રી)** વિ૦ ગરીબ; કંગાળ (૨) એદી
**દરિયો** પું૦ સમુદ્ર
**દરેક** વિ૦ હરેક
**દરેડો** પું૦ ધારા; ધોધવો; રેલો
**દરોગો** પું૦ તપાસ રાખનારો અમલદાર; દારોગો
**દરોડો** પું૦ ધાડ
**દર્પણ** ન૦; સ્ત્રી૦ ખાપ; ચાટલું; આરસો
**દર્શક** વિ૦ દેખાડનારું
**દર્શન** ન૦ જોવાની ક્રિયા
**દલાલ** પું૦ સાટું ગોઠવી આપનાર; મારફતિયો
**દલાલી** સ્ત્રી૦ દલાલનું કામ
**દલાલું** ન૦ દલાલનું કામ (૨) હકસાઇ
**દલીલ** સ્ત્રી૦ (વાતના ટેકામાં દર્શાવેલો) સબબ.
**દવલું** વિ૦ અળખામણું; અણમાનીતું
**દશમ** વિ૦ દશમું (૨) સ્ત્રી૦ પખવાડિયાની તિથિ
**દશાંશ** પું૦ દશમો ભાગ (૨) વિ૦ [ગ.] દશકથી ગણાતું; 'ડેસિમલ'
**દસેરા** પું૦; સ્ત્રી૦ વિજયાદશમી
**દસ્કત** પું૦ જુઓ દસકત
**દસ્તૂર** પું૦ રિવાજ (૨) પારસીઓનો ગોર
**દહન** ન૦ દહવું—બાળવું તે
**દહાડો** પું૦ દિવસ; વાર
**દળાણું** ન૦ દળવાનું અનાજ
**દળદ્રી** વિ૦ ગરીબ; કંગાલ
**દળવું** સ૦ ક્રિ૦
**દંગલ** પું૦; ન૦ ટંટો; તકરાર
**દંગો** પું૦ બખેડો; હુલ્લડ
**દંડક** પું૦ દંડૂકો; લાકડી
**દંડવું** સ૦ ક્રિ૦ શિક્ષા—સજા કરવી
**દંડૂકો** પું૦ જાડી ટૂંકી લાકડી; ધોકો
**દંપતી** ન૦ બ૦ વ૦ વરવહુ
**દાખડો** પું૦ ત્રાસ; હેરાનગતિ
**દાખલ** વિ૦ અંદર ગયેલું—પેઠેલું
**દાખલો** પું૦ દૃષ્ટાંત; ઉદાહરણ
**દાઝવું** અ૦ ક્રિ૦ બળવું; ઊનું લાગવું
**દાટવું** સ૦ ક્રિ૦ ડાટવું
**દાડમ** ન૦ એક ફળ
**દાતણ** ન૦
**દાદર** પું૦ દાદરો (૨) સ્ત્રી૦ દરાજ
**દાદરો** પું૦ નિસરણી
**દાનત** સ્ત્રી૦ મનનું વલણ; વૃત્તિ
**દાનવ** પું૦ રાક્ષસ
**દાનાઈ** સ્ત્રી૦ ડહાપણ (૨) ભલમનસાઈ
**દાબડો** પું૦ ઢાંકણવાળું એક જાતનું ધાતુનું પાત્ર
**દાયકો** પું૦ દસકો
**દાયજો** પું૦ સ્ત્રીધન
**દાયણ** સ્ત્રી૦ સુયાણી; દાઇ
**દાયરો** પું૦ સમુદાય (૨) ડાયરો; રાવણું
**દારૂડી** સ્ત્રી૦ એક વનસ્પતિ (૨) એક પક્ષી
**દારોગો** પું૦ દરોગો
**દાસત્વ** ન૦ દાસપણું
**દાહક** વિ૦ દાહ કરનારું
**દાળિયા** પું૦ બ૦ વ૦ (છોડાં વગરના) શેકેલા ચણા
**દાંડાઈ** સ્ત્રી૦ જુઓ ડાંડાઈ
**દાંપત્ય** ન૦ દંપતીપણું
**દાંભિક** વિ૦ દંભી; ઢોંગી
**દિગંત** પું૦ દિશાનો અંત
**દિમાક(-ગ)** પું૦ મગજ; બુદ્ધિ (૨) ગર્વ
**દિય(-યે)ર** પું૦ વરનો નાનો ભાઈ
**દિલાસો** પું૦ ધીરજ; આશ્વાસન
**દિલેર** વિ૦ બહાદુર; હિંમતવાન
**દિલેરી** સ્ત્રી૦ બહાદુરી
**દિલ્લગી** સ્ત્રી૦ દિલચસ્પી (૨) મનોરંજન
**દિવસ** પું૦
**દિવાસો** પું૦ અષાડ વદ અમાસનું પર્વ
**દિવાળી** સ્ત્રી૦ દીપોત્સવી
**દિવેટ** સ્ત્રી૦ દીવાની વાટ; બત્તી
**દિવેલ** ન૦ એરંડિયું
**દીકરી** સ્ત્રી૦ પુત્રી
**દીકરો** પું૦ પુત્ર
**દીક્ષિત** વિ૦ દીક્ષા લીધી હોય એવું
**દીદાર** પું૦ બ૦ વ૦ ચહેરો; સ્વરૂપ; કાંતિ
**દીનતા** સ્ત્રી૦
**દીપક** વિ૦ ઉત્તેજક (૨) દીવો
**દીપડો** પું૦ વાઘની જાતનું એક પ્રાણી

**દીપવું** અ૦ ક્રિ૦ શોભવું
**દીર્ઘાયુ** વિ૦ લાંબા આયુષ્યવાળું
**દીવટ** સ્ત્રી૦ દિવેટ
**દીવડું** ન૦ દીવી (૨) દીવો
**દીવડો** પું૦ કણકના કોડિયામાં કરેલો દીવો
**દીવાન** પું૦ વજીર
**દીવાની** વિ૦ લેણદેણના ઈન્સાફને લગતું (૨) સ્ત્રી૦ ગાંડાઈ
**દીવાલ** સ્ત્રી૦ ભીંત
**દુકાન** સ્ત્રી૦
**દુકાની** સ્ત્રી૦ બે પાઈ;(૨) બુકાની
**દુકાળ** પું૦ અનાજ ઘાસ વગેરેની તંગીનો સમય
**દુખણાં** ન૦ બ૦ વ૦ ઓવારણાં
**દુખવું** અ૦ ક્રિ૦ દુઃખ થવું
**દુખિયું** વિ૦ દુખી
**દુઝાણું** ન૦ દૂધ દેતું ઢોર
**દુઝાવું** અ૦ ક્રિ૦ દાઝવું; બળવું
**દુનિયા** સ્ત્રી૦ સૃષ્ટિ; જગત; સંસાર
**દુન્યવી** વિ૦ દુનિયાનું; સંસારી
**દુપટ્ટો** પું૦ ખેસ
**દુભાવું** અ૦ ક્રિ૦ 'દૂભવું'નું કર્મણિ રૂપ
**દુરસ્ત** વિ૦ જેવું જોઇએ એવું
**દુરસ્તી** સ્ત્રી૦ સમારવું—સુધારવું તે
**દુરાત્મા** વિ૦ (૨) પું૦ દુષ્ટ; પાપી
**દુર્ગંધ** સ્ત્રી૦ ખરાબ વાસ
**દુર્ગુણી** વિ૦ દુર્ગુણવાળું
**દુર્જન** વિ૦ દુષ્ટ; ખરાબ (૨) પું૦ તેવો માણસ
**દુર્જય** વિ૦ જીતવું મુશ્કેલ
**દુર્દશા** સ્ત્રી૦ ખરાબ—માઠી દશા
**દુર્દિન** પું૦ ખરાબ દહાડો (૨) વાદળાં, વરસાદ કે વટોળવાળો દિવસ
**દુર્દૈવ** ન૦ કમનસીબ; દુર્ભાગ્ય
**દુર્બલ(-ળ)** વિ૦ કમજોર; દૂબળું
**દુર્બુદ્ધિ** વિ૦ ખરાબ બુદ્ધિવાળું
**દુર્ભાગી** વિ૦ કમભાગી
**દુર્લક્ષ** ન૦ બેદરકારી; ઉપેક્ષા
**દુર્લક્ષ્ય** વિ૦ મુશ્કેલીથી જોઈ શકાતું; લગભગ અદૃશ્ય
**દુર્લભ** વિ૦ મળવું મુશ્કેલ
**દુવાઈ** સ્ત્રી૦ જાહેરનામું (૨) મનાઈ
**દુશાલો** પું૦ કીમતી બેવડી શાલ
**દુશ્મન** પું૦ શત્રુ
**દુષ્કર** વિ૦ કરવું મુશ્કેલ; અઘરું
**દુષ્કર્મ** ન૦ દુરાચરણ
**દુષ્કાલ(-ળ)** પું૦ દુકાળ
**દુષ્ટતા** સ્ત્રી૦
**દુસ્તર** વિ૦ મુશ્કેલીથી તરાય—ઓળંગાય એવું
**દુહિતા** સ્ત્રી૦ દીકરી
**દુંદાળો** પું૦ (સં.) દુંદવાળા દેવ–ગણેશ
**દુંદુભિ** સ્ત્રી૦; ન૦ એક જાતનું નગારું
**દુઃસહ** વિ૦ સહેવું મુશ્કેલ
**દુઃસ્વર** પું૦ ખરાબ કંઠ–સૂર
**દૂઝણું(-તું)** વિ૦ દૂધ આપતું (ઢોર માટે)
**દૂઝવું** અ૦ ક્રિ૦ દૂધ દેવું
**દૂધિયું** વિ૦ દુધાળ
**દૂબળું** વિ૦ દુર્બલ; કમજોર
**દૂષણ** ન૦ દોષ; ખોટખાંપણ
**દૂષિત** વિ૦ દોષ–દૂષણવાળું
**દૃઢતા** સ્ત્રી૦
**દેખવું** સ૦ ક્રિ૦ જોવું
**દેખાડો** પું૦ ડોળ
**દેખાવ** પું૦ દૃશ્ય (૨) આકૃતિ (૩) [લા.] ડોળ
**દેખાતું** વિ૦ પ્રત્યક્ષ; ખુલ્લું; દેખાતું
**દેગડો** પું૦ ધાતુનું એક મોટું વાસણ; હાંડો
**દેડકો** પું૦ નર દેડકું
**દેણગી** સ્ત્રી૦ દેવું; ઋણ (૨) બક્ષિસ (૩) દાન
**દેદાર** પું૦ દિદાર; દેખાવ
**દેરાણી** સ્ત્રી૦ દિયરની વહુ
**દેવડી** સ્ત્રી૦ ચોકી
**દેવતા** પું૦ દેવ (૨) અગ્નિ
**દેવાળું** ન૦ દેવું આપવાની અશક્તિ
**દેવાંશી** વિ૦ દેવના અંશવાળું
**દોરવું** સ૦ ક્રિ૦ દોરવવું
**દોરંગી** વિ૦ બે રંગવાળું
**દોલત** સ્ત્રી૦ પૈસો; પૂંજી
**દોષિત** વિ૦ દોષવાળું
**દોહન** ન૦ દોહવું તે
**દોહરો** પું૦ એક છંદ
**દોહવું** સ૦ ક્રિ૦ ઢોરનું દૂધ કાઢવું
**દોંગાઈ** સ્ત્રી૦ લુચ્ચાઇ; ધૂર્તતા
**દૌર્બલ્ય** ન૦ દુર્બળતા
**દ્વિતીય** વિ૦ બીજું
**દ્વિવિધ** વિ૦ બે પ્રકારનું

## ધ

**ધખારો** પું૰ બાફ; ગરમી; તપારો
**ધગડો** પું૰ ફૂલો; થાપો (૨) લંગોટિયો બાવો
**ધગવું** અ૰ ક્રિ૰ ધીકવું
**ધગશ** સ્ત્રી૰ દાઝ; ઉત્સાહ
**ધડક** સ્ત્રી૰ હૃદયનો કંપ
**ધડાકો** પું૰ મોટો અવાજ; ભડાકો
**ધતિંગ** ન૰ તોફાન (૨) ઢોંગ
**ધતૂરો** પું૰ એક વનસ્પતિ; ધંતૂરો
**ધનિક** વિ૰ ધનવાન
**ધપવું** અ૰ ક્રિ૰ આગળ ધસવું
**ધમાકો** પું૰ મોટો અવાજ
**ધમકી** સ્ત્રી૰ ડર
**ધમણ** સ્ત્રી૰ પવન ફૂંકવાનું એક સાધન
**ધમાલ** સ્ત્રી૰ ધાંધળ
**ધરણિ(-ણી)** સ્ત્રી૰ પૃથ્વી (૨) જમીન; ભોંય
**ધરતી** સ્ત્રી૰ પૃથ્વી (૨) જમીન
**ધરમ** પું૰ ધર્મ
**ધરવું** સ૰ ક્રિ૰ સાહવું; પકડવું
**ધરાર** અ૰ અલબત્ત; અવશ્ય
**ધર્માદા** વિ૰ દાનમાં આપેલું
**ધર્માદો** પું૰ દાન; સખાવત
**ધર્માંધ** વિ૰ ધર્મની બાબતોમાં અવિચારી આગ્રહવાળું
**ધવલ(-ળ)** વિ૰ ધોળું (૨) નિર્મળ
**ધસારો** પું૰ ધસવાની ક્રિયા
**ધંતર** ન૰ જાદુ (૨) ધૂતી લેવાની કળા
**ધાડિયું** ન૰ ધાડું
**ધાબળ(-ળી)** સ્ત્રી૰ પાતળો ધાબળો
**ધાબળો** પું૰ જાડા ઊનનું બનૂસ; કામળો
**ધારણ** સ્ત્રી૰ ધીરજ
**ધારણા** સ્ત્રી૰ મનસૂબો (૨) કલ્પના
**ધારવું** સ૰ ક્રિ૰ માનવું (૨) ઇચ્છવું
**ધારિયું** ન૰ એક હથિયાર
**ધાર્મિક** વિ૰ ધર્મને લગતું
**ધાવણ** ન૰ માનું દૂધ
**ધાંધલ(-ળ)** સ્ત્રી૰; ન૰ ગરબડ; ધમાલ; તોફાન
**ધિક્કાર** પું૰ ફિટકાર
**ધિંગાણું** ન૰ તોફાન; જોશમાં મચેલી લડાઇ
**ધીકતું** વિ૰ ધગધગતું [લા.] આબાદ
**ધીમંત** વિ૰ બુદ્ધિશાળી
**ધીમાન** વિ૰ ધીમંત
**ધીમાશ** સ્ત્રી૰ ધીમાપણું
**ધીરજ** સ્ત્રી૰ ધૈર્ય; હિંમત
**ધીરતા** સ્ત્રી૰
**ધીરપ** સ્ત્રી૰ વેપારમાં શાખ
**ધીરવું** સ૰ ક્રિ૰ ઉછીનું કે વ્યાજે આપવું
**ધીંગાણું** ન૰ ધિંગાણું
**ધુજારી** સ્ત્રી૰ કંપારી
**ધુજારો** પું૰ કંપારો; ધુજારી
**ધુતારું** વિ૰ ઠગારું
**ધુતારો** પું૰ ઠગ
**ધુપેલ** ન૰ માથામાં નાખવાનું એક જાતનું તેલ
**ધુમાડો** પું૰ ધુમાડી; ધૂણી
**ધુમ્મસ** ન૰ ધૂમસ
**ધુળેટી** સ્ત્રી૰ હોળી પછીનો દિવસ
**ધૂવાડો** પું૰ ધુમાડો
**ધૂંસરી** સ્ત્રી૰ ઝૂંસરી; ધુરા
**ધૃષ્ટતા** સ્ત્રી૰ હિંમત (૨) બેશરમી
**ધોતિયું** ન૰ ચેપાડું
**ધોબણ** સ્ત્રી૰ ધોબીની સ્ત્રી
**ધોરણ** ન૰ વલણ (૨) વર્ગ (૩) વહીવટ
**ધોરિયો** પું૰ પાણીની નીક; ઢાળિયો
**ધોવાણ** ન૰ પાણીથી માટીનું ધોવાઈ જવું તે
**ધોળવું** સ૰ ક્રિ૰ ચૂનો લગાડવો
**ધોળાશ** સ્ત્રી૰ ધોળાપણું
**ધોંસરી** સ્ત્રી૰ ધૂંસરી
**ધોંસરું** ન૰ ધૂંસરું
**ધ્રુજારી** સ્ત્રી૰ કંપારી; ધુજારી
**ધ્રુસકો** પું૰ ભેંકડો; ધુસકો
**જવું** અ૰ ક્રિ૰ કંપવું; થથરવું

## ન

**નકટું** વિ૰ નાક વિનાનું (૨) [લા.] બેશરમ
**નકતો** પું૰ અજબ તર્ક; બુટ્ટો
**નકર** અ૰ નહિ તો; નીકર
**નકલ** સ્ત્રી૰ અનુકરણ

**નકલી** વિ૦ બનાવટી
**નકશી** સ્ત્રી૦ કોતરકામ
**નકશો** પું૦ જગા કે પ્રદેશનો માપસર આલેખ
**નકામું** વિ૦ અ૦ નિરર્થક
**નકાર** પું૦ ના; નન્નો
**નક્ષત્ર** ન૦ તારાનું ઝૂમખું
**નક્ષત્રી** વિ૦ સ્ત્રી૦ ક્ષત્રીય વિનાની
**નખરું** ન૦ લટકું; શૃંગારિક ચેષ્ટા
**નખલી** સ્ત્રી૦ સ્ત્રીઓનું કાનનું એક ઘરેણું
**નખલો** પું૦ નખના આકારનો ચાંદલો (૨) ચહેરો
**નખેદ** વિ૦ અશુભ
**નખોદ** ન૦ વંશનો ઉચ્છેદ (૨) સત્યાનાશ
**નગ(–ગુ)ણું** વિ૦ ઉપકાર ભૂલી જનાર; કૃતઘ્ન
**નગદ(–દી)** વિ૦ રોકડું
**નગર** ન૦ શહેર
**નગરી** વિ૦ નગરનું; શહેરી (૨) સ્ત્રી૦ શહેર
**નગારું** ન૦ ઢોલ
**નચિંત** વિ૦ બેફિકર
**નજર** સ્ત્રી૦ દૃષ્ટિ (૨) લક્ષ (૩) ભેટ
**નજૂમ** પું૦ જ્યોતિષવિદ્યા
**નજૂમી** વિ૦ જ્યોતિષને લગતું (૨) પું૦ જોશી
**નટડી** સ્ત્રી૦ નટી
**નઠારું** વિ૦ ખરાબ; ગંદું
**નઠોર** વિ૦ શિખામણ ન લાગે એવું નફટ
**નડવું** સ૦ ક્રિ૦ હરકત કરવી; પીડવું
**નડાવ** પું૦ નડતર
**નણદી** સ્ત્રી૦ નણંદ
**નણંદ** સ્ત્રી૦ વરની બહેન
**નતીજો** પું૦ પરિણામ; ફળ
**નનામી** સ્ત્રી૦ ઠાઠડી
**નનામું** વિ૦ નામ વિનાનું
**નનૈયો** પું૦ નકાર
**નપાસ** વિ૦ પાસ નહિ થયેલું
**નબળું** વિ૦ અશક્ત; કમજોર
**નબીરો** પું૦ દીકરા કે દીકરીનું સંતાન
**નભવું** અ૦ ક્રિ૦ ટકવું; પોષાવું
**નભાવ** પું૦ નિભાવ
**નમક** ન૦ મીઠું; લૂણ; નિમક
**નમણું** વિ૦ નમેલું (૨) વાંકું
**નમતું** વિ૦ નીચે વળતું–ઢળતું
**નમન** ન૦ નમસ્કાર
**નમવું** સ૦ ક્રિ૦ નીચા વળવું
**નમાજ** સ્ત્રી૦ બંદગી
**નમાયું** વિ૦ મા વિનાનું
**નમાલું** વિ૦ નકામું; શહૂર વિનાનું
**નમૂનો** પું૦ વાનગી
**નમેરું** વિ૦ નિર્દય
**નમ્રતા** સ્ત્રી૦
**નયન** ન૦ આંખ
**નરક** ન૦ દોજખ (૨) વિષ્ટા
**નરણું** વિ૦ ખાધા વિનાનું (૨) એકલું
**નરતું** વિ૦ નઠારું; ખરાબ
**નરમ** વિ૦ સુંવાળું; મુલાયમ
**નરવું** વિ૦ નીરોગી (૨) અ૦ નરદમ
**નરસ(–સું)** વિ૦ રસ વિનાનું (૨) નઠારું
**નરેશ** પું૦ રાજા
**નરેંદ્ર** પું૦ નરેશ; રાજા
**નર્તકી** સ્ત્રી૦ નાચનારી (૨) નટડી
**નર્તન** ન૦ નાચ
**નવતા** સ્ત્રી૦ નવાપણું
**નવધા** અ૦ નવ પ્રકારે
**નવરું** વિ૦ કામ વગરનું (૨) કામથી ફારગ
**નવલ** વિ૦ નવું; આશ્ચર્યકારક
**નવસ્ત્રું** વિ૦ વસ્ત્ર વગરનું; નાગું
**નવાઈ** સ્ત્રી૦ નવીનતા (૨) અચરજ
**નવાણ** ન૦ જળાશય
**નવાબ** પું૦ સૂબો
**નવીન** વિ૦ નવું
**નવેલી** સ્ત્રી૦ નવવધૂ
**નવેળી** સ્ત્રી૦ છીંડી (૨) પાણી જવાની નીક
**નવોઢા** સ્ત્રી૦ નવવધૂ
**નવ્યાશી(–સી)** વિ૦ '૮૯'
**નવ્વાણુ(–ણું)** વિ૦ '૯૯'
**નશ્વર** વિ૦ નાશ પામે તેવું
**નસીબ** ન૦ ભાગ્ય
**નસ્તર** ન૦ વાઢકાપ (૨) વાઢકાપ કરવાનું હથિયાર
**નહેર** સ્ત્રી૦ સરોવર કે મોટી નદીમાંથી ખોદેલો મોટો કાંસ
**નહોર** પું૦ પંજાનો નખ (૨) નખનો ઉઝરડો
**નંદન** ન૦ (સં.) ઇંદ્રનું ઉપવન
**નંદિની** સ્ત્રી૦ છોકરી
**નાકાર(–રો)** પું૦ નકાર

**નાખુશ** વિ૦ નારાજ
**નાખુશી** સ્ત્રી૦ નારાજી
**નાગડો** પું૦ બાવો (તિરસ્કારમાં)
**નાગણ(–ણી)** સ્ત્રી૦ સાપણ
**નાગર** વિ૦ નગરનું
**નાગરી** વિ૦ નગરનું (૨) નાગર સંબંધી
**નાગાઇ** સ્ત્રી૦ નફટાઈ (૨) લુચ્ચાઈ
**નાગેંદ્ર** પું૦ શેષનાગ (૨) ઐરાવત
**નાચવું** અ૦ ક્રિ૦ નાચ કરવો
**નાચીજ** વિ૦ નકામું
**નાજર** પું૦ અદાલતનો એક અમલદાર
**નાજુક** વિ૦ સુકુમાર
**નાટક** ન૦ દૃશ્ય કાવ્ય
**નાટકી** વિ૦ નાટકના જેવું; નાટકિયું
**નાટિકા** સ્ત્રી૦ ટૂંકું નાટક
**નાડાવા** અ૦ નાડા જેટલે અંતરે
**નાતરું** ન૦ સ્ત્રીનું ફરીથી પરણવું તે
**નાતાલ** સ્ત્રી૦ ડિસેંબરની પચીસમીથી તેની આખર તારીખ સુધી ચાલતા ખ્રિસ્તી તહેવારો
**નાદર** વિ૦ ઉત્તમ
**નાદાન** વિ૦ અણસમજુ; મૂર્ખ
**નાદાની** સ્ત્રી૦ નાદાનપણું
**નાદાર** વિ૦ કંગાલ
**નાદારી** સ્ત્રી૦ ગરીબી (૨) દેવાળું
**નાનપ(–મ)** સ્ત્રી૦ હલકાઈ; ગૌણપણું
**નાનેરું** વિ૦ નાનું
**નાપાક** વિ૦ અપવિત્ર
**નાપાસ** વિ૦ નાપસંદ
**નાબૂદ** વિ૦ બેદાનમેદાન
• **નાબૂદી** સ્ત્રી૦ સમૂળ ઉચ્છેદ–નાશ
**નામના** સ્ત્રી૦ કીર્તિ
**નામનું** વિ૦ માત્ર દેખાડવાનું; કહેવામાત્ર
**નામર્દ** વિ૦ બાયલું
**નામેરી** વિ૦ એકજ નામનું
**નામોશી** સ્ત્રી૦ હીણપત
**નાયક** પું૦ આગેવાન સરદાર (૨) નાટકનું કે વાર્તાનું મુખ્ય પાત્ર
**નાયકા** સ્ત્રી૦ નાયિકા
**નાયબ** વિ૦ હાથ નીચેનું—મદદગાર
**નાયિકા** સ્ત્રી૦ મુખ્ય સ્ત્રી પાત્ર (૨) ગુણકા
**નારકી** વિ૦ નરકનું
**નારદ** પું૦ (સં.) એક દેવર્ષિ
**નારંગી** વિ૦ નારંગી રંગનું
**નારાજ** વિ૦ નાખુશ
**નારાજી** સ્ત્રી૦ નાખુશી
**નાલેશી(–સી)** સ્ત્રી૦ નિંદા; બદગોઈ
**નાવડી** સ્ત્રી૦ નાની હોડી
**નાવણ** ન૦ સ્નાન
**નાવલો** પું૦ પતિ
**નાવિક** પું૦ વહાણવટી
**નાસવું** અ૦ ક્રિ૦ દોડવું (૨) જતા રહેવું
**નાહક** અ૦ વગરકારણે
**નાહવું** અ૦ ક્રિ૦ સ્નાન કરવું
**નાંખવું** સ૦ ક્રિ૦ નાખવું
**નિકર** પું૦ સમૂહ
**નિકાલ** પું૦ ફેંસલો (૨) નીકળવાનો માર્ગ
**નિકાશ(–સ)** સ્ત્રી૦ માલનું પરદેશ જવું તે
**નિગમ** પું૦ વેદ; ધર્મશાસ્ત્ર
**નિગાહ** સ્ત્રી૦ દૃષ્ટિ (૨) મહેરબાની
**નિગ્રહ** પું૦ અવરોધ
**નિચોડ** પું૦ નિચોવીને કાઢેલો રસ
**નિતંબ** પું૦ ફૂલો
**નિત્યતા** સ્ત્રી૦ શાશ્વતતા
**નિદાન** ન૦ મૂળ કારણ (૨) રોગનાં કારણોની તપાસ
**નિદ્રાળુ** વિ૦ ઊંઘે ભરાયેલું (૨) ઊંઘણશી
**નિધન** ન૦ મૃત્યુ
**નિધાન** ન૦ નિધિ (૨) આધાર
**નિનાદ** પું૦ અવાજ
**નિપુણ** વિ૦ પ્રવીણ
**નિબંધ** પું૦ મુદ્દાસર લેખ
**નિભા(–મા)ડો** પું૦ પકવવા ગોઠવેલાં માટીનાં વાસણોનો ઢગલો
**નિભાવ(–વો)** પું૦ ભરણપોષણ (૨) આધાર
**નિમક** ન૦ મીઠું
**નિમગ્ન** વિ૦ લીન; એકતાર
**નિમાજ** સ્ત્રી૦ મુસલમાનોની પ્રાર્થના; નમાજ
**નિમાવું** અ૦ ક્રિ૦ 'નીમવું'નું કર્મણિ રૂપ
**નિમિત્ત** ન૦ કારણ (૨) હેતુ
**નિમેષ** પું૦ આંખનો પલકારો (૨) પળ
**નિયત** વિ૦ નક્કી કરેલું (૨) સ્થાપેલું
**નિયમ** પું૦ કાયદો (૨) રીત (૩) વ્રત
**નિયંતા** પું૦ નિયમમાં રાખનાર–ઈશ્વર

**નિયુક્ત** વિ૦ નિમાયેલું
**નિરાશ** વિ૦ નાઉમેદ
**નિરાશા** સ્ત્રી૦ નાઉમેદી
**નિરાળું** વિ૦ જુદું; ન્યારું
**નિરાંત** સ્ત્રી૦ ફુરસદ
**નિરીક્ષા** સ્ત્રી૦ અવલોકન
**નિરુદ્ધ** વિ૦ રોકેલું (૨) કેદ કરેલું
**નિરોધ** પું૦ રોકાણ; નિગ્રહ
**નિર્ગમ** પું૦ બહાર જવું તે
**નિર્ગંધ** વિ૦ ગંધ વગરનું
**નિર્જન** વિ૦ ઉજ્જડ
**નિર્જલ(–ળ)** વિ૦ પાણી વગરનું
**નિર્જીવ** વિ૦ જીવ વગરનું
**નિર્ણય** પું૦ નિશ્ચય (૨) ફેંસલો
**નિર્ણીત** વિ૦ નક્કી કરેલું
**નિર્દય** વિ૦ નિર્ઘૃણ
**નિર્દેશ** પું૦ આજ્ઞા (૨) ઉલ્લેખ
**નિર્ધન(–ની)** વિ૦ ગરીબ
**નિર્ધાર** પું૦ નિર્ણય
**નિર્ભય** વિ૦ નીડર
**નિર્ભર** વિ૦ ભરેલું (૨) પુષ્કળ
**નિર્મળ** વિ૦ નિર્મલ
**નિર્માણ** ન૦ સર્જન (૨) નસીબ
**નિર્માલ(–લ્ય,–ળ)** સ્ત્રી૦; ન૦ દેવ ઉપરથી ઉતારેલી કે દેવને ચડેલી વસ્તુ (ફૂલ વગેરે)
**નિર્મોહ** વિ૦ મોહ વગરનું
**નિર્લજ્જ** વિ૦ લાજ વગરનું; અવિવેકી
**નિર્લેપ** વિ૦ નિર્લિપ્ત
**નિર્વંશ** પું૦ વંશનો અંત
**નિર્વાણ** ન૦ મોક્ષ
**નિર્વાહ** પું૦ ગુજારો (૨) ટકાવ
**નિર્વિઘ્ન** વિ૦ વિઘ્ન વગરનું
**નિવાસ** પું૦ રહેઠાણ
**નિવૃત્તિ** સ્ત્રી૦ નિરાંત (૨) ફુરસદ
**નિવેડો** પું૦ ફેંસલો (૨) છેવટ
**નિશાન** ન૦ ચિહ્ન (૨) ચોટ
**નિશાની** સ્ત્રી૦ ચિહ્ન (૨) સંજ્ઞા
**નિશાળ** સ્ત્રી૦ શાળા
**નિશ્ચય** પું૦ સંકલ્પ (૨) ખાતરી
**નિશ્ચલ(–ળ)** વિ૦ અચળ; સ્થિર
**નિશ્ચિત** વિ૦ નક્કી કરેલું
**નિશ્ચિંત** વિ૦ ચિંતા વગરનું; બેફિકર
**નિશ્વાસ** પું૦ નિસાસો
**નિષિદ્ધ** વિ૦ મના કરેલું; ત્યાજ્ય
**નિષેધ** પું૦ મના
**નિષ્ઠુર** વિ૦ નિર્દય (૨) કઠોર
**નિષ્પક્ષ** વિ૦ પક્ષ વગરનું; તટસ્થ
**નિષ્પાપ(–પી)** વિ૦ પાપ વગરનું
**નિષ્પ્રાણ** વિ૦ પ્રાણ વગરનું; મૃત
**નિષ્ફલ(–ળ)** વિ૦ ફળ વગરનું (૨) નકામું
**નિસર્ગ** પું૦ સૃષ્ટિ (૨) કુદરત
**નિસાસો** પું૦ નિશ્વાસ
**નિંદક** વિ૦ (૨) પું૦ નિંદા કરનાર
**નિ:શંક** વિ૦ શંકા વગરનું; ભય વગરનું
**નિ:શ્વાસ** પું૦ જુઓ નિશ્વાસ
**નિ:સ્પૃહ** વિ૦ સ્પૃહા વગરનું
**નીકર** અ૦ નહિ તો
**નીચતા** સ્ત્રી૦
**નીચલું** વિ૦ નીચે આવેલું
**નીચાણ** ન૦ નીચી જગ્યા (૨) ઢોળાવ
**નીડર** વિ૦ નિર્ભય
**નીપજ** સ્ત્રી૦ પેદાશ
**નીભવું** અ૦ ક્રિ૦ ટકવું
**નીમવું** સ૦ ક્રિ૦ કામ કે પદ ઉપર સ્થાપવું
**નીરણ** ન૦ નીરેલું ઘાસ
**નીરવ** વિ૦ શાંત
**નીરવું** સ૦ ક્રિ૦ ઢોરને ઘાસ નાખવું
**નીરસ** વિ૦ રસ વગરનું
**નીરોગી** વિ૦ તંદુરસ્ત
**નીંદર** સ્ત્રી૦ નીંદ; ઊંઘ
**નીંદવું** સ૦ ક્રિ૦ અનાજના ખેતરમાંથી નકામું ઘાસ ખોદી કાઢવું
**નીંભર** વિ૦ (૨) અ૦ (કા.) મૂઢ
**નુક્તો** પું૦ કાયદો (૨) બુટ્ટો
**નુસખો** પું૦ જેના ઉપર વૈદે દરદીને દવા લખી આપી હોય તે કાગળ
**નૂતન** વિ૦ નવું
**નૂપુર** ન૦ ઝાંઝર
**નૃપતિ** પું૦ રાજા
**નૃપાલ(–ળ)** પું૦ નૃપ; રાજા
**નૃશંસ** વિ૦ ક્રૂર; નીચ

**નૃસિંહ** પું૰ સિંહ જેવો પરાક્રમી માણસ
**નેતર** ન૰ એક જાતનો વેલો અને તેની સોટી
**નેતરું** ન૰ વલોણાનું દોરડું
**નેપથ્ય** ન૰ રંગભૂમિના પડદો
**નેપાળો** પું૰ રેચક બીવાળી એક વનસ્પતિ
**નેપુર** ન૰ ઝાંઝર
**નૈષ્ઠિક** વિ૰ નિષ્ઠાવાળું
**નોકર** પું૰ ચાકર; સેવક
**નોકરી** સ્ત્રી૰ ચાકરી; સેવા
**નોકાર** પું૰ જૈનોને જપવાનો એક મંત્ર
**નોતરું** ન૰ આમંત્રણ
**નોધારું** વિ૰ આધાર વગરનું
**નોબત** સ્ત્રી૰ મોટું નગારું
**નોરતું** ન૰ નવરાત્રિમાંનો દરેક દિવસ
**નોંધણી** સ્ત્રી૰ નોંધવાની ક્રિયા
**નોંધવું** સ૰ ક્રિ૰ નોંધ કરવી
**નૌકાર** પું૰ જુઓ નોકાર
**ન્યૂનતા** સ્ત્રી૰

## પ

**પકડ** સ્ત્રી૰ પકડવાની શક્તિ
**પકાઈ** સ્ત્રી૰ ખંધાઈ; લુચ્ચાઈ
**પખાજ** સ્ત્રી૰ પખવાજ
**પખાલ** સ્ત્રી૰ પાણી ભરી લાવવાની ચામડાની થેલી
**પગથી** સ્ત્રી૰ પગરવટ
**પગલી** સ્ત્રી૰ પગલાંની પંક્તિ
**પગલું** ન૰ ડગલું
**પગાર** પું૰ વેતન; દરમાયો
**પગેરું** ન૰ ચોરનું પગલું
**પચવું** સ૰ ક્રિ૰ હજમ થવું
**પછાડી** અ૰ પાછળ
**પશ્ચાત** અ૰ પાછળ
**પછીત** સ્ત્રી૰ ઘરની પાછલી દિવાલ
**પછેડી** સ્ત્રી૰ ઓઢવાની જાડી ચાદર
**પછેડો** પું૰ મોટી પછેડી
**પટારો** પું૰ મોટી પેટી
**પટોળું** ન૰ એક જાતનું રેશમી કપડું
**પઠાણ** પું૰ એ નામની મુસલમાન જાતનો આદમી
**પડખું** ન૰ પાસું (૨) પક્ષ (૩) મદદ
**પડઘો** પું૰ સામો અવાજ; પ્રતિઘોષ
**પડતી** સ્ત્રી૰ પતન
**પડતું** વિ૰ નબળું (૨) ન૰ ભૂસકો
**પડ(– ર)દો** પું૰ આંતરો (૨) કાનનો ઢોલ
**પડવું** અ૰ ક્રિ૰ પતન થવું
**પડવે** સ્ત્રી૰ પડવો; પ્રતિપદા
**પડવો** પું૰ પખવાડિયાની પહેલી તિથિ
**પડાઈ** સ્ત્રી૰ નાની ધજા (૨) પતંગ
**પડાશે** પું૰ (ફા.) વડાઈ; શેખી
**પડાવ** પું૰ મુકામ; છાવણી
**પડાળ** ન૰ છાપરાના બે ઢોળાવમાંનો એક
**પડિયો** પું૰ પાંદડાંનો વાટકો; દડિયો
**પડીકું** ન૰ વસ્તુને કાગળમાં લપેટીને કરેલું બાંધણું
**પડોશ** પું૰ પાડોશ
**પડોશી** પું૰ પાડોશી
**પતન** ન૰ પડવું તે
**પતરું** ન૰ ધાતુનો પાતળો મોટો ઘાટ
**પતવું** અ૰ ક્રિ૰ પૂરું થવું (૨) તોટ આવવો
**પતંગ** પું૰ કનકવો (૨) પતંગિયું
**પતાકા** સ્ત્રી૰ નાની ધજા
**પતાસું** ન૰ ખાંડની એક બનાવટ
**પતિત** વિ૰ પડેલું; પાપી
**પતીજ** સ્ત્રી૰ આબરૂ (૨) વિશ્વાસ
**પતેતી** સ્ત્રી૰ પારસીઓના બેસતા વર્ષનો તહેવાર
**પત્તર** ન૰ પાત્ર (૨) સ્ત્રી૰ આબરૂ
**પત્રક** ન૰ ટીપ–યાદીના કાગળોની નોટ
**પત્રાળું** ન૰ પતરાળું
**પત્રિકા** સ્ત્રી૰ ચિઠ્ઠી (૨) નાનું છાપું
**પથરી** સ્ત્રી૰ નાનો પથ્થર (૨) મૂત્રમાર્ગનો એક રોગ
**પથરો** પું૰ પથ્થર
**પથારા(–રો)** પું૰ મોટી પથારી (૨) વિસ્તાર; ફેલાવો
**પથારી** સ્ત્રી૰ બિસ્તરો (૨) મુકામ (૩) માંદગી
**પથિક** પું૰ વટેમાર્ગુ
**પથ્થર** પું૰ પથરો; પાષાણ
**પદર** પું૰ પોતાનો
**પદાર્થ** પું૰ શબ્દાર્થ (૨) ચીજ
**પનારો** પું૰ ફરજિયાત સહવાસ
**પનીર** ન૰ દહીંમાંથી પાણી કાઢી લઈ બનાવેલો ખાદ્ય પદાર્થ

**પનોતી** સ્ત્રી૦ શનિની દશા
**પપૈયો** પું૦ પપૈયાનું ઝાડ (૨) ચાતક
**પરખ** સ્ત્રી૦ પરીક્ષા
**પરત** અ૦ પાછું
**પરબ** સ્ત્રી૦ રસ્તામાં મુસાફરને ધર્માદા પાણી પાવાની જગા
**પરમ** વિ૦ ઉત્તમ
**પરવ** ન૦ તહેવાર
**પરવા** સ્ત્રી૦ દરકાર (૨) ગરજ
**પરશુ** સ્ત્રી૦; ન૦ કુહાડી
**પરસ્ત્રી** સ્ત્રી૦ બીજાની સ્ત્રી
**પરંતુ** અ૦ પણ
**પરાણે** અ૦ બળાત્કારે
**પરાત(–શ)** સ્ત્રી૦ છાશ ઉપરનું પાણી
**પરાન્ન** ન૦ પારકું અન્ન
**પરાર** અ૦ ગયે કે આવતે ત્રીજે વર્ષ
**પરાર્થ** વિ૦ બીજાને માટે હોય તેવું
**પરાર્ધ** વિ૦ છેલ્લી સંખ્યા
**પરાળ** ન૦ ડાંગર વગેરે અનાજનું પોચું ઘાસ–ખરસલું
**પરાંત** વિ૦ બાકી રહેલું; શેષ
**પરિઘ** પું૦ વર્તુળનો ઘેરાવો
**પરીક્ષા** સ્ત્રી૦ તપાસ; કસોટી
**પરેજી** સ્ત્રી૦ પરહેજી
**પરોક્ષ** વિ૦ અપ્રત્યક્ષ
**પરોઢ** પું૦ (૨) ન૦ પ્રભાત; સવાર
**પરોણી** સ્ત્રી૦ સ્ત્રી મહેમાન
**પરોણો** પું૦ મહેમાન (૨) આરવાળી લાંબી લાકડી
**પર્યંક** પું૦ પલંગ
**પર્યંત** અ૦ સુધી
**પર્વણી** સ્ત્રી૦ પવિત્ર દિવસ
**પર્વત** પું૦ પહાડ
**પર્હેજ** વિ૦ પરહેજ
**પર્હેજી** સ્ત્રી૦ પરહેજી
**પલક** સ્ત્રી૦ આંખનો પલકારો (૨) પળ
**પલટો** પું૦ ફેરબદલી
**પલંગ** પું૦ એક પ્રકારનો મોટો ખાટલો
**પલાણ** ન૦ ઘોડાની પીઠ ઉપર નાખવાનો સામાન
**પલાંઠી** સ્ત્રી૦ પગ વાળીને ચપટ બેસવાની રીત
**પલીત** પું૦; ન૦ ભૂતપ્રેત
**પલ્લવ** પું૦; ન૦ કૂંપળ (૨) પાલવ; વિસ્તાર
**પલ્લવી** વિ૦ પલ્લવોવાળું [વૃક્ષ] (૨) સ્ત્રી૦ ચલનવલનથી કરેલા ઈશારા
**પવન** પું૦ વહેતો વાયુ
**પવાલી** સ્ત્રી૦ નાનું પવાલું
**પવાલું** ન૦ પાણી પીવા માટે નાનું વાસણ
**પવિત્ર** વિ૦ શુદ્ધ; પાવન
**પશુતા** સ્ત્રી૦
**પશ્ચિમ** વિ૦ આથમણું
**પસ(–હ)ર** ન૦ મળસકે ઢોરને ચરવા લઈ જવા તે
**પસલી** સ્ત્રી૦ ભાઈની બહેનને બક્ષિસ
**પસંદ** વિ૦ ગમતું (૨) ચૂંટી કાઢેલું; સ્વીકારેલું
**પસાર** વિ૦ ઓળંગનારું (૨) [લા.] પાર ઊતરેલું
**પસાર** પું૦ ફેલાવો (૨) પ્રવેશ
**પસીનો** પું૦ પરસેવો
**પસ્તાનું** ન૦ મુહૂર્ત સાચવવા પોતાને ઘેરથી નીકળી બીજાને ઘેર વાસ કરવો તે
**પસ્તાવું** અ૦ ક્રિ૦ પસ્તાવો કરવો
**પસ્તાવો** પું૦ પશ્ચાતાપ
**પસ્તાળ** સ્ત્રી૦ ઉપરાઉપરી ઠોક; વાણીના પ્રહાર
**પહાડ** પું૦ ડુંગર; પર્વત
**પહાડી** વિ૦ પહાડનું (૨) [લા.] કદાવર
**પહાણ(–ણો)** પું૦ પથ્થર
**પહેરો** પું૦ તપાસ; જાપતો (૨) સંભાળ
**પહેલ** પું૦ પાસો (૨) સ્ત્રી૦ પ્રારંભ
**પહેલાં** અ૦ અગાઉ; પૂર્વે
**પહેલું** વિ૦ પ્રથમ (૨) પહેલા દરજ્જાનું; મુખ્ય
**પહો(–હોં)ચ** સ્ત્રી૦ પાવતી (૨) [લા.] અક્કલ (૩) [લા.] શક્તિ
**પહોર** પું૦ પ્રહર; ત્રણ કલાક
**પહોરો** પું૦ પહેરો; ચોકી
**પહોળું** વિ૦ પનાદાર (૨) મોકળું
**પહોંચી** સ્ત્રી૦ પહોંચાનું એક ઘરેણું
**પહોંચો** પું૦ હાથનું કાંડું
**પળિયું** ન૦ પાકીને ધોળો થયેલો વાળ
**પંખિણી** સ્ત્રી૦ માદા પક્ષી; પક્ષિણી
**પંખેરું** ન૦ પક્ષી
**પંગત** સ્ત્રી૦ જમવા બેઠેલાંની હાર
**પંચક** ન૦ ધનિષ્ઠાના ઉત્તરાર્ધથી રેવતીના અંત લગી આવતાં પાંચ નક્ષત્રો
**પંચત્વ** ન૦ મૃત્યુ

**પંચાત** સ્ત્રી૦ તકરારનો નિવેડો લાવવા નીમેલી પાંચ કે વધુ માણસોની મંડળી (૨) ભાંજગડ
**પંચાંગ** વિ૦ પાંચ અંગવાળું (૨) ન૦ ટીપણું
**પંચિયું** ન૦ ટૂંકું ધોતિયું
**પંડિત** પું૦ વિદ્વાન; સાક્ષર
**પંતુજી** પું૦ મહેતાજી (૨) વેદિયું ઢોર
**પંથક** પું૦ મુસાફર (૨) દૂત
**પાકટ** વિ૦ પાકું; પુખ્ત
**પાકવું** અ૦ ક્રિ૦ પરિપક્વ થવું (૨) [લા.] ઉત્પન્ન થવું
**પાકીટ** ન૦ પૈસા રાખવાની ખીસામાં મુકાય તેવી ચામડાની એક બનાવટ
**પાક્ષિક** વિ૦ પખવાડિયાનું
**પાખંડ** ન૦ ઢોંગ
**પાખંડી** વિ૦ ઢોંગી
**પાગ(-ઘ)ડી** સ્ત્રી૦
**પાગ(-ઘ)ડું** ન૦ પેંગડું
**પાગલ** વિ૦ ગાંડું
**પાચક** વિ૦ પાચનક્રિયાને મદદ કરનારું; પચાવનારું
**પાચન** ન૦ હજમ કરવું-પચવું-પચાવવું તે
**પાછલું** વિ૦ પાછળનું (૨) પૂર્વનું; પહેલાંનું
**પાટણ** ન૦ જુઓ પટ્ટણ
**પાટલી** સ્ત્રી૦ સાંકડી પાટ; બાંક (૨) કપડાની ચાર પાંચ આંગળ પહોળી ગેટ
**પાટલો** પું૦ ભોંયથી ત્રણચાર આંગળ ઊંચું લાકડાનું આસન
**પાટવી** વિ૦ ગાદીનો વારસ
**પાટિયું** ન૦ લાકડાને કે પથ્થરને વહેરીને પાડેલાં પાતળાં પટમાંનું; એક
**પાઠક** પું૦ અધ્યાપક
**પાડોશી** પું૦ પડોશી
**પાણીચું** ન૦ પાણીથી ભરેલું નાળિયેર (૨) [લા.] રુખસદ
**પાતક** ન૦ પાપ
**પાતકી** વિ૦ પાપી
**પાતર** સ્ત્રી૦ ખાતળ
**પાતળ** સ્ત્રી૦ પત્રાળું
**પાતળું** વિ૦ જાડું નહિ તેવું
**પાત્રતા** સ્ત્રી૦ યોગ્યતા; લાયકાત
**પાદર** ન૦ ભાગોળ આગળનું મેદાન
**પાદુકા** સ્ત્રી૦ પાવડી; ચાખડી
**પાધરું** વિ૦ આડુંઅવળું નહિ પણ સીધું
**પાનડી** સ્ત્રી૦ નાનાં કુમળાં પાંદડાં (૨) પાંદડાંની નાની નાની ટકડીઓ
**પાપડ** પું૦ એક ખાવાની વાની
**પાપડી** સ્ત્રી૦ વાલની શિંગ
**પાપણી** સ્ત્રી૦ પાપી સ્ત્રી
**પાપિયું** વિ૦ પાપી
**પાપિષ્ટ** વિ૦ અત્યંત પાપી
**પામર** વિ૦ કંગાલ; રાંક (૨) તુચ્છ
**પાયગા** સ્ત્રી૦ ઘોડાર (૨) ઘોડેસવારની ટુકડી
**પાયરી** સ્ત્રી૦ પગથિયું (૨) દરજ્જો
**પારકું** વિ૦ બીજાનું
**પારખું** ન૦ પરીક્ષા (૨) પરતો
**પારણું** ન૦ ઘોડિયું (૨) વ્રત કે ઉપવાસની સમાપ્તિએ કરવામાં આવતું ભોજન
**પારધી** પું૦ શિકારી
**પારસ** પું૦ પારસમણિ
**પારસી** વિ૦ ઇરાનથી હિંદમાં આવી વસેલો જરથોસ્તી કે તેનો વંશજ (૨) સ્ત્રી૦ સાંકેતિક બોલી
**પારેખ** પું૦ (સિક્કાની) પરીક્ષા કરનાર
**પારેવું** ન૦ કબૂતર
**પાલક** વિ૦ (૨) પું૦ ઉછેરીને મોટું કરનાર
**પાલખ** સ્ત્રી૦ કડિયા વગેરે કારીગરોને ઊંચે કામ કરવા માટે કરેલો વાંસવળીઓનો આધાર
**પાલખી** સ્ત્રી૦ સુખપાલ
**પાલન** ન૦ પાળવું તે
**પાલવ** પું૦ પહેરેલા સાલ્લાનો લટકતો છેડો
**પાવક** વિ૦ પાવન કરનાર (૨) પું૦ અગ્નિ
**પાવડી** સ્ત્રી૦ પાદુકા; ચાખડી
**પાવડો** પું૦ માટી કચરો વગેરે ઉસરડવાનું કે ભરવાનું એક સાધન
**પાવતી** સ્ત્રી૦ રસીદ; પહોંચ
**પાવન** વિ૦ પવિત્ર; શુદ્ધ
**પાવરો** પું૦ તોબરો
**પાવળું** ન૦ નાની પળી
**પાશવ** વિ૦ પશુનું; પશુના જેવું
**પાશવી** વિ૦ પશુને લગતું; પશુના જેવું
**પાશેર** વિ૦ શેરના ચોથા ભાગનું
**પાશ્ચાત્ય** વિ૦ પશ્ચિમનું
**પાષાણ** પું૦ પથ્થર

**પાળવું** સ૦ ક્રિ૦ રક્ષણ કરવું (૨) ભરણપોષણ કરવું
**પાળિયો** પું૦ ધાડપાડુ સાથે લડતાં મરાયેલાના સ્મારક તરીકે ઊભો કરેલો પથરો
**પાંખડી** સ્ત્રી૦ કળી ખીલતાં છૂટા પડતા અવયવો-માંનો દરેક
**પાંખાળું** વિ૦ પાંખવાળું (૨) દાંતાવાળું
**પાંગત(–થ)** સ્ત્રી૦ પથારી કે ખાટલાનો પગ તરફનો ભાગ
**પાંગળું** વિ૦ પગે અપંગ (૨) [લા.] અશક્ત
**પાંચડો** પું૦ પાંચનો આંકડો–૫
**પાંચમ** સ્ત્રી૦ પખવાડિયાની પાંચમી તિથિ
**પાંચાલી(–ળી)** સ્ત્રી૦ (સં.) પંચાલ દેશના રાજાની પુત્રી–દ્રૌપદી
**પાંજરું** ન૦ પશુપક્ષીને પૂરી રાખવા બનાવેલું સળિયાનું ઘર
**પાંડવ** પું૦ (સં.) પાંડુનો દીકરો
**પાંદડી** સ્ત્રી૦ પાનડી
**પાંપણ** સ્ત્રી૦ પોપચાંની કિનારી ઉપરના વાળ
**પાંશ(–સ)રું** વિ૦ સીધું; ડાહ્યું; પાધરું
**પાંસળી** સ્ત્રી૦ છાતીના માળાનાં બંને બાજુનાં હાડકાંમાંનું દરેક
**પિછાન** સ્ત્રી૦ ઓળખાણ
**પિછોડી** સ્ત્રી૦ પછેડી
**પિત્તળ** ન૦ તાંબા અને જસતની મિશ્ર ધાતુ
**પિત્રાઈ** પું૦ કાકાના છોકરા
**પિપાસા** સ્ત્રી૦ તરસ
**પિપૂડી** સ્ત્રી૦ ફૂંકીને વગાડવાની ભૂંગળી
**પિય(–યે)ર** ન૦ સ્ત્રીના માબાપનું ઘર
**પિયેર** ન૦ જુઓ પિયર
**પિશાચી** સ્ત્રી૦ પિશાચણી
**પિંગળ** ન૦ છંદશાસ્ત્ર
**પિંગલા(–ળા)** સ્ત્રી૦ હઠયોગમાં માનેલી ત્રણ પ્રધાન નાડીઓમાંની એક
**પિંજર** ન૦ પાંજરું
**પીઠિકા** સ્ત્રી૦ બાજઠ
**પીડન** ન૦ પીડા
**પીડવું** સ૦ ક્રિ૦ દુઃખ દેવું
**પીડાવું** અ૦ ક્રિ૦ 'પીડવું'નું કર્મણિરૂપ
**પીડિત** વિ૦ પીડા પામેલું
**પીતળ** ન૦ જુઓ પિત્તળ
**પીપર** સ્ત્રી૦ એક ઝાડ
**પીપળ(–ળો)** પું૦ એક ઝાડ; અશ્વત્થ
**પીયળ** સ્ત્રી૦ કપાળમાં કરેલી કંકુની અર્ચા
**પીલવું** સ૦ ક્રિ૦ દબાઈ–કચરાઈ નિચોવાય એમ કરવું
**પીસવું** સ૦ ક્રિ૦ દળવું
**પીળાશ** સ્ત્રી૦ પીળાપણું
**પીંખવું** સ૦ ક્રિ૦ ચૂંટી નાખવું
**પીંજણ** સ્ત્રી૦ પીંજવાનું સાધન (૨) [લા.] (વાતનો) નકામું ચૂંથવું–લંબાવવું તે
**પીંજરું** ન૦ પાંજરું
**પીંજવું** સ૦ ક્રિ૦ રૂના રેસા છૂટા પાડવા
**પીંજારો** પું૦ પીંજવાનું કામ કરનારો
**પીંઢારો** પું૦ એક પ્રસિદ્ધ લૂટારુની જાતિનો માણસ
**પુકાર** પું૦ પોકાર; બૂમ
**પુનિત** વિ૦ પવિત્ર
**પુરાણ** વિ૦ પ્રાચીન
**પુરાણું** વિ૦ પ્રાચીન
**પુરાવું** અ૦ ક્રિ૦ 'પૂરવું'નું કર્મણિરૂપ
**પુરાંત** વિ૦ જુઓ પરાંત
**પુરુષ** પું૦ મરદ
**પુષ્કળ** વિ૦ ખૂબ; મસ
**પુસ્તક** ન૦ ચોપડી; ગ્રંથ
**પૂછડું** ન૦ પૂછડું; પુચ્છ
**પૂજક** પું૦ પૂજા કરનાર
**પૂજન** ન૦ પૂજા (૨) સંમાન; સત્કાર
**પૂજાપો** પું૦ પૂજાનો સામાન
**પૂજારી** પું૦ પૂજા કરનાર પુરુષ
**પૂજાવું** અ૦ ક્રિ૦ 'પૂજવું'નું કર્મણિરૂપ
**પૂઠળ** અ૦ પાછળ
**પૂડલો** પું૦ પૂડો
**પૂતના** સ્ત્રી૦ (સં.) કંસે બાળક કૃષ્ણને મારવા મોકલેલી રાક્ષસી
**પૂતળી** સ્ત્રી૦ માટી, ધાતુ વગેરેનો બનાવેલો સ્ત્રીનો ઘાટ (૨) આંખની કીકી
**પૂતળું** ન૦ લાકડા વગેરેના બનાવેલો મનુષ્યનો ઘાટ
**પૂનમ** સ્ત્રી૦ પૂર્ણિમા
**પૂરણ** ન૦ પૂર્ણ
**પૂરણી** સ્ત્રી૦ પૂરવું તે
**પૂરત** સ્ત્રી૦ પહેરામણીનો અધૂરો અવેજ પૂરો કરનારી રકમ

**પૂરતું** વિ૦ જોઈએ તેટલું
**પૂરવું** સ૦ ક્રિ૦ ભરવું; ભરી કાઢવું
**પૂર્ણતા** સ્ત્રી૦
**પૂર્ણાંક** પું૦ (અપૂર્ણાંકથી ઊલટો) પૂરો અંક
**પૂર્ણાંગ** ન૦ આખું અંગ
**પૂર્વજ** પું૦ વડવો; પિતૃ
**પૂર્વાર્ધ** પું૦; ન૦ આગલો અડધો ભાગ
**પૂંઠળ** અ૦ પૂઠળ; પાછળ
**પૂંભડું** ન૦ પુમડું
**પૃથિવી** સ્ત્રી૦ પૃથ્વિસંગ્રહ
**પેગામ** પું૦ સંદેશ
**પેટાવું** અ૦ ક્રિ૦ 'પેટવું'નું કર્મણિરૂપ
**પેટિયું** વિ૦ પેટપૂર અન્ન બદલ નોકરી કરનારું
**પેદાશ** સ્ત્રી૦ ઉત્પન્ન; ઊપજ
**પેધવું** અ૦ ક્રિ૦ ટેવાવું
**પેરવી** સ્ત્રી૦ તજવીજ; ગોઠવણ
**પેશવા** પું૦ સતારાના મરાઠા રાજાઓનું વંશપરંપરાગત પ્રધાનવટું ધરાવનાર બ્રાહ્મણ
**પેશાબ** પું૦ મૂતર
**પેસવું** અ૦ ક્રિ૦ દાખલ થવું
**પેસાર(-રો)** પું૦ દાખલ થવું તે; પ્રવેશ
**પેંતરો** પું૦ કુસ્તી વગેરેની શરુઆતમાં આગલા પગને જરા વાળીને અને પાછલા પગને ટટાર રાખી ઊભા રહેવું તે
**પૈશાચ** વિ૦ રાક્ષસી
**પોકળ** વિ૦ પોલું (૨) ખોટું
**પોકાર** પું૦ બૂમ (૨) ફરિયાદ
**પોગળ** ન૦ ભોપાળું
**પોટકી** સ્ત્રી૦ નાની ગાંસડી
**પોટલી** સ્ત્રી૦ પોટકી
**પોટીસ** સ્ત્રી૦ ગડગૂમડ પકવવા માટે ઘઉંના લોટ વગેરેની ગરમ લૂગદી
**પોઠિયો** પું૦ પોઠ ઉપાડનાર બળદ (૨) મહાદેવનો નંદી
**પોઢણ** ન૦ શયન
**પોઢવું** અ૦ ક્રિ૦ સૂવું
**પોતીકું** વિ૦ પોતાનું
**પોદળો** પું૦ છાણનો લોંદો
**પોપચું** ન૦ આંખનું પાંપણવાળું ઢાંકણ
**પોપટ** પું૦ શુક; સૂડો
**પોપડો** પું૦ ઊપસેલું, ઊખડેલું કે લાગેલું પડ
**પોપલું** વિ૦ પોચું
**પોપૈયું** ન૦ પપૈયો
**પોબાર** પું૦ બ૦ વ૦ ફત્તેહ
**પોમલું** વિ૦ પોપલું
**પોરસ** પું૦ ખુશાલીનો ઉકરાંટો
**પોરિયું** ન૦ છોકરું
**પોલકું** ન૦ સ્ત્રીઓ કે બાળકોનું એક જાતનું બદન
**પોલાણ** ન૦ પોલાપણું; પોલો ભાગ; પોલ
**પોલાદ** ન૦ ખરું-તીખું લોઢું; ગજવેલ
**પોલાદી** વિ૦ પોલાદનું (૨) [લા.] મજબૂત
**પોશાક** પું૦ પહેરવેશ; લેબાસ
**પોષણ** ન૦ પોષવું તે
**પોસાતું** વિ૦ પુષ્ટ; મોટું
**પોસાણ** ન૦ માગણી; ખપત
**પોસાવું** અ૦ ક્રિ૦ પોષાવું
**પોંક(-ખ)ણું** ન૦ પોંખવાની ક્રિયા
**પોંક(-ખ)વું** સ૦ ક્રિ૦ પોંખણા વડે વરકન્યાને વધાવવાં
**પૌષ્ટિક** વિ૦ પુષ્ટિ આપનાર
**પ્રકાર** પું૦ ભેદ (૨) રીત
**પ્રકાશ** પું૦ અજવાળું
**પ્રકીર્ણ** વિ૦ વેરાયેલું (૨) પરચૂરણ
**પ્રકૃતિ** સ્ત્રી૦ કુદરત (૨) સ્વભાવ (૩) તબિયત
**પ્રકોપ** પું૦ ગુસ્સો; ક્ષોભ (૨) પ્રબળતા
**પ્રખર** વિ૦ ઉગ્ર; તીક્ષ્ણ
**પ્રખ્યાત** વિ૦ પ્રસિદ્ધ
**પ્રગટ** વિ૦ ઉઘાડું (૨) અ૦ ખુલ્લી રીતે
**પ્રગતિ** સ્ત્રી૦ ઉન્નતિ
**પ્રગાઢ** વિ૦ બહુ ગાઢ
**પ્રચંડ** વિ૦ ભયંકર (૨) કદાવર
**પ્રચાર** પું૦ ફેલાવો (૨) વહીવટ; રૂઢિ
**પ્રચુર** વિ૦ ખૂબ; પુષ્કળ
**પ્રણય** પું૦ પ્રેમ (સ્ત્રી પુરુષનો)
**પ્રણયી** વિ૦ પ્રેમ કરનાર કે પ્રેમનું પાત્ર થયેલો પુરુષ
**પ્રણામ** પું૦ નમસ્કાર
**પ્રણાલી** સ્ત્રી૦ જુઓ પ્રણાલિકા
**પ્રતાપ** પું૦ સામર્થ્ય (૨) તેજ (૩) રુઆબ
**પ્રતિજ્ઞા** સ્ત્રી૦ શપથ
**પ્રતિભા** સ્ત્રી૦ કાંતિ; તેજ
**પ્રતિમા** સ્ત્રી૦ મૂર્તિ
**પ્રતિષ્ઠા** સ્ત્રી૦ આબરુ (૨) વિધિપૂર્વક સ્થાપના

**પ્રતીક** ન૦ પ્રતિમા (૨) નિશાન
**પ્રતીક્ષા** સ્ત્રી૦ વાટ જોવી તે
**પ્રતીત(-તિ)** સ્ત્રી૦ ભરોંસો; વિશ્વાસ (૨) ખાતરી
**પ્રત્યેક** વિ૦ દરેક
**પ્રથમ** વિ૦ પહેલું
**પ્રદીપ** પું૦ દીવો
**પ્રદેશ** પું૦ મુલક; ભૂમિ
**પ્રધાન** પું૦ વજીર; કારભારી
**પ્રપંચ** પું૦ છળકપટ
**પ્રપંચી** વિ૦ કપટી
**પ્રબલ(-ળ)** વિ૦ બળવાન (૨) અત્યંત
**પ્રબંધ** પું૦ ઈતિહાસ અને દંતકથાથી મિશ્રિત લેખ (ઉદા૦ ભોજપ્રબંધ) (૨) ગોઠવણ
**પ્રબોધ** પું૦ જાગૃતિ (૨) જ્ઞાન (૩) ઉપદેશ
**પ્રભવ** પું૦ ઉત્પત્તિ; જન્મ
**પ્રભાત** ન૦ સવાર
**પ્રભાવ** પું૦ શક્તિ (૨) પ્રતાપ (૩) રુઆબ
**પ્રભુતા** સ્ત્રી૦ માલિકી (૨) ગૌરવ
**પ્રભુત્વ** ન૦ માલિકી (૨) કાબૂ
**પ્રમત્ત** વિ૦ પ્રમાદી; ગાફેલ
**પ્રમદા** સ્ત્રી૦ જુવાન, સુંદર સ્ત્રી
**પ્રમાણ** વિ૦ માન્ય કરવાયોગ્ય (૨) પુરાવો; સાબિતી
**પ્રમાદ** પું૦ ગફલત (૨) આળસ
**પ્રમાદી** વિ૦ પ્રમાદવાળો
**પ્રમુખ** પું૦ સભાપતિ; અધ્યક્ષ (૨) આગેવાન
**પ્રમોદ** પું૦ આનંદ
**પ્રયત્ન** પું૦ પ્રયાસ; કોશિશ
**પ્રયાણ** ન૦ જવું તે; પ્રસ્થાન
**પ્રયાસ** પું૦ મહેનત
**પ્રયોગ** પું૦ ઉપયોગ;વાપર
**પ્રલય** પું૦ વિનાશ
**પ્રલાપ** પું૦ આવેશમાં મોટેથી અસંબદ્ધ બોલવું તે (૨) વિલાપ
**પ્રવાલ(-ળ)** ન૦ ધર; પરવાળું
**પ્રવાસ** પું૦ મુસાફરી
**પ્રવાસી** પું૦ મુસાફર
**પ્રવાહ** પું૦ વહેણ
**પ્રવાહી** વિ૦ રેલો ચાલે એવું
**પ્રવીણ** વિ૦ કુશળ
**પ્રવેશ** પું૦ દાખલ થવું તે (૨) નાટકમાં અંકનો પેટાવિભાગ
**પ્રશસ્તિ** સ્ત્રી૦ પ્રશંસા; વાહવાહ
**પ્રશંસા** સ્ત્રી૦ વખાણ
**પ્રશાંત** વિ૦ ખૂબ શાંત
**પ્રશ્નાર્થ** વિ૦ પ્રશ્નવાચક
**પ્રસન્ન** વિ૦ ખુશ; આનંદી
**પ્રસવ** પું૦ જન્મ આપવો તે
**પ્રસંગ** પું૦ જુઓ અવસર (૨) સહવાસ
**પ્રસાદ** પું૦ પરસાદ
**પ્રસાદી** સ્ત્રી૦ દેવને ધરાવેલી સામગ્રી
**પ્રસાર** પું૦ ફેલાવો
**પ્રસિદ્ધ** વિ૦ વિખ્યાત (૨) પ્રકાશિત
**પ્રસિદ્ધિ** સ્ત્રી૦ ખ્યાતિ
**પ્રસૂતા** સ્ત્રી૦ જેને તરતમાં પ્રસવ થયો હોય એવી સ્ત્રી
**પ્રસૂતિ** સ્ત્રી૦ પ્રસવ (૨) સુવાવડ (૩) સંતતિ
**પ્રસ્તાવ** પું૦ પ્રસંગ (૨) દરખાસ્ત
**પ્રસ્તુત** વિ૦ કહેવામાં આવેલું; ચર્ચાતું
**પ્રસ્થાન** ન૦ પ્રયાણ
**પ્રસ્વેદ** પું૦ પરસેવો
**પ્રહર** પું૦ ત્રણ કલાક; પહોર
**પ્રહાર** પું૦ ઘા
**પ્રાચીન** વિ૦ જૂનું
**પ્રાણાંત** પું૦ મૃત્યુ
**પ્રાણેશ** પું૦ પ્રાણનાથ
**પ્રાધાન્ય** ન૦ પ્રધાનપણું; પ્રધાનતા
**પ્રાબલ્ય** ન૦ પ્રબળપણું; જોર
**પ્રારબ્ધ** વિ૦ શરૂ કરેલું (૨) ન૦ નસીબ
**પ્રારંભ** પું૦ શરૂઆત
**પ્રાર્થના** સ્ત્રી૦ અરજ (૨) ઇશ્વરસ્તુતિ
**પ્રાસાદ** પું૦ મહેલ
**પ્રાંતિક** વિ૦ પ્રાંતને લગતું
**પ્રીતમ** પું૦ પ્રિયતમ
**પ્રેક્ષક** પું૦ જોનાર માણસ
**પ્રેમદા** સ્ત્રી૦ પ્રમદા
**પ્રેમલ(-ળ)** વિ૦ પ્રેમવાળું
**પ્રેમાળ** વિ૦ હેતાળ; વહાલસોયું
**પ્રેરક** વિ૦ પ્રેરણા, ગતિ કે ઉત્તેજન આપનારું
**પ્રેરણા** સ્ત્રી૦ પ્રેરવું તે (૨) પ્રોત્સાહન (૩)
**પ્રેરિત** વિ૦ પ્રેરાયેલું
**પ્રૌઢતા** સ્ત્રી૦

# ફ

**ફકરો** પું० કંડિકા; 'પેરેગ્રાફ'
**ફકીર** પું० ત્યાગી
**ફગવું** અ० ક્રિ० બોલીને ફરી જવું
**ફજર** સ્ત્રી० મળસ્કું
**ફજેત** વિ० બદનામ
**ફજેતી** સ્ત્રી० ભવાડો (૨) બદનામી
**ફજેતો** પું० ફજેતી (૨) કેરીના ગોટલા, છોતરાં વગેરે ધોઈ કરેલી કઢી
**ફટક** વિ० શરમ વગરનું
**ફટકો** પું० ચાબૂક કે સોટીનો પ્રહાર
**ફટાકો** પું० જુઓ ફટાકિયો
**ફટાયો** પું० વારસાનો ભાગ લઈ ભાઈથી જુદો પડેલો ઠાકોર
**ફડક** સ્ત્રી० બીક
**ફડચો** પું० નિકાલ; તોડ
**ફડશ** સ્ત્રી० ચોરી
**ફડાકો** પું० ટોટો (૨) બીક
**ફણગો** પું० અંકુર
**ફતવો** પું० હુકમ
**ફતેહ** સ્ત્રી० સફળતા
**ફદિયું** ન० પૈસો
**ફરક** પું० તફાવત
**ફરજ** સ્ત્રી० કર્તવ્ય
**ફરમો** પું० છાપવાને માટે ગોઠવીને તૈયાર કરેલ બીબાનું ચોકઠું
**ફરવું** અ० ક્રિ० આમતેમ કે ગોળગોળ ચાલવું
**ફરસું** વિ० ચણા, વટાણા વગેરે કઠોળ ખાતાં લાગતા સ્વાદનું
**ફરસ** સ્ત્રી० તખતી
**ફરાળ** ન० ઉપવાસનો ખાસ ખોરાક
**ફરીથી(-ને)** અ० બીજીવાર
**ફરેબ** પું०; સ્ત્રી० દગો; ધોખો; ઠગબાજી
**ફરેલ(-લું)** વિ० મિજાજી; અવિચારી
**ફલાણું** વિ० અમુક
**ફળવું** અ० ક્રિ० ફળ આવવાં (૨) સિદ્ધ થવું
**ફળિયું** ન० મહોલ્લો (૨) ફળ
**ફંગોળો** પું० મોટો હીંચકો; તેનું આંદોલન
**ફંટાવું** અ० ક્રિ० ફાંટા પડવા
**ફંફેરો** પું० (કા.) ખાનગી વાત જાહેર થવી તે
**ફાકડો** પું० ફાકો
**ફાચર** સ્ત્રી० લાકડાની ફાટ વગેરેમાં ઘાલવાની લાકડાની નાની ચીર
**ફાજલ** વિ० વધેલું
**ફાટક** પું०; સ્ત્રી० દરવાજો (૨) બાકું
**ફાટવું** અ० ક્રિ० તૂટવું; ફાટ પડવી
**ફાટેલ(-લું)** વિ० ફાટું
**ફાડવું** સ० ક્રિ० ચીરવું; તોડવું
**ફાનસ** ન० બત્તી; દીવો
**ફાફડો** પું० થાપડો
**ફાયદો** પું० લાભ
**ફારક(-ગ)** વિ० છૂટું; મુક્ત (૨) નવરું
**ફારસ** ન० પ્રહસન
**ફાલતુ** વિ० પરચૂરણ (૨) વધારાનું
**ફાલવું** અ० ક્રિ० પ્રફુલ્લ થવું
**ફાવવું** અ० ક્રિ० ગોઠવું; અનુકૂળ આવવું
**ફાળકો** પું० ફાળકું (૨) ચગડોળ
**ફાળિયું** ન० ફેંટો (૨) પંચિયું
**ફાંસિયો** પું० ફાંસો દઈ મારનાર
**ફિકર** સ્ત્રી० ચિંતા; કાળજી
**ફિક્કાશ** સ્ત્રી० ફિક્કાપણું
**ફિતૂર** ન० ફેલ (૨) બળવો
**ફિરકો** પું० કોમ (૨) વર્ગ (૩) એક રાષ્ટ્રની પ્રજા
**ફિરંગી** પું० પોર્ટુગલ દેશનો વતની (૨) ગોરો
**ફિસાદ** સ્ત્રી० તોફાન (૨) હુલ્લડ
**ફુત્કાર** પું० ફૂંફાડો
**ફુલેકું** ન० વરઘોડો
**ફુવારો** પું० પાણી ઊડતું પડે એવી રચના
**ફૂટડું** વિ० સુંદર; રૂપાળું
**ફૂદડી** સ્ત્રી० ગોળગોળ ફરવું તે
**ફૂમતું** ન० ફૂમકું
**ફૂલવું** અ० ક્રિ० ખીલવું (૨) [લા.] હરખાવું
**ફૂવડ** વિ० આળસુ (૨) ગંદું
**ફૂંકવું** સ० ક્રિ० ફૂંક મારવી
**ફૂંફાટો(-ડો)** પું० ફૂફવાટો
**ફેફરું** ન० વાઈ
**ફેફસું** ન० શરીરનું હવા લેવાકાઢવાનું અંગ
**ફેરિયો** પું० ફેરી કરનાર
**ફેલાવું** અ० ક્રિ० પ્રસરવું (૨) વધવું

**ફેસલો** પું૦ નિકાલ; ફેંસલો; અંત
**ફેંકવું** સ૦ ક્રિ૦ નાંખવું
**ફેંદવું** સ૦ ક્રિ૦ ચૂંથવું
**ફેંસલો** પું૦ જુઓ ફેસલો
**ફોક(-ગ)ટ** વિ૦ (૨) અ૦ નકામું; વ્યર્થ
**ફોડલો** પું૦ ફોલ્લો
**ફોડવું** સ૦ ક્રિ૦ ફૂટે એમ કરવું
**ફોતરું** ન૦ છોતરું (૨) કાગળનો ટુકડો

## બ

**બકરો** પું૦
**બકવું** સ૦ ક્રિ૦ નકામો લવારો કરવો
**બકાત** વિ૦ વાપરતાં વધેલું
**બકારી** સ્ત્રી૦ ઊલટી
**બકાલ(-લી)** પું૦ કાછિયો
**બકાલું** ન૦ લીલોતરી; શાક
**બકોર** પું૦ ઘોંઘાટ
**બક્ષવું** સ૦ ક્રિ૦ ભેટ તરીકે આપવું
**બક્ષિશ(-સ)** સ્ત્રી૦ ભેટ
**બખાળો(-ળો)** પું૦ મોટો ઘાંટો; બુમાટો; હોહા
**બખીલ** વિ૦ કંજૂસ (૨) કંગાલ
**બખેડો** પું મારામારી
**બખોલ** સ્ત્રી૦ બાકું-પોલાણ
**બગલ** સ્ત્રી૦ ખભા તળેનો હાથના મૂળ આગળનો ખાડો
**બગાડ(-ડો)** પું૦ નુકસાન; ખરાબી (૨) વિકાર; સડો (૩) અણબનાવ (૪) ભ્રષ્ટતા
**બગાસું** ન૦ ઊંઘ કે કંટાળાને લીધે મોં ફાડવું તે
**બગીચો** પું૦ બાગ
**બચકી** સ્ત્રી૦ નાની પોટલી
**બચકું** ન૦ કરડવું તે
**બચત** વિ૦ બચેલું
**બચવું** અ૦ ક્રિ૦ ઊગરવું
**બચારું** વિ૦ બીચારું
**બચાવ** પું૦ સંરક્ષણ
**બજર** પું૦; સ્ત્રી૦ તમાકુ; છીંકણી
**બજાર** પું૦; સ્ત્રી૦; ન૦ ચૌટું; હાટ
**બટક** વિ૦ બરડ
**બટવો** વિ૦ પું૦ માથું મૂંડાવેલો (૨) પું૦ જેને જનોઈ દેવામાં આવતું હોય તેવો છોકરો
**બડાઈ** સ્ત્રી૦ મોટાઈ (૨) ફૂલ
**બડાશ** સ્ત્રી૦ બડાઈ; ફૂલ
**બડીકો** પું૦ (કા.) દંડૂકો; દાંડિયો
**બઢતી** સ્ત્રી૦ આબાદી (૨) પગારમાં વધારો
**બણગું** ન૦ ગપગોળો
**બતક** ન૦ (૨) સ્ત્રી૦ એક પક્ષી (૨) બતકના આકારનું પાણી રાખવાનું પાત્ર
**બત્રીસું** ન૦ બત્રીસ વસાણાંનું ચૂર્ણ
**બદન** ન૦ શરીર
**બદબો** સ્ત્રી૦ દુર્ગંધ (૨) બદનામી
**બદલ** અ૦ બદલે
**બદલો** પું૦ સાટું; અવેજ
**બધિર** વિ૦ બહેરું
**બનવું** અ૦ ક્રિ૦ થવું (૨) બનાવ—મેળ હોવો
**બનાવ** પું૦ પ્રસંગ; ઘટના (૨) સ્નેહ
**બપોર** પું૦ મધ્યાહ્ન
**બફારો** પું૦ ઘામ; બાફ
**બયાન** ન૦ વર્ણન
**બરછી** સ્ત્રી૦ ભાલા જેવું એક હથિયાર
**બરડ** વિ૦ ઝટ ભાંગી જાય તેવું
**બરડો** પું૦ પીઠ; વાંસો
**બરણી** સ્ત્રી૦ એક જાતનું પાત્ર
**બરફ** પું૦; ન૦ ઠરી ગયેલું પાણી
**બરફી** સ્ત્રી૦ એક મીઠાઈ
**બરાક** સ્ત્રી૦ સિપાઈઓને રહેવાની ઓરડીઓની લાંબી હાર
**બરાડો** પું૦ બરાડ
**બરોળ** સ્ત્રી૦ પેટને ડાબે પડખે આવેલો અવયવ
**બલકે** અ૦ એટલું જ નહિ પણ
**બલિષ્ઠ** વિ૦ સૌથી બળવાન
**બલૂન** ન૦ વિમાન
**બહાર** પું૦; સ્ત્રી૦ ભભકો (૨) અ૦ અંદર નહિ
**બહાલ** વિ૦ મંજૂર; કાયમ
**બહુધા** અ૦ અનેક રીતે
**બહેરું** વિ૦ ન સાંભળી શકે તેવું
**બહોળું** વિ૦ વિસ્તારવાળું
**બળખો** પું૦ ગળફો
**બળતું** વિ૦ સળગતું

**બળદ** પું૦
**બળવું** અ૦ ક્રિ૦ સળગવું
**બળવો** પું૦ બંડ
**બળાપો** પું૦ સંતાપ
**બળિયું** વિ૦ જોરાવર
**બંગડી** સ્ત્રી૦ સ્ત્રીઓનું કાંડે પહેરવાનું કાચનું કે ધાતુનું ઘરેણું
**બંગલો** પું૦ વાડીવાળું સુંદર મકાન
**બંદગી** સ્ત્રી૦ પ્રાર્થના
**બંદર** ન૦ દરિયા કે નદિને કિનારે આવેલું વહાણોની આવજા થઈ શકે તેવું સ્થાન
**બંદૂક** સ્ત્રી૦
**બંધન** ન૦ પ્રતિબંધ (૨) કેદ
**બંધવ** પું૦ ભાઈ
**બંધવો** પું૦ ભાઈ (૨) કેદી
**બંધાણુ** ન૦ બંધારણ (પેટે બાંધવાનું) (૨) પ્રતિબંધ; અટકાવ (૩) વ્યસન
**બંધાણી** વિ૦ વ્યસની
**બંધુતા** સ્ત્રી૦ બંધુત્વ (૨) ભાઈચારો; મિત્રતા
**બાઘડો** પું૦ બાઘો માણસ
**બાચકો** પું૦ પાંચે આંગળાં વડે ભરેલો ચીમટો
**બાજઠ** પું૦ ચાર પાયાવાળું આસન
**બાજરો** પું૦ મોટા દાણાની બાજરી
**બાજંદુ** વિ૦ ધૂર્ત; હોંશું; પહોંચેલું
**બાજોઠ** પું૦ બાજઠ
**બાઝવું** સ૦ ક્રિ૦ ટંટો કરવો
**બાતમી** સ્ત્રી૦ સમાચાર; ભાળ
**બાતલ** વિ૦ રદ; નકામું (૨) કાઢી મૂકેલું
**બાધક** વિ૦ બાધ કરનારું
**બાપડું** વિ૦ ગરીબ; રાંકડું; દયામણું
**બાપૂકું** વિ૦ બાપનું; વારસામાં મળેલું
**બાપૂડું** વિ૦ બાપડું (૨) વહાલું
**બાફવું** સ૦ ક્રિ૦ પાણીમાં ઉકાળીને રાંધવું (૨) [લા.] બગાડી મૂકવું
**બાબત** સ્ત્રી૦ મુદ્દો; કામ (૨) વિગત
**બાબરાં** ન૦ બ૦ વ૦ માથાના વીંખાયેલા વાળ
**બાબરી** સ્ત્રી૦ માથા ઉપર વાળનો ગુચ્છો
**બાયડી** સ્ત્રી૦ સ્ત્રી (૨) પત્ની
**બાયલું** વિ૦ નામર્દ; બીકણ
**બારણું** ન૦ દ્વાર; દરવાજો
**બારમું** વિ૦ ક્રમમાં અગિયાર પછીનું (૨) ન૦ મરનારનો બારમો દિવસ
**બારીક** વિ૦ ઝીણું; સૂક્ષ્મ
**બારોટ** પું૦ ભાટની એક જાતનો માણસ
**બાલ(-ળ)ક** ન૦ છોકરું (૨) પું૦ છોકરો
**બાલદી** સ્ત્રી૦ ડોલ
**બાલિશ** વિ૦ છોકરવાદ; નાદાન
**બાવરું** વિ૦ બેબાકળું
**બાહેર** અ૦ + બહાર
**બાહોશ** વિ૦ ચાલાક; હોશિયાર
**બાંકાઈ** સ્ત્રી૦ બાંકાપણું
**બાંગડ** વિ૦ લુચ્ચો; ખંધો
**બાંધણી** સ્ત્રી૦ બાંધવાની રીત (૨) રંગેલું કપડું
**બાંધવ** પું૦ ભાઈ (૨) સગો
**બાંધવું** સ૦ ક્રિ૦ બંધ વડે જકડવું
**બિચારું** વિ૦ દુઃખી; રાંક
**બિછાનું** ન૦ પાથરણું (૨) પથારી
**બિર(-રુ)દ** ન૦ પ્રતિજ્ઞા; ટેક
**બિરંજ** પું૦ કેસરી ભાત
**બિરુદ** ન૦ બિરદ; ટેક
**બિસાત** સ્ત્રી૦ વિસાત; પૂંજી
**બિસ્તરો** પું૦ બિછાનું; પથારી
**બીકણ(-ણું)** વિ૦ બી જાય તેવું; ડરપોક
**બીભત્સ** વિ૦ ચીતરી ચડે તેવું (૨) ભૂંડું
**બીમાર** વિ૦ માંદું
**બુકાની** સ્ત્રી૦ દાઢી અને ગાલ ઉપર આવી રહે તેમ માથે બંધાતો કપડાનો કકડો
**બુખાર** પું૦ તાવ
**બુઝારું** ન૦ પાણીના માટલા ઉપર ઢાંકવાનું પાત્ર
**બુઢાપો** પું૦ ઘડપણ
**બુતાન** ન૦ બારિયું
**બુમાટો** પું૦ બુમાટ
**બુરખો** પું૦ ચહેરો ઢાંકવાનું જાળીવાળું કપડું
**બુરજ** પું૦ કિલ્લાના મથાળા પર તોપ ગોઠવવા કાઢેલી અગાશી જેવી રાવઠી
**બુલંદ** વિ૦ ભવ્ય (૨) ઊંચો (અવાજ)
**બૂડવું** અ૦ ક્રિ૦ ડૂબવું
**બૂરવું** સ૦ ક્રિ૦ પૂરવું
**બેકાર** વિ૦ નવરું (૨) નકામું
**બેકારી** સ્ત્રી૦ કામ ધંધાનો અભાવ
**બેગમ** સ્ત્રી૦ મોટા દરજ્જાની મુસલમાન સ્ત્રી

**બેગાર** પું૦; સ્ત્રી૦ વેઠ
**બેચેન** વિ૦ અસ્વસ્થ; અજંપાવાળું
**બેચેની** સ્ત્રી૦ બેચેનપણું; અસ્વસ્થતા; અજંપો
**બેજાન** વિ૦ જીવ વિનાનું; મૂર્છિત
**બેઠક** સ્ત્રી૦ આસન
**બેઠાડુ** વિ૦ બેઠાગરું
**બેડોળ** વિ૦ કદરૂપું
**બેતમા** વિ૦ બેદરકાર
**બેદિલી** સ્ત્રી૦ નાખુશી (૨) અણબનાવ
**બેધારું** વિ૦ બે ધારવાળું (૨) ગોળગોળ
**બેપગું** વિ૦ બે પગવાળું
**બેફામ** વિ૦ ધ્યાન-લક્ષ વિનાનું (૨) ગાફેલ
**બેભાન** વિ૦ બેશુદ્ધ
**બેરખો** પું૦ રુદ્રાક્ષના મોટા મણકાની માળા
**બેરંગ(-ગી)** વિ૦ ઊડી કે બગડી ગયેલા રંગવાળું
**બેવડ** વિ૦ બેવડેલું હોય તેવું
**બેવફા** વિ૦ નિમકહરામ; બેઈમાન
**બેશક** અ૦ શક વગર
**બેશુદ્ધ** વિ૦ બેભાન
**બેસણું** ન૦ આસન
**બેસવું** અ૦ ક્રિ૦ ઉપર આસન માંડવું
**બેસારુ** પું૦ ઉતારુ (વાહનનો)
**બેહદ** વિ૦ હદ વગરનું
**બેહાલ** વિ૦ ભૂંડી હાલતમાં આવી પડેલું
**બેહૂદું** વિ૦ બેવકૂફીભરેલું; નિરુપયોગી
**બેહોશ** વિ૦ બેભાન
**બૈયર** સ્ત્રી૦ બૈરી
**બોકડો** પું૦ બકરો
**બોખલું** વિ૦ દાંત પડી ગયા હોય તેવું
**બોથડ** વિ૦ જડ; ઠોઠ (૨) સુરત
**બોધક** વિ૦ બોધ આપનારું
**બોધવું** સ૦ ક્રિ૦ ઉપદેશ આપવો
**બોબડી** સ્ત્રી૦ જીભ
**બોબડું** વિ૦ તોતડું
**બોલકું** વિ૦ બોલકણું
**બોલછા** સ્ત્રી૦ બોલવાની ઢબ
**બોળવું** સ૦ ક્રિ૦ પ્રવાહીમાં ડુબાવવું
**બ્રહ્માંડ** ન૦ વિશ્વ
**બ્રાહ્મણ** પું૦ હિંદુઓની ચાર વર્ણોમાંની પહેલી

## ભ

**ભક્ષક** વિ૦ ખાનાર
**ભક્ષણ** ન૦ ખાવું તે
**ભગત** વિ૦ (૨) પું૦ ભક્ત; ભજન કરનાર
**ભગ્નાશ** વિ૦ નિરાશ; હતાશ
**ભજન** ન૦ નામસ્મરણ; ભક્તિ
**ભડક** સ્ત્રી૦ ચમક; બીક
**ભડકું** ન૦ રાબડી
**ભડકો** પું૦ અગ્નિનો ભભૂકો (૨) ઝાળ; લાય
**ભડાકો** પું૦ ધડાકો (૨) ગપગોળો
**ભભક** સ્ત્રી૦ ચળકાટ; ઝળક
**ભભકો** પું૦ રોફ; આડંબર
**ભભૂત(-તી)** સ્ત્રી૦ ભસ્મ
**ભમર** સ્ત્રી૦ ભ્રૂકુટિ
**ભમરો** પું૦ ભ્રમર
**ભરડો** પું૦ ભરડેલું તે
**ભરણુ** ન૦ ગુજરાન
**ભરત** ન૦ માપ; પ્રમાણ (૨) લૂગડાં ઉપર વેલ, બુટ્ટી વગેરે ભરવી તે
**ભરતી** સ્ત્રી૦ ભરવું કે ભરાવું તે; ઉમેરણ
**ભરાઉ** વિ૦ ભરેલું; પુષ્ટ
**ભરાડી** વિ૦ ચોર; ઉઠાઉગીર
**ભરાવ(-વો)** પું૦ જથો (૨) ભરપૂરતા
**ભરોળ** સ્ત્રી૦ (કા.) સોટી કે બીજાથી પડતો સોળ
**ભલાઈ** સ્ત્રી૦ સારાપણું
**ભવન** ન૦ રહેઠાણ
**ભવાડો** પું૦ ફજેતો
**ભવિષ્ય** વિ૦ આવતા કાળનું
**ભવૈયો** પું૦ ભવાયો
**ભળતું** વિ૦ ગમે તે જાતનું (૨) અચોક્કસ
**ભંગાણ** ન૦ ભંગ (૨) તૂટ
**ભંગાર** પું૦ ભાંગેલાં વાસણ કે બીજો સરસામન
**ભંગુર** વિ૦ નાશવંત; અસ્થાયી
**ભંજન** ન૦ ભાંગવું તે (૨) નાશ
**ભંડક** ન૦ ભોંયરું
**ભંડાર** પું૦ ધનધાન્ય વગેરે ભરી રાખવાની જગા
**ભંડારી** પું૦ ખજાનચી (૨) કોઠારી

**ભંડારો** પું૰ ગામના કે નાતના તમામ માણસોને અપાતું જમણ
**ભંડોળ** ન૰ ભેગી કરેલી કોઈ પણ મૂડી
**ભાખરી** સ્ત્રી૰ જાડી કઠણ રોટલી
**ભાગેડુ** પું૰ નાસી જનાર
**ભાટાઈ** સ્ત્રી૰ ભાટનું કામ–પદ (૨) ભાટવેડા
**ભાટિયો** પું૰ ભાટિયા જ્ઞાતિનો માણસ
**ભાડૂત** પું૰ ભાડે રહેનાર
**ભામટો** પું૰ રખડેલ; ઉઠાઉગીર
**ભાયડો** પું૰ પુરુષ (૨) પતિ
**ભાયાત** પું૰ પિત્રાઈ (૨) રાજાનો પિત્રાઈ
**ભારજા** સ્ત્રી૰ ભાર્યા
**ભારણુ** ન૰ દબાણ; વજન
**ભારત** પું૰; ન૰ હિંદુસ્તાન
**ભારથી** વિ૰ બહાદુર
**ભાવના** સ્ત્રી૰ કલ્પના (૨) અભિલાષા; કામના
**ભાષણ** ન૰ બોલવું તે (૨) વ્યાખ્યાન
**ભાંભળું** વિ૰ ખારું (૨) સ્વાદવગરનું
**ભિક્ષુક** પું૰ માગણ (૨) બૌદ્ધ સાધુ
**ભિખારી** વિ૰ (૨) પું૰ ભીખ માગનાર
**ભિન્નતા** સ્ત્રી૰ જુદાપણું
**ભીતર** અ૰ અંદર
**ભીનાશ** સ્ત્રી૰ ભીનાપણું
**ભીંગડું** ન૰ ભિંગડું; છોડું
**ભીંજાવું** અ૰ ક્રિ૰ ભિંજાવું; પલાળવું
**ભીંસવું** સ૰ ક્રિ૰ દાબવું
**ભુજંગ** પું૰ સાપ
**ભુજંગી** પું૰ એક છંદ
**ભુવન** ન૰ જગત; લોક
**ભૂખડું** વિ૰ ભૂખ્યું (૨) કંગાલ
**ભૂગોળ** પું૰ પૃથ્વીનો ગોળો
**ભૂદેવ** પું૰ બ્રાહ્મણ; ભૂસુર
**ભૂપતિ** પું૰ રાજા
**ભૂપાલ(-ળ)** પું૰ રાજા
**ભૂમિકા** સ્ત્રી૰ સ્થળ (૨) નાટકનું પાત્ર કે તેનો ભાગ કે શણગાર
**ભૂમિતિ** સ્ત્રી૰ રેખાગણિત
**ભૂરકી** સ્ત્રી૰ મંતરેલી ભસ્મ (૨) મોહિની
**ભૂલવું** અ૰ ક્રિ૰ ભૂલ કરવી
**ભૂષણ** ન૰ શોભા (૨) ઘરેણું
**ભૂસકો** પું૰ કૂદકો; ઊંચેથી નીચે પડવું તે
**ભૂંગળ** સ્ત્રી૰; ન૰ બારણું બંધ રાખવાનો લાંબો આડો (૨) એક વાજિંત્ર
**ભૂંગળી** સ્ત્રી૰ પોલી નળી (૨) ફૂંકણી
**ભૂંજવું** સ૰ ક્રિ૰ શેકવું
**ભૂંસવું** સ૰ ક્રિ૰ ભૂસવું; કાઢી નાખવું
**ભેખડ** સ્ત્રી૰ ઢેફું (૨) કરાડ
**ભેટવું** સ૰ ક્રિ૰ આલિંગન આપવું
**ભેળવું** સ૰ ક્રિ૰ મિશ્રિત કરવું
**ભેંકડો** પું૰ લાંબે સાદે રડવું તે
**ભેંકાર** વિ૰ ભયંકર (૨) પું૰ ભેંકડો
**ભોગળ** સ્ત્રી૰ ભૂંગળ
**ભોજન** ન૰ જમણ
**ભોપાળું** ન૰ પોલ; પોકળ
**ભોમિયું** વિ૰ જાણકાર
**ભોમિયો** પું૰ જાણકાર માણસ
**ભોરિંગ** પું૰ મોટો નાગ
**ભોળપ** સ્ત્રી૰ ભોળપણ
**ભોંયરું** ન૰ જમીનની અંદર કરેલું ઘર
**ભ્રમણ** ન૰ ફરવું–રખડવું તે
**ભ્રમણા** સ્ત્રી૰ ભ્રમ; ભ્રાંતિ
**ભ્રમર** પું૰ ભમરો
**ભ્રષ્ટતા** સ્ત્રી૰
**ભ્રાતૃત્વ** ન૰ ભ્રાતૃતા

## મ

**મકાન** ન૰ ઘર; ઇમારત
**મક્કમ** વિ૰ દૃઢ
**મક્ષિકા** સ્ત્રી૰ માખ
**મગજ** પું૰ ચણાના લોટની એક મીઠી બનાવટ; ભેજું
**મગન** વિ૰ રાજી
**મગર** પું૰ મકર (૨) અ૰ પરંતુ
**મચકો** પું૰ લટકો; લહેકો
**મચ્છર** પું૰ ડાંસ (૨) ગુમાન
**મછવો** પું૰ હોડી
**મજનુ** વિ૰ મજિયારું
**મજરે** અ૰ પેટે; સાટે
**મજરો** પું૰ મુજરો; સલામ

**મજલ** સ્ત્રી૰ એક દિવસની મુસાફરી જેટલું અંતર
**મજલો** પું૰ માળ; મેડો
**મજાક** સ્ત્રી૰ મશ્કરી
**મજા(–જે)નું** વિ૰ સુંદર; મનોહર
**મજાલ** સ્ત્રી૰ મગદૂર
**મજૂર** પું૰ રોજિંદા દામ લઈ મહેનત કરનાર
**મજૂરી** સ્ત્રી૰ વૈતરું; મહેનત
**મટ(–ટુ)કી** સ્ત્રી૰ હાંલ્લી; માટલી
**મટોડી** સ્ત્રી૰ માટી
**મડદું** ન૰ શબ
**મડમ** સ્ત્રી૰ યુરોપિયન સ્ત્રી
**મણકો** પું૰ વેહ પાડેલો ગોળ દાણો
**મતાંધ** વિ૰ પોતાના મત પાછળ અંધ બનેલું
**મતીરું** ન૰ ચીભડું
**મત્સર** પું૰ ઈર્ષા; અદેખાઈ
**મથક** ન૰ મુખ્ય સ્થાન
**મથન** ન૰ વલોવવું તે (૨) માથાકૂટ
**મથાળું** ન૰ ટોચ (૨) પાઘડી
**મથોડું** વિ૰ (૨) ન૰ માણસની ઊંચાઈ જેટલું
**મદદ** સ્ત્રી૰ સહાયતા
**મદન** પું૰ કામ; કામદેવ
**મદાર** પું૰ આધાર; ભરોસો
**મદારી** પું૰ સાપ કેળવી ખેલ કરી બતાવનાર
**મદાંધ** વિ૰ મદથી અંધ બનેલું
**મદિરા** સ્ત્રી૰ દારૂ
**મદ્યાર્ક** પું૰ મદ્યનો અર્ક; 'આલ્કોહોલ'
**મધુર(–રું)** વિ૰ ગળ્યું (૨) પ્રિય (૩) સુંદર
**મધ્યમ** વિ૰ વચલું
**મધ્યમા** સ્ત્રી૰ વચલી આંગળી
**મનન** ન૰ ચિંતન
**મનસા** અ૰ મનથી
**મનસ્વી** વિ૰ સ્વચ્છંદી (૨) ઉદાર (૩) માની
**મનીષા** સ્ત્રી૰ ઇચ્છા (૨) બુદ્ધિ; જ્ઞાન
**મનુષ્ય** પું૰; ન૰ માણસ
**મનોજ્ઞ** વિ૰ મનપસંદ; સુંદર
**મફત** અ૰ વગરપૈસે
**મમત** પું૰ હઠ; દુરાગ્રહ (૨) ચડસ
**મમતી** વિ૰ હઠીલું; આગ્રહી
**મયંક** પું૰ મૃગાંક; ચંદ્ર
**મયૂર** પું૰ મોર
**મયૂરી** સ્ત્રી૰ ઢેલ
**મરકી** સ્ત્રી૰ મહામારી (૨) એક મીઠાઈ
**મરઘી** સ્ત્રી૰ કૂકડી
**મરચી** સ્ત્રી૰ મરચાંનો છોડ
**મરજી** સ્ત્રી૰ ઇચ્છા; ખુશી
**મરડો** પું૰ એક રોગ
**મરણ** ન૰ મોત; મૃત્યુ
**મરદ** પું૰ પુરુષ (૨) વીર પુરુષ
**મરની(–ને)** અ૰ જુઓ મર
**મરવું** અ૰ ક્રિ૰ મરણ પામવું
**મરવો** પું૰ નાની કાચી કેરી (૨) એક છોડ
**મરીચી** પું૰ સૂર્ય
**મરુત** પું૰ પવન
**મરોડ** પું૰ વાંક; વલણ; (અક્ષરનો) આકાર
**મર્કટ** પું૰ વાંદરો
**મર્દન** ન૰ ચોળવું તે (૨) દમન; નાશ
**મર્મજ્ઞ** વિ૰ મર્મ જાણનાર; ચતુર
**મર્યાદ(–દા)** સ્ત્રી૰ હદ (૨) અદબ; વિવેક
**મલમ** પું૰ ગડગૂમડ ઉપર ચોપડવાનું ઔષધ
**મલાઈ** સ્ત્રી૰ દૂધ ગરમ કરવાથી ઉપર જામતું જાડું પડ
**મલિન** વિ૰ મેલું
**મલેક** પું૰ મુસલમાનોની એક જાતનો માણસ
**મલ્લિકા** સ્ત્રી૰ એક વેલ અને તેનું ફૂલ
**મવાલી** પું૰ કંગાળ; ભિખારી (૨) ગુંડો
**મશરૂ** પું૰ રેશમ તથા સૂતરનું ઘણા રંગના પટાવાળું કપડું
**મશાલી** પું૰ મશાલચી
**મશ્કરી** સ્ત્રી૰ મજાક; ઠઠ્ઠો; ટોળ
**મસકો** પું૰ માખણ (૨) [લા.] ખુશામત
**મસાણ** ન૰ સ્મશાન
**મસાત** સ્ત્રી૰ ખેડવાની જમીનની માપણી (૨) મહેસૂલ
**મસાલો** પું૰ રસોઈ ઘમઘમાટવાળી કે સ્વાદિષ્ટ કરવા નાખવાનો તેજાનો
**મસી(–સ્જિ)દ** સ્ત્રી૰ નિમાજ પઢવાનું સ્થાન
**મસોતું** ન૰ ચૂલા ઉપરના ગરમ વાસણ પકડવા વપરાતું ચીંથરું
**મસ્તક** ન૰ માથું
**મસ્તાન** વિ૰ મસ્ત; ઉન્મત્ત
**મહત** વિ૰ મોટું
**મહત્ત્વ** ન૰ મોટાપણું; મહિમા; અગત્ય; પ્રતિષ્ઠા
**મહર્ષિ** પું૰ મોટા ઋષિ

**મહંત** પું૦ મોટો સાધુ; મઠાધિકારી
**મહાન** વિ૦ મોટું
**મહાર** પું૦ ભંગી; ચંડાળ
**મહિનો** પું૦ માસ; વરસના બાર ભાગમાંનો એક
**મહિમા** પું૦ પ્રતાપ; યશ
**મહિલા** સ્ત્રી૦ સ્ત્રી (૨) રાણી
**મહિષ** પું૦ પાડો
**મહિષી** સ્ત્રી૦ ભેંસ (૨) પટરાણી; રાણી
**મહેક** સ્ત્રી૦ ફોરમ; સુગંધ
**મહેણું** ન૦ ટોણો; મર્મવચન
**મહેતી** સ્ત્રી૦ શિક્ષિકા (૨) મહેતાજીની સ્ત્રી
**મહેતો** પું૦ શિક્ષક (૨) કારકુન
**મહેર** સ્ત્રી૦ કૃપા; દયા
**મહેલ** પું૦ રાજમહેલ
**મહે(-હો)લ્લો** પું૦ ફળિયું; શેરી
**મહેંદ્ર** પું૦ (સં.) ઇંદ્ર
**મહોર** સ્ત્રી૦ ગીની (૨) છાપ; સિક્કો
**મળવું** અ૦ ક્રિ૦ જોડાવું (૨) પ્રાપ્ત થવું
**મંગલ(-ળ)** વિ૦ શુભ; કલ્યાણકારક
**મંચક** પું૦ માંચડો (૨) ખેતરમાં બાંધેલો માળો
**મંજાર** પું૦ બિલાડો
**મંજીરા** પું૦ બ૦ વ૦ કાંસીજોડાં; કરતાલ
**મંજૂર** વિ૦ કબૂલ; માન્ય; બહાલ
**મંજૂરી** સ્ત્રી૦ બહાલી; હા પાડવી તે
**મંડન** ન૦ શણગાર (૨) [મતનું] સ્થાપન
**મંડપ** પું૦ માંડવો
**મંડલ(-ળ)** ન૦ કૂંડાળું (૨) ટોળું
**મંડવું** અ૦ ક્રિ૦ ખંતથી વળગવું
**મંડાણ** ન૦ આરંભ; પાયો
**મંડૂક** પું૦ દેડકો
**મંતર** પું૦ મંત્ર
**મંતવ્ય** વિ૦ મનન કરવા યોગ્ય (૨) ન૦ મત
**મંત્રણા** સ્ત્રી૦ ખાનગી મસલત
**મંત્રિત્વ** ન૦ મંત્રીપણું
**મંથન** ન૦ વલોવવું તે (૨) [લા.] ગડમથલ
**મંદતા** સ્ત્રી૦
**મંદિર** ન૦ દેવાલય (૨) ઘર (૩) વિદ્યાનું ધામ
**માકડ(-ણ)** પું૦ એક જીવડું
**માખણ** ન૦ દહીં વલોવવાથી નીકળતું સત્વ
**માગણ** પું૦ માગનાર; ભિખારી
**માગણી** સ્ત્રી૦ માગવું તે (૨) માગ; ખપત
**માગતું** વિ૦ માગણી કરતું (૨) ન૦ લેણું
**માછણ** સ્ત્રી૦ માછીની સ્ત્રી
**માજણ્યું** વિ૦ એક માનું; સહોદર
**માજાયો** પું૦ ભાઈ
**માઝમ** વિ૦ મધ્યમ; મધ્ય
**માટલું** ન૦ માટીનું એક વાસણ
**માટીડો** પું૦ પુરૂષ (૨) ધણી
**માણસ** પું૦; ન૦ મનુષ્ય
**માણેક** ન૦ રાતો મણિ
**માતમ** ન૦ શોક; રડાકૂટ
**માતંગ** પું૦ હાથી
**માતાજી** સ્ત્રી૦ જનની (૨) દેવી
**માતુશ્રી** સ્ત્રી૦ મા (માનસૂચક)
**માતૃત્વ** ન૦
**માતેલું** વિ૦ હૃષ્ટપુષ્ટ તથા મસ્તીમાં આવેલું
**માત્સર્ય** ન૦ બીજાનું સુખ દેખી બળવું તે; ઈર્ષા
**માથોડું** ન૦ માથું ડૂબે તેટલું ઊંડાણ
**માદક** વિ૦ કેફી
**માધુરી** સ્ત્રી૦ માધુર્ય; મીઠાશ (૨) ભલાઈ
**માનતા** સ્ત્રી૦ બાધા; આખડી
**માનદ** વિ૦ માન આપતું (૨) 'ઑનરરી'
**માનવી** વિ૦ મનુષ્ય સંબંધી (૨) પું૦ માણસ
**માનવું** સ૦ ક્રિ૦ કબૂલ કરવું; સ્વીકારવું
**માનસ** વિ૦ મન સંબંધી (૨) ન૦ મન
**માનિની** સ્ત્રી૦ અભિમાની સ્ત્રી
**માનીતું** વિ૦ ઘણું વહાલું
**માન્યતા** સ્ત્રી૦ માનવું તે (૨) આબરૂ; પ્રતિષ્ઠા
**માપણી** સ્ત્રી૦ માપવું તે; માપવાનું કામ
**માપવું** સ૦ ક્રિ૦ માપ કાઢવું
**માફક** વિ૦ અનુકૂળ; રુચતું (૨) અ૦ પેઠે; પ્રમાણે
**મામલો** પું૦ કટોકટીનો સમય
**મામૂલી** વિ૦ સામાન્ય; સાધારણ
**મામેરું** ન૦ મોસાળું
**માયનો** પું૦ અર્થ
**માયાવી** વિ૦ મિથ્યા; ભ્રમરૂપ
**માયાળુ** વિ૦ સ્નેહાળ; હેતાળ
**મારગ** પું૦ માર્ગ
**મારણ** ન૦ મારવાનો તાંત્રિક પ્રયોગ
**મારવું** સ૦ ક્રિ૦ પ્રહાર કરવો

**મારુતિ** પું હનુમાન
**માર્જાર** પું૦ બિલાડો
**માર્દવ** ન૦ મૃદુતા
**માર્મિક** વિ૦ મર્મજ્ઞ (૨) મર્મભેદી
**માલણ** સ્ત્રી૦ માળીનો ધંધો કરનાર સ્ત્રી
**માલિ(–લી)ક** પું૦ સ્વામી; શેઠ (૨) પરમેશ્વર
**માલૂમ** વિ૦ જાણીતું
**માવઠું** ન૦ કઋતુનો વરસાદ
**માશૂક** સ્ત્રી૦ પ્રિયા
**માસિક** વિ૦ ન૦ દર મહિને પ્રગટ થતું પત્ર
**માહિત** વિ૦ વાકેફ
**માહિતી** સ્ત્રી૦ વાકેફગારી; જાણ
**માહેર** વિ૦ માહિતગાર
**માંહ્યરું** ન૦ લગ્નવિધિ કરવાનો મંડપ
**માળિયું** ન૦ માળ; મેડો
**માંકડ(–ણ)** પું૦ માકણ
**માંકડું** ન૦ લાલ મોંનું વાંદરું
**માંચડો** પું૦ માંચો; ઊંચી બેઠક
**માંડવી** સ્ત્રી૦ ઘર આગળની ઊંચી બેઠક (૨) સ્વેશી
**માંડવો** પું૦ મંડપ
**માંદગી** સ્ત્રી૦ બીમારી
**માંસલ** વિ૦ માંસવાળું; જાડું; ભરાવદાર
**માંહેલું** વિ૦ અંદરનું
**મિજાજ** પું૦ ગુસ્સો (૨) અભિમાન (૩) પ્રકૃતિ
**મિત્રતા** સ્ત્રી૦ દોસ્તી; ભાઈબંધી
**મિથુન** ન૦ જોડું; જોડ (૨) મૈથુન
**મિયાન** ન૦ તલવાર વગેરેનું ઘર
**મિલન** ન૦ મુલાકાત; મિલાપ; મળવું તે
**મિલાપ** પું૦ મેળાપ; મેળ
**મિશ્રણ** ન૦ મેળવણી; ઉમેરો
**મિશ્રિત** વિ૦ મિશ્રણ કરેલું; ભેળવેલું
**મિષ્ટતા** સ્ત્રી૦
**મીચવું** સ૦ ક્રિ૦ બીડવું; બંધ કરવું
**મીઠાઈ** સ્ત્રી૦ ગળી વાની
**મીઠાશ** સ્ત્રી૦ મીઠાપણું
**મીણિયું** વિ૦ મીણવાળું (૨) મીણું
**મીનડી** સ્ત્રી૦ બિલાડી
**મુકામ** પું૦ રહેઠાણ (૨) પડાવ; ઉતારો
**મુકુલ** ન૦ ખીલની કળી
**મુખ્યતઃ** અ૦ ખાસ કરીને
**મુખ્યત્વે** અ૦ વિશેષ કરીને; ઘણું કરીને
**મુગટ** પું૦ રાજાનો મુગટ; તાજ
**મુગટો** પું૦ અબોટમાં પહેરવાનું રેશમી વસ્ત્ર
**મુગ્ધતા** સ્ત્રી૦
**મુજરો** પું૦ સલામ
**મુડદું** ન૦ શબ
**મુત્સદ્દી** પું૦ મુનીમ (૨) રાજદ્વારી પુરુષ [લા.] ખટપટિયો
**મુદિત** વિ૦ આનંદિત
**મુદ્દલ** ન૦ મૂળ થાપણ; મૂડી (૨) અ૦ સાવ; તદ્દન
**મુદ્દામ** વિ૦ ઘણા વખતનું (૨) અ૦ વિશેષ કરીને
**મુદ્રણ** ન૦ છાપવું તે
**મુનશી** પું૦ લેખક (૨) લહિયો
**મુનીમ** પું૦ પેઢીનો મુખ્ય ગુમાસ્તો
**મુમુક્ષુ** વિ૦ મોક્ષની ઈચ્છાવાળું
**મુરબ્બી** વિ૦ વડીલ (૨) કદરદાન
**મુરાદ** સ્ત્રી૦ ઉમેદ
**મુલક** પું૦ દેશ; પ્રદેશ
**મુલકી** વિ૦ મુલકને લગતું; દીવાની; વસૂલાતી
**મુલામ(–મો)** પું૦ ઢોળ
**મુશ(–સ)ળ** ન૦ સાંબેલું
**મુશ્કેલ** વિ૦ અઘરું; કઠણ
**મુશ્કેલી** સ્ત્રી૦ મુસીબત
**મુસદ્દો** પું૦ ખરડો; કાચું લખાણ
**મુસાર(–રો)** પું૦ પગાર
**મુસ્તાક** વિ૦ આતુર
**મુસ્લિમ** વિ૦ ઈસ્લામનું અનુયાયી
**મુહૂર્ત** ન૦ બે ઘડી જેટલો સમય
**મુંડન** ન૦ માથું મૂંડાવવું તે
**મૂએલું** વિ૦ મરેલું
**મૂતર** ન૦ પેશાબ
**મૂરખ** વિ૦ મૂર્ખ
**મૂર્ખાઈ** સ્ત્રી૦ મૂર્ખતા
**મૂળિયું** ન૦ મૂળ; જડ
**મૂંડવું** સ૦ ક્રિ૦ મુંડન કરવું; બોડવું
**મૃગયા** સ્ત્રી૦ શિકાર
**મૃગલો** પું૦ હરણ
**મૃગાંક** પું૦ (સં.) ચંદ્ર
**મૃગેંદ્ર** પું૦ સિંહ
**મૃદંગ** ન૦ બંને બાજુ વગાડાય તેવું તબલા જેવું એક વાદ્ય

**મૃદુતા** સ્ત્રી૦
**મેદની** સ્ત્રી૦ દુનિયા (૨) ભીડ; જમાવ; ટોળું
**મેદાન** ન૦ ખુલ્લી સપાટ જમીન
**મેદિની** સ્ત્રી૦ પૃથ્વી; દુનિયા
**મેધાવી** વિ૦ બુદ્ધિમાન; પંડિત
**મેરાઈ** પું૦ દરજી
**મેલવું** સ૦ ક્રિ૦ મૂકવું
**મેળાપ** પું૦ મળવું તે; સમાગમ (૨) સદ્ભાવ
**મૈથુન** ન૦ નરમાદાનો સંભોગ
**મૈયત** સ્ત્રી૦ મરણ (૨) મોકાણ
**મોકાણ** સ્ત્રી૦ મરણના સમાચાર [લા.] પીડા; આફત
**મોકૂફ** વિ૦ બંધ પાડેલું; રહેવા દીધેલું; મુલતવી
**મોઘમ** વિ૦ (૨) અ૦ સામાન્ય; અસ્પષ્ટ
**મોચન** ન૦ મુક્ત કરવું તે (૨) પતરાજી
**મોજડી** સ્ત્રી૦ નાજુક કે કસબી પગરખું
**મોજડું** ન૦ પગરખું
**મોજીલું** વિ૦ લહેરી; વિલાસી (૨) મનસ્વી
**મોજૂદ** વિ૦ હાજર; તૈયાર
**મોટપ(–મ)** સ્ત્રી૦ મોટાપણું; પ્રતિષ્ઠા; આબરૂ
**મોટેરું** વિ૦ મોટું; વડીલ
**મોડવું** સ૦ ક્રિ૦ મરડવું; મરડી તોડી નાખવું
**મોદક** પું૦ લાડુ
**મોભારો** પું૦ મોભ
**મોરચો** પું૦ લશ્કરની વ્યૂહરચના
**મોરલી** સ્ત્રી૦ વાંસળી
**મોરલો** પું૦ મોર
**મોરસ** સ્ત્રી૦ દાણાદાર પરદેશી ખાંડ
**મોલવી** પું૦ મુસલમાન વિદ્વાન
**મોવડી** વિ૦ આગળનું (૨) પું૦ અગ્રેસર
**મોસમ** સ્ત્રી૦ ઋતુ
**મોસંબી** સ્ત્રી૦ એક ફળ
**મોસાળ** ન૦ માનું પિયર
**મોહક** વિ૦ 'મોહ પમાડનારું'
**મોહની** સ્ત્રી૦ મોહ; ભૂરકી
**મોહાંધ** વિ૦ મોહથી અંધ બનેલું
**મોળપ** સ્ત્રી૦ મોળાપણું
**મોળાશ** સ્ત્રી૦ મોળપ; મોળાપણું
**મૌક્તિક** ન૦ મોતી
**મૌલાના** પું૦ મોટો મોલવી
**મૌલિક** વિ૦ મૂળ; મુખ્ય; 'ઓરિજિનલ'

## ય

**યકીન** ન૦ વિશ્વાસ
**યક્ષ(–ક્ષિ)ણી** સ્ત્રી૦ યક્ષ સ્ત્રી; યક્ષની સ્ત્રી
**યથાર્થ** વિ૦ સાચું (૨) અ૦ વાસ્તવિક રીતે
**યથેચ્છ(–ષ્ટ)** વિ૦ મરજી મુજબનું (૨) અ૦ ઇચ્છા પ્રમાણે
**યથોક્ત** વિ૦ કહ્યા પ્રમાણેનું
**યદપિ** અ૦ જોકે; યદ્યપિ
**યવન** પું૦ આર્યસંસ્કૃતિ બહારનો માણસ; મ્લેચ્છ
**યંત્રણા** સ્ત્રી૦ કલેશ; વેદના (૨) નિયંત્રણ
**યાચક** પું૦ માગણ
**યાચના** સ્ત્રી૦ વિનંતી (૨) માગણી; ભીખ
**યાચવું** સ૦ ક્રિ૦ યાચના કરવી
**યાજન** ન૦ યજ્ઞ કરાવવો તે; પુરોહિતપણું
**યાજ્ઞિક** વિ૦ યજ્ઞ સંબંધી
**યાતના** સ્ત્રી૦ દુઃખ; કષ્ટ; પીડા
**યાત્રાળુ** પું૦ યાત્રા કરનારો
**યાદવ** પું૦ યદુનો વંશજ
**યામિની** સ્ત્રી૦ રાત્રી
**યાહોમ** અ૦ મરણિયા થઈને
**યાંત્રિક** વિ૦ યંત્રનું; યંત્ર સંબંધી; યંત્ર જેવું
**યુગલ** ન૦ જોડું
**યુવતી** સ્ત્રી૦ જુવાન સ્ત્રી
**યુવાન** વિ૦ યુવાવસ્થામાં આવેલું
**યોગસ્થ** વિ૦ યોગમાં સ્થિર થયેલું
**યોગિની** સ્ત્રી૦ યોગાભ્યાસ કરનારી સ્ત્રી; તાપસી
**યોગીંદ્ર** પું૦ યોગીઓમાં શ્રેષ્ઠ
**યોજક** વિ૦ (૨) પું૦ યોજના કરનાર
**યોજન** પું૦ ચાર ગાઉ
**યોજના** સ્ત્રી૦ ગોઠવણ; વ્યવસ્થા
**યોજવું** સ૦ ક્રિ૦ રચવું; ગોઠવવું (૨) નીમવું
**યૌવન** ન૦ જુવાની
**યૌવના** સ્ત્રી૦ યુવતી

## ર

**રકમ** સ્ત્રી૦ ચીજ (૨) દાગીનો
**રકાબી** સ્ત્રી૦ નાનું, છીછરું એક વાસણ
**રક્ષક** વિ૦ (૨) પું૦ રક્ષણ કરનાર
**રક્ષણ** ન૦ રખવાળી; બચાવ; પાલન
**રક્ષવું** સ૦ ક્રિ૦ રક્ષણ કરવું
**રક્ષિત** વિ૦ રક્ષાયેલું
**રખડુ** વિ૦ રખડાઉ
**રખાત** સ્ત્રી૦ વગર પરણ્યે રાખેલી સ્ત્રી
**રખેને** અ૦ કદાચ; કદાપિ
**રખોપું** ન૦ રખવાળું
**રગડો** પું૦ જાડો પ્રવાહી પદાર્થ (૨) ખટપટ
**રગવું** અ૦ ક્રિ૦ રગરગવું
**રગીલું** વિ૦ રગિયું; હઠીલું
**રચના** સ્ત્રી૦ રચવું–બનાવવું તે (૨) ગોઠવણ
**રચવું** સ૦ ક્રિ૦ રચના કરવી
**રજક** પું૦ ધોબી (૨) ન૦ દાગેણાપાણી
**રજત** વિ૦ રૂપાનું (૨) ધોળાશ પડતું (૩) ન૦ રૂપું
**રજનિ(–ની)** સ્ત્રી૦ રાત્રી
**રજાઈ** સ્ત્રી૦ થોડા રૂની ઓઢવાની ગોદડી
**રજો(–જ્ય)ણો** પું૦ જૈન સાધુની પૂંજણી–ઓઘો
**રટણ(–ન)** ન૦ રટવું તે
**રડવું** અ૦ ક્રિ૦ રુદન કરવું
**રણિયું** વિ૦ દેવાદાર
**રતન** ન૦ રત્ન (૨) આંખની કીકી
**રતલ** પું૦ સાડી આડત્રીસ રૂપિયાભાર જેટલું એક અંગ્રેજી વજન
**રતવા** પું૦ ચામડીનો એક રોગ
**રતાશ** સ્ત્રી૦ લાલાશ
**રથ્થડ** પું૦ માટી અને છાણનું જાડું લીંપણ
**રદિયો** પું૦ કહેલી વાતને રદ કરે તેવો સામો જવાબ
**રફત** સ્ત્રી૦ પ્રીતિ; રનાડ (૨) મહાવરો
**રફીક** પું૦ ભાઈબંધ
**રબર** ન૦ એક ઝાડના રસનો બનતો પદાર્થ
**રબારી** પું૦ ભરવાડ
**રમચી(–જી)** સ્ત્રી૦ સોનાગેરું; એક જાતની લાલ માટી
**રમણ** પું૦ કાંત; પતિ (૨) ન૦ વિલાસ; ક્રીડા
**રમણી** સ્ત્રી૦ સ્ત્રી (૨) સુંદર સ્ત્રી
**રમત** સ્ત્રી૦ ખેલ; ક્રીડા; ગમ્મત (૨) રમવાની રીત
**રમવું** અ૦ ક્રિ૦ ખેલવું (૨) આનંદ માનવો
**રમૂજ** સ્ત્રી૦ મન ખુશ થાય તેવી ગમ્મત (૨) મશ્કરી
**રમૂજી** વિ૦ ગમતી; વિનોદી
**રયણ(–ણી,–ની)** સ્ત્રી૦ × રજની; રાત્રી
**રવવું** અ૦ ક્રિ૦ અવાજ કરવો
**રવાના(–ને)** અ૦ મોકલેલું; વિદાય કરેલું
**રવાલ** સ્ત્રી૦ ઘોડા તથા બળદની એક પ્રકારની ચાલ
**રવેશ** પું૦ ઝરૂખો (૨) રિવાજ; ધારો
**રવૈયો** પું૦ દહીં વલોવવાનો વાંસ (૨) શિરસ્તો
**રસજ્ઞ** વિ૦ રસ અનુભવનાર (૨) પું૦ તેવો માણસ
**રસમ** સ્ત્રી૦ રિવાજ
**રસાલો** પું૦ ઘોડેસવાર પલટન
**રસિક** વિ૦ રસવાળું (૨) રસિયું; ભાવુક
**રસીદ** સ્ત્રી૦ પહોંચ; પાવતી
**રસીલું** વિ૦ રસિયું (૨) છબીલું (૩) સ્વાદિષ્ટ
**રસૂલ** પું૦ પેગંબર
**રસોઈ** સ્ત્રી૦ રાંધણું (૨) રાંધેલું અન્ન ભોજન
**રસોડું** ન૦ રસોઈ કરવાની જગા
**રહસ્ય** ન૦ છૂપો ભેદ (૨) મર્મ; તત્ત્વ
**રહિત** વિ૦ વગરનું
**રહીમ** વિ૦ કૃપાળુ (૨) પું૦ પરમેશ્વર
**રહીશ** વિ૦ રહેવાસી
**રહેણી** સ્ત્રી૦ રહેવાની રીત; વર્તન; વ્યવહાર
**રહેમ** સ્ત્રી૦ કૃપા
**રહેવું** અ૦ ક્રિ૦ વસવું (૨) ટકવું (૩) શોભવું
**રળવું** સ૦ ક્રિ૦ કમાવું
**રળાઉ** વિ૦ રળતું; કમાતું (૨) નફો થાય તેવું
**રંગત** વિ૦ રંગેલું (૨) સુશોભિત
**રંગલો** પું૦ મશ્કરો; વિદૂષક; હસાવનારો
**રંગવું** સ૦ ક્રિ૦ રંગ ચડાવવો
**રંગાટી** સ્ત્રી૦ રંગાટ (૨) રંગરેજ
**રંગારો** પું૦ રંગરેજ
**રંગિત** વિ૦ રંગેલું; રંગત
**રંગીલું** વિ૦ આનંદી (૨) સુંદર
**રંગોળી** સ્ત્રી૦ જમવાના આસનની આસપાસ રંગ પૂરી પાડેલાં ચિત્ર
**રંજન** ન૦ ખુશ કરવું તે (૨) રંગવું તે
**રંજાડ** પું૦; સ્ત્રી૦ બિગાડ (૨) તોફાન (૩) કનડગત
**રંડાપો** પું૦ વિધવાપણું

**રાક્ષસ** પું૰ દાનવ; દૈત્ય; અસુર
**રાખોડી** સ્ત્રી૰ રાખ; ભસ્મ
**રાગડો** પું૰ લાંબો સાદ (ગાવાનો) કે રડવાનો
**રાચવું** અ૰ ક્રિ૰ રાજી થવું (૨) શોભવું
**રાજવી** પું૰ રાજા (૨) રાજા જેવો ભાગ્યશાળી માણસ
**રાજાજ્ઞા** સ્ત્રી૰ રાજાનો હુકમ
**રાજિયો** પું૰ રાજા (૨) મરસિયો
**રાજીપો** પું૰ રાજીપણું; ખુશી
**રાબેતો** પું૰ ધારો; રિવાજ
**રામેયું** ન૰ રામપાત્ર; શકોરું
**રાયત** સ્ત્રી૰ આરામ; વિસામો (૨) પક્ષપાત
**રાષ્ટ્ર(–ષ્ટ્રી)ય** વિ૰ રાષ્ટ્રનું,–ને લગતું
**રાસડો** પું૰ એક જાતનો ગરબો
**રાસભ** પું૰ ગધેડો
**રાહત** સ્ત્રી૰ આરામ; વિસામો
**રાંડવું** અ૰ ક્રિ૰ વિધુર કે વિધવા થવું
**રાંડવો** પું૰ બાયલો; નામર્દ
**રાંડેલી** વિ૰ સ્ત્રી૰ વિધવા
**રાંધણ** ન૰ રાંધવાનું કામ
**રાંધણી** સ્ત્રી૰ રસોડું (૨) રાંધવાની રીત
**રાંધવું** સ૰ ક્રિ૰ ખોરાક પકાવવો
**રિપોર્ટ** પું૰ સવિસ્તર હેવાલ
**રિવાજ** પું૰ ચાલ; ધારો
**રિશ્વત** સ્ત્રી૰ લાંચ
**રિસાવું** અ૰ ક્રિ૰ ક્રોધથી નારાજ થવું
**રીઝવું** અ૰ ક્રિ૰ ખુશ થવું; સંતુષ્ટ થવું
**રુઆબ** પું૰ દમામ; ભપકો; દોર
**રુચવું** સ૰ ક્રિ૰ ગમવું
**રુદન** ન૰ રડવું તે; રોદણું
**રુદ્રાક્ષ** પું૰; સ્ત્રી૰ એક વૃક્ષ અને તેનું બી
**રુધિર** ન૰ લોહી
**રુંધન** ન૰ રોકવું; રોકાવું કે ગૂંગળાવું તે
**રૂઠવું** અ૰ ક્રિ૰ કોપવું
**રૂપાળું** વિ૰ સુંદર
**રૂપેરી** વિ૰ રૂપાનું; રૂપા જેવું
**રૂમાલ** પું૰ (હાથમાં લૂછવાનો) લૂગડાનો કકડો
**રૂસણું** ન૰ રિસાવું તે
**રેચક** વિ૰ જુલાબ કરે એવું
**રેડવું** સ૰ ક્રિ૰ પ્રવાહીની ધાર કરવી
**રેતાળ** વિ૰ રેતીવાળું
**રેશમ** ન૰ એક જાતના કીડાની લાળના તંતુ
**રેંકડી(–ળી)** સ્ત્રી૰ નાની બળદગાડી
**રેંટિયો** પું૰ હાથે સૂતર કાંતવાનું પૈડાવાળું એક સાધન
**રેંડલો** પું૰ વાછરડો
**રૈયત** સ્ત્રી૰ પ્રજા
**રોકડું** વિ૰ ઉધાર ન રાખેલું પણ તરત આપેલું
**રોકાણ** ન૰ રોકવું કે રોકાવું તે (૨) અટકાયત
**રોગિષ્ઠ(–ષ્ઠ)** વિ૰ રોગી
**રોજિંદું** વિ૰ રોજનું
**રોટલી** સ્ત્રી૰ ઘઉંના લોટની પાતળી ગોળ વાની
**રોદન** ન૰ રુદન
**રોનક** સ્ત્રી૰ તેજ; ભપકો
**રોમડ** વિ૰ જડ; મૂર્ખ; અરસિક
**રોમાંચ** પું૰ (લાગણીથી) શરીર ઉપરનાં રૂવાં ઊભાં થવાં તે
**રોશન** વિ૰ ચળકતું (૨) જાહેર
**રોશની** સ્ત્રી૰ રોશનાઈ (૨) રુશનાઈ

## લ

**લકવો** પું૰ પક્ષાઘાત
**લકીર** સ્ત્રી૰ લીટી; રેખા
**લક્ષણ** ન૰ ચિહ્ન (૨) ઢંગ; આચરણ
**લક્ષધા** અ૰ લાખ રીતે
**લખત** ન૰ કરાર; સહી સાથેનું લખાણ
**લખવું** સ૰ ક્રિ૰ લખાણ કરવું
**લખાણ** ન૰ લખવું તે (૨) લખેલું તે
**લખોટી** સ્ત્રી૰ કાચ કે પથ્થરની નાની ગોળી
**લખ્ખણ** ન૰ લખણ; લક્ષણ
**લગત** વિ૰ લગતું; નજીકનું (૨) સ્ત્રી૰ સંબંધ
**લગતું** વિ૰ સંબંધી; લાગુ પડતું; નજીકનું
**લગની** સ્ત્રી૰ રઢ; લહે; લત
**લગામ** સ્ત્રી૰ ઘોડાના મોંનું લોઢાનું ચોકઠું
**લગા(–ગી)ર** વિ૰ થોડું (૨) અ૰ થોડા વખત માટે
**લઘુતા** સ્ત્રી૰
**લચક** સ્ત્રી૰ મચકોડ (૨) લચકાતી ચાલ
**લચવું** અ૰ ક્રિ૰ ભારથી નમી જવું
**લજ્જિત** વિ૰ લજ્જા પામેલું; શરમાયેલું

**લટક** સ્ત્રી૦ મચકોડ (૨) લટકો (૩) છટા; ખૂબી
**લટકો** પું૦ શરીરનો મોહક ચાળો; નખરું
**લટાર** સ્ત્રી૦ આંટો; ફેરો; ચક્કર
**લડત** સ્ત્રી૦ લડાઈ
**લડધું** વિ૦ લઠ્ઠ; અલમસ્ત
**લડાઈ** સ્ત્રી૦ યુદ્ધ; જંગ (૨) ટંટો; ઝઘડો
**લઢણ** સ્ત્રી૦ પદ્ધતિ (૨) ટેવ
**લણવું** સ૦ ક્રિ૦ પાક ઉતારવો (૨) [લા.] ફળ મેળવવું
**લપવું** અ૦ ક્રિ૦ સંતાવું
**લપાટ** સ્ત્રી૦ લપડાક
**લપ્પડ** સ્ત્રી૦ લપડાક
**લફંગું** વિ૦ કપટી (૨) લંપટ (૩) નિર્લજ્જ
**લબાડ(-ડી)** વિ૦ જૂઠું બોલવાની ટેવવાળું
**લમણું** ન૦ ગાલની ઉપરનો કાન આગળના માથાનો ભાગ
**લલના** સ્ત્રી૦ સુંદર સ્ત્રી
**લલાટ** ન૦ કપાળ
**લલિત** વિ૦ મનોહર (૨) પ્રિય (૩) નાજુક
**લલિતા** સ્ત્રી૦ જુવાન સુંદર સ્ત્રી
**લવણ** ન૦ મીઠું
**લવાદ** પું૦ પંચ (૨) પંચાતિયો
**લવારું** ન૦ બકરીનું બચ્ચું (૨) ધાવણું બાળક
**લવિંગ** ન૦ લવંગ
**લશ્કર** ન૦ સૈન્ય
**લસણ** ન૦ એક કંદ
**લહાણી** સ્ત્રી૦ ખુશાલીને પ્રસંગે ભેટની વહેંચણી
**લહાવું** સ૦ ક્રિ૦ લહાણી કરવી (૨) અ૦ ક્રિ.૦ દાઝવું
**લહાવો** પું૦ આનંદનો ઉપભોગ (૨) ઓરતો
**લહિયો** પું૦ લખવાનું કામ કરનારો માણસ
**લહેર** સ્ત્રી૦ તરંગ; મોજું (૨) લીલાલહેર (૩) મજા; ચમન
**લહેરી** વિ૦ આનંદી (૨) ઉડાઉ (૩) સ્ત્રી૦ મોજું
**લંગર** ન૦ વહાણ થોભાવી રાખવા જમીનમાં ભરાય તેમ નાખવાનું વાંકા અંકોડાવાળું એક સાધન (૨) [લા.] લાંબી હારવાળું ટોળું
**લંપટ** વિ૦ વ્યભિચારી; વિષયી
**લંબાઈ** સ્ત્રી૦ લાંબાપણું (૨) તેનું માપ
**લાકડી** સ્ત્રી૦ સોટી; લાઠી
**લાકડું** ન૦ ઝાડનાં સૂકાં થડ, ડાળ વગેરે
**લાખેણું** વિ૦ પ્રતિષ્ઠિત (૨) કીમતી
**લાગટ** અ૦ સતત; ચાલુ
**લાગત** સ્ત્રી૦ મૂળ કિંમત (૩) દાણ; જકાત
**લાગલું** અ૦ તરત જ
**લાગવું** સ૦ ક્રિ૦ અથડાવું (૨) વળગવું (૩) ભસવું (૪) કિમ્મત પડવી (૫) અ૦ ક્રિ૦ સળગવું
**લાચાર** વિ૦ નિરુપાય; વિવશ (૨) ગરીબ; દીન
**લાચારી** સ્ત્રી૦ લાચારપણું; વિવશતા
**લાજવું** અ૦ ક્રિ૦ શરમાવું
**લાડકું** વિ૦ લાડવાયું
**લાડવો** પું૦ લાડુ
**લાદવું** સ૦ ક્રિ૦ સામાન ભરવો
**લાધવું** સ૦ ક્રિ૦ પ્રાપ્ત થવું; મળવું
**લાપ(-પો)ટ** સ્ત્રી૦ તમાચો
**લાયક** વિ૦ યોગ્ય (૨) લાયકાતવાળું (૩) અનુકૂળ
**લાયરી** સ્ત્રી૦ પતરાજી; શેખી; ટંફાસ
**લાલચ** સ્ત્રી૦ લાલસા; લોભ (૨) લાંચ
**લાલચુ** વિ૦ લાલચવાળું; લોભી
**લાલસા** સ્ત્રી૦ ઉત્કટ ઇચ્છા; તૃષ્ણા
**લાલાજી** પું૦ છેલ; ફક્કડ
**લાલાશ** સ્ત્રી૦ રતાશ
**લાલિત્ય** ન૦ લલિતપણું
**લાલિમા** સ્ત્રી૦ લાલાશ
**લાવણ્ય** ન૦ સૌંદર્ય
**લાવવું** સ૦ ક્રિ૦ લઈ આવવું; આણવું
**લાંગૂલ** ન૦ પૂછડું
**લાંછન** ન૦ ડાઘ; કલંક (૨) ચિહ્ન
**લિખિત** વિ૦ લખેલું
**લિબાસ** પું૦ પોશાક
**લિલામ** ન૦ હરાજી
**લિસોટી** સ્ત્રી૦ નાની લીટી કે ઉઝરડો
**લીપણ** ન૦ જમીન ઉપર કરેલો છાણમાટીનો લેપ
**લીમડો** પું૦ એક ઝાડ
**લુગાઈ** સ્ત્રી૦ સ્ત્રી; બૈરી
**લુચ્ચાઈ** સ્ત્રી૦ લુચ્ચાપણું
**લુટાઉ** વિ૦ લૂંટનું (૨) નધણિયાતું
**લુટારુ(-રો)** પું૦ લૂંટનારો; ધાડપાડુ
**લુહાર** પું૦ લોઢું ઘડવાનો ધંધો કરનાર એક જ્ઞાતિનો આદમી
**લૂગડું** ન૦ વસ્ત્ર (૨) સાડલો
**લૂટવું** સ૦ ક્રિ૦ બળાત્કારે હરી લેવું; ઝૂંટવી લેવું
**લૂમખું** ન૦ ઝૂમખું; મોટી લૂમ

**લેખક** પું૦ લહિયો (૨) ગ્રંથ કે લેખ લખનાર
**લેખણ(-ણી,-ની)** સ્ત્રી૦ કલમ
**લેખિકા** સ્ત્રી૦ સ્ત્રી લેખક
**લેખિની** સ્ત્રી૦ લેખણ
**લેજીમ** સ્ત્રી૦ કસરતનું એક સાધન
**લેપન** ન૦ લેપ કરવો તે
**લેબાસ** પું૦ પોશાક; પહેરવેશ
**લેભાગુ** વિ૦ લઈને નાસી જનારું
**લેવડ** સ્ત્રી૦ ઉધાર લેવાનો વ્યવહાર
**લોખંડ** ન૦ લોઢું
**લોચન** ન૦ ઢૂંપણું (૨) લૂંટી લેવું તે (૩) આંખ
**લોટિયો** પું૦ વહોરો
**લોબાન** પું૦ એક વૃક્ષનો ગુંદર
**લોભિત** વિ૦ લોભાયેલું
**લોભિયું** વિ૦ લોભવાળું; લોભી
**લોલક** ન૦ લટકતી અને ઝુલતી વસ્તુ
**લોલુપ** વિ૦ લલુતાવાળું; તૃષ્ણાતુર
**લૌકિક** વિ૦ લોકોમાં ચાલતું (૨) આ લોકનું
**લ્યાનત** સ્ત્રી૦ લયાનત; શરમ; ફિટકાર

## વ

**વકફ** વિ૦ સાર્વજનિક
**વકરો** પું૦ વેચાણ (૨) વેચાણનું નાણું
**વકીલ** પું૦ સનંદી કાયદાશાસ્ત્રી (૨) એલચી
**વક્તૃત્વ** ન૦ બોલવાની છટા
**વખત** પું૦ કાળ; સમય (૨) તક (૩) નવરાશ
**વખાણ** ન૦ પ્રશંસા
**વખાર** સ્ત્રી૦ કોઠાર
**વગડો** પું૦ જંગલ
**વગર** અ૦ વિના
**વગેરે** અ૦ અને બીજા; ઈત્યાદી
**વગોણું** ન૦ ફજેતી; નીંદા
**વચકો** પું૦ વાંધો (૨) વહેમ
**વચન** ન૦ વેણ (૨) પ્રતિજ્ઞા (૩) સંખ્યા (વ્યા.)
**વચની** વિ૦ વચન પાળનારું; સત્યવાદી
**વચમાં** અ૦ વચ્ચે
**વચેટ** વિ૦ વચલું
**વછેરો** પું૦ નાનો ઘોડો (૨) વાછડો
**વજન** ન૦ ભાર (૨) તોલ (૩) દબાણ (૪) મોભો
**વજીર** પું૦ પ્રધાન
**વજૂદ** ન૦ ખરાપણું; વાસ્તવિકતા
**વટાવ** પું૦ છૂટ (૨) વેચાણ ઉપરનું વળતર
**વટાળ** પું૦ વટલાવાપણું; ભ્રષ્ટતા
**વટિકા** સ્ત્રી૦ ગોળી
**વડવો** પું૦ પૂર્વજ (૨) બાપ અથવા માનો બાપ
**વડાઈ** સ્ત્રી૦ મોટાઈ; કીર્તિ (૨) અભિમાન
**વડીલ** વિ૦ પૂજ્ય (૨) પું૦ તેવો માણસ
**વઢવું** અ૦ ક્રિ૦ તકરાર કરવી
**વણજ** પું૦ વેપાર; ધંધો
**વણાટ** પું૦ વણતર; કુમાશ; પોત
**વણિક** પું૦ વાણિયો (૨) વેપારી
**વતન** ન૦ મૂળ ગામ કે દેશ
**વતની** વિ૦ મૂળ રહીશ
**વદન** ન૦ મૂખ
**વદવું** સ૦ ક્રિ૦ બોલવું (૨) અ૦ ક્રિ૦ મંજૂર થવું
**વદાય** વિ૦ (૨) સ્ત્રી૦ જુઓ વિદાય
**વધવું** અ૦ ક્રિ૦ વધારો થવો; મોટા થવુ
**વધારે** વિ૦ અધિક; વિશેષ
**વધારો** પું૦ ઉમેરો (૨) નફો (૩) બાકી
**વનશ્રી** સ્ત્રી૦ જંગલની શોભા
**વનિતા** સ્ત્રી૦ સ્ત્રી
**વપન** ન૦ વાળ કપાવવા તે
**વમન** ન૦ ઊલટી
**વમળ** ન૦ વહેતા પાણીમાં થતું કુંડાળું–ભમરો
**વરક(-ખ)** પું૦ સોનાચાંદીનું છેક પાતળું પતરું
**વરદી** સ્ત્રી૦ ખબર; કહેણ (૨) હુકમ
**વરસ** ન૦ વર્ષ
**વરા(-રે)ડુ** ન૦ દોરડું
**વરાળ** સ્ત્રી૦ [લા.] બળતરા; દાઝ; જુસ્સો
**વરિષ્ઠ** વિ૦ સર્વોત્તમ
**વરુણ** પું૦ પાણીનો અધિષ્ઠાતા દેવ
**વર્ચસ્વી** વિ૦ તેજસ્વી
**વર્જન** ન૦ વર્જવું તે
**વર્જિત** વિ૦ તજેલું; છોડી દીધેલું
**વર્ણન** ન૦ બ્યાન (૨) પ્રશંસા
**વર્ણવું** સ૦ ક્રિ૦ વર્ણવવું (૨) બ્યાન કરવુ
**વર્ણિત** વિ૦ વર્ણવેલું

**વર્તન** ન૦ આચરણ; રીતભાત
**વર્તવું** અ૦ ક્રિ૦ ચાલવું (૨) થવું; હોવું
**વર્તાવ** પું૦ વર્તણૂક; રીતભાત
**વર્તુલ(-ળ)** ન૦ ગોળ કૂંડાળું; 'સર્કલ' (ગ.)
**વર્ધિત** વિ૦ વધેલું
**વલખાં** ન૦ બ૦ વ૦ ફાંફાં
**વલય** ન૦ કંકણ; કડું
**વલોણું** ન૦ વલોવવું તે (૨) રવૈયો
**વસતિ(-તી)** સ્ત્રી૦ વસવું તે (૨) વાસ; રહેઠાણ
**વસવું** અ૦ ક્રિ૦ રહેવું (૨) મનમાં ઠસવું
**વસંત** પું૦; સ્ત્રી૦ ફાગણચૈત્ર માસની ઋતુ;
**વસાણું** ન૦ ઓસડીઓ નાખી બનાવેલો પાક (૨) ગાંધીને ત્યાં મળતી કોઈ પણ ચીજ
**વસાત** સ્ત્રી૦ માલ; પૂંજી (૨) હિસાબ; ગણતરી
**વસુધા** સ્ત્રી૦ પૃથ્વી
**વસૂલ** ન૦ આમદાની (૨) મહેસૂલ
**વસ્તાર** પું૦ વિસ્તાર (૨) બહોળું કુટુંબ
**વસ્તુતઃ** અ૦ ખરી રીતે
**વહાણ** ન૦ નાવ; મોટો મછવો
**વહાણું** ન૦ પ્રભાત
**વહાલ** ન૦ પ્રીતિ
**વહાલું** વિ૦ પ્રિય
**વહેમ** પું૦ શક; સંદેહ (૨) ભ્રમ; ખોટી માન્યતા
**વહેલ** સ્ત્રી૦ રથ; વાહન
**વહેલું** વિ૦ ઉતાવળું; જલદી
**વહેવું** સ૦ ક્રિ૦ ઊંચકવું (૨) ખમવું; વેઠવું
**વળાક** પું૦ ઘાટ; મરોડ (૨) રીતભાત
**વંચના** સ્ત્રી૦ ઠગાઈ (૨) ભ્રમ
**વંચિત** વિ૦ છેતરાયેલું (૨) વિમુખ; હીન
**વંદના** સ્ત્રી૦ નમસ્કાર
**વંદિત** વિ૦ પૂજ્ય; આદરણીય
**વાકેફ** વિ૦ જાણીતો (૨) પ્રવીણ
**વાગ્બાણ** ન૦ મહેણું
**વાચન** ન૦ વાંચવું તે (૨) વાંચવાની ઢબ
**વાછૂટ** સ્ત્રી૦ ગુદા વાટે પવન નીકળવો તે
**વાજબી** વિ૦ યોગ્ય
**વાજિંત્ર** ન૦ વાજિત્ર; વાદ્ય
**વાટ(-ડ)કી** સ્ત્રી૦ છાલી
**વાટિકા** સ્ત્રી૦ બગીચો; વાડી
**વાઢિયું** ન૦ ખજૂર ભરવાનો સાદડીનો થેલો
**વાણિજ્ય** ન૦ વેપાર
**વાણિયો** પું૦ એ નામની નાતનો આદમી
**વાત્સલ્ય** ન૦ સંતતિ પ્રત્યેનો સ્નેહ
**વાદન** ન૦ વગાડવું તે
**વાદળ** ન૦ આકાશમાં એકઠો થયેલો વરાળનો સમૂહ, જે વરસાદરૂપે નીચે પડે છે
**વાનગી** સ્ત્રી૦ નમૂનો (૨) નવાઈની ચીજ
**વાનર** પું૦ વાંદરો; કપિ
**વાપસ** અ૦ પાછું
**વામન** વિ૦ (૨) ઠીંગણું [લા.] લુચ્ચો
**વાયકા** સ્ત્રી૦ વાત; ગપ; અફવા
**વાયદો** પું૦ મુદત; અવધિ
**વાયરો** પું૦ પવન
**વાયસ** પું૦ કાગડો
**વારણ** પું૦ હાથી (૨) ન૦ વારવું-અટકાવવું તે
**વારસ** પું૦ મરનારની મિલકતનો હકદાર
**વારંટ** ન૦ ગુનેગારને પકડવાના તાકીદના હુકમ
**વારિજ** વિ૦ પાણીમાં ઉત્પન્ન થયેલું (૨) ન૦ કમળ
**વારિદ** પું૦ મેઘ (૨) ન૦ વાદળ
**વાર્ષિક** વિ૦ વરસ સંબંધી
**વાલુકા** સ્ત્રી૦ રેતી
**વાવટો** પું૦ ધ્વજ
**વાવર** પું૦ વપરાશ (૨) સમાચાર, બાતમી
**વાસણ** ન૦ પાત્ર; ઠામ
**વાસના** સ્ત્રી૦ પૂર્વના સંસ્કારોથી દૃઢ થયેલી કામના
**વાસીદું** ન૦ ઢોરનું છાણ, મૂતર વગેરે કચરો; પૂંજો
**વાહન** ન૦ જમીન પર આવવા માટે વપરાતું સાધન
**વાળણ** ન૦ ઉતાર
**વાળંદ** પું૦ હજામ; નાવી
**વાંકાઈ(-શ)** સ્ત્રી૦ વાંકાપણું (૨) આડાઈ
**વાંચન** ન૦ વાંચવું તે (૨) અભ્યાસ
**વાંછના** સ્ત્રી૦ ઈચ્છા
**વાંછિત** વિ૦ ઈચ્છેલું
**વાંસડો** પું૦ વાંસનો સોટો
**વાંસલો** પું૦ લાકડાં છોલવાનું સુતારી ઓજાર
**વાંસળી** સ્ત્રી૦ બંસી
**વિકલ(-ળ)** વિ૦ વિહ્વળ; વ્યાકુળ (૨) ખંડિત
**વિકલ્પ** પું૦ તર્કવિતર્ક (૨) અનિશ્ચય; સંદેહ
**વિકાર** પું૦ ફેરફાર; પરિવર્તન
**વિકાસ** પું૦ ખીલવું તે (૨) ઉત્ક્રાંતિ
**વિકૃત** વિ૦ વિકાર પામેલું
**વિકૃતિ** સ્ત્રી૦ વિકાર

**વિક્રય** પું૦ વેચાણ
**વિક્ષેપ** પું૦ અડચણ (૨) વાર (૩) અસ્થિરતા
**વિખ્યાત** વિ૦ પ્રસિદ્ધ
**વિગત** વિ૦ ગત; અતીત (૨) મૃત
**વિગ્રહ** પું૦ યુદ્ધ; સંગ્રામ (૨) શરીર
**વિચાર** પું૦ મનન કરવું તે (૨) અભિપ્રાય
**વિચિત્ર** વિ૦ તરેહવાર; વિલક્ષણ (૨) અદ્ભુત
**વિચ્છેદ** પું૦ કાપ; છેદ (૨) વિભાગ (૨) વિયોગ
**વિજય** પું૦ ફતેહ
**વિજયી** વિ૦ ફતેહમંદ
**વિજેતા** પું૦ વિજય મેળવનાર
**વિજ્ઞપ્તિ** સ્ત્રી૦ વિનતિ
**વિજ્ઞાન** ન૦ સવિશેષ જ્ઞાન; શાસ્ત્રીય જ્ઞાન
**વિજ્ઞાની** વિ૦ (૨) પું૦ વૈજ્ઞાનિક
**વિદાય** વિ૦ વળાવેલું (૨) સ્ત્રી૦ રજા
**વિદુષી** વિ૦ સ્ત્રી૦ પંડિતા
**વિદેશ** પું૦ પરદેશ
**વિદ્યાર્થી** પું૦ ભણનાર; અભ્યાસી
**વિદ્યુત** સ્ત્રી૦ વીજળી
**વિદ્વત્તા** સ્ત્રી૦ પંડિતાઇ; જ્ઞાન
**વિદ્વાન** વિ૦ (૨) પું૦ જ્ઞાનવાન; પંડિત; જ્ઞાની
**વિધવા** સ્ત્રી૦ જેનો પતિ મરી ગયો હોય તેવી સ્ત્રી
**વિધાતા** પું૦ (સં.) બ્રહ્મા (૨) સ્ત્રી૦ વિધાત્રી
**વિધાન** ન૦ વિધિ; રીત (૨) શાસ્ત્રાજ્ઞા (૩) ક્રિયા
**વિધુર** પું૦ જેની પત્ની મરી ગઈ હોય એવો પુરુષ
**વિનય** પું૦ નમ્રતા (૨) સભ્યતા
**વિનાશ** પું૦ નાશ
**વિનાશી** વિ૦ નાશ કરનારું (૨) નાશ પામે તેવું
**વિનીત** વિ૦ સૌમ્ય; વિવેકી (૨) સુશિક્ષિત
**વિનોદ** પું૦ મોજ; આનંદ (૨) મશ્કરી
**વિનોદી** વિ૦ આનંદી; મોજીલું
**વિપથ** પું૦ કુમાર્ગ
**વિપદ(–દા)** સ્ત્રી૦ વિપત્તિ
**વિપુલ** વિ૦ વિશાળ (૨) પુષ્કળ (૩) ગાઢ
**વિપ્લવ** પું૦ બળવો (૨) વિપત્તિ (૩) વિનાશ
**વિફલ(–ળ)** વિ૦ નિષ્ફળ
**વિભક્ત** વિ૦ વિભાગ કરેલું
**વિભાગ** પું૦ ભાગ (૨) હિસ્સો
**વિભૂતિ** સ્ત્રી૦ સંપત્તિ; ઐશ્વર્ય
**વિમલ(–ળ)** વિ૦ નિર્મળ
**વિયોગ** પું૦ જુદા પડવું તે (૨) વિરહ
**વિયોગી** વિ૦ વિરહી
**વિરક્ત** વિ૦ અનુરાગ વિનાનું; સ્પૃહા વિનાનું
**વિરહ** પું૦ પ્રિયજનનો વિયોગ
**વિરાટ** વિ૦ મોટું; ભવ્ય; અતિ વિશાળ
**વિરામ** પું૦ વિરામવું તે (૨) આરામ (૩) અંત
**વિરોધ** પું૦ વિરુદ્ધતા (૨) દ્વેષ (૩) કજિયો
**વિરોધી** વિ૦ વેરી (૨) વિરુદ્ધ
**વિલંબ** પું૦ ઢીલ; વાર
**વિલાપ** પું૦ રોવું તે; રુદન; આક્રંદ
**વિલાસ** પું૦ ખેલ; ક્રીડા (૨) ચેનબાજી; મોજ
**વિલાસી** વિ૦ (૨) પું૦ કામાસક્ત; વિષયી
**વિવશ** વિ૦ પરાધીન (૨) વ્યાકુળ
**વિવાદ** પું૦ ચર્ચા (૨) ઝઘડો (૩) મતભેદ
**વિવાહ** પું૦ વેવિશાળ (૨) લગ્ન
**વિવિધ** વિ૦ અનેક પ્રકારનું
**વિવેક** પું૦ વિવેકબુદ્ધિ (૨) સભ્યતા
**વિવેકી** વિ૦ સભ્ય (૨) વિચારવાન; જ્ઞાની
**વિશાલ(–ળ)** વિ૦ મોટું; વિસ્તીર્ણ
**વિશિષ્ટ** વિ૦ વિશેષતાવાળું; અસાધારણ
**વિશુદ્ધ** વિ૦ પવિત્ર (૨) નિર્મળ
**વિશેષ** વિ૦ વધારે (૨) પું૦ તફાવત
**વિશ્રામ** પું૦ વિસામો (૨) આરામ લેવાનું સ્થાન
**વિશ્રાંત** વિ૦ થાકી ગયેલું
**વિશ્રાંતિ** સ્ત્રી૦ વિશ્રામ
**વિશ્વાસ** પું૦ ભરોસો (૨) શ્રદ્ધા
**વિશ્વાસુ** વિ૦ વિશ્વાસ રાખનાર
**વિષમ** વિ૦ અસમાન (૨) મુશ્કેલ (૩) પ્રતિકૂળ
**વિષય** પું૦ કામભોગ (૨) વસ્તુ (૩) ઉદ્દેશ
**વિષયી** વિ૦ વિષયાસક્ત; કામી
**વિષાદ** પું૦ ખેદ; દિલગીરી (૨) નિરાશા
**વિસાત** સ્ત્રી૦ માલ; કિંમત (૨) ગજું
**વિસ્તૃત** વિ૦ વિસ્તારવાળું
**વિસ્મિત** વિ૦ વિસ્મય પામેલું
**વિહગ** ન૦ પક્ષી
**વિહાર** પું૦ ક્રીડા (૨) ભ્રમણ (૩) મઠ
**વિહીન** વિ૦ વિનાનું
**વિહોણું** વિ૦ વિહીન; વિનાનું
**વીજણો** પું૦ પંખો
**વીજળી** સ્ત્રી૦ વીજ; વિદ્યુત
**વીણવું** સ૦ ક્રિ૦ ચૂંટવું (૨) પસંદ કરવું
**વીતક** ન૦; સ્ત્રી૦ વીતેલું તે (૨) સંકટ

**વીરતા** સ્ત્રી૰ શૂરવીરતા; પરાક્રમ
**વીંજણો** પું૰ વીંજણો; પંખો
**વૃત્તાંત** પું૰; ન૰ હકીકત; વર્ણન (૨) ખબર
**વૃષભ** પું૰ આખલો; પોઠિયો
**વેગળું** વિ૰ દૂર (૨) જુદું; અલગ
**વેચવું** સ૰ ક્રિ૰ કિંમત લઈને આપવું
**વેચાઉ** વિ૰ વેચવાનું હોય એવું
**વેચાતું** વિ૰ કિંમત આપીને લીધેલું કે આપેલું
**વેઠવું** સ૰ ક્રિ૰ સહન કરવું (૨) નિભાવવું
**વેતન** ન૰ પગાર
**વેદના** સ્ત્રી૰ પીડા
**વેદાંત** પું૰; ન૰ વેદોનો અંતિમભાગ–ઉપનિષદ
**વેપાર** પું૰ માલ લેવાવેચવાનો ધંધો
**વેપારી** પું૰ વેપાર કરનાર
**વેરાગી** પું૰ બાવો; સાધુ
**વેરાન** વિ૰ ઉજ્જડ
**વેલણ** ન૰ રોટલી વગેરે વણવાનું સાધન
**વેસણ** ન૰ ચણાનો લોટ (૨) તેનું ખીરું
**વૈકુંઠ** ન૰ વિષ્ણુનું ધામ
**વૈતરો** પું૰ વૈતરું કરનાર; મજૂર
**વૈદિક** વિ૰ વેદોને લગતું (૨) વેદોમાં કહેલું
**વૈધવ્ય** ન૰ વિધવાપણું; રંડાપો
**વૈભવ** પું૰ વિભવ
**વૈરાગ(–ગ્ય)** પું૰ વિરક્તિ
**વૈશાખ** પું૰ વિક્રમસંવતનો સાતમો મહિનો
**વૈષ્ણવ** વિ૰ વિષ્ણુ સંબંધી
**વ્યક્તિત્વ** ન૰ વ્યક્તિનો વિશેષ ગુણ
**વ્યગ્રતા** સ્ત્રી૰
**વ્યથિત** વિ૰ વ્યથા પામેલું
**વ્યવસ્થા** સ્ત્રી૰ બંદોબસ્ત; ગોઠવણ
**વ્યસન** ન૰ ટેવ; લત (૨) દુઃખ
**વ્યસની** વિ૰ વ્યસનવાળું
**વ્યાકુલ(–ળ)** વિ૰ ગાભરું; બાવરું; ગભરાયેલું
**વ્યાપક** વિ૰ સર્વ ઠેકાણે વ્યાપી રહેનારું (૨) વિશાળ
**વ્યાપાર** પું૰ ઉદ્યોગ; ધંધો (૨) વેપાર

## શ

**શકટ** ન૰ ગાડું
**શકરો** પું૰ બાજપક્ષી
**શકુન** ન૰ ભાવિ શુભાશુભસૂચક ચિહ્ન
**શખસ** પું૰ માણસ
**શગડી** સ્ત્રી૰ કોલસા બાળવાનું એક સાધન
**શઠતા** સ્ત્રી૰
**શતક** ન૰ સોનો સમુદાય (૨) સૈકું
**શતધા** અ૰ સો રીતે
**શતશઃ** અ૰ સોવાર
**શત્રુતા** સ્ત્રી૰ શત્રુવટ; દુશ્મનાઈ
**શપથ** પું૰ સોગંદ; કસમ
**શબ્દાર્થ** પું૰ શબ્દનો અર્થ
**શમતા** સ્ત્રી૰ શાંતિ (૨) ક્ષમા; ધીરજ
**શમન** ન૰ શાંત પાડી દેવું તે
**શમવું** અ૰ ક્રિ૰ શાંત પાડવું (૨) નાશ પામવું
**શયન** ન૰ સૂવું તે (૨) પથારી
**શરણ(–ણું)** ન૰ આશ્રય; રક્ષણ; ઓથ
**શરત** સ્ત્રી૰ હોડ; કરાર; બોલી
**શરદ** સ્ત્રી૰ આસોથી કાર્તિક માસ સુધી રહેતી ઋતુ
**શરદી** સ્ત્રી૰ ટાઢ; ભેજ (૨) સળેખમ
**શરમ** સ્ત્રી૰ લજ્જા (૨) પ્રતિષ્ઠા; ઇજ્જત
**શરાફ** પું૰ નાણાવટી; સરાફ
**શરાફી** વિ૰ શરાફને લગતું (૨) સ્ત્રી૰ નાણાવટું
**શરાબ** પું૰ દારૂ
**શરીફ** વિ૰ ઊંચા કુળનું (૨) પ્રતિષ્ઠિત; આબરૂદાર
**શરીર** ન૰ દેહ
**શહીદ** વિ૰ (૨) પું૰ ધર્મયુદ્ધમાં પ્રાણ આપનાર
**શહેર** ન૰ નગર; મોટું ગામ
**શહેરી** વિ૰ શહેર સંબંધી
**શંકર** પું૰ (સં.) શિવ
**શંકિત** વિ૰ શંકાવાળું
**શાપિત** વિ૰ શાપ પામેલું
**શાબાશ** અ૰ ધન્ય! વાહ!
**શાબ્દિક** વિ૰ શબ્દનું,–ને લગતું (૨) મૌખિક
**શાય(–હે)ર** પું૰ કવિ; વિદ્વાન
**શારદા** સ્ત્રી૰ (સં.) સરસ્વતી
**શાર્દૂલ** પું૰ વાઘ
**શાશ્વત** વિ૰ નિત્ય
**શાસક** પું૰ શિક્ષા કરનાર (૨) રાજા; હાકેમ
**શાસન** ન૰ શિક્ષા (૨) અમલ; રાજ્ય

**શાસ્ત્રજ્ઞ** વિ૦ (૨) પું૦ શાસ્ત્ર જાણનાર
**શાસ્ત્રીય** વિ૦ શાસ્ત્ર સંબંધી; શાસ્ત્રનું
**શાહેદી** સ્ત્રી૦ સાક્ષી; પુરાવો
**શિક(-ક્ક)લ** સ્ત્રી૦ મુખાકૃતિ; ચહેરો
**શિકસ્ત** સ્ત્રી૦ પરાજય; હાર
**શિકાર** પું૦ ગમ્મત; મૃગયા
**શિક્ષક** પું૦ શિક્ષણ આપનાર
**શિક્ષણ** ન૦ કેળવણી (૨) બોધ; ઉપદેશ
**શિક્ષિકા** સ્ત્રી૦ સ્ત્રી શિક્ષક
**શિક્ષિત** વિ૦ શિક્ષણ પામેલું
**શિખર** ન૦ પર્વતની ટોચ (૨) મથાળું; ટોચ
**શિખંડ** પું૦ દહીંની એક મીઠી બનાવટ
**શિખાઉ** વિ૦ શીખતું; બિનઅનુભવી
**શિથિલ** વિ૦ નરમ (૨) નિર્બળ (૩) થાકેલું
**શિયળ** ન૦ શીલ; સતીત્વ; સ્ત્રીનું પાવિત્ર્ય
**શિયાળુ** વિ૦ શિયાળામાં થતું
**શિરસ્તો** પું૦ ધારો; પ્રથા
**શિષ્ટતા** સ્ત્રી૦
**શીખવું** સ૦ ક્રિ૦ ભણવું; જ્ઞાન મેળવવું
**શીઘ્રતા** સ્ત્રી૦ ઝડપ; ઉતાવળ
**શીતલ(-ળ)** વિ૦ ઠંડું
**શીતલા(-ળા)** સ્ત્રી૦ બળિયા
**શીર્ષક** ન૦ માથું (૨) ઓપરી
**શુશ્રૂષા** સ્ત્રી૦ સેવાચાકરી
**શૃંખલા** સ્ત્રી૦ સાંકળ (૨) બેડી
**શેખાઈ** સ્ત્રી૦ પતરાજી; બડાઈ
**શેઠાઈ** સ્ત્રી૦ શેઠપણું
**શેઠાણી** સ્ત્રી૦ શેઠની સ્ત્રી
**શેઠિયો** પું૦ સાહુકાર (૨) માથે ગોરો એવો બળદ
**શેતાન** પું૦ શયતાન
**શેવાલ(-ળ)** સ્ત્રી૦ લીલ (૨) બાફ; વરાળ
**શૈશવ** ન૦ બાળપણ
**શોખીન** વિ૦ શોખ કરનારું; શોખ મારનારું
**શોચક** વિ૦ શોચ કરનારું
**શોચવું** સ૦ ક્રિ૦ શોચ કરવો
**શોધક** વિ૦ (૨) પું૦ શોધ કરનાર
**શોધન** ન૦ શોધવું તે (૨) પરીક્ષા
**શોષક** વિ૦ શોષી લેનારું
**શોષણ** ન૦ શોષવું તે; શોષાવું તે
**સ્મશાન** ન૦ મડદાં બાળવાનું સ્થાન
**શ્રદ્ધાલુ(-ળુ)** વિ૦ શ્રદ્ધાવાળું
**શ્રમિત** વિ૦ થાકેલું
**શ્રવણ** ન૦ સાંભળવું તે (૨) પું૦ કાન
**શ્રાવક** વિ૦ સાંભળનાર (૨) પું૦ જૈન ગૃહસ્થ
**શ્રીખંડ** પું૦ મોર (૨) શિખંડ (૩) ન૦ ચંદન
**શ્રીફળ** ન૦ નાળિયેર
**શ્રીમંત** વિ૦ તવંગર
**શ્રીમાન** વિ૦ ધનવાન (૨) શોભાવાન
**શ્રીયુત** વિ૦ પુરુષના નામ આગળ મુકાતો આદરસૂચક સબ્દ
**શ્રેષ્ઠતા** સ્ત્રી૦
**શ્વશુર** પું૦ સસરો

## સ

**સકલ(-ળ)** વિ૦ સર્વ; તમામ
**સક્રિય** વિ૦ ક્રિયાયુક્ત; અમલી
**સખત** વિ૦ કઠણ (૨) દઢ (૩) કઠોર
**સખેદ** વિ૦ ખેદયુક્ત (૨) અ૦ ખેદ સાથે
**સગર્ભા** વિ૦ સ્ત્રી૦ ગર્ભવતી; ભારેવાઈ
**સગાઈ** સ્ત્રી૦ સગપણ
**સગીર** વિ૦ (કાયદા પ્રમાણે) કાચી ઉંમરનું
**સઘળું** વિ૦ સકળ; બધું; તમામ
**સચિત્ર** વિ૦ ચિત્રવાળું
**સચિવ** પું૦ પ્રધાન; વજીર
**સચોટ** વિ૦ અચૂક; નિષ્ફળ ન જાય એવું
**સચ્ચાઈ** સ્ત્રી૦ સાચાપણું; પ્રમાણિકતા
**સજની** સ્ત્રી૦ સખી (૨) પ્રિયા
**સજાત** વિ૦ કુલીન; ખાનદાન
**સજાયો** પું૦ અસ્ત્રો; છરો
**સજીવ** વિ૦ જીવવાળું; જીવતું
**સજોડે** અ૦ પતિ કે પત્નીની સાથે
**સજ્જન** પું૦ સભ્ય (૨) ન૦ સજ્જ કરવું તે
**સડક** સ્ત્રી૦ પાકો રસ્તો
**સડાકો** પું૦ આમૂકનો અવાજ (૨) સટકો
**સતત** વિ૦ કાયમી (૨) અ૦ હંમેશાં; નિરંતર
**સતેજ** વિ૦ પ્રકાશયુક્ત કે સળગતું (૨) ઉત્સાહયુક્ત
**સત્કર્મ** ન૦ સારું કામ
**સત્પથ** પું૦ સન્માર્ગ

**સત્પાત્ર** વિ૦ યોગ્ય પાત્ર
**સત્યતા** સ્ત્રી૦
**સત્યાંશ** પું૦ સત્યનો અંશ
**સત્વર** વિ૦ ત્વરાયુક્ત (૨) અ૦ જલદી
**સત્સંગ** પું૦ સંત કે સજ્જનની સોબત
**સદન** ન૦ ઘર; રહેઠાણ
**સદર** વિ૦ મુખ્ય; વડું; શ્રેષ્ઠ (૨) સદરહુ (૩) કુલ
**સધવા** વિ૦ સ્ત્રી૦ સૌભાગ્યવતી (૨) સ્ત્રી૦ તેવી સ્ત્રી
**સદ્ધર** વિ૦ શક્તિમાન; સબળું (૨) પૈસાદાર
**સન(-નં)દ** સ્ત્રી૦ અધિકાર પત્ર; પરવાનગી
**સનમ** સ્ત્રી૦ માશૂક
**સન્માન** ન૦ સત્કાર (૨) પ્રતિષ્ઠા
**સન્માર્ગ** પું૦ સારો—નીતિનો માર્ગ
**સપત્ની** સ્ત્રી૦ શોક
**સપાટ** વિ૦ ખાડાટેકરા વિનાનું (૨) તમામ
**સપાટો** પું૦ ઝપાટો; ઝટપ (૨) તમાચો
**સપૂત** પું૦ સારો પુત્ર
**સપ્તક** ન૦ સાતનો સમૂહ
**સફર** સ્ત્રી૦ પ્રવાસ; મુસાફરી
**સફલ(-ળ)** વિ૦ ફળવાળું (૨) સિદ્ધ; સાર્થક
**સફાઇ** સ્ત્રી૦ સ્વચ્છતા (૨) ટાપટીપ
**સફેદ** વિ૦ ધોળું
**સબબ** પું૦ કારણ; હેતું (૨) અ૦ કારણકે
**સબલ(-ળ)** વિ૦ બળવાન
**સભય** વિ૦ ભયયુક્ત
**સભ્યતા** સ્ત્રી૦ સભ્યપણું (૨) સંસ્કૃતિ; સુધારો
**સમક્ષ** વિ૦ નજર સામેનું (૨) અ૦ રૂબરૂ
**સમગ્ર** વિ૦ સઘળું; તમામ
**સમજ** સ્ત્રી૦ અક્કલ; જ્ઞાન; ડહાપણ
**સમજુ** વિ૦ સમજણું; શાણું
**સમય** પું૦ વખત; કાળ (૨) લાગ; અવસર
**સમર્થ** વિ૦ બળવાન; શક્તિમાન
**સમસ્ત** વિ૦ સઘળું; તમામ
**સમસ્યા** સ્ત્રી૦ પ્રશ્ન; કોયડો
**સમાજ** પું૦ સમુદાય (૨) મંડળી; સભા
**સમાન** વિ૦ સરખું
**સમાપ્ત** પૂરું; પૂર્ણ
**સમાવું** અ૦ ક્રિ૦ માવું; અંદર આવી જવું
**સમિતિ** સ્ત્રી૦ મંડળી; સભા
**સમીપ** વિ૦ નજીક; નિકટ
**સમીર** પું૦ પવન
**સમુદ્ર** પું૦ દરિયો
**સમૂહ** પું૦ ટોળું; જથો
**સમૃદ્ધ** વિ૦ સમૃદ્ધિવાળું; સંપન્ન
**સમૃદ્ધિ** સ્ત્રી૦ આબાદી; ઐશ્વર્ય; સંપત્તિ
**સમ્રાટ** પું૦ રાજાધિરાજ; શહેનશાહ
**સરત** સ્ત્રી૦ નજર (૨) યાદદાસ્ત (૩) ધ્યાન
**સરલ(-ળ)** વિ૦ સીધું (૨) નિષ્કપટી
**સરસ** વિ૦ સારું (૨) પું૦ સરેશ
**સરિત (-તા)** સ્ત્રી૦ નદી
**સર્જક** વિ૦ (૨) પું૦ સર્જનાર
**સર્જન** ન૦ સર્જવું તે (૨) સર્જેલું તે; સૃષ્ટિ
**સર્જવું** સ૦ ક્રિ૦ પેદા કરવું; ઉત્પન્ન કરવું; રચવું
**સર્વજ્ઞ** વિ૦ બધું જાણનારું
**સર્વત્ર** અ૦ દરેક સ્થળે
**સર્વથા** અ૦ સર્વ પ્રકારે; બધી રીતે
**સર્વદા** અ૦ હંમેશાં; નિરંતર
**સર્વસ્વ** ન૦ પોતાનું બધું
**સલાટ** પું૦ પથ્થર ઘડનારો
**સલાહ** સ્ત્રી૦ શિખામણ (૨) સુલેહ
**સલિલ** ન૦ પાણી
**સવડ** સ્ત્રી૦ સગવડ
**સવાઈ** વિ૦ સવાગણી (૨) આડયાતી
**સવાયો** પું૦ પૈસો; દોઢિયું
**સવાર** સ્ત્રી૦; ન૦ પ્રાતઃકાલ; વહાણું
**સવાલ** પું૦ પ્રશ્ન (૨) માગણી (૩) બોલ
**સવેળા** અ૦ વખતસર; આગળથી
**સશસ્ત્ર** વિ૦ શસ્ત્રસજ્જ
**સસરો** પું૦ વર કે વહુનો બાપ
**સસ્મિત** વિ૦ સ્મિતવાળું (૨) અ૦ સ્મિત સાથે
**સહજ** વિ૦ સાથે જન્મેલું (૨) કુદરતી
**સહર્ષ** વિ૦ હર્ષયુક્ત (૨) અ૦ હરખભેર
**સહસ્ર** વિ૦ હજાર
**સહાય** પું૦ મિત્ર; મદદગાર (૨) સ્ત્રી૦ મદદ
**સહિષ્ણુ** વિ૦ સહન કરે તેવું; સહનશીલ
**સહેજ** વિ૦ થોડું; અલ્પ
**સહેલ** વિ૦ સહેલું (૨) મોજમજા; લહેર
**સહેલું** વિ૦ મુશ્કેલ નહિ તેવું; સરળ
**સહેવું** સ૦ ક્રિ૦ સહન કરવું; ખમવું
**સળંગ** વિ૦ સાંધ વિનાનું; આખું
**સંકટ** ન૦ દુઃખ; આફત
**સંકલ્પ** પું૦ નિશ્ચય; મનસૂબો

**સંકોચ** પું૦ તંગી (૨) આંચકો
**સંક્ષિપ્ત** વિ૦ ટૂંકું
**સંક્ષેપ** પું૦ ટૂંકાણ; સાર
**સંગત(-તિ)** સ્ત્રી૦ સંયોગ (૨) મેળ
**સંગમ** પું૦ સંયોગ; મેળાપ; સમાગમ
**સંગીત** ન૦ ગાયન, વાદન અને નૃત્યનો સમાહાર (૨) ગાયન કે વાદન
**સંગીન** વિ૦ પથ્થરનું બનેલું (૨) ટકાઉ
**સંગ્રહ** પું૦ એકઠું કરવું તે
**સંચય** પું૦ સંગ્રહ; જમાવ
**સંજોગ** પું૦ સંયોગ; ભેટો
**સંડાસ** પું૦; ન૦ જાજરૂ
**સંતતિ** સ્ત્રી૦ વિસ્તાર (૨) બાળબચ્ચાં
**સંતાન** ન૦ સંતતિ
**સંતાપ** પું૦ ક્લેશ; પશ્ચાત્તાપ
**સંતુષ્ટ** વિ૦ સંતોષ પામેલું
**સંતોષ** પું૦ તૃપ્તિ; સમાધાન
**સંતોષી** વિ૦ સંતોષ રાખનારું
**સંદિગ્ધ** વિ૦ સંદેહ યુક્ત; અસ્પષ્ટ
**સંદેશ(-શો)** પું૦ કહેણ; ખબર
**સંદેહ** પું૦ શંકા; વહેમ
**સંન્યસ્ત** વિ૦ તજી દીધેલું (૨) ન૦ સંન્યાસ
**સંપત્તિ** સ્ત્રી૦ ધન; દોલત (૨) આબાદી
**સંપદ(-દા)** સ્ત્રી૦ સંપત; સંપત્તિ
**સંબંધ** પું૦ સંયોગ (૨) વિવાહ (૩) મિત્રતા
**સંભવ** પું૦ શક્યતા (૨) મૂળ (૩) ઉત્પત્તિ
**સંભાળ** સ્ત્રી૦ તપાસ; દરકાર; કાળજી
**સંભોગી** વિ૦ (૨) પું૦ સંભોગ કરનાર
**સંમત** વિ૦ સંમતિવાળું (૨) માન્ય; પસંદ
**સંમતિ** સ્ત્રી૦ અનુમતિ; કબૂલાત
**સંમોહ** પું૦ મૂર્છા (૨) ભ્રાંતિ
**સંયમ** પું૦ નિગ્રહ (૨) ઇંદ્રિયનિગ્રહ
**સંયુક્ત** વિ૦ જોડાયેલું; યુક્ત
**સંયોગ** પું૦ સંબંધ (૨) સમાગમ (૩) સંજોગ
**સંવાદ** પું૦ વાતચીત; સવાલજવાબ (૨) ચર્ચા
**સંશય** પું૦ સંદેહ (૨) ભય
**સંશુદ્ધિ** સ્ત્રી૦ પવિત્રતા; શુદ્ધિ
**સંસદ** સ્ત્રી૦ સભા
**સંસર્ગ** પું૦ સંબંધ (૨) લંપટતા
**સંસાર** પું૦ જગત (૨) માયાનો પ્રપંચ
**સંસ્કાર** પું૦ શુદ્ધ કરવું તે (૨) શિક્ષણ; કેળવણી
**સંસ્કૃત** વિ૦ સંસ્કાર પામેલું
**સંસ્કૃતિ** સ્ત્રી૦ સભ્યતા; સામાજિક પ્રગતિ
**સંસ્થાન** ન૦ નાનું રાજ્ય; રજવાડો
**સંહાર** પું૦ નાશ (૨) સંક્ષેપ
**સાકર** સ્ત્રી૦ ખાંડના પાસાદાર ગાંગડા
**સાકાર** વિ૦ આકારવાળું
**સાક્ષર** વિ૦ (૨) પું૦ ભણેલો (૨) શિક્ષિત
**સાગર** પું૦ દરિયો
**સાચાઈ** સ્ત્રી૦ સચ્ચાઈ; સાચવટ
**સાડલો** પું૦ સાલ્લો
**સાત્ત્વિક** વિ૦ સત્ય (૨) પ્રમાણિક
**સાથળ** સ્ત્રી૦ જાંઘ
**સાથિયો** પું૦ 卐 આવી મંગળસૂચક આકૃતિ
**સાદડી** સ્ત્રી૦ ચટાઈ (૨) સાદ (પ.)
**સાદાઈ** સ્ત્રી૦ સાદાપણું
**સાધન** ન૦ ઉપકરણ (૨) ઉપાય; યુક્તિ
**સાધુતા** સ્ત્રી૦
**સાબાશ** અ૦ શાબાશ ! ધન્ય !
**સાબિત** વિ૦ સિદ્ધ; પુરવાર
**સાબૂત** વિ૦ આખું (૨) સંગીન; નક્કર
**સામગ્રી** સ્ત્રી૦ કોઈ કાર્યમાં ઉપયોગી સામાન
**સામટું** વિ૦ ભેગું (૨) અ૦ સાથેલાગું
**સામનો** પું૦ વિરોધ; બાકરી
**સામર્થ્ય** ન૦ બળ; શક્તિ; તાકાત
**સામાન** પું૦ સામગ્રી (૨) ભાર
**સામાન્ય** વિ૦ સાધારણ; ખાસ નહિ તેવું
**સામેલ** વિ૦ ભળેલું; જોડાયેલું
**સામ્રાજ્ય** ન૦ એક હકૂમત નીચે આવેલાં અનેક રાષ્ટ્રોનો સમૂહ (૨) તેની હકૂમત
**સાયર** પું૦ સાગર
**સારથિ** પું૦ રથ હાંકનાર
**સાર્થક** વિ૦ સફળ (૨) ન૦ સફળતા
**સાવકું** વિ૦ ઓરમાયું; અપરમાનું
**સાવજ** પું૦ વાઘ
**સાવધ** વિ૦ સાવચેત
**સાશંક** વિ૦ શંકાયુક્ત
**સાહસ** ન૦ જોખમભરેલું કામ (૨) અવિચારી
**સાહિત્ય** ન૦ સાધન; સામગ્રી
**સાહેબ** પું૦ માલિક (૨) યુરોપિયન (૨) ઈશ્વર
**સાહેલી** સ્ત્રી૦ સખી
**સાંકડું** વિ૦ પહોળાઈમાં ઓછું (૨) ભિડાતું

**સાંખવું** સ૦ ક્રિ૦ ખમવું (૨) ક્ષમા કરવી
**સાંત્વન** ન૦ આશ્વાસન; શાંતિ
**સિતમ** પું૦ જુલમ
**સિદ્ધાંત** પું૦ નિશ્ચિત મત; નિર્ણય
**સિપાઈ(-હી)** પું૦ સૈનિક (૨) ચપરાસી (૩) પોલીસ
**સિરસ્તો** પું૦ ચાલુ વહીવટ; ધારો
**સિલક** સ્ત્રી૦ ખર્ચ જતાં બાકી વધેલી રકમ
**સિલાઇ** સ્ત્રી૦ સીવવાની રીત
**સિવાય** અ૦ વિના; વગર
**સીમંત** ન૦ સ્ત્રીઓનો સેંથો (૨) અઘરણી
**સુકાન** ન૦ જેને મરડવાથી વહાણ દીશા બદલે છે તે ભાગ
**સુકાળ** પું૦ સારા પાકનો વખત
**સુકૃત્ય** ન૦ સારું કામ; પુણ્ય
**સુખડ** સ્ત્રી૦ ચંદનના ઝાડનું સુગંધી લાકડું
**સુગમ** વિ૦ સહેલું
**સુગંધ(-ધી)** સ્ત્રી૦ સારી ગંધ; ખુશબો
**સુઘડ** વિ૦ સ્વચ્છ (૨) ચતુર
**સુજન** પું૦ સારો સદાચારી માણસ
**સુતા(-થા)ર** પું૦ લાકડા ઘડનાર કારીગર
**સુદૂર** વિ૦ ઘણું દૂર
**સુધારો** પું૦ સુધરવું તે; ફેરફાર (૨) સંસ્કૃતિ
**સુપાત્ર** વિ૦ યોગ્ય; લાયક
**સુબોધ** પું૦ સારું જ્ઞાન કે શિખામણ
**સુભટ** પું૦ બહાદુર લડવૈયા
**સુયાણી** સ્ત્રી૦ પ્રસવ કરાવનારી સ્ત્રી; દાઈ
**સુરીલું** વિ૦ મીઠા સુરવાળું
**સુલભ** વિ૦ સહેલાઇથી મળે એવું
**સુલેહ** સ્ત્રી૦ સલાહશાંતિ; સમાધાની; સંધિ
**સુવર્ણ** વિ૦ સુંદર રંગનું (૨) ન૦ સોનું
**સુવાસ** સ્ત્રી૦ સારી વાસ; સુગંધી
**સુશીલ** વિ૦ ઉત્તમ શીલવાળું; વિવેકી; વિનયી
**સુસ્પષ્ટ** વિ૦ ખૂબ સ્પષ્ટ
**સુંદર** વિ૦ રૂપાળું; સુશોભિત; મજેનું
**સૂચક** વિ૦ સૂચવે એવું
**સૂચન** ન૦ સૂચવવું તે
**સૂચના** સ્ત્રી૦ સૂચવવું તે; ઈશારો; ચેતવણી
**સૂતર** ન૦ રૂ કાંતીને કાઢેલો તાર
**સૂતળી** સ્ત્રી૦ શણની પાતળી દોરી
**સૂરજ** પું૦ સૂર્ય
**સૂરત** સ્ત્રી૦ ચહેરો; મુખાકૃતિ
**સૂલટ(-ટું)** વિ૦ ચત્તું; સવળું (૨) અનુકૂળ
**સૂંઘવું** સ૦ ક્રિ૦ વાસ લેવી
**સેતાન** પું૦ શયતાન
**સેનાની** પું૦ સેનાપતિ
**સેવક** પું૦ ચાકર (૨) ઉપાસક; ભક્ત
**સેવન** ન૦ સેવવું તે
**સેવાર્થી** વિ૦ સેવાના ઉદ્દેશવાળું
**સેવિકા** સ્ત્રી૦ સ્ત્રી સેવક
**સૈનિક** વિ૦ સૈન્યનું,-ને લગતું (૨) પું૦ લડવૈયા
**સોગન** ન૦; પું૦ બ૦ વ૦ સમ; કસમ; શપથ
**સોનેરી** વિ૦ સોના જેવા પીળા રંગનું (૨) સોનાનું
**સોપારી** સ્ત્રી૦; ન૦ ફોફળ
**સોબત** સ્ત્રી૦ સાથ; મૈત્રી; સંગ
**સોબતી** પું૦ સાથી; જોડિયો; મિત્ર
**સોહાગ** પું૦ સૌભાગ્ય (૨) રૂડું ભાગ્ય
**સોહાગી** વિ૦ સુશોભિત (૨) સુખી (૩) આનંદી
**સોંપવું** સ૦ ક્રિ૦ ભાળવવું
**સોંસરું** વિ૦ આરપાર
**સૌજન્ય** ન૦ સુજનતા; ભલાઈ
**સૌભાગ્ય** ન૦ સારું ભાગ્ય (૨) સુખ; કલ્યાણ
**સૌંદર્ય** ન૦ સુંદરતા
**સ્ખલન** ન૦ ભૂલ; ચૂક
**સ્તવન** ન૦ સ્તુતિ
**સ્થાનક** ન૦ સ્થાન; રહેઠાણ (૨) બેઠક
**સ્થાપક** વિ૦ (૨) પું૦ સ્થાપન કરનાર
**સ્થાપના** સ્ત્રી૦ સ્થાપવું તે
**સ્થાવર** વિ૦ અચલ; સ્થિર (૨) પું૦ પર્વત
**સ્થિરતા** સ્ત્રી૦
**સ્નેહાળ** વિ૦ હેતાળ; સ્નેહવાળું
**સ્ફટિક** પું૦ એક જાતના સફેદ કીમતી પથ્થર કે રત્ન
**સ્ફુરણ** ન૦ સ્ફુરવું તે (૨) સ્ફૂર્તિ
**સ્મરણ** ન૦ યાદ; સ્મૃતિ
**સ્મારક** વિ૦ યાદ કરાવનારું (૨) ન૦ સંભારણું
**સ્વગત** અ૦ પોતાની સાથે જ; મનમાં
**સ્વચ્છંદ** પું૦ પોતાની જ મરજી પ્રમાણે વર્તવું તે
**સ્વજન** પું૦; ન૦ સગું; સંબંધી
**સ્વતંત્ર** વિ૦ સ્વાધીન
**સ્વદેશ** પું૦ પોતાનો દેશ; જન્મભૂમિ
**સ્વધર્મ** પું૦ પોતાનો ધર્મ

**સ્વભાવ** પું૰ પ્રકૃતિ; તાસીર (૨) ટેવ; આદત
**સ્વરૂપ** ન૰ ઘાટ (૨) વર્ણ (૩) સુંદરતા (૪) લક્ષણ
**સ્વસ્તિક** પું૰ સાથિયો
**સ્વાગત** ન૰ આવકાર; સત્કાર
**સ્વાતંત્ર્ય** ન૰ સ્વતંત્રતા
**સ્વાદિષ્ટ** વિ૰ રોચક સ્વાદવાળું
**સ્વાધીન** વિ૰ સ્વતંત્ર
**સ્વામિત્વ** ન૰ ધણીપણું; માલિકી
**સ્વાશ્રય** ન૰ પોતાના પર આધાર રાખવો તે
**સ્વીકાર** પું૰ સ્વીકારવું તે

## હ

**હકીમ** પું૰ યુનાની વૈદું કરનારો; મુસલમાન વૈદ
**હજમ** વિ૰ પચેલું (૨) [લા.] ઉચાપત કરેલું
**હજામ** પું૰ વાળંદ
**હજાર** વિ૰ '૧૦૦૦'
**હજૂર** સ્ત્રી૰ હાજરી; તહેનાત
**હજૂરી** સ્ત્રી૰ તહેનાત; સેવાચાકરી
**હઠીલું** વિ૰ હઠવાળું (૨) હઠે નહિ તેવું
**હણવું** સ૰ ક્રિ૰ મારી નાખવું; જીવ લેવો
**હતાશ** વિ૰ નિરાશ; નાસીપાસ
**હથોડી** સ્ત્રી૰ ટીપવાનું મોગરી જેવું સાધન
**હબક** સ્ત્રી૰ સખત બીક; ફાળ
**હમાલ** પું૰ બોજો ઉપાડનારો; મજૂર
**હમેશ(-શાં)** અ૰ રોજ; નિત્ય
**હયાત** વિ૰ જીવતું; વિદ્યમાન
**હરખ** પું૰ હર્ષ; આનંદ
**હરણ** ન૰ હરિણ; મૃગ (૨) હરી જવું
**હરસ** પું૰ ગુદામાં થતો એક રોગ; અર્શ
**હરાજ** વિ૰ લિલામથી વેચેલું
**હરાજી** સ્ત્રી૰ લિલામ
**હરામ** વિ૰ કુરાનમાં મના કરેલું હોય એવું (૨) વગરહકનું; અઘટિત (૩) સુસ્ત; બેઠાખાઉ
**હરામી** વિ૰ હરામખોર
**હરાયું** વ૰ રખડતું (૨) અંકુશ વગરનું; માતેલું
**હરીફ** પું૰ પ્રતિસ્પર્ધી (૨) વિરોધી; દુશ્મન
**હરેક** વિ૰ દરેક; પ્રત્યેક
**હર્ષાશ્રુ** ન૰ હરખનું આંસુ
**હલકું** વિ૰ ઓછા વજનનું
**હલવો** પું૰ એક મીઠાઇ
**હલાલ** વિ૰ (ઇસ્લામી) ધર્મમાં જેની રજા છે એવું
**હલેસું** ન૰ હોડી ચલાવવાનો ચાટવો
**હવન** પું૰ હોમ; યજ્ઞ
**હવસ** પું૰ વાસના (૨) કામવાસના (૩) લોભ
**હવાઇ** વિ૰ હવાનું,-ને લગતું (૨) તરંગી
**હવાલ** પું૰ અવસ્થા; હાલત (૨) અહેવાલ
**હવાલો** પું૰ કબજો; તાબો (૨) સુપરત
**હવેથી** અ૰ અત્યારપછીથી
**હવેલી** સ્ત્રી૰ મોટું ને સુંદર બાંધણીનું મકાન
**હસવું** અ૰ ક્રિ૰ દાંત કાઢવા
**હસ્તક** અ૰ હાથે (૨) હવાલે; તાબે
**હળવે** અ૰ ધીમેથી; આસ્તે
**હંગામી** વિ૰ મોસમ પૂરતું; કામચલાઉ
**હંમેશ(-શાં)** અ૰ હમેશ; રોજ
**હાકલ** સ્ત્રી૰ બોલાવવા માટે પાડેલી મોટી બૂમ
**હાકે(-કો)ટો** પું૰ મોટો ઘાંટો; બૂમ
**હાકેમ** પું૰ સૂબો; રાજ્યકર્તા; અમલદાર
**હાજત** સ્ત્રી૰ જરૂરિયાત; આવશ્યકતા (૨) આદત
**હાજર** વિ૰ સમક્ષ; મોજૂદ હોય તેવું
**હાજરી** સ્ત્રી૰ હાજર હોવું તે (૨) નાસ્તો
**હાજીહા** સ્ત્રી૰ ખુશામત
**હાડકું** ન૰ અસ્થિ
**હારવું** અ૰ ક્રિ૰ પરાજિત થવું
**હાલત** સ્ત્રી૰ અવસ્થા; સ્થિતિ (૨) ટેવ
**હાલવું** અ૰ ક્રિ૰ ડોલવું (૨) જવું; ચાલવું
**હાંફળું** વિ૰ વ્યાકુળ; બાવરું
**હાંસિયો** પું૰ કાગળ પર એક બાજુએ જુદો પાડેલો લખ્યા વગરનો ભાગ
**હિતાર્થી** વિ૰ ભલું ઇચ્છનારું
**હિતાર્થે** અ૰ હિતાર્થ; હિત માટે
**હિતેચ્છુ** વિ૰ હિત ઇચ્છનાર
**હિસાબ** પું૰ ગણના; ગણતરી (૨) દાખલો
**હિંમત** સ્ત્રી૰ બહાદુરી
**હિંસક** વિ૰ હિંસા કરનારું
**હીજડો** પું૰ નપુંસક; રાંડવો
**હીનતા** સ્ત્રી૰
**હીરક** પું૰ હીરો
**હીંચકો** પું૰ હીંચવા માટે ટંગાવેલું સાધન

**હીંચવું** અ૰ ક્રિ૰ ઝોલો ખાવો; હીંચકો ખાવો
**હીંડવું** અ૰ ક્રિ૰ ચાલવું
**હુકમ** પું૰ આજ્ઞા; ફરમાન
**હુન્નર** પું૰ કારીગરી; કસબ
**હુમલો** પું૰ આક્રમણ; ધસારો; છાપો
**હુરિયો** પું૰ ફજેતો; ભવાડો
**હુલ્લડ** ન૰ તોફાન; બખેડો; બંડ
**હુંપદ(-દું)** ન૰ અભિમાન; અહંકાર
**હૂલકું** ન૰ ઓચિંતો ગભરાટ
**હૃદય** ન૰ જ્યાંથી લોહી શરીરમાં ધકેલાય છે તે (૨) છાતી (૩) દિલ (૪) મર્મ
**હેઠલું** વિ૰ હેઠળનું; તળેનું
**હેઠળ** અ૰ નીચે; તળે
**હેડકી** સ્ત્રી૰ ભારે શ્વાસનું ટચકું (૨) વાધણી
**હેતાળ** વિ૰ હેતવાળું; માયાળુ
**હેબક(-ત)** સ્ત્રી૰ હબક; ધાસ્તી
**હેમંત** સ્ત્રી૰ માગશર ને પોષ મહિનાની ઋતુ
**હેરત** સ્ત્રી૰ નવાઈ; આશ્ચર્ય
**હેરાન** વિ૰ હેરાનગતિ પામેલું; કંટાળેલુ
**હેવાન** વિ૰ ઢોર જેવું (૨) ન૰ પશુ; ઢોર
**હોકારો** પું૰ બુમાટો; બરાડો
**હોજરી** સ્ત્રી૰ જઠર; પેટ
**હોડકું** ન૰ નાની હોડી
**હોમવું** સ૰ ક્રિ૰ યજ્ઞમાં આહુતિ આપવી.

# ચાર અક્ષરના શબ્દો

## અ

**અકડાઈ** સ્ત્રી૦ અક્કડપણું (૨) ફાંકડાપણું
**અકડાવું** અ૦ ક્રિ૦ સાંધાનું—અંગનું ઝલાઈ જવું (૨) ભભકામાં ફરવું; મગરૂરીમાં રહેવું
**અકબંધ** વિ૦ જેમનું તેમ; વગર ખોલેલું
**અકરામ** ન૦ કૃપા; માન; બક્ષિસ
**અકર્ત(–ર્ત્ત)વ્ય** વિ૦ ન કરવા જેવું
**અકલિ(–ળિ)ત** વિ૦ ન કળેલું–ન કલ્પેલું એવું
**અકલ્પિત** વિ૦ સાચું (૨) ઓચિંતું
**અકસીર** વિ૦ રામબાણ (૨) સ્ત્રી૦ કીમિયો; રસાયણ
**અકળાવું** અ૦ ક્રિ૦ અમૂંઝાવું (૨) કંટાળવું
**અકારણ** વિ૦ કારણ વગરનું (૨) અ૦ કારણ વગર
**અકિંચન** વિ૦ સાવ ગરીબ
**અકૃત્રિમ** વિ૦ સ્વાભાવિક; કુદરતી
**અક્ષરશઃ** અ૦ અક્ષરે અક્ષર
**અખતરો** પું૦ પ્રયોગ
**અખત્યાર** પું૦ અધિકાર (૨) પસંદગી
**અખબાર** પું૦; ન૦ વર્તમાનપત્ર; છાપું
**અખંડિત** વિ૦ ખંડિત નહિ એવું
**અખાત્રીજ** સ્ત્રી૦ અક્ષયતૃતીયા
**અખેપાત્ર** ન૦ + અક્ષયપાત્ર
**અગણિત** વિ૦ અસંખ્ય
**અગરિયો** પું૦ મીઠું પકવનારો; અગર રાખનારો
**અગવડ** સ્ત્રી૦ સગવડ ન હોય તે; સંકડાશ
**અગિયારી** સ્ત્રી૦ પારસી લોકોનું મંદિર
**અગોચર** વિ૦ ઇંદ્રિયાતીત; અગમ્ય
**અગ્નિદાહ** પું૦ મુડદાને બાળવું તે
**અગ્નિરથ** પું૦ આગગાડી
**અગ્રગણ્ય** વિ૦ ગણતરીમાં પહેલું; મુખ્ય
**અગ્રલેખ** પું૦ વર્તમાનપત્રનો મુખ્ય લેખ
**અગ્રસ્થાન** ન૦ આગળ પડતું–મુખ્ય સ્થાન
**અગ્રેસર** પું૦ આગેવાન; નાયક; નેતા
**અઘટિત** વિ૦ અઘટતું
**અઘરણી** સ્ત્રી૦ પહેલવહેલો ગર્ભ રહેવો તે (૨) એની ક્રિયા; સીમંત
**અચકન** પું૦; ન૦ ઉત્તર હિંદુસ્તાનમાં પહેરાતો લાંબો ડગલો
**અચકાવું** અ૦ ક્રિ૦ અચકવું
**અચરજ(–ત)** ન૦ નવાઈ
**અચલિ(–ળિ)ત** વિ૦ ચલિત નહિ એવું
**અચાનક** અ૦ એકાએક
**અચેતન** ન૦ જડ (૨) બેભાન
**અચેતના** સ્ત્રી૦ મૂર્છા; જડતા; બેભાનપણું
**અચ્છેરિયો** પું૦ અર્ધા શેરનું માપ અથવા વજન
**અછબડા** પું૦ બ૦ વ૦ એક રોગ, જેમાં શરીર પર આછીઆછી ફોલ્લીઓ નીકળે છે
**અજગર** પું૦ એક જાતનો જાડો, મોટો સાપ
**અજવાશ** પું૦ ઉજાશ
**અજવાળી** વિ૦ સ્ત્રી૦ અજવાળાવાળી; ચાંદરણાવાળી
**અજવાળું** ન૦ પ્રકાશ; ઉજાશ
**અજા(–યા)ચક** વિ૦ અયાચક
**અજાણતાં** અ૦ ન જાણતાં; બેસમજથી
**અજાયબ** વિ૦ અજબ જેવું; આશ્ચર્યકારક
**અજાયબી** સ્ત્રી૦ નવાઈ; આશ્ચર્ય; વિલક્ષણતા
**અજીરણ** ન૦ અપચો
**અજુગતું** વિ૦ અઘટિત; અયોગ્ય
**અટકણ** વિ૦ અટકી જાય એવું (૨) સ્ત્રી૦; ન૦ ટેકો (૩) ડેસ (૪) ચાંપ
**અટકવું** અ૦ ક્રિ૦ ગતિ કે પ્રવૃત્તિનું બંધ પડવું
**અટકળ** સ્ત્રી૦ કલ્પના; અનુમાન
**અટકાવ** પું૦ અંતરાય; હરકત (૨) અટકાવ
**અટપટું** વિ૦ ગૂંચવણભરેલું
**અટાપટા** પું૦ બ૦ વ૦ રંગબેરંગી લાંબા પહોળા લીટા; ચટાપટા (૨) આડાઅવળા પટા
**અટામણ** ન૦ રોટલી વણવા માટેનો કોરો લોટ

**અટ્ટહાસ્ય** ન૰ ખડખડાટ હસવું તે
**અઠિંગણું** ન૰ ટેકો; તકિયો
**અડકવું** સ૰ ક્રિ૰ અડવું; સ્પર્શ કરવો
**અડકાળ** પું૰ સ્ત્રીનું અભડાવું તે; રજોદર્શન
**અડચાણ** સ્ત્રી૰ હરકત (૨) મુશ્કેલી (૩) વાંધો
**અડદિયું** વિ૰ અડદના રંગનું (૨) ન૰ તેનું વસાણું
**અડધિયું** ન૰ અડધું માપ (૨) અધો-નાનો ચૂડો
**અડબોત(–થ)** વિ૰ અડબંગ (૨) સ્ત્રી૰ ધોલ
**અડસટ્ટો** પું૰ અંદાજ; શુમાર
**અડીદડી** સ્ત્રી૰ એક રમત; દમગોટીલો
**અડોઅડ** અ૰ લગોલગ
**અઢળક** વિ૰ પુષ્કળ
**અઢેલવું** સ૰ ક્રિ૰ ટેકો દેવો
**અણગમો** પું૰ નાપસંદગી (૨) કંટાળો
**અણઘડ** વિ૰ ઘડાયા–કેળવાયા વિનાનું
**અણજાણ** વિ૰ જેને જાણ નથી તેવું (૨) સ્ત્રી૰ અજ્ઞાન; જાણ–સમજનો અભાવ
**અણનમ** વિ૰ નમે નહિ એવું
**અણબુદ્ધ** વિ૰ બુદ્ધિ વિનાનું (૨) અજ્ઞાન
**અણમૂલ** વિ૰ અમૂલ્ય
**અણવર** પું૰ પહેલી વાર સાસરે જતાં વર અથવા કન્યા સાથે મોકલાતો સોબતી
**અણવીંધ્યું** વિ૰ વીંધ્યા વિનાનું
**અણસાર** પું૰ મળતાપણાનો અંશ
**અણસારો** પું૰ ઈશારો; સંકેત (૨) ગણસારો
**અણિયાળું** વિ૰ અણીદાર
**અણિ(–ણી)શુદ્ધ** વિ૰ સાવ અખંડિત
**અણુમાત્ર** વિ૰ બિલકુલ થોડું (૨) અ૰ જરાક પણ
**અતડાઈ** સ્ત્રી૰ અતડાપણું
**અતરડો** પું૰ મોટી કાનસ
**અતિક્રમ** પું૰ હદ બહાર જવું તે (૨) ઘસારો
**અતિક્રાંત** વિ૰ હદ બહાર ગયેલું
**અતિદૂર** અ૰ બહુ જ આઘે
**અતિરથ(–થી)** પું૰ જબરો– શ્રેષ્ઠ યોદ્ધો
**અતિરાગ** પું૰ અતિ આસક્તિ
**અતિલોભ** પું૰ હદ ઉપરાંતનો લોભ
**અતિવૃષ્ટિ** સ્ત્રી૰ અત્યંત–જોઈએ તે કરતાં વધારે વરસાદ થવો તે
**અતિશય** વિ૰ ઘણું જ (૨) પુષ્કળતા
**અતિ(–તી)સાર** પું૰ સંઘરણી
**અત્યાગ્રહ** પું૰ અતિ આગ્રહ
**અત્યાગ્રહી** વિ૰ અતિ આગ્રહી
**અત્યાચાર** પું૰ અધર્માચરણ (૨) બળાત્કાર
**અત્યાચારી** વિ૰ અત્યાચાર કરનારું
**અત્યુત્તમ** વિ૰ અતિ ઉત્તમ; શ્રેષ્ઠ
**અદરાવું** અ૰ ક્રિ૰ વિવાહ–સગાઇ થવી
**અદાલત** સ્ત્રી૰ કોર્ટ; ઈન્સાફની કચેરી
**અદાવત** સ્ત્રી૰ વેર
**અદેખાઈ** સ્ત્રી૰ ઇર્ષા
**અદ્યતન** વિ૰ આજનું; વર્તમાન
**અધકોસ** પું૰ અર્ધો ગાઉ; અધગાઉ
**અધઘડી** સ્ત્રી૰ અડધી ઘડી; થોડી વાર
**અધમણ** વિ૰ અડધા મણના વજનનું (૨) ન૰ મણનો અર્ધો ભાગ
**અધમતા** સ્ત્રી૰ નીચતા
**અધરાત** સ્ત્રી૰ અડધી રાત
**અધઃપાત** પું૰ નીચે પડવું તે (૨) અધોગતિ
**અધાર્મિક** વિ૰ ધાર્મિક નહિ એવું
**અધિકાર** પું૰ ફરજ (૨) હકૂમત (૩) પદવી (૪) પાત્રતા; લાયકાત (૫) હક (૬) પ્રકરણ
**અધિકારી** વિ૰ પાત્ર (૨) પું૰ અમલદાર
**અધિપતિ** પું૰ ઉપરી (૨) વર્તમાનપત્ર ચલાવનાર
**અધિષ્ઠિત** વિ૰ સ્થાપેલું; નીમેલું
**અધીરાઈ** સ્ત્રી૰ અધીરાપણું
**અધોગતિ** સ્ત્રી૰ અવનતિ (૨) અવગતિ
**અધ્યયન** ન૰ ભણવું તે
**અધ્યાપક** પું૰ શિક્ષક; ગુરુ
**અધ્યાપન** ન૰ ભણાવવું તે
**અનધ્યાય** પું૰ અભ્યાસમાંથી છુટ્ટી
**અનર્થક** વિ૰ નિરર્થક
**અનશન** ન૰ ઉપવાસ
**અનહદ** વિ૰ બેહદ (૨) અનાહત
**અનંતર** વિ૰ નજીકનું; પછીનું
**અનાચાર** પું૰ દુરાચાર; અધર્મ
**અનાદર** પું૰ અવજ્ઞા; અપમાન
**અનામત** વિ૰ સાચવી રાખવા સોંપેલું (૨) સ્ત્રી૰; ન૰ થાપણ
**અનામિકા** સ્ત્રી૰ વીંટી
**અનાયાસ** પું૰ આળસ (૨) કરાર
**અનાવૃષ્ટિ** સ્ત્રી૰ દુકાળ
**અનાશ્રિત** વિ૰ નિરાધાર
**અનાહાર** પું૰ ઉપવાસ

**અનિશ્ચિત** વિ૦ નિશ્ચિત નહિ એવું
**અનુકંપા** સ્ત્રી૦ દયા; સહાનુભૂતિ
**અનુકૂલ(-ળ)** વિ૦ પોતાની તરફનું (૨) માફક
**અનુકૃતિ** સ્ત્રી૦ નકલ
**અનુચર** પું૦ પાછળ ચાલનારો; ચાકર
**અનુદાર** વિ૦ સાંકડા મનનું
**અનુપમ** વિ૦ જેને ઉપમા નથી એવું; સર્વોત્તમ
**અનુપાન** ન૦ ઔષધિની સાથે લેવાતી મદદરૂપ વસ્તુ
**અનુપ્રાસ** પું૦ એકનો એક અક્ષર જેમાં વારંવાર આવે એવો શબ્દાલંકાર
**અનુભવ** પું૦ પ્રત્યક્ષ જ્ઞાન (૨) પ્રયોગ
**અનુભવી** વિ૦ અનુભવવાળું
**અનુમતિ** સ્ત્રી૦ સંમતિ
**અનુમાન** ન૦ અટકળ
**અનુયાયી** વિ૦ અનુસરનારું
**અનુરાગ** પું૦ પ્રેમ; આસક્તિ; રઢ
**અનુવાદ** પું૦ તરજૂમો; ભાષાંતર
**અનુસાર** અ૦ પ્રમાણે
**અનેકધા** અ૦ અનેક રીતે
**અનેનાસ** ન૦ એક ફળ; અનનાસ
**અન્નજલ(-ળ)** ન૦ દાણોપાણી; લેણાદેણી; ભાગ્ય
**અન્નદાતા** વિ૦ ખાવાનું આપનાર
**અન્નદાન** ન૦ અન્નનું દાન
**અન્નાહાર** પું૦ અનાજનો આહાર-ખોરાક
**અન્વેષક** વિ૦ તપાસનાર (૨) પું૦ 'ઓડીટર'
**અન્વેષણ** ન૦ તપાસ; શોધ; સંશોધન
**અપકાર** પું૦ હાનિ; ભૂંડું (૨) દ્રોહ
**અપકૃત્ય** ન૦ ખરાબ કામ; દુરાચરણ
**અપજશ(-સ)** પું૦ બદનામી; અપકીર્તિ
**અપભ્રંશ** પું૦ પડવું તે
**અપમાન** ન૦ અનાદર; તિરસ્કાર
**અપયશ** પું૦ બદનામી; અપકીર્તિ
**અપરાધ** પું૦ દોષ; ગુનો (૨) પાપ
**અપવાદ** પું૦ નિંદા; આળ
**અપવિત્ર** વિ૦ નાપાક; અશુદ્ધ
**અપૂર્ણતા** સ્ત્રી૦ અધૂરાપણું
**અપ્રક(-ગ)ટ** વિ૦ છાનું
**અપ્રતિમ** વિ૦ અનુપમ; શ્રેષ્ઠ
**અપ્રસિદ્ધ** વિ૦ પ્રસિદ્ધ નહિ તેવું
**અપ્રસ્તુત** વિ૦ પ્રસ્તુત નહિ તેવું
**અફસોસ** પું૦ પસ્તાવો
**અફીણિયું** વિ૦ અફીણના વ્યસનવાળું (૨) એદી
**અબઘડી** અ૦ હમણાં જ
**અભરાઈ** સ્ત્રી૦ છાજલી
**અભિનય** પું૦ વેશ ભજવવો તે
**અભિપ્રાય** પું૦ મત (૨) હેતુ
**અભિમાન** ન૦ અહંકાર; ગર્વ
**અભિરુચિ** સ્ત્રી૦ શોખ; પ્રીતિ
**અભિલાખ(-ષ)** પું૦ મનકામના
**અભિષેક** પું૦ મંત્રપૂર્વક જલસિંચન
**અભ્યર્થના** સ્ત્રી૦ વિનંતી
**અભ્યાગત** પું૦ અતિથિ (૨) ભિક્ષુ
**અમર્યાદ** વિ૦ નિરંકુશ
**અમંગલ(-ળ)** વિ૦ અશુભ (૨) ન૦ દુર્ભાગ્ય
**અમીદૃષ્ટિ** સ્ત્રી૦ મીઠી નજર
**અમીરાઈ(-ત)** સ્ત્રી૦ અમીરપણું
**અરક્ષિત** વિ૦ રક્ષિત નહિ એવું
**અરેરાટ** પું૦ ફિકર; ચિંતા
**અર્થયુક્ત** વિ૦ અર્થવાળું
**અર્થલાભ** પું૦ અર્થપ્રાપ્તિ
**અર્થલોભ** પું૦ ધનનો લોભ
**અર્થવાન** વિ૦ અર્થવાળું (૨) ધનવાન
**અર્ધગોળ** વિ૦ અરધું ગોળ
**અર્ધદગ્ધ** વિ૦ અરધું બળેલું
**અર્ધાંગના** સ્ત્રી૦ ધર્મપત્ની
**અર્વાચીન** વિ૦ આધુનિક
**અલફાઉ** વિ૦ ફાલતું; અટકાઉ
**અલબેલું** વિ૦ ફાંકડું; ફૂટડું (૨) ઈશ્કી
**અલમસ્ત** વિ૦ મસ્તાન
**અલંકાર** પું૦ ઘરેણું (૨) શણગાર
**અલંકૃત** વિ૦ શણગારેલું
**અલાયદું** વિ૦ ભિન્ન; જુદું
**અલૌકિક** વિ૦ અસામાન્ય; અદ્ભુત (૨) દિવ્ય
**અલ્પાહાર** પું૦ થોડું ખાવું તે
**અવકાશ** પું૦ આકાશ; ખાલી જગા
**અવકૃપા** સ્ત્રી૦ ઈતરાજી
**અવગતિ** સ્ત્રી૦ ખરાબ દશા
**અવગુણ** પું૦ દોષ (૨) દુર્ગુણ
**અવતાર** પું૦ ઉત્પત્તિ; જન્મ; જન્મારો
**અવધાન** ન૦ લક્ષ; એકાગ્રતા (૨) કાળજી
**અવનતિ** સ્ત્રી૦ પડતી
**અવનવું** વિ૦ નવતર (૨) વિચિત્ર

**અવયવ** પું૦ શરીરનો ભાગ
**અવરોધ** પું૦ અટકાયત
**અવશેષ** પું૦ બાકી રહેલો ભાગ (૨) ખંડેર
**અવસર** પું૦ સમય (૨) ટાણું
**અવસાન** ન૦ મોત
**અવળાઈ** સ્ત્રી૦ આડાઈ (૨) હઠીલાઈ
**અવાચક** વિ૦ મૂંગું (૨) બેભાન
**અવિચળ** વિ અવિચલ
**અવિચારી** વિ૦ મૂર્ખ (૨) અવિવેકી
**અવિવેક** પું૦ અવિચાર (૨) વિચારશૂન્યતા
**અવિશ્વાસ** પું૦ વિશ્વાસનો અભાવ
**અશરાફ** વિ૦ ઈમાનદાર; ખાનદાન
**અશિક્ષિત** વિ૦ શિક્ષિત-ભણેલું નહિ એવું
**અશ્રદ્ધાળુ** વિ૦ શ્રદ્ધા-આકીન વિનાનું
**અશ્રુપાત** પું૦ આંસુ પડવાં-પાડવાં તે
**અસભ્યતા** સ્ત્રી૦ અસભ્યપણું
**અસવાર** પું૦ સવાર
**અસહાય** વિ૦ એકલું (૨) નિરાધાર
**અસંગત** વિ૦ મેળ ન ખાય એવું
**અસંતોષ** પું૦ સંતોષ ન થયો તે
**અસંભવ** પું૦ સંભવનો અભાવ
**અસંમત** વિ૦ સમંત નહિ એવું
**અસંયમ** પું૦ સંયમનો-અભાવ
**અસ્થિરતા** સ્ત્રી૦ અસ્થિરપણું
**અસ્વીકાર** પું૦ સ્વીકારનો અભાવ
**અહંકાર** પું૦ અભિમાન; ગર્વ
**અહંપદ** ન૦ હુંપદ
**અહંભાવ** પું૦ અહંનો ભાવ; અહંતા
**અહિંસક** વિ૦ અહિંસાવાળું; દયાવાન
**અહેવાલ** પું૦ વૃત્તાંત
**અહેશા(-સા)ન** ન૦ ઉપકાર; આભાર
**અહોનિશ** અ૦ અહર્નિશ; દિનરાત
**અંગબલ(-ળ)** ન૦ શરીરબળ
**અંગભૂત** વિ૦ અંગરૂપ બનેલું એવું
**અંગરખું** ન૦ અંગરખો
**અંગીકાર** પું૦ સ્વીકાર
**અંચળો** પું૦ નાનાં છોકરાંને ઓઢાડવાનો ભાતીગળ કમાલ
**અંતકાલ(-ળ)** પું૦ મોતની ઘડી
**અંતરાત્મા** પું૦ જીવાત્મા (૨) અંતઃકરણ
**અંતરાય** પું૦ અડચણ; વિઘ્ન
**અંતરિ(-રી)ક્ષ** વિ૦ અદ્ધર; ઊંચે
**અંતર્યામી** વિ૦ (૨) પું૦ અંતરજામી
**અંતઃપુર** ન૦ જનાનખાનું
**અંધકાર** પું૦ અંધારું
**અંધાધુની** સ્ત્રી૦ અંધાધૂંધી
**અંધાધુંધ(-ધી)** સ્ત્રી૦ અરાજકતા; અવ્યવસ્થા

## આ

**આકર્ષણ** ન૦ ખેંચાણ (૨) મોહ
**આકસ્મિક** વિ૦ ઓચિંતું; અણધાર્યું
**આક્રમણ** ન૦ ચડાઈ; હુમલો
**આગગાડી** સ્ત્રી૦ રેલગાડી
**આગબોટ** સ્ત્રી૦ સ્ટીમર
**આગમન** ન૦ આવવું તે
**આગળિયો** પું૦ બારણું ઉઘાડવાવાસવાની કળ
**આગંતુક** વિ૦ આવી ચડેલું; (૨) પું૦ અતિથિ
**આગાખાન** પું૦ (સં.) ખોજાઓના ધર્મગુરુ
**આગેવાન** પું૦ નેતા; સરદાર
**આચરણ** ન૦ ચાલચલકત; વર્તણૂક
**આછકલું** વિ૦ છીછરા મનનું; ફૂલણજી
**આજકાલ** અ૦ આજે અથવા કાલે
**આજીવન** વિ૦ જીવનપર્યંતનું
**આજીવિકા** સ્ત્રી૦ ગુજરાન
**આજ્ઞાધીન** વિ૦ આજ્ઞાને આધીન
**આજ્ઞાપત્ર** ન૦ રાજાનો લેખી હુકમ
**આડખીલ(-લી)** સ્ત્રી૦ વિઘ્ન (૨) આગળી
**આડંબર** પું૦ દબદબો (૨) અહંકાર
**આડોડાઈ** સ્ત્રી૦ (કા.) આડાઈ
**આણીગમ** અ૦ આ બાજુ
**આતુરતા** સ્ત્રી૦ અધીરાઈ
**આત્મગત** વિ૦ મનમાંનું (૨) અ૦ સ્વગત
**આત્મઘાત** પું૦ આપઘાત
**આત્મબલ(-ળ)** ન૦ આત્માનું બળ
**આત્મભાન** ન૦ પોતાની જાતનું ભાન-જ્ઞાન
**આત્મભોગ** પું૦ આપભોગ
**આત્મરક્ષા** સ્ત્રી૦ પોતાનું રક્ષણ—સંભાળ

**આત્મહત્યા** સ્ત્રી૦ આપઘાત
**આથમણું** વિ૦ પશ્ચિમ દિશા તરફનું
**આથમવું** અ૦ ક્રિ૦ અસ્ત પામવું
**આદરવું** સ૦ ક્રિ૦ આરંભવું
**આદિકાલ(-ળ)** પું૦ આરંભકાલ
**આધિપત્ય** ન૦ અધિપતિપણું; ઉપરીપણું
**આધુનિક** વિ૦ અર્વાચીન
**આપકર્મી** વિ૦ પોતાના જ પુરુષાર્થ પર રહેનાર
**આપખુદ** વિ૦ સર્વસત્તા સ્વાધીન રાખનાર
**આપખુદી** સ્ત્રી૦ આપખુદ વર્તન
**આપભોગ** પું૦ સ્વાર્થત્યાગ
**આપવીતી** સ્ત્રી૦ પોતાને વીતેલું તે
**આપોઆપ** અ૦ પોતાની મેળે; સહજ
**આપ્તજન** પું૦; ન૦ સગું; સ્નેહી
**આફણિયે** અ૦ પોતાની મેળે (૨) એકાએક
**આફરીન** વિ૦ કુરબાન; ફિદા
**આબકારી** સ્ત્રી૦ દારૂ વિ. કેફી ચીજો પરનો કર
**આબેહૂબ** વિ૦ તાદૃશ
**આબોહવા** સ્ત્રી૦ હવાપાણી
**આભૂષણ** ન૦ ઘરેણું
**આમવર્ગ** પું૦ સાધારણ લોકોનો વર્ગ-સમૂહ
**આમંત્રણ** ન૦ બોલાવવું તે; નોતરું
**આયુર્વેદ** પું૦ આર્યોનું વૈદકશાસ્ત્ર
**આરાધના** સ્ત્રી૦ પૂજા; સેવા
**આરોપણ** ન૦ આરોપવું તે (૨) આક્ષેપ
**આરોહણ** ન૦ ચડવું તે (૨) સવારી કરવી તે
**આર્ત(-ર્ત્ત)નાદ** પું૦ દુ:ખનો પોકાર
**આલંબન** ન૦ આધાર; ટેકો
**આલિંગન** ન૦ છાતીસરસું ચાંપવું તે
**આલેશાન** વિ૦ આલિશાન
**આવકાર** પું૦ આદરમાન
**આવડત** સ્ત્રી૦ કુશળતા
**આવરદા** પું૦; સ્ત્રી૦; ન૦ આયુષ્ય
**આવશ્યક** વિ૦ જરૂરી
**આશાભર્યું** વિ૦ આશાથી ભરેલું
**આશાભંગ** પું૦ આશાનું ભાંગી જવું તે
**આશાવંત** વિ૦ આશાવાળું
**આશાવાદ** પું૦ નિરાશ થવાપણું કદી નથી એવો મત
**આશીર્વાદ** પું૦ દુવા
**આશ્વાસન** ન૦ દિલાસો; સાંત્વન
**આસપાસ** અ૦ આજુબાજુ
**આસમાન** ન૦ આકાશ; ગગન
**આળસાઈ** સ્ત્રી૦ આળસ; આળસુપણું
**આળેખવું** સ૦ ક્રિ૦ દોરવું; ચીતરવું
**આંગ્લદેશ** પું૦ અંગ્રેજોનો દેશ; ઇંગ્લંડ
**આંગ્લભાષા** સ્ત્રી૦ અંગ્રેજી ભાષા
**આંટોફેરો** પું૦ આંટો અને ફેરો
**આંતરડી** સ્ત્રી૦ દિલ; હૃદય
**આંતરડું** ન૦ પેટનો નળ
**આંતરિક** વિ૦ અંદરનું
**આંદોલન** ન૦ ઝૂલન (૨) ખળભળાટ
**આંધળિયું** ન૦ અવિચારી કર્મ

## ઇ

**ઇકરાર** પું૦ કેફિયત
**ઇચ્છાવર** પું૦ જાતે પસંદ કરેલો વર
**ઇચ્છાશક્તિ** સ્ત્રી૦ ઇચ્છાબલ; સંકલ્પબળ
**ઇતબાર** પું૦ વિશ્વાસ
**ઇતરાજી** સ્ત્રી૦ નાખુશી; ખોફ
**ઇતિહાસ** પું૦ તવારીખ; ભૂતકાળનું વૃત્તાંત
**ઇનકાર** પું૦ નિષેધ; મના
**ઇમારત** સ્ત્રી૦ મોટું મકાન; હવેલી
**ઇલકાબ** પું૦ ખિતાબ
**ઇશારત** સ્ત્રી૦ સાન; સંકેત
**ઇશ્કબાજ** વિ૦ પ્રેમમાં લીન; પ્રણયી
**ઇષ્ટદેવ** પું૦ જેના ઉપર આસ્થા બેઠી હોય તે દેવ
**ઇસ્કામત** સ્ત્રી૦ માલમતા; મિલકત
**ઇસ્કોતરો** પું૦ ઈસ્કોતરિયો
**ઇંતેજાર** વિ૦ આતુર; અધીરું
**ઇંદ્રજાલ(-ળ)** સ્ત્રી૦ જાદુ; નજરબંધી
**ઇંદ્રલોક** પું૦ સ્વર્ગ

## ઈ

**ઈશ્વરેચ્છા** સ્ત્રી૦ ઈશ્વરની ઈચ્છા
**ઈસ્વીસન** પું૦; સ્ત્રી૦ ઈસવીસન

## ઉ

**ઉકરડો** પું૦ છાણ અને પૂંજાનો ઢગલો
**ઉકળાટ(-ટો)** પું૦ ધામ; ગુસ્સો
**ઉકાળવું** સ૦ ક્રિ૦ ઊકળે એમ કરવું
**ઉકેલવું** સ૦ ક્રિ૦ ગૂંચ કાઢવી
**ઉગમણું** વિ૦ પૂર્વદિશા તરફનું
**ઉગાડવું** સ૦ ક્રિ૦ ઊગે એમ કરવું
**ઉગામવું** સ૦ ક્રિ૦ મારવા ઉપાડવું
**ઉગારવું** સ૦ ક્રિ૦ રક્ષણ કરવું; બચાવી લેવું
**ઉઘરાણી** સ્ત્રી૦ લેણાની વસૂલાત
**ઉચાપત** સ્ત્રી૦ ખોટી રીતે ઉપાડી જવું તે
**ઉચ્ચતમ** વિ૦ સૌથી ઉચ્ચ; ઊંચામાં ઊંચું
**ઉચ્ચતર** વિ૦ વધારે ઉચ્ચ
**ઉચ્ચવર્ણ** પું૦ ઊંચી વર્ણ–નાત
**ઉછરંગ** પું૦ આનંદ
**ઉછાંછળું** વિ૦ અવિચારી; ઉદ્ધત
**ઉજમ(-વ)ણી** સ્ત્રી૦ ઊજવવું તે (૨) ઉજાણી
**ઉજાગરો** પું૦ જાગરણ
**ઉજાળવું** સ૦ ક્રિ૦ ઊજળું કરવું
**ઉઠમ(-વ)ણું** ન૦ બેસણું (મરણનું)
**ઉઠાવવું** સ૦ ક્રિ૦ ઉપાડવું (૨) ઉપાડી જવું
**ઉઠાંતરી** સ્ત્રી૦ ચાલ્યા જવું તે
**ઉડામણી** સ્ત્રી૦ હાંસી
**ઉડાડવું** સ૦ ક્રિ૦ ચગાવવું (૨) વાપરી નાખવું (૩) જવાબમાં ચાલાકી કરવી
**ઉતારવું** સ૦ ક્રિ૦ ઉપરથી નીચે મૂકવું
**ઉતાવળ** સ્ત્રી૦ ત્વરા; તાકીદ
**ઉતાવળું** વિ૦ ઉતાવળવાળું
**ઉત્તરાર્ધ(-ર્દ્ધ)** પું૦ બાકીનો અર્ધો ભાગ
**ઉત્તેજક** વિ૦ ઉત્તેજન આપે તેવું (૨) જલદ
**ઉત્તેજન** ન૦ ઉત્સાહ આપવો–પુષ્ટિ આપવી તે
**ઉત્પાદક** વિ૦ ઉત્પન્ન કરનારું; પેદા કરનારું
**ઉત્પાદન** ન૦ પેદાશ
**ઉથાપવું** સ૦ ક્રિ૦ ન માનવું; સામા થવું
**ઉથામવું** સ૦ ક્રિ૦ ઊંચકવું; ઉપાડવું
**ઉદારતા** સ્ત્રી૦
**ઉદાસીન** વિ૦ ઉદાસ
**ઉદ્ધતાઈ** સ્ત્રી૦ ઉદ્ધતપણું
**ઉદ્ધારક** વિ૦ ઉદ્ધાર કરનારું
**ઉદ્ધારવું** સ૦ ક્રિ૦ ઉદ્ધાર કરવો
**ઉધરસ** સ્ત્રી૦ ઠાંસો; કફ
**ઉધારવું** સ૦ ક્રિ૦ નામે લખવું
**ઉપકાર** પું૦; કલ્યાણ (૨) મદદ
**ઉપચાર** પું૦ સારું કરવા જે ઉપાય કરવાં તે
**ઉપદેશ** પું૦ બોધ; શિખામણ
**ઉપદ્રવ** પું૦ પજવણી
**ઉપનામ** ન૦ બીજું નામ; અટક
**ઉપપત્ની** સ્ત્રી૦ રખાત
**ઉપભોગ** પું૦ ભોગવટો
**ઉપયોગ** પું૦ વપરાશ (૨) જરૂરિયાત
**ઉપયોગી** વિ૦ ઉપયોગમાં આવે તેવું
**ઉપરાંત** અ૦ વધારે; વિશેષમાં
**ઉપલક** વિ૦ ઉપરઉપરનું; ફાલતુ;
**ઉપલબ્ધ** વિ૦ મળેલું; મેળવેલું
**ઉપવન** ન૦ બગીચો; વાડી
**ઉપવાસ** પું૦ વ્રત કે નિયમ તરીકે ન ખાવું
**ઉપવીત** ન૦ જનોઈ
**ઉપહાર** વિ૦ ભેટ; બક્ષિસ
**ઉપહાસ** પું૦ મશ્કરી; ઠેકડી
**ઉપાડવું** સ૦ ક્રિ૦ ઊંચું કરવું–ઉઠાવવું
**ઉપાર્જન** ન૦ કમાઈ
**ઉપાલંભ** પું૦ ઠપકો
**ઉપાશ્રય** પું૦ અપાસરો
**ઉપાસક** પું૦ ઉપાસના કરનાર પુરુષ
**ઉપાસના** સ્ત્રી૦ પૂજા; સેવા; ભક્તિ
**ઉપાહાર** પું૦ નાસ્તો
**ઉમરાવ** પું૦ અમીર (૨) શ્રીમંત
**ઉલાળવું** સ૦ ક્રિ૦ ઊલળે એમ કરવું
**ઉલાળિયો** પું૦ ઉલાળો (૨) દેવાળું કાઢવું તે
**ઉલ્કાપાત** પું૦ મહા અનર્થ–ઉત્પાત
**ઉલ્લંઘન** ન૦ ઓળંગવું તે
**ઉવેખવું** સ૦ ક્રિ૦ ઉપેક્ષા કરવી
**ઉશ્કેરણી** સ્ત્રી૦ ઉશ્કેરવું તે

## ઊ

**ઊકલવું** અ૦ ક્રિ૦ ગૂંચ–ગાંઠનું ખૂલવું (૨) વંચાવું
**ઊકળવું** અ૦ ક્રિ૦ ગરમ થવું
**ઊખડેલ** વિ૦ વંઠેલ
**ઊગરવું** અ૦ ક્રિ૦ બચવું

**ઊઘડવું** અ૦ ક્રિ૦ ઉઘાડું થવું; ખૂલવું
**ઊછરવું** અ૦ ક્રિ૦ મોટા થવું
**ઊટકવું** સ૦ ક્રિ૦ માંજવું
**ઊઠબેસ** સ્ત્રી૦ ઊઠવું અને બેસવું તે
**ઊતરવું** અ૦ ક્રિ૦ નીચે આવવું
**ઊલળવું** અ૦ ક્રિ૦ નમી જવું (૨) ગાડાં ઇત્યાદિનું આગળથી ઊંચા થઈ જવું
**ઊહકારો** પું૦ દીર્ઘ નિશ્વાસ; નિસાસો
**ઊંઘાળવું** વિ૦ ઊંઘણશી
**ઊંચકવું** સ૦ ક્રિ૦ નીચેથી ઊંચું કરવું
**ઊંચનીચ** વિ૦ ઊંચું અને નીચું
**ઊંટદવૈ(-દ્ય)** પું૦ લેભાગુ વૈદ
**ઊંધુંચ(-છ)તું** વિ૦ આડુંઅવળું
**ઊંબાડિયું** ન૦ ઉમાડિયું; ખોયણું

## ઋ

**ઋણમુક્ત** વિ૦ ઋણ-દેવામાંથી છૂટું થયેલું
**ઋતુકાલ(-ળ)** પું૦ ગર્ભાધાનનો સમય
**ઋતુધર્મ** પું૦ ઋતુદર્શન
**ઋતુમતી** વિ૦ સ્ત્રી૦ રજસ્વલા

## એ

**એકચક્રે** અ૦ એકચક્રને
**એકજીવ** વિ૦ એકરૂપ
**એકડિયાં** પું૦ બ૦ વ૦ બાળપોથીનો વર્ગ
**એકદમ** અ૦ તાબડતોબ
**એકધારું** વિ૦ એકસરખું
**એકધ્યાન** વિ૦ એકચિત્ત
**એકનિષ્ઠ** વિ૦ એકનિષ્ઠાવાળું
**એકમેક** સ૦ અન્યોન્ય
**એકરાગ** પું૦ એકમતી
**એકરાર** પું૦ ઈકરાર
**એકવડું** વિ૦ એકવડિયું
**એકાએક** અ૦ ઓચિંતું; એકદમ
**એકાકાર** વિ૦ એકરૂપ (૨) સેળભેળ
**એકાગ્રતા** સ્ત્રી૦ તલ્લીનતા
**એકાદશી** સ્ત્રી૦ અગિયારશ
**એકાંતરે** અ૦ એકાંતરા
**એકીબેકી** સ્ત્રી૦ એક રમત
**એણીપેર(-રે)** અ૦ એ રીતે
**એનઘેન** સ્ત્રી૦ છોકરાંની એક રમત
**એરંડિયું** ન૦ દિવેલ
**એલફેલ** વિ૦ આડુંઅવળું; અવિચારી

## ઓ

**ઓકાવવું** સ૦ ક્રિ૦ ઓકે એમ કરવું
**ઓછાબોલું** વિ૦ થોડું બોલનારું
**ઓછુંવત્તું** વિ૦ ઓછું કે વધારે; થોડુંઘણું
**ઓડકાર** પું૦
**ઓતપ્રોત** વિ૦ એકબીજામાં પરોવાયેલું
**ઓહ્દેદાર** વિ૦ ઓહ્દાવાળું
**ઓલવવું** સ૦ ક્રિ૦ બૂઝવવું; હોલવવું
**ઓશિયાળું** વિ૦ પરાધીન – દબાયેલું
**ઓશિંગણ** વિ૦ ઓશિંકળ
**ઓસરવું** અ૦ ક્રિ૦ સંકોચાવું (૨) ઓછુંથવું
**ઓસામણ** ન૦ ઓસાવવાથી નીકળેલું પાણી
**ઓળખવું** સ૦ ક્રિ૦ જાણવું; પિછાનવું
**ઓળખાણ** સ્ત્રી૦; ન૦ પિછાન; પરિચય
**ઓળખીતું** વિ૦ પરિચિત
**ઓળવવું** સ૦ ક્રિ૦ પચાવી પાડવું
**ઓળંગવું** સ૦ ક્રિ૦ વટાવી જવું (૨) અવગણના કરવી; લોપવું

## ક

**ક(ળ)કળવું** અ૦ ક્રિ૦ કલ્પાંત કરવું
**ક(ળ)કળાટ** પું૦ કજિયો; રડારોળ
**કચરવું** સ૦ ક્રિ૦ ચગદવું
**કચવાટ** પું૦ અસંતોષ

**કટિ(–ટી)બદ્ધ** વિ૦ કેડ બાંધીને ઊભેલું; તૈયાર
**કઠિનતા** સ્ત્રી૦
**કઠિયારો** પું૦ લાકડાં કાપી વેચનારો
**કઠોરતા** સ્ત્રી૦ કઠોરપણું
**કડકાઇ** સ્ત્રી૦ કડકતા (૨) નાણાંની તાણ
**કડવાશ** સ્ત્રી૦ કડવાપણું
**કડાકૂટ** સ્ત્રી૦ માથાકૂટ
**કડીતોડ** વિ૦ મજબૂત
**કડેટાટ** અ૦ સપાટાબંધ
**કણબણ** સ્ત્રી૦ કણબીની સ્ત્રી
**કણસલું** ન૦ ડૂંડું
**કતરાતું(–યું)** વિ૦ ત્રાંસું; આડું જતું
**કત્લેઆમ** સ્ત્રી૦ અંકુશ વિનાની કતલ
**કથાકાર** પું૦ કથા કહેનાર
**કથાનક** ન૦ કથાનો ભાગ–કિસ્સો
**કદરૂપું** વિ૦ કૂબડું; બેડોળ
**કદાચિત** અ૦ કોઈ વખતે; કદી
**કદાવર** વિ૦ મોટા કદવાળું
**કનકવો** પું૦ પતંગ
**કન્યાકાળ** પું૦ કુંવારાપણાનો સમય
**કન્યાદાન** ન૦ કન્યાને પરણાવતી વખતે જે કાંઈ આપવામાં આવે તે
**કન્યાવસ્થા** સ્ત્રી૦ જુઓ કન્યાકાળ
**કન્યાશાળા** સ્ત્રી૦ છોકરીઓની નિશાળ
**કપાતર** વિ૦ નાલાયક
**કબૂતર** ન૦ એક પંખી
**કબૂલ (–લા)ત** સ્ત્રી૦ કબૂલવું તે
**કબૂલવું** સ૦ ક્રિ૦ હા પાડવી (૨) કબૂલાત આપવી
**કબ્રસ્તાન** ન૦ કબરસ્તાન
**કભારજા** સ્ત્રી૦ કર્કશા સ્ત્રી
**કમકમાં** ન૦ બ૦ વ૦ ધ્રુજારી
**કમજાત** વિ૦ કમઅસલ
**કમજોર** વિ૦ દુર્બળ
**કમઠાણ** ન૦ મોટો ખટલો; રસાલો
**કમનીય** વિ૦ સુંદર
**કમંડલુ(–ળ)** ન૦ સંન્યાસીનું જલપાત્ર
**કમોસમ** સ્ત્રી૦ કઋતુ
**કરડાકી(–ગી)** સ્ત્રી૦ વક્રતા (૨) અકડાઈ
**કરતૂક** ન૦ કૃત્ય; કરણી
**કરભાર** પું૦ કરવેરાનો ભાર–બોજો
**કરવત** સ્ત્રી૦; ન૦ લાકડાં વહેરવાનું એક ઓજાર

**કરંડિયો** પું૦ કડિયો
**કરામત** સ્ત્રી૦ કારીગરી (૨) કળા
**કરિયાણું** ન૦ ગાંધીને ઘેર મળતું ઓસડ, મસાલો વગેરે
**કરુણાળુ** વિ૦ દયાળુ
**કરોળિયો** પું૦ એક જીવડું
**કર્ણધાર** પું૦ સુકાની; નેતા
**કર્મયોગ** પું૦ કર્મ માર્ગની સાધના
**કર્મવીર** વિ૦ કર્તવ્ય કર્મ કરવામાં વીર
**કલદાર** વિ૦ અંગ્રેજી ચલણનું (નાણું)
**કલપાંત** પું૦; ન૦ જુઓ કલ્પાંત
**કલંકિત** વિ૦ કલંકવાળું; કલંક પામેલું
**કલાકાર** પું૦ કલાયુક્ત રચના કરાનારો પુરુષ
**કલાધર** પું૦ મોર (૨) ચંદ્ર
**કલુષિત** વિ૦ કચવાયેલું
**કલેવર** ન૦ શરીર; ખોળિયું
**કવાયત** સ્ત્રી૦ લશ્કરી તાલીમ
**કવિરાજ** પું૦ મોટો–ઉત્તમ કવિ
**કવિવર** પું૦ કવિઓમાં શ્રેષ્ઠ–ઉત્તમ એવો કવિ
**કવીશ્વર** પું૦ સૌથી મોટો કવિ
**કસદાર** વિ૦ કસ–સત્વવાળું
**કસમજ** સ્ત્રી૦ ખોટી અયોગ્ય સમજ
**કસમય** પું૦ કવખત; કવેળા
**કસરત** સ્ત્રી૦ વ્યાયામ
**કસાયેલું** વિ૦ પલોટાયેલું; અનુભવી
**કળતર** ન૦ શરીરની અંદર થતી પીડ–વેદના
**કળાયલ** વિ૦ કળા કરેલી હોય એવો (મોર)
**કળાવંત** વિ૦ જુઓ કલાવંત
**કળાવાન** વિ૦ જુઓ કલાવાન
**કંઠમાળ** સ્ત્રી૦ ગળાનો એક રોગ
**કંતામણ** ન૦ કંતાઇ
**કંદમૂલ(–ળ)** ન૦ કંદ તથા મૂળ
**કાકલૂદી** સ્ત્રી૦ કાલાવાલા
**કાછિયણ** સ્ત્રી૦ કાછિયાની સ્ત્રી
**કાટમાળ** પું૦ જૂનુંનવું ઇમારતી લાકડું
**કાતરવું** સ૦ ક્રિ૦ કાપવું
**કાતરિયું** ન૦ છેક છાપરાની નીચેનો નીચો મેડો
**કાનપટી(–ટ્ટી)** સ્ત્રી૦ કાનની બૂટ
**કાનોકાન** અ૦ જુઓ કાનેકાન
**કાપકૂપ** સ્ત્રી૦ સુધારોવધારો (૨) કરકસર
**કાપડિયો** પું૦ કાપડ વેચનારો
**કાપાકાપ(–પી)** સ્ત્રી૦ કતલ; ખૂનરેજી

**કામકાજ** ન૰ વ્યવસાય (૨) ધંધો; રોજગાર
**કામક્રીડા** સ્ત્રી૰ સંભોગ (૨) મૈથુન
**કામગ(-ગી)રી** સ્ત્રી૰ નોકરી; ચાકરી
**કામગરું** વિ૰ ઉદ્યોગી
**કામજિત** વિ૰ વિષયવાસના જેણે જીતી છે એવું
**કામદાર** પું૰ અમલદાર; અધિકારી
**કામદેવ** પું૰ મદન
**કામધંધો** પું૰ વેપારરોજગાર
**કામધેનુ** સ્ત્રી૰ મનકામના પૂર્ણ કરનારી એક કલ્પિત ગાય
**કામબાણ** ન૰ કામદેવનું બાણ
**કામભાવ** પું૰ કામવાસના
**કામવશ** વિ૰ કામવાસનાને વશ બનેલું
**કામશાસ્ત્ર** ન૰ કામભોગનું શાસ્ત્ર
**કામાતુર** વિ૰ કામ—વિષયેચ્છાથી આતુર બનેલું
**કામાંધતા** સ્ત્રી૰
**કારકુન** વિ૰ પું૰ ગુમાસ્તો; મહેતો
**કારખાનું** ન૰ જેમાં હુન્નરઉદ્યોગનું કામ થતું હોય તે મકાન
**કારતૂસ** સ્ત્રી૰ ફોડવાના દારૂથી ભરેલું ખોખું
**કારભાર** પું૰ વ્યવસ્થાનું કામ
**કારભારી** પું૰ કારભાર કરનારો; પ્રધાન
**કારસ્તાન** ન૰ પ્રપંચ
**કારાગાર** ન૰ કેદખાનું; તુરંગ
**કારાગૃહ** ન૰ કારાગાર
**કારાવાસ** પું૰ જુઓ કારાગારવાસ
**કારીગ(-ગી)રી** સ્ત્રી૰ કળાકૌશલ્ય; ચતુરાઈ
**કારોબાર** પું૰ કારભાર
**કાર્યકર** વિ૰ કાર્ય-કામ કરનારું કરે એવું
**કાર્યકર્તા(-ર્ત્તા)** પું૰ કામ કરનારો
**કાર્યક્ષેત્ર** ન૰ કાર્યનું-કામનું ક્ષેત્ર
**કાર્યદક્ષ** વિ૰ કાર્યનિપુણ
**કાર્યાલય** ન૰ કામ કરવાની જગા
**કાલ(-ળ)રાત્રિ (-ત્રી)** સ્ત્રી૰ ઘોર અંધારી રાત (૨) કાળરુપી રાત્રી
**કાલાવાલા** પું૰ બ૰ વ૰ આજીજી
**કાલ્પનિક** વિ૰ કલ્પનાથી ઉત્પન્ન થયેલું
**કાવડિયું** ન૰ પૈસો
**કાવતરું** ન૰ છળ; પ્રપંચ; કારસ્તાન
**કાળચક્ર** ન૰ કાલચક્ર
**કાળઝાળ** વિ૰ કાળની ઝાળ જેવું
**કાળબળ** ન૰ કાળનું-સમયનું બળ
**કાળમીંઢ** વિ૰ ઘણું જ કાળું (૨) નિષ્ઠુર
**કાળમુખું** વિ૰ કાળના જેવા મોંવાળું
**કાળાંતરે** અ૰ ઘણા લાંબા સમયના-યુગોના અંતર પછી
**કાળીટીલી** સ્ત્રી૰ કલંક; લાંછન
**કાંતિમાન** વિ૰ કાંતિવાળું
**કિકિયારી** સ્ત્રી૰ ચીસ; તીણી કારમી બૂમ
**કિનખાબ** પું૰ કસબ
**કિન્નાખોર** વિ૰ કીનાખોર
**કિરતાર** પું૰ સૃષ્ટિનો કરનારો-સ્રષ્ટા; કર્તાર
**કિલ્લેદાર** પું૰ કિલ્લાનો ઉપરી અમલદાર
**કિંબહુના** અ૰ વિશેષ (કહેવા)થી શું ?
**કીડિયારું** ન૰ કીડીઓનું દર
**કીનાખોર** વિ૰ કીનો—વેર રાખે એવું; દંશીલું
**કીરતન** ન૰ જુઓ કીર્તન
**કીર્તિ(-ર્ત્તિ)માન** વિ૰ કીર્તિવાળું; નામાંકિત
**કીર્તિ(-ર્ત્તિ)વંત** વિ૰ કીર્તિમાન
**કુટિલતા** સ્ત્રી૰
**કુતૂહલ** ન૰ કૌતુક (૨) નવાઈ
**કુદરત** સ્ત્રી૰ નિસર્ગ; પ્રકૃતિ
**કુદરતી** વિ૰ કુદરત સંબંધી
**કુમકુમ** ન૰ કુંકુમ; કંકુ
**કુમળાશ** સ્ત્રી૰ કુમળાપણું
**કુમારિકા** સ્ત્રી૰ બાર વર્ષ સુધીની કન્યા
**કુરબાન** વિ૰ ન્યોછાવર; ફૂલ
**કુલ(-ળ)દેવ** પું૰ કુળનો ઈષ્ટદેવ
**કુલ(-ળ)ધર્મ** પું૰ વંશપરંપરાથી ચાલતો આવેલો કુળનો વિશિષ્ટ ધર્મ—આચાર
**કુલવધૂ** સ્ત્રી૰ સારા કુટુંબની વહુ—સ્ત્રી
**કુલાંગના** સ્ત્રી૰ કુલીન ઘરની (સુશીલ) સ્ત્રી
**કુલાંગાર** પું૰ કુળમાં અંગારા જેવો
**કુશલ(-ળ)તા** સ્ત્રી૰
**કુસ્તીબાજ** વિ૰ કુસ્તીમાં પ્રવીણ
**કુળગોર** પું૰ વંશપરંપરાનો ગોર
**કુળવાન** વિ૰ કુલીન
**કુંભારણ** સ્ત્રી૰ કુંભારની સ્ત્રી
**કુંવારકા** સ્ત્રી૰ કુંવારી કન્યા
**કૃત્રિમતા** સ્ત્રી૰
**કૃપણતા** સ્ત્રી૰ કંજૂસાઈ
**કૃપાદૃષ્ટિ** સ્ત્રી૰ રહેમનજર

**કૃપાનાથ** પું૦ કૃપા કરવી જેના હાથની વાત છે એ
**કૃપાનિધિ** પું૦ કૃપાનો નિધિ—ભંડાર તે
**કૃપાપાત્ર** વિ૦ કૃપાને યોગ્ય
**કૃપાવંત** વિ૦ કૃપાળુ
**કૃપાવાન** વિ૦ કૃપાવંત
**કૃષિકાર** ન૦ ખેડૂત
**કૃષ્ણપક્ષ** પું૦; ન૦ અંધારિયું
**કૃષ્ણાર્પણ** ન૦ કૃષ્ણ ભગવાનને અર્પણ કરવું તે
**કેદખાનું** ન૦ જેલ; કારાગાર; તુરંગ
**કેશપાશ** પું૦ વેણી; ચોટલો
**કેશવાળી** સ્ત્રી૦ સિંહ અથવા ઘોડાની ગરદન ઉપરના વાળ
**કેસરિયાં** ન૦ બ૦ વ૦ કેસરી વાઘા પહેરીને યા તો છેલ્લો કસૂંબો પીને મરણિયા થઈને લડવું તે
**કેળવણી** સ્ત્રી૦ શિક્ષણ
**કેળવવું** સ૦ ક્રિ૦ વ્યવસ્થિત રીતે ખીલવવું
**કોઈવાર** અ૦ કોઈ વખત
**કોગળિયું** ન૦ કૉલેરા
**કોટવાલ(–ળ)** પું૦ કોટનો–શહેરનો બંદોબસ્ત રાખનાર અમલદાર
**કોડામણું** વિ૦ કોડીલું
**કોતરણી** સ્ત્રી૦ કોતરકામ; નકશી
**કોમલાંગી** વિ૦ સ્ત્રી૦ કોમળ–નાજુક શરીરની
**કોમીવાદ** પું૦ કેવળ કોમના જ સાંકડા હિતાહિતની દૃષ્ટિથી કરેલો વાદ–મત
**કોશા(–ષા)ગાર** પું૦; ન૦ ખજાનો; ભંડાર
**કોહવાટ** પું૦ સડો
**કૌતૂહલ** ન૦ કુતૂહલ; કૌતુક (૨) ઇંતેજારી
**ક્રમવાર** અ૦ નંબરવાર; હારબંધ
**ક્રીડાંગણ** ન૦ ક્રીડા કરવાની જગા
**ક્રૂરપણું** ન૦
**ક્રોધાવેશ** પું૦ ક્રોધનો આવેશ
**ક્ષણજીવી** વિ૦ અલ્પજીવી
**ક્ષણમાત્ર** અ૦ એક ક્ષણ સુધી
**ક્ષત્રિયાણી** સ્ત્રી૦ જુઓ ક્ષત્રાણી
**ક્ષમાપન** ન૦ ક્ષમા માગવી તે
**ક્ષમાપાત્ર** ન૦ ક્ષમાને યોગ્ય
**ક્ષમાવંત** વિ૦ ક્ષમાવાળું
**ક્ષમાવાન** વિ૦ ક્ષમાવંત
**ક્ષમાશીલ** વિ૦ ક્ષમાવાળું
**ક્ષયરોગ** પું૦ એક રોગ; ઘાસણી
**ક્ષાત્રતેજ** ન૦ ક્ષત્રિયનું તેજ–પરાક્રમ
**ક્ષાત્રધર્મ** પું૦ ક્ષત્રિયનો ધર્મ
**ક્ષુધાતુર** વિ૦ ભૂખ્યું
**ક્ષેત્રફલ(–ળ)** ન૦ જમીનની લંબાઈ પહોળાઈનું માપ

## ખ

**ખ(૦ડ)ખડવું** અ૦ ક્રિ૦ ખડખડ એવો અવાજ થવો
**ખખરો** પું૦ શોક; સંતાપ
**ખચકાવું** અ૦ ક્રિ૦ અચકાવું; અટકવું
**ખજવાળ** સ્ત્રી૦ ખંજવાળ
**ખજાનચી** પું૦ ખજાનાનો ઉપરી–કોષાધ્યક્ષ
**ખટખટ** સ્ત્રી૦ નડતર (૨) માથાકૂટ
**ખટપટ** સ્ત્રી૦ પ્રાપંચિક ગોઠવણ
**ખટપટી** વિ૦ ખટપટિયું
**ખટમીઠું** વિ૦ ખટમધુરું
**ખટરાગ** પું૦ અણબનાવ
**ખટ(–ટા)વવું** સ૦ ક્રિ૦ કમાય–લાભ મેળવે એમ કરવું
**ખડકવું** સ૦ ક્રિ૦ ઉપરાઉપરી ગોઠવવું; સીંચવું
**ખતવણી** સ્ત્રી૦ ખતવવું તે
**ખપજોગું** વિ૦ ઉપયોગ પૂરતું; જોઈતું
**ખબૂતર** ન૦ કબૂતર
**ખમાવવું** સ૦ ક્રિ૦ [જૈન] ક્ષમા માગવી
**ખરચવું** સ૦ ક્રિ૦ ખર્ચ કરવું; વાવરવું
**ખરચાળિ(–ળ,–ળું)** વિ૦ ખર્ચ કરે એવું
**ખરજવું** ન૦ ચામડીનો એક રોગ
**ખરીદવું** સ૦ ક્રિ૦ વેચાતું લેવું
**ખરે(–રો)ખર** અ૦ સાચે (૨) ખચીત
**ખવાસણ(–ણી)** સ્ત્રી૦ દાસી
**ખસિયાણું** વિ૦ છોભું
**ખસેડવું** સ૦ ક્રિ૦ દૂર કરવું
**ખળાવાડ** સ્ત્રી૦ ખળું કરવાની જગા; ખરવાડ
**ખંખેરવું** સ૦ ક્રિ૦ ખેરવી નાખવું (૨) ધમકાવવું
**ખંજવાળ** સ્ત્રી૦ ચળ; વલૂર
**ખંજોળવું** સ૦ ક્રિ૦ ખંજવાળવું
**ખંડાવવું** સ૦ ક્રિ૦ ખાંડે એમ કરવું
**ખંડિયેર** ન૦ ભાંગીતૂટી ઈમારત

**ખાઉધર(-રું)** વિ૦ ખાતાં ધરાય નહિ એવું
**ખાતાવહી** સ્ત્રી૦ ખાતાંવાર હિસાબ નોંધવાનો મેળ
**ખાનદાન** વિ૦ કુળવાન (૨) પ્રતિષ્ઠિત
**ખાનદાની** સ્ત્રી૦ ખાનદાનપણું
**ખાનપાન** ન૦ ખાવું પીવું તે
**ખાબોચિયું** ન૦ પાણીથી ભરેલો નાનો ખાડો
**ખારવણ** સ્ત્રી૦ ખારવાની સ્ત્રી
**ખારોપાટ** પું૦ છોકરાંની એક રમત (૨) ખારાટવાળી જમીન
**ખાસદાર** પું૦ ઘોડાની ચાકરી કરનાર; અશ્વપાલ
**ખાસિયત** સ્ત્રી૦ સ્વભાવ; પ્રકૃતિ
**ખાંડણિયો** પું૦ અનાજ કે બીજી ચીજ ખાંડવા માટે બનાવેલું લાકડા કે પથ્થરનું સાધન
**ખિજ(-દ)મત** સ્ત્રી૦ સેવાચાકરી; તહેનાત
**ખિલવણી** સ્ત્રી૦ ખીલવવું તે
**ખીજવવું** સ૦ ક્રિ૦ ચીડવવું
**ખીલવવું** સ૦ ક્રિ૦ ખીલે એમ કરવું
**ખુટાડવું** સ૦ ક્રિ૦ ખૂટે એમ કરવું
**ખુટામણ** સ્ત્રી૦ ફૂટ; દગો
**ખુશનુમા** વિ૦ સુંદર; રમણીય
**ખુશામત(-દ)** સ્ત્રી૦ સ્વાર્થ માટે કરેલાં વખાણ
**ખૂનખાર** વિ૦ લોહી રેડાય એવું (૨) ઘાતકી; ખૂની
**ખૂનરેજી** સ્ત્રી૦ કાપાકાપી; કતલ
**ખૂબીદાર** વિ૦ ખૂબીવાળું
**ખેતરવા** વિ૦ એક ખેતરના જેટલી લંબાઈનું
**ખેરખાહ** વિ૦ ભલું ચાહનારું; શુભેચ્છક
**ખેસવવું** સ૦ ક્રિ૦ ખસેડવું
**ખેંચતાણ** સ્ત્રી૦ ખેંચાખેંચ (૨) [લા.] આગ્રહ
**ખોતરવું** સ૦ ક્રિ૦ આછુંઆછું ખોદવું; ખણવું
**ખોળાધરી** સ્ત્રી૦ જામીનગીરી
**ખોંખારવું** અ૦ ક્રિ૦ ઉધરસ ખાવી

## ગ

**ગજાહીણ** વિ૦ ગજા વગરનું
**ગડ(-ર)બડ** સ્ત્રી૦ ધાંધાટ (૨) અવ્યવસ્થા
**ગણતરી** સ્ત્રી૦ ગણવું તે
**ગતાગમ** સ્ત્રી૦ સમજણ; જ્ઞાન
**ગતિમાન** વિ૦ ગતિમંત
**ગદગદ** વિ૦ પાણી જેવું; ઢીલું
**ગદાધર** પું૦ ગદા ધારણ કરનાર
**ગપસપ** સ્ત્રી૦ ગપ
**ગફલત** સ્ત્રી૦ બેદરકારી
**ગભરાટ** પું૦ ગભરામણ
**ગભરાવું** અ૦ ક્રિ૦ ગૂંચાવું; મૂંઝાવું
**ગમગીન** વિ૦ ખિન્ન; ઉદાસ
**ગરકાવ** વિ૦ ગરક; મશગૂલ
**ગરજવું** અ૦ ક્રિ૦ ગર્જના કરવી
**ગરદન** સ્ત્રી૦ ગળચી; બોચી
**ગરનાળું** ન૦ નાળું
**ગરાસિયો** પું૦ ગરાસ ખાનારો રજપૂત
**ગરીબાઈ** સ્ત્રી૦ નિર્ધનતા; કંગાલિયત
**ગર્ભાશય** ન૦ સ્ત્રી શરીરમાં ગર્ભને રહેવાની જગા
**ગળચવું** સ૦ ક્રિ૦ ખૂબ ખાવું
**ગળથૂથી** સ્ત્રી૦ તરત જન્મેલા બાળકને આપવાનું ગોળ, ઘી તથા પાણીનું મિશ્રણ
**ગળાફાંસો** પું૦ ગળે ફાંસો ખાવો-દેવો તે
**ગળેપડુ** વિ૦ પારકી વસ્તુ બથાવી પડનારું
**ગંભીરતા** સ્ત્રી૦
**ગાડરિયું** વિ૦ ગાડરની જેમ-આંધળી રીતે અનુસરતું
**ગાદીપતિ** પું૦ ગાદીનો ધણી—રાજા
**ગામડિયું** વિ૦ ગામડાની રીતભાતનું
**ગાંડપણ** ન૦ ગાંડાઈ
**ગાંડુંતૂર** વિ૦ છેક ગાંડું
**ગિર(-રિ)ધર** પું૦ કૃષ્ણ
**ગિરનાર** પું૦ (સં.) કાઠિયાવાડનો એક પર્વત
**ગુજરાતી** વિ૦ ગુજરાતનું-ને લગતું
**ગુજરાન** ન૦ નિર્વાહ; ગુજારો
**ગુજારવું** સ૦ ક્રિ૦ ગાળવું (૨) વિતાડવું
**ગુણકારી** વિ૦ ગુણકારક
**ગુણગાન** ન૦ વખાણ
**ગુણદોષ** પું૦ ગુણ અને દોષ
**ગુણવાન** વિ૦ ગુણવાળું
**ગુણાકાર** પું૦ એક સંખ્યાને બીજીથી ગુણવી તે
**ગુણિયલ** વિ૦ સદ્‌ગુણી
**ગુનેગાર** વિ૦ ગુનો કરનારું; અપરાધી
**ગુપ્તદાન** ન૦ છૂપું દાન
**ગુફ્તેગો** સ્ત્રી૦ ગુફતગો

**ગુલતાન** વિ૦ મશગૂલ; તલ્લીન
**ગુલામડી** સ્ત્રી૦ ખરીદ કરેલી દાસી-લૂંડી
**ગુંડાશાહી** સ્ત્રી૦ ગુંડાઓનો અમલ
**ગુંદરિયું** ન૦ પલાળેલો ગુંદર રાખવાનું પાત્ર
**ગૂજરાત** પું૦; સ્ત્રી૦; ન૦ ગુજરાત
**ગૂંગળાવું** અ૦ ક્રિ૦ શ્વાસ રુંધાવો
**ગૂંચવવું** સ૦ ક્રિ૦ ગૂંચવણમાં નાંખવું
**ગૃહપતિ** પું૦ છાત્રો પર દેખરેખ રાખનાર શિક્ષક
**ગૃહલક્ષ્મી** સ્ત્રી૦ સુશીલ, સચ્ચરિત સ્ત્રી
**ગેરલાભ** પું૦ ખોટ; નુકસાન (૨) ખોટો લાભ
**ગોઠવણ(-ણી)** સ્ત્રી૦ ગોઠવવાની રીત; રચના
**ગોઠવવું** સ૦ ક્રિ૦ વ્યવસ્થિત રીતે મૂકવું
**ગોઠિયણ** સ્ત્રી૦ સ્ત્રીમિત્ર; સખી
**ગોરક્ષણ** ન૦ ગૌરક્ષા
**ગોવાળિયો** પું૦ ગોવાળ
**ગોળાકાર** વિ૦ ગોળ આકારનું
**ગૌરવર્ણ** વિ૦ ગોરા રંગનું (શરીર માટે)
**ગ્રહદશા** સ્ત્રી૦ [લા.] દુર્દશા
**ગ્રંથકાર** પું૦ ગ્રંથકર્તા
**ગ્રંથપાલ(-ળ)**પુસ્તકાલયમાં પુસ્તકોની રક્ષા અને આપવાલેવાની વ્યવસ્થા કરનાર
**ગ્રંથમાળા** સ્ત્રી૦ ગ્રંથોની માળા
**ગ્રંથાલય** ન૦ પુસ્તકાલય
**ગ્રામસેવા** સ્ત્રી૦ ગામડાંઓની સેવા

## ઘ

**ઘચરકો** પું૦ ગચરકો
**ઘટમાળ** સ્ત્રી૦ ક્રમ; પ્રણાલી
**ઘટાવવું** સ૦ ક્રિ૦ બેસતું કરવું; લાગુ પાડવું
**ઘડતર** ન૦ ઘડવાની રીત (૨) ઘડામણ
**ઘડપણ** ન૦ વૃદ્ધાવસ્થા
**ઘડભાંગ(-જ)** સ્ત્રી૦ વિચારોનું ડામાડોળપણું
**ઘડાયેલું** વિ૦ અનુભવથી પાકું થયેલું
**ઘડિયાળ** સ્ત્રી૦; ન૦ વખત જણાવનારું યંત્ર
**ઘમસાણ** ન૦ રમણભમણ; તોફાન
**ઘમાઘમ** સ્ત્રી૦ ધમ્માચકડી
**ઘરખર્ચ** પું૦; ન૦ ઘરખરચ
**ઘરગતુ(-થુ-થ્થુ)** વિ૦ જેની ઉત્પત્તિ કે વપરાશ ઘરમાં જ હોય તેવું
**ઘરચોળું** ન૦ સ્ત્રીઓને પહેરવાનું એક રેશમી વસ્ત્ર
**ઘરધણી** પું૦ ઘરનો માલિક
**ઘરફાડુ** વિ૦ ઘરફાડીને ચોરી કરનારું
**ઘરબાર** ન૦ ઘર, રાચરચીલું, માલમિલકત વગેરે
**ઘરમેળે** અ૦ માંહોમાંહે સમજીને
**ઘરવાસ** પું૦ ગૃહસ્થાશ્રમ
**ઘરવાળી** સ્ત્રી૦ ઘરધણિયાણી
**ઘરવેરો** પું૦ ઘર ઉપર લેવાતો કર
**ઘંટારવ** પું૦ ઘંટનો અવાજ—રણકો
**ઘુસણિયું** વિ૦ ગમે તેમ કરીને ઘૂસનારું
**ઘેહુંતૂર** વિ૦ ગાંડુંતૂર
**ઘોડદોડ** સ્ત્રી૦ ઘોડાઓની દોડવાની હરીફાઈ
**ઘોડાગાડી** સ્ત્રી૦ ઘોડા વડે ખેંચાતી ગાડી
**ઘોડાપૂર** ન૦ એકદમ આવી ચડતું મોટું પૂર

## ચ

**ચકચાર** સ્ત્રી૦ તપાસ; પડપૂછ
**ચક(-ગ)ડોળ** પું૦ પારણા જેવી ડોળીમાં બેસીને ગોળ ફરવાનો ફાળકો
**ચકમક** પું૦ એક જાતનો પથ્થર (૨) [લા.] તકરાર
**ચકરડી** સ્ત્રી૦ ફૂદડી (૨) ફેર
**ચકરાવો** પું૦ ફેરાવો (૨) ઘેર
**ચકાસવું** સ૦ ક્રિ૦ તપાસીને જોવું
**ચક્રાકાર** વિ૦ ચક્રના આકારનું
**ચણિયારું** ન૦ જે ખાડામાં ટેકાવાથી બારણું ફરે છે તે
**ચણીબોર** ન૦ ચણા જેવું નાનું બોર
**ચતુરંગ** વિ૦ ચાર અંગવાળું
**ચતુરાઈ** સ્ત્રી૦ ચતુરપણું
**ચતુર્દિશા** સ્ત્રી૦ ચારે દિશા
**ચતુર્માસ** પું૦ બ૦ વ૦ ચાતુર્માસ
**ચતુર્વર્ણ** પું૦ બ૦ વ૦ ચાર વર્ણ
**ચપરાસી** પું૦ ચપરાસવાળો-પટાવાળો
**ચબરાક** વિ૦ ચપળ; ચાલાક
**ચબૂતરો** પું૦ પંખીઓને માટે દાણા નાખવાની જગા; પરબડી

**ચમકાર(-રો)** પું૦ ઝબકારો
**ચમત્કાર** પું૦ આશ્ચર્યકારક બનાવ (૨) કરામત
**ચરોતર** ન૦ મહી અને સાબર એ બે નદીઓ વચ્ચેનો ગુજરાતનો પ્રદેશ
**ચર્ચાપત્ર** ન૦ ચર્ચા કે વિવેચનનો છાપામાં આવેલો પત્ર-લખાણ
**ચર્માલય** ન૦ ચામડાં કેળવવાનું કારખાનું
**ચલાવવું** સ૦ ક્રિ૦ નભાવી લેવું
**ચળકવું** અ૦ ક્રિ૦ તેજ મારવું; ઝબકવું
**ચળકાટ** પું૦ ચકચકાટ; પ્રકાશ
**ચળવળ** સ્ત્રી૦ હિલચાલ; આંદોલન
**ચંદરવો** પું૦ છતનું રંગબેરંગી કપડું; છત
**ચંદ્રમુખી** વિ૦ સ્ત્રી૦ ચંદ્રના જેવા મુખવાળી
**ચાકરડી** સ્ત્રી૦ ચાકરનું કામ કરનાર સ્ત્રી
**ચારેગમ** અ૦ ચોમેર
**ચિણુ(-ન)ગારી** સ્ત્રી૦ તણખો
**ચિત્તચોર** પું૦ ચિત્ત ચોરી જનાર
**ચિત્તભ્રમ** પું૦ ઉન્માદ (૨) ભ્રમ
**ચિત્રકલા(-ળા)** સ્ત્રી૦ ચિત્ર દોરવાની કળા
**ચિત્રકાર** પું૦ ચિત્ર દોરનારો
**ચિત્રપટ** પું૦; ન૦ સિનેમાની 'ફિલ્મ'
**ચિબાવલું** વિ૦ દોઢડાહ્યું
**ચિરકાલ(-ળ)** પું૦ દીર્ઘ-લાંબો સમય
**ચિરંજીવ(-વી)** વિ૦ લાંબી આવરદાવાળું (૨) પું૦ પુત્ર
**ચિંતાતુર** વિ૦ ચિંતાથી આતુર-વ્યાકુળ બનેલું
**ચીકણાઈ(-શ)** સ્ત્રી૦ ચીકણાપણું
**ચીતરવું** સ૦ ક્રિ૦ ચિત્ર કાઢવું; આલેખવું
**ચીંદરડું** ન૦ સાંકડો પણ લાંબો લૂગડાનો કાપલો
**ચૂકવવું** સ૦ ક્રિ૦ ભુલાવવું; પતાવવું (કજિયો,)
**ચૂપચાપ** અ૦ છાનામાના
**ચોકસાઈ** સ્ત્રી૦ ખાતરી
**ચોકિયાત** પું૦ રખવાળ
**ચોકીદાર** પું૦ ચોકિયાત; રખેવાળ
**ચોટાડવું** સ૦ ક્રિ૦ 'ચોટવું'નું પ્રેરક રૂપ
**ચોડવવું** સ૦ ક્રિ૦ પકવવું; ચઢવવું
**ચોતરફ** અ૦ ચારેબાજુ
**ચોપડવું** સ૦ ક્રિ૦ લગાડવું; લપેટવું
**ચોપાનિયું** ન૦ વર્તમાનપત્ર
**ચોબદાર** પું૦ છડીદાર
**ચોવટિયું** વિ૦ દોઢડાહ્યું
**ચોવટિયો** પું૦ આગેવાન પુરુષ

## છ

**છટકવું** અ૦ ક્રિ૦ [લા.] નાસી જવું; સટકવું
**છટાદાર** વિ૦ છટાવાળું
**છડીદાર** વિ૦ છડી ઝાલનાર
**છતરાયું** વિ૦ ખુલ્લું; ચાહન
**છત્રપતિ** પું૦ રાજા; શાહેનશાહ
**છપાવવું** સ૦ ક્રિ૦ 'છાપવું'નું પ્રેરક રૂપ
**છમકલું** ન૦ અટકચાળું (૨) નાનકડું તોફાન
**છલકાવું** અ૦ ક્રિ૦ ઊછળી બહાર પડવું (૨) [લા.] અભિમાનથી ફુલાવું
**છલોછલ** અ૦ છલાછલ
**છળભેદ** પું૦ છળપ્રપંચ
**છંછેડવું** સ૦ ક્રિ૦ પજવવું; ચીડવવું
**છંટકાવ** પું૦ છાંટવું તે
**છાકટાઈ** સ્ત્રી૦ છાકટાપણું
**છાનુંમાનું** વિ૦ છાનુંછપનું; ગુપ્ત
**છાપખાનું** ન૦ મુદ્રણાલય
**છિન્નભિન્ન** વિ૦ ભાંગીતૂટી ગયેલું
**છુટકારો** પું૦ મુક્તિ; છુટકો; અંત
**છૂટાછેડા** પું૦ બ૦ વ૦ ફારગતી
**છૂટાપણું** ન૦ સ્વતંત્રતા
**છૂમંતર** ન૦ જાદુ; જંતરમંતરનો પ્રયોગ
**છેડાછેડી** સ્ત્રી૦ વરના જામા સાથે વહુની ઘાટડીની ગાંઠ બાંધે છે તે
**છેતરવું** સ૦ ક્રિ૦ ઠગવું; છળવું

## જ

**જકડવું** સ૦ ક્રિ૦ ચસકે નહિ એમ બાંધવું
**જગદીશ** પું૦ જગતનો ધણી-પરમેશ્વર
**જજમાન** પું૦ યજમાન
**જડવાદ** પું૦ જગતનું મૂળ જડ છે, ચેતન નહિ એવો વાદ
**જડીબુટ્ટી** સ્ત્રી૦ ચમત્કારિક ગુણવાળી જડી

**જનમવું** અ૦ ક્રિ૦ ઉત્પન્ન થવું; જન્મવું
**જનહિત** ન૦ લોકોનું હિત
**જનાવર** ન૦ જાનવર; પશુ
**જન્મગાંઠ** સ્ત્રી૦ વરસગાંઠ; જન્મતિથિ
**જન્મભૂમિ** સ્ત્રી૦ માતૃભૂમિ
**જમરાઈ** સ્ત્રી૦ જબરજસ્તી
**જમદૂત** પું૦ યમદૂત
**જમરૂખ** ન૦ જામફળ
**જમાદાર** પું૦ સિપાઈઓની ટુકડીનો ઉપરી
**જલ(-ળ)મય** વિ૦ બધે પાણી પાણી થઈ ગયું હોય એવું
**જવાહિર** ન૦ હીરામાણેક વગેરે ઝવેરાત
**જહાંગીરી** વિ૦ આપખુદ; જોહુકમીભર્યું
**જળચર** વિ૦ (૨) ન૦ જલચર
**જળાશય** ન૦ જલાશય
**જળોદર** ન૦ જલંદર
**જાગરણ** ન૦ જાગવું તે; ઉજાગરો
**જાણકાર** વિ૦ (૨) પું૦ જાણનાર
**જાણભેદુ** વિ૦ અંદરની વાત જાણતું
**જાતવંત** વિ૦ ઊંચા ખાનદાનનું
**જાતવાન** વિ૦ જુઓ જાતવંત
**જાદુ(-દૂ)ગ(-ગી)ર** પું૦ જાદુનું કામ કરનાર
**જાનમાલ** ન૦ જીવ અને માલમિલકત
**જાનવર** ન૦ જુઓ જનાવર
**જાળવવું** સ૦ ક્રિ૦ સંભાળવું; સાચવવું
**જીભાજોડી(-ડી)** સ્ત્રી૦ બોલાબોલી; તકરાર
**જીર્ણોદ્ધાર** પું૦ જીર્ણ થયેલાનું સમરામણ
**જીવદયા** સ્ત્રી૦ જીવો–પ્રાણીઓ ઉપર દયા
**જુગટિયું** વિ૦ જુગટું રમનારું (૨) ન૦ જુગટું
**જુનવાણી** વિ૦ જૂનું
**જુલમાટ** પું૦ જુલમ
**જુવાનિયો** પું૦ જુવાન
**જેલજા(-યા)ત્રા** સ્ત્રી૦ જેલમાં જવું તે
**જેલવાસ** પું૦ જેલમાં જવું તે
**જોડીદાર** પું૦ સાથી (૨) બરાબરિયો
**જોહુકમી** સ્ત્રી૦ જોહુકમ; આપખુદી
**જ્ઞાનયોગ** પું૦ શ્રવણ, મનન ને નિદિધ્યાસનનાં સાધનવાળો એક યોગ
**જ્ઞાનવાન** વિ૦ જ્ઞાનવાળું

## ઝ

**ઝઘડવું** અ૦ ક્રિ૦ લડવું; ટંટો કરવો
**ઝઝૂમવું** અ૦ ક્રિ૦ બહાર ઝૂકવું (૨) જોર કર્યા કરવું
**ઝડપવું** સ૦ ક્રિ૦ એકદમ પકડવું
**ઝપાઝપ(-પી)** સ્ત્રી૦ કાપાકાપી; મારામારી
**ઝબૂકવું** અ૦ ક્રિ૦ ઝબૂકઝબૂક પ્રકાશવું
**ઝમકાર(-રો)** પું૦ (રવ૦) રણકો; ઠણકો
**ઝરમર** ન૦ સ્ત્રીની કોટનું એક ઘરેણું
**ઝવેરાત** ન૦ હીરા, માણેક, મોતી; (૨) [લા.] બળ
**ઝળકવું** અ૦ ક્રિ૦ તેજ મારવું; ચળકવું
**ઝળકાટ** પું૦ ઝળકવું તે
**ઝંઝાવાત** પું૦ ઝંઝાનિલ
**ઝાટકણી** સ્ત્રી૦ [લા.] સખત ઠપકો
**ઝુકાવવું** સ૦ ક્રિ૦ ઝંપાલવવું; ચાહોમ કરવું
**ઝુલાવવું** અ૦ ક્રિ૦ 'ઝૂલવું'નું કર્મણિ રૂપ

## ટ

**ટટળવું** અ૦ ક્રિ૦ ટળવળવું; પીડાવું; ઝૂરવું
**ટપકવું** અ૦ ક્રિ૦ ટીપેટીપે નીચે પડવું; ચૂવું
**ટહુકવું** અ૦ ક્રિ૦ (મોર કે કોયલે) બોલવું
**ટહુકાર** પું૦ (કોયલ કે મોરનો) ટહુકો
**ટહેલવું** અ૦ ક્રિ૦ આંટા મારવા (૨) ગામમાં ટહેલ નાંખવી
**ટંકશાળ** સ્ત્રી૦ ચલણી સિક્કા પાડવાનું કારખાનું
**ટંટાખોર** વિ૦ ટંટો–કજિયો કરવાની આદતવાળું
**ટાપટીપ** સ્ત્રી૦ વ્યવસ્થા; સુઘડતા
**ટિંગાડ(-વ)વું** સ૦ ક્રિ૦ લટકાવવું; ભરવવું
**ટીકાકાર** પું૦ ટીકા કરનાર; વિવેચક
**ટોપીવાળો** પું૦ યુરોપિયન; ગોરો
**ટોળબાજી** સ્ત્રી૦ ઠઠ્ઠામશ્કરી

## ઠ

**ઠકરાત** સ્ત્રી૦ ઠાકોરપણું (૨) શેઠાઈ
**ઠગબાજી** સ્ત્રી૦ ઠગાઈ; પ્રપંચ
**ઠગવિદ્યા** સ્ત્રી૦ ઠગવાની વિદ્યા–કળા (૨) ઠગબાજી
**ઠઠ્ઠાખોર** વિ૦ ઠઠ્ઠા મશ્કરી કરવાની આદતવાળો
**ઠઠ્ઠાબાજી** સ્ત્રી૦ ઠઠ્ઠામશ્કરી
**ઠરાવવું** સ૦ ક્રિ૦ નક્કી કરવું
**ઠસ્સાદાર** વિ૦ ઠસ્સાવાળું
**ઠાકોરજી** પું૦ દેવની વિષ્ણુની મૂર્તિ
**ઠાઠમાઠ** પું૦ ભપકો; શોભા
**ઠાવકાઈ** સ્ત્રી૦ ઠાવકાપણું
**ઠોંસાબાજી** સ્ત્રી૦ સામ સામે ઠોંસા મારવા તે

## ડ

**ડરામણી** સ્ત્રી૦ ધમકી; બીક; સતામણી
**ડહાપણ** ન૦ ડાહ્યાપણું; શાણપણ
**ડહોળવું** સ૦ ક્રિ૦ (પ્રવાહીને) હલાવવું
**ડંડાબાજી** સ્ત્રી૦ ડંડા–લાકડીની મારામારી
**ડામચિયો** પું૦ ગોદડાં વગેરે મૂકવાની ઘોડી
**ડામાડોળ** વિ૦ અસ્થિર; ડોલતું
**ડુબાવવું** સ૦ ક્રિ૦ ડુબાડવું
**ડુંગરાળ** વિ૦ જેમાં ઠેકઠેકાણે ડુંગરા હોય એવું
**ડોળઘાલુ** વિ૦ સ્ત્રી૦ દંભી; આડંબરવાળું

## ઢ

**ઢબદાર** વિ૦ ઢબવાળું
**ઢમઢોલ** વિ૦ ઢોલ જેવું ફૂલેલું
**ઢરડવું** સ૦ ક્રિ૦ ઢસડવું; ઘસડવું
**ઢસડવું** સ૦ ક્રિ૦ ઘસડવું (૨) [લા.] વેઠ ઉતારવી
**ઢસરડો** પું૦ ઢસડવાથી થયેલો ઘસરકો
**ઢંકાયેલું** ન૦ બંધ; ઢાંકેલું (૨) ગુપ્ત; અણપરખ્યું
**ઢંગધડો** પું૦ ઠેકાણું
**ઢંઢોળવું** સ૦ ક્રિ ખૂબ હલાવવું
**ઢાંકણિયું** વિ૦ ઢાંકે એવું
**ઢીંકાપાટુ** સ્ત્રી૦; ન૦ જુઓ ઢીંકાપાટુ
**ઢીંચણિયું** ન૦ ઢીંચણ નીચે મૂકવાનું ટેકણ

## ત

**તકદીર** ન૦ નસીબ
**તકરાર** સ્ત્રી૦ કજિયો; ટંટો
**તકલા(–લે)દી** વિ૦ ટકાઉ નહિ તેવું–નાજુક
**તકલીફ** સ્ત્રી૦ તસ્દી; કષ્ટ
**તકસીર** સ્ત્રી૦ ભૂલ; કસૂર
**તકેદારી** સ્ત્રી૦ ચાંપ; જાપતો; દેખરેખ
**તખલ્લુસ** ન૦ ઉપનામ
**તજવીજ** સ્ત્રી૦ તપાસ; શોધ
**તડજોડ** સ્ત્રી૦ સમાધાન
**તડામાર** અ૦ ધમધોકાર; ઝપાટાબંધ
**તણ(–ર)ખલું** ન૦ તરણું; ઘાસની સળી
**તત્ત્વજ્ઞાન** ન૦ તત્ત્વ સંબંધી જ્ઞાન; ફિલસૂફી
**તપખીર** સ્ત્રી૦ છીંકણી
**તપાવવું** સ૦ ક્રિ૦ તપવવું
**તપાસવું** સ૦ ક્રિ૦ શોધવું; ખોળવું
**તપોબલ(–ળ)**ન૦ તપનું બળ; તપનો પ્રભાવ
**તપોભૂમિ** સ્ત્રી૦ તપથી પવિત્ર થયેલી ભૂમિ
**તફાવત** પું૦ ફરક
**તબલચી** પું૦ તબલાં–નરઘાં વગાડનાર
**તબિયત** સ્ત્રી૦ મનની સ્થિતિ—મિજાજ
**તરકટ** ન૦ પ્રપંચ; કાવતરું
**તરગાળો** પું૦ ગાવા નાચવાનો ધંધો કરનાર એક ન્યાતનો માણસ
**તરજૂમો** પું૦ ભાષાંતર
**તરફેણ** સ્ત્રી૦ પક્ષ (૨) તરફદારી

**તરબૂચ** ન૦ તડબૂચ
**તર(-લ)વાર** સ્ત્રી૦ સમશેર; ખડ્ગ
**તરુવર** ન૦ મોટું ઝાડ
**તર્કવાદ** પું૦ તર્કને આધારે સ્થાપેલો વાદ
**તર્કશાસ્ત્ર** ન૦ ન્યાયશાસ્ત્ર; 'લૉજિક'
**તલભાર** વિ૦ તલ જેટલું; સહેજ (૨) અ૦ તલપૂર
**તલમાત્ર** વિ૦ (૨) અ૦ જુઓ તલભાર
**તલસાટ** પું૦ આતુરતા; તરફડાટ
**તવંગર** વિ૦ પૈસાદાર
**તવારીખ** સ્ત્રી૦ ઇતિહાસ
**તસવીર** સ્ત્રી૦ છબી; ચિત્ર
**તહકુબી** સ્ત્રી૦ તહકુબ રાખવું તે; મોકૂફી
**તહેનાત** સ્ત્રી૦ સેવાચાકરી; તાબેદારી
**તહેવાર** પું૦ ટાણું; ખુશાલીનો દિવસ
**તહોમત** ન૦ આરોપ; આળ
**તંદુરસ્તી** સ્ત્રી૦ આરોગ્ય
**તાજપોશી** સ્ત્રી૦ ગાદીએ આવવાની ક્રિયા
**તાજેતર** વિ૦ તાજેતાજું; તરતનું
**તાડપત્ર** ન૦ તાડનું પાંદડું; તાડછું
**તાબેદાર** વિ૦ હુકમમાં રહેનારું (૨) પરાધીન
**તારવણી** સ્ત્રી૦ તારવવું તે (હિસાબને)
**તાલબંધ** વિ૦ પદ્ધતિસર
**તાલાવેલી** સ્ત્રી૦ આતુરતા; ચટપટી
**તાલેવંત** વિ૦ નસીબદાર (૨) તવંગર
**તાલેવાન** વિ૦ ભાગ્યશાળી (૨) પૈસાદાર
**તિરસ્કાર** પું૦ તુચ્છકાર; અનાદર; ધિક્કાર
**તીરંદાજ** વિ૦ નિશાનબાજ
**તીર્થયાત્રા** સ્ત્રી૦ તીર્થોની યાત્રા
**તુચ્છકાર** પું૦ અનાદર; તિરસ્કાર
**તૃષાતુર** વિ૦ તરસથી વ્યાકુળ; તરસ્યું
**તેજસ્વિતા** સ્ત્રી૦ તેજસ્વીપણું
**તોછડાઈ** સ્ત્રી૦ તોછડાપણું

## થ

**થડકારો** પું૦ થડકવાનો અવાજ
**થપડાક** સ્ત્રી૦ લપડાક; તમાચો
**થાણદાર** પું૦ થાણાનો અમલદાર; ફોજદાર
**થોકબંધ** વિ૦ જથાબંધ; પુષ્કળ

## દ

**દગડાઈ*** સ્ત્રી૦
**દગાખોર** વિ૦ જુઓ દગાબાજ
**દગાબાજ** વિ૦ દગો કરનાર
**દફતર** ન૦ કામકાજનાં કાગળિયાં, (૨) પાકીટ
**દબદબો** પું૦ ઠાઠમાઠ; ભપકો; દમામ
**દબામણી** સ્ત્રી૦ દબાણ (૨) દાબ
**દયાનિધિ** પું૦ દયાનો ભંડાર—ઈશ્વર
**દયાભાવ** પું૦ દયાનો ભાવ; રહેમનજર
**દયામણું** વિ૦ દયા આવે એવું
**દરખાસ્ત** સ્ત્રી૦ અરજી (૨) પ્રસ્તાવ
**દરજણ** સ્ત્રી૦ દરજીની સ્ત્રી
**દરબાર** પું૦; સ્ત્રી૦ રાજસભા (૨) પું૦ રાજા
**દરમાયો** પું૦ માસિક પગાર
**દરમ્યાન** અ૦ દરમિયાન
**દરરોજ** અ૦ રોજ; હંમેશ
**દરવાજો** પું૦
**દરિયાઈ** વિ૦ દરિયાનું, ને લગતું
**દવાખાનું** ન૦ ઔષધાલય
**દવાદારૂ** ન૦ ઓસડવેસડ
**દસકત** પું૦ દસ્કત; અક્ષર; હરફ (૨) અક્ષરની લખાવટ (હાથની) (૩) સહી
**દસ્તાવેજ** પું૦ લેણદેણ સંબંધી લખત
**દહેશત** સ્ત્રી૦ બીક; ભય
**દળદર** ન૦ દરિદ્રતા; ગરીબી
**દળદાર** વિ૦ દળવાળું; જાડું (૨) ભારે
**દંડવત્** અ૦ દંડની પેઠે લાંબા પડીને; સાષ્ટાંગ
**દંડાબાજ** વિ૦ દંડાબાજી કરવાની ટેવવાળું
**દંતકથા** સ્ત્રી૦ મુખપરંપરાથી ચાલતી આવેલી વાર્તા
**દાણચોકી** સ્ત્રી૦ જકાતઘર; ટોલ લેવાની જગા
**દાણચોરી** સ્ત્રી૦ દાણ ભરવાનું ચુકાવવું તે
**દાણલીલા** સ્ત્રી૦ દૂધ દહીં વેચનારી ગોપીઓ પાસે દાણ લેવાની કૃષ્ણે કરેલી લીલા
**દાણાપીઠ** સ્ત્રી૦ દાણાબજાર; કણપીઠ
**દાતરડું** ન૦ ઘાસ કાપવાનું એક ઓજાર

**દાદાગીરી** સ્ત્રી૦ જબરદસ્તી
**દાનવીર** પું૦ દાન કરવામાં પાછી પાની ન કરે એવો માણસ
**દારૂખાનું** ન૦ આતસબાજીની ચીજ
**દારૂગોળો** પું૦ દારૂ, ગોળા વગેરે યુદ્ધનો સામાન
**દારૂડિયો** પું૦ દારૂનો વ્યસની
**દારૂબંધી** સ્ત્રી૦ દારૂની બંધી
**દાવાનલ(-ળ)** પું૦ દવ
**દિગંબર** વિ૦ નગ્ન
**દિનચર્યા** સ્ત્રી૦ રોજનું કામકાજ
**દિનરાત** અ૦ દિવસે અને રાત્રે
**દિલગીર** વિ૦ નાખુશ; અપ્રસન્ન
**દિલદાર** વિ૦ પ્રાણપ્રિય
**દિલબર** સ્ત્રી૦ માશૂક
**દિલસોજ** વિ૦ લાગણીવાળું; સમભાવી
**દિલાવર** વિ૦ મોટા મનનું; ઉદાર
**દીનાનાથ** પું૦ ગરીબનો બેલી
**દીપમાળ** સ્ત્રી૦ મંદિર આગળ દીવાઓ ગોઠવી કરેલો મિનારો
**દીપાવલિ(-લી)** સ્ત્રી૦ દિવાળી
**દીર્ઘદૃષ્ટિ** સ્ત્રી૦ (૨) વિ૦ અગમબુદ્ધિ
**દીર્ઘાયુષી** વિ૦ લાંબા આવરદાવાળું
**દીવાદાંડી** સ્ત્રી૦ જતાંઆવતાં વહાણને ચેતવવા માટે સમુદ્રમાં ખડક ઉપર બાંધેલો દીવાવાળો મિનારો
**દીવાબત્તી** સ્ત્રી૦ દીવા વગેરે
**દીવાસળી** સ્ત્રી૦
**દુકાળિયું** વિ૦ દુકાળ વેઠતું; ભૂખે મરતું
**દુખિયારું** વિ૦ દુખી
**દુરાગ્રહ** પું૦ ખોટો આગ્રહ
**દુરાચાર** પું૦ ખોટો—અનીતિયુક્ત આચાર
**દુઃખકર** વિ૦ દુઃખ કરનારું
**દુઃખમય** વિ૦ દુઃખથી ભરેલું
**દૂધપાક** પું૦ દૂધ અને ચોખાની એક વાની
**દૂબળાઈ** સ્ત્રી૦ દૂબળાપણું; દુર્બળતા
**દૂરબીન** ન૦ દૂરદર્શકયંત્ર
**દૃષ્ટિપાત** પું૦ નજર પડવી–જોવું તે
**દેખાડવું** સ૦ ક્રિ૦ 'દેખવું' નું પ્રેરક રૂપ
**દેખાદેખી** સ્ત્રી૦ અનુકરણ (૨) અ૦ જોઈ જોઈને
**દેણદાર** વિ૦ દેવાદાર
**દેરાસર** ન૦ દેવમંદિર (ખાસ કરીને જૈન)
**દેવતાઈ** વિ૦ દૈવી; અલૌકિક
**દેવદૂત** પું૦ દેવનો દૂત
**દેવવાણી** સ્ત્રી૦ આકાશવાણી
**દેવસેવા** સ્ત્રી૦ દેવની–મૂર્તિની પૂજા વગેરે
**દેવાલય** ન૦ દેવમંદિર; દેરું
**દેવાળિયું** વિ૦ દેવાળું કાઢનારું; નાદાર
**દેવાંગના** સ્ત્રી૦ દેવની સ્ત્રી (૨) અપ્સરા
**દેશકાલ(-ળ)** પું૦ ચાલતો રીતરિવાજ
**દેશદાઝ** સ્ત્રી૦ દેશની લાગણી
**દેશદ્રોહ** પું૦ દેશ પ્રત્યે બેવફાઈ
**દેશપાર** અ૦ દેશની બહાર (દેશનિકાલ)
**દેશપ્રેમ** પું૦ દેશને માટે પ્રેમ
**દેશબંધુ** પું૦ દેશભાઈ
**દેશવટો** પું૦ દેશાટન
**દેશસેવા** સ્ત્રી૦ દેશની સેવા
**દેશાવર** પું૦ પરદેશ
**દેહધર્મ** પું૦ શરીરના ગુણધર્મ
**દોડધામ** સ્ત્રી૦ દોડાદોડ
**દોરવણી** સ્ત્રી૦ દોરવવું તે (૨) શિખવણી

## ધ

**ધકેલવું** સ૦ ક્રિ૦ ધક્કો મારવો
**ધણિયાણી** સ્ત્રી૦ વહુ (૨) માલિક સ્ત્રી
**ધનધાન્ય** ન૦ ધન અને ધાન્ય
**ધનપતિ** પું૦ (સં.) કુબેર
**ધનવંત** વિ૦ ધનવાન
**ધનવાન** વિ૦ પૈસાદાર
**ધનહિન** વિ૦ ધન વિનાનું; ગરીબ
**ધન્યવાદ** પું૦ શાબાશી
**ધર્મક્ષેત્ર** ન૦ પવિત્ર સ્થળ–ધામ
**ધર્મપંથ** પું૦ ધર્મપથ
**ધર્મયુદ્ધ** ન૦ ધર્મ ખાતર કરેલું યુદ્ધ
**ધર્માંધતા** સ્ત્રી૦
**ધંધાદારી** વિ૦ ધંધાદાર (૨) સ્ત્રી૦ ધંધો
**ધાડપાડુ** પું૦ ધાડ પાડનારો લૂંટારો
**ધામધૂમ(-)મી)** સ્ત્રી૦
**ધારદાર** વિ૦ ધારવાળું

**ધારાશાસ્ત્રી** પું૦ કાયદાનો પંડિત; વકીલ
**ધારાસભા** સ્ત્રી૦ કાયદા ઘડનારી સભા
**ધાંધલિ(-ળિ)યું** વિ૦ ધાંધલ કરનારું
**ધીરધાર** સ્ત્રી૦ લેવડદેવડ
**ધુરંધર** વિ૦ શ્રેષ્ઠ (૨) અગ્રેસર
**ધૂમકેતુ** પું૦ પૂંછડિયો તારો
**ધૂમ્રપાન** ન૦ બીડી પીવી તે
**ધૂળધાણી** સ્ત્રી૦ ખરાબી; બરબાદી
**ધૂળધોયો** પું૦ સોના ચાંદીની રજ શોધવા ધૂળ ધોનાર
**ધોધમાર** અ૦ પુષ્કળ; મોટી ધારાઓમાં

## ન

**નકારવું** સ૦ ક્રિ૦ ના પાડવી
**નકો(-કો)રડો** વિ૦ પું૦ કશું ખાધા વિનાનો (ઉપવાસ)
**નખરાળું** વિ૦ નખરાં કરનાર
**નખશિખ** અ૦ પગથી માથા સુધી
**નજદીક** અ૦ પાસે; નજીક
**નડતર** ન૦ હરકત (૨) વળગાડ
**નપાણિયું** વિ૦ પાણી વિનાનું
**નપુંસક** વિ૦ પુરુષત્વ વિનાનું
**નફટાઈ** સ્ત્રી૦ બેશરમી
**નફરત** સ્ત્રી૦ તિરસ્કાર; ઘૃણા
**નફાખોરી** સ્ત્રી૦ બહુ જ નફો ખાવો તે
**નબળાઈ** સ્ત્રી૦ અશક્તિ; કમજોરી
**નભાવવું** સ૦ ક્રિ૦ પોષવું (૨) ચલાવી લેવું
**નમસ્કાર** પું૦ નમન; વંદન
**નરદમ** વિ૦ શુદ્ધ (૨) અ૦ તદ્દન
**નરપતિ** પું૦ રાજા
**નરપશુ** પું૦ પશુના જેવો માણસ
**નરમાઈ** સ્ત્રી૦ + નરમપણું; નમ્રતા
**નરમાદા** ન૦ બ૦ વ૦ નર અને માદા
**નરમાશ** સ્ત્રી૦ નરમપણું; નમ્રતા
**નરસાઈ** સ્ત્રી૦ નરસાપણું
**નરાધમ** પું૦ અધમ-નીચ આદમી
**નરાધિપ** પું૦ રાજા
**નવટાંક** વિ૦ શેરના આઠમા ભાગ જેટલું
**નવતર(-રું)** વિ૦ નવું
**નવનીત** ન૦ માખણ
**નવરાઈ(-શ)** સ્ત્રી૦ ફુરસદ
**નવરાત(-ત્રિ,-ત્રી)** સ્ત્રી૦ નોરતાં
**નવલિકા** સ્ત્રી૦ નાની નવલકથા
**નવાજવું** સ૦ ક્રિ૦ વધાવવું (૨) ભેટ આપવી
**નવાજિશ** સ્ત્રી૦ કૃપા (૨) બક્ષિસ
**નવા(-વી)જૂની** સ્ત્રી૦ જાણવા જેવા સમાચાર
**નવારસ(-સુ,-સું)** વિ૦ વારસ વગરનું
**નવેસર** અ૦ ફરીથી શરૂ કરીને
**નશાખોર** વિ૦ નશામાં ચકચૂર રહેનારું
**નશાબાજ** વિ૦ જુઓ નશાખોર
**નસકોરી** સ્ત્રી૦ નસકોરામાંની કૂમળી ચામડી
**નસંતાન** વિ૦ વાંઝિયું
**નસિયત** સ્ત્રી૦ શીખ (૨) સજા
**નહીંતર** અ૦ નહિ તો
**નંદવાવું** અ૦ ક્રિ૦ ભાગવું (કાચની વસ્તુનું)
**નાઈલાજ** વિ૦ ઈલાજ વગરનું; લાચાર
**નાઉમેદ** વિ૦ નિરાશ
**નાકબૂલ** વિ૦ નામંજૂર
**નાકૌવત** વિ૦ અશક્ત; કમજોર
**નાજનીન** સ્ત્રી૦ પ્રિયા (૨) ખૂબસૂરત સ્ત્રી
**નાણાવટ** સ્ત્રી૦ નાણાબજાર
**નાતજાત** સ્ત્રી૦ જ્ઞાતિ અને જાતિ
**નાદુરસ્ત** વિ૦ માંદું
**નાનકડું** વિ૦ નાનું
**નામચીન** વિ૦ નામીચું
**નામઠામ** ન૦ નામ અને ઠામ; સરનામું
**નામદાર** વિ૦ મશહૂર (૨) માનવંત
**નામર્દાઈ** સ્ત્રી૦ બાયલાપણું
**નામવર** વિ૦ પ્રખ્યાત
**નામંજૂર** વિ૦ નાકબૂલ
**નામાંકિત** વિ૦ પ્રખ્યાત
**નારિ(-ળિ)યેળ** ન૦ શ્રીફળ
**નાલાયક** વિ૦ અયોગ્ય
**નાશવંત** વિ૦ નાશ પામે તેવું; નશ્વર
**નાસ્તિકતા** સ્ત્રી૦ નાસ્તિકપણું
**નિખાલસ** વિ૦ ખુલ્લા-શુદ્ધ દિલનું
**નિચોવવું** સ૦ ક્રિ૦ દબાવીને પાણી બહાર કાઢવું
**નિદ્રાવશ** વિ૦ નિદ્રાને આધીન-ઊંઘતું
**નિભાવવું** સ૦ ક્રિ૦ ચલાવી લેવું

**નિમંત્રણ** ન૦ આમંત્રણ; નોતરું
**નિયમિત** વિ૦ મુકરર કરેલું (૨) નિયમબદ્ધ
**નિરધાર** અ૦ નક્કી
**નિરર્થક** વિ૦ નકામું
**નિરંકુશ** વિ૦ અંકુશ વગરનું
**નિરાધાર** વિ૦ આધાર વગરનું
**નિરાશ્રિત** વિ૦ નિરાધાર
**નિરાહાર(-રી)** વિ૦ ભૂખ્યું
**નિરીક્ષક** પું૦ નિરીક્ષણ કરનાર માણસ
**નિરીક્ષણ** ન૦ અવલોકન
**નિરુત્તર** વિ૦ જવાબ વગરનું
**નિરુત્સાહ** પું૦ ઉત્સાહનો અભાવ; નાઉમેદી
**નિરુદ્યમી** વિ૦ ઉદ્યમ વગરનું; આળસુ
**નિરુપાય** વિ૦ ઉપાય વગરનું; લાચાર
**નિર્જનતા** સ્ત્રી૦ ઉજ્જડતા
**નિર્જીવતા** સ્ત્રી૦ અચેતનતા
**નિર્દયતા** સ્ત્રી૦ નિર્દયપણું
**નિર્દોષતા** સ્ત્રી૦ નિરપરાધીતા
**નિર્ભયતા** સ્ત્રી૦ નીડરતા
**નિર્મલ(-ળ)તા** સ્ત્રી૦ સ્વચ્છતા
**નિવારણ** ન૦ વારવું તે; દૂર કરવું તે
**નિશદિન** અ૦ રાતદિવસ; અહોરાત્ર
**નિશાચર** પું૦ રાક્ષસ (૨) ભૂત (૩) ચોર
**નિષ્કંટક** વિ૦ કાંટા વગરનું
**નિષ્ઠુરતા** સ્ત્રી૦ નિર્દયતા
**નિસરણી** સ્ત્રી૦ સીડી
**નિંદાપાત્ર** વિ૦ નિંદ્ય
**નીડરતા** સ્ત્રી૦ નિર્ભયતા
**નીતિમાન** વિ૦ નીતિવાળું
**નીરસતા** સ્ત્રી૦ નવિનતા
**નુકસાન** ન૦ હાનિ; ગેરફાયદો
**નૂતનતા** સ્ત્રી૦ નવિનતા
**નૃત્યકાર** પું૦ નાચનાર
**નૈસર્ગિક** વિ૦ કુદરતી
**નૌકાફોજ** સ્ત્રી૦ નૌકાસૈન્ય
**નૌકાસૈન્ય** ન૦ દરિયાઈ લશ્કર
**નૌજવાન** પું૦ નવયુવક
**ન્યાયશાસ્ત્ર** ન૦ ન્યાયદર્શન
**ન્યાયાધીશ** પું૦ ન્યાય આપનાર અમલદાર
**ન્યાયાસન** ન૦ ન્યાયાધીશને બેસવાનું સ્થાન

## પ

**પકડવું** સ૦ ક્રિ૦ ઝાલવું
**પકવાન** ન૦ જુઓ પકવાન્ન
**પકવાન્ન** ન૦ તળીને બનાવેલી મીઠાઈ
**પક્ષકાર** વિ૦ (૨) પું૦ પક્ષ કરનાર
**પક્ષપાત** પું૦ વગ; તરફદારી
**પક્ષાઘાત** પું૦ લકવો
**પગથિયું** ન૦
**પગભર** વિ૦ બીજાના આશ્રય વગર ટકી રહે તેવું
**પગરખું** ન૦ ખાસડું
**પગરવ** પું૦ પગનો અવાજ
**પચરંગ** વિ૦ પાંચ રંગવાળું
**પજવણી** સ્ત્રી૦ પજવવું તે; હલાકી
**પટરાણી** સ્ત્રી૦ રાજાની મુખ્ય રાણી
**પટલાણી** સ્ત્રી૦ પટેલની સ્ત્રી
**પટાબાજ** વિ૦ પટા ખેલી જાણનાર
**પટાવાળો** પું૦ નોકર; ચપરાસી
**પટેલાઈ** સ્ત્રી૦ પટલાઈ
**પડકાર(-રો)** પું૦ મોટા સાદથી સંબોધન; આહ્વાન
**પડઘમ** સ્ત્રી૦; ન૦ ઢોલ જેવું વાદ્ય
**પડ(-ર)છંદો** પું૦ પડઘો
**પડછાયો** પું૦ ઓળો (૨) પ્રતિબિંબ
**પડતર** વિ૦ નફો ચડાવ્યા વિનાનું (૨) ખેડયા વિનાનું (૩) વેચાયા વગર પડી રહેલું (૪) ખુલ્લું; ઈમારત વિનાનું
**પડોશણ** સ્ત્રી૦ પાડોશણ
**પતરાજ(-જી)** સ્ત્રી૦ બડાઈ
**પતરાળી** સ્ત્રી૦ પતરાવળ (૨) ભાણું
**પતિવ્રતા** વિ૦ સ્ત્રી૦ (૨) સ્ત્રી૦ સતી
**પદભ્રષ્ટ** વિ૦ અધિકારથી દૂર થયેલો
**પમરાટ** પું૦ મહેક; ખુશબો
**પરગજુ** વિ૦ પરોપકારી
**પરગામ** ન૦ બીજું ગામ
**પરણવું** સ૦ ક્રિ૦ લગ્ન કરવું
**પરતંત્ર** વિ૦ પરવશ; પરાધીન
**પરદુઃખ** ન૦ પારકાનું દુઃખ
**પરદેશ** પું૦ પારકો દેશ

**પરદેશી** વિ૦ પારકા દેશનું
**પરધન** ન૦ પારકું ધન
**પરધર્મ** પું૦ બીજાનો ધર્મ
**પરનાર** સ્ત્રી૦ બીજાની સ્ત્રી
**પરપોટો** પું૦ હવા ભરાવાથી પ્રવાહીમાં થતો ફુક્કો–બુદ્‌બુદ
**પરભવ** પું૦ બીજો અવતાર
**પરમાત્મા** પું૦ પરમેશ્વર
**પરમાર્થ** પું૦ પરોપકાર
**પરલોક** પું૦ મૃત્યુ પછી જ્યાં જવાનું થાય છે તે સ્વર્ગ વગેરે બીજા લોક
**પરવશ** વિ૦ પરાધીન
**પરવાનો** પું૦ રાજાનો લેખી હુકમ
**પરસાળ** સ્ત્રી૦ પડસાળ
**પરસેવો** પું૦ ચામડીનાં છિદ્રોમાંથી નીકળતું પાણી
**પરસ્પર** અ૦ એકબીજાને; અરસપરસ
**પરહેજ** વિ૦ બંધનમાં પડેલું; કેદી
**પરહેજી** સ્ત્રી૦ કેદ (૨) કરી
**પરંપરા** સ્ત્રી૦ ચાલતો આવેલો રિવાજ
**પરાક્રમ** ન૦ બહાદુરી; શૂરાતન
**પરાજય** પું૦ હાર
**પરાધીન** વિ૦ પરતંત્ર
**પરાભવ** પું૦ પરાજય
**પરિચય** પું૦ ઓળખાણ (૨) સહવાસ
**પરિચિત** વિ૦ ઓળખીતું
**પરિણામ** પું૦; ન૦ અંત; નતીજો
**પરિણીત** વિ૦ પરણેલું
**પરિતાપ** પું૦ તાપ; સંતાપ
**પરિપૂર્ણ** વિ૦ ભરપૂર
**પરિબળ** ન૦ જોર
**પરિસીમા** સ્ત્રી૦ હદ
**પરિહાસ** પું૦ મશ્કરી
**પરીક્ષક** પું૦ પરીક્ષા કરનાર
**પર્ણકુટિ(–ટી)** સ્ત્રી૦ ઝૂંપડી
**પર્યુષણ** ન૦ પજુસણ
**પલકારો** પું૦ આંખનું પલકવું તે (૨) ઝબકારો
**પલટણ(–ન)** સ્ત્રી૦ લશ્કરની ટુકડી
**પલાયન** ન૦ નાસી જવું તે
**પવિત્રતા** સ્ત્રી૦ શુદ્ધતા
**પશ્ચાત્તાપ** પું૦ પસ્તાવો
**પહેરણ** ન૦ કુડતું; બદન (૨) પહેરવાની રીત
**પહેરવું** સ૦ ક્રિ૦ શરીર ઉપર ધારણ કરવું
**પહો(–હોં)ચવું** અ૦ ક્રિ૦ (ધારેલા ઠેકાણે) જવું
**પંચનામું** ન૦ પંચ સમક્ષ કરેલી તપાસણીની નોંધ
**પંચાતિયું** વિ૦ પંચાત કરનારું (૨) પંચાતખોર
**પંચાયત** સ્ત્રી૦ પંચાત કરનારી મંડળી
**પંડિતાઈ** સ્ત્રી૦ વિદ્વત્તા; સાક્ષરતા
**પંપાળવું** સ૦ ક્રિ૦ વહાલથી હાથ ફેરવવો
**પાટીદાર** પું૦ જમીનદાર; વતનદાર
**પાઠશાલા(–ળા)** સ્ત્રી૦ નિશાળ
**પાડોશણ** સ્ત્રી૦ પડોશણ
**પાણિયારી** સ્ત્રી૦ પાણી ભરનારી
**પાણિયારું** ન૦ ઘરમાં પાણીનાં વાસણ રાખવાની જગા
**પાણીદાર** વિ૦ પાણીવાળું; તેજ
**પાદશાહ** પું૦ બાદશાહ; સમ્રાટ
**પાનખર** સ્ત્રી૦ જેમાં પાન ખરે છે એ ઋતુ
**પાનદાની** સ્ત્રી૦ પાનદાન
**પાનબીડી** સ્ત્રી૦ પાનનું બીડું
**પાપભીરુ** વિ૦ પાપથી ડરનારું
**પામરતા** સ્ત્રી૦ તુચ્છતા
**પાયદળ** ન૦ પગપાળું લશ્કર
**પાયમાલ** વિ૦ છેક દુર્દશામાં આવી પડેલું; ખુવાર
**પારખવું** સ૦ ક્રિ૦ પરીક્ષા કરવી
**પારસલ** ન૦ ટપાલ કે રેલવે મારફત મોકલવાનું પોટકું
**પારંગત** વિ૦ પૂરેપૂરું માહિતગાર
**પારાવાર** વિ૦ અપાર; પુષ્કળ
**પાવરધું** વિ૦ કુશળ
**પીતાંબર** ન૦ પીળું રેશમી અબોટિયું
**પીરસવું** સ૦ ક્રિ૦ જમવા માટે ભાણામાં મૂકવું
**પીંજારણ** સ્ત્રી૦ પીંજારાની વહુ
**પુણ્યવાન** વિ૦ પુણ્યદાન કરનારું; ધર્મિષ્ઠ
**પુત્રવધૂ** સ્ત્રી૦ પુત્રની વહુ
**પુનરુક્તિ** સ્ત્રી૦ એકની એક વાત ફરીને કહેવી તે
**પુનર્જન્મ** પું૦ ફરી જન્મવું તે; નવો જન્મ
**પુનર્લગ્ન** ન૦ પુનર્વિવાહ
**પુરવાર** વિ૦ સાબિત
**પુરાતન** વિ૦ પ્રાચીન
**પુરુષાર્થ** પું૦ ઉદ્યોગ
**પૂજનીય** વિ૦ પૂજ્ય
**પૂજારણ** સ્ત્રી૦ પૂજા કરનાર સ્ત્રી
**પૂરપાટ** અ૦ અત્યંત વેગથી

**પૂર્વજન્મ** પું૦ આ જન્મ પહેલાંનો જન્મ
**પેશકશી** સ્ત્રી૦ ખંડણી
**પૈસાદાર** વિ૦ ધનવાન
**પોખરાજ** પું૦ પીળા રંગનું એક રત્ન
**પ્રકરણ** ન૦ પ્રસંગ; વિષય (૨) ગ્રંથનો વિભાગ
**પ્રકાશક** વિ૦ પ્રકાશ કરનારું
**પ્રકાશન** ન૦ પ્રસિદ્ધ કરેલો ગ્રંથ
**પ્રકાશવું** અ૦ ક્રિ૦ ચળકવું
**પ્રકાશિત** વિ૦ પ્રકાશવાળું
**પ્રચારક** પું૦ પ્રચાર કરનાર
**પ્રજાકીય** વિ૦ પ્રજાનું–ને લગતું
**પ્રજાતંત્ર** ન૦ પ્રજાસત્તાક રાજ્યતંત્ર; 'રીપબ્લિક'
**પ્રણાલિકા** સ્ત્રી૦ રૂઢિ; પદ્ધતિ
**પ્રતિ(–તી)કાર** પું૦ વિરોધ (૨) બદલો
**પ્રતિકૂલ(–ળ)** વિ૦ વિરુદ્ધ; ઊલટું
**પ્રતિનિધિ** પું૦—ને બદલે,–ના તરફથી કામ કરવા નિયુક્ત કરેલો માણસ
**પ્રતિપક્ષ** પું૦ સામેનો પક્ષ
**પ્રતિબિંબ** ન૦ પડછાયો
**પ્રતિરોધ** પું૦ અટકાવ; રોકાણ
**પ્રતિષ્ઠિત** વિ૦ પ્રતિષ્ઠાવાળું
**પ્રતિ(–તી)હાર** પું૦ દ્વારપાળ
**પ્રદક્ષિણા** સ્ત્રી૦ કોઇ પણ વસ્તુ કે વ્યક્તિને જમણી બાજૂ રાખી તેની આસપાસ ફરવું તે
**પ્રદર્શન** ન૦ હુન્નર, વિદ્યા, કળા વગેરેનાં દશ્યોને જાહેરમાં જોવા મૂકવાની યોજના
**પ્રભાતિયું** ન૦ સવારમાં ગાવાનું પદ
**પ્રમાણિક** વિ૦ સાચું; ઇમાનદાર
**પ્રયોજન** ન૦ સબબ; હેતુ
**પ્રલોભન** ન૦ ભારે લાલચ
**પ્રવચન** ન૦ વ્યાખ્યાન
**પ્રવીણતા** સ્ત્રી૦ કુશળતા
**પ્રશંસક** વિ૦ વખાણનાર
**પ્રસન્નતા** સ્ત્રી૦ સંતુષ્ટતા
**પ્રસ્તાવના** સ્ત્રી૦ ઉપોદ્‌ઘાત; આમુખ
**પ્રહસન** ન૦ દુર્ગુણની ફજેતી કરનારું એક કે બે અંકનું હાસ્યરસપ્રધાન નાટક
**પ્રાચીનતા** સ્ત્રી૦
**પ્રાણનાથ** પું૦ પ્રિયતમ; પતિ
**પ્રાણવાન** વિ૦ પ્રાણવાળું
**પ્રાથમિક** વિ૦ આરંભનું
**પ્રાયશ્ચિત** ન૦ પાપના નિવારણ માટેનું તપ
**પ્રિયતમ** પું૦ કાન્ત (૨) પતિ
**પ્રિયતમા** સ્ત્રી૦ કાંતા; પ્રિયા (૨) પત્ની
**પ્રેતલોક** પું૦ પ્રેતોને રહેવાનો લોક
**પ્રેમપત્ર** ન૦ પ્રેમ દર્શાવતો પત્ર
**પ્રેમપાશ** પું૦ પ્રેમરૂપી બંધન
**પ્રેમરસ** પું૦ પ્રેમરૂપી રસ
**પ્રોત્સાહન** ન૦ ખૂબ ઉત્સાહ આપવો તે
**પ્રૌઢપણું** ન૦ આધેડપણું

## ફ

**ફટાકડો** પું૦ ટેટો; એક દારૂખાનું
**ફરમાન** ન૦ હુકમ (૨) સનદ
**ફરમાશ(–સ)** સ્ત્રી૦ હુકમ; ઉપરીની સૂચના
**ફરસાણ** ન૦ હરકોઇ ફરસી વાની
**ફરિયાદ** સ્ત્રી૦ જુલમ કે અન્યાય સામેનો પોકાર
**ફરિયાદી** પું૦ ફરિયાદ કરનાર પુરુષ; વાદી
**ફલી(–ળી)ભૂત** વિ૦ સાર્થક (૨) ફળવાળું
**ફસાવવું** સ૦ ક્રિ૦ 'ફસવું'નું પ્રેરકરૂપ
**ફળદાયી** વિ૦ ફળ દેનારું (૨) ફાયદાકારક
**ફળદ્રુપ** વિ૦ રસાળ; સારો પાક—ફળ આપે એવું
**ફળાહાર** પું૦ ફળનો ખોરાક (૨) ફરાળ
**ફારગતી** સ્ત્રી૦ છુટકારો; મુક્તિ
**ફાળવણી** સ્ત્રી૦ વહેંચણી
**ફિલસૂફ** પું૦ તત્ત્વજ્ઞાની
**ફિશિ(–સિ)યારી** સ્ત્રી૦ બડાઈ; પતરાજી
**ફૂલણજી(–શી)** વિ૦ વખાણ કર્યાથી ફુલાઈ જાય તેવું
**ફેરફાર** પું૦ ફરક; તફાવત (૨) સુધારો
**ફોજદાર** પું૦ એક પોલીસ અમલદાર
**ફોજદારી** વિ૦ ગુના સંબંધી

